# કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ

## ચૂંટેલી કૃતિઓ

### ખંડ
### ૨



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

К. Маркс и Ф. Энгельс
ИЗБРАННЫЕ ПРОИЗВЕДЕНИЯ
Часть II
*на языке гуджарати*

**K. Marx. F. Engels**
SELECTED WORKS
**Part II**
*in Gujarati*



$M\ni\frac{0101010000—267}{014(01)—83}$ 333—83

**અનુક્રમણિકા**

## કાર્લ માર્ક્સ

## 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો'ની પ્રસ્તાવના[1]

મેં મૂડીવાદી અર્થકારણનું પરીક્ષણ નીચે મુજબના ક્રમમાં કર્યું છે: મૂડી, **જમીન-મિલકત**, **મજૂરી**, રાજ્ય, વિદેશ-વ્યાપાર, વિશ્વ બજાર. પહેલાં ત્રણ મથાળાં નીચે મેં ત્રણ મોટા વર્ગોના, આધુનિક મૂડીવાદી સમાજ જેમાં વિભાજિત છે એ વર્ગોના, જીવનના આર્થિક સંજોગોનું પરીક્ષણ કર્યું છે; બીજાં ત્રણ મથાળાંનો આંતરસંબંધ તો એક નજરે જ દેખીતો છે. પ્રથમ ગ્રંથના પ્રથમ વિભાગમાં મૂડીની છણાવટ કરવામાં આવી છે અને તેમાં નીચેનાં પ્રકરણો સામેલ છે: ૧. પણ્યો; ૨. નાણું, અથવા સાદું પરિચલન; ૩. સામાન્ય રૂપમાં મૂડી. પહેલાં બે પ્રકરણો આ ભાગમાં સામેલ છે. મારી સામે કુલ સામગ્રી લાંબા સમયાંતરે અલગ અલગ ગાળાઓમાં લખાયેલા નિબંધોના રૂપમાં છે. એ નિબંધો પ્રકાશન માટે નહિ પરંતુ મારા પોતાના વિચારોની સ્પષ્ટતા ખાતર લખાયા હતા, અને નિર્દેશિત યોજના મુજબ તેમના સુસંગત વિગતવાર નિરૂપણનો આધાર બહારના સંજોગો ઉપર રહેશે.

મેં ટપકાવી રાખેલી સામાન્ય ભૂમિકાને[2] અહીંયાં બકાત રાખવામાં આવી છે કારણ કે વધારે વિચાર કરતાં મને હજી સાબિત કરવાનાં પરિણામોની કોઈ પૂર્વધારણા અજુગતી લાગે છે, અને જે વાંચક મારા વિચારોને મુખ્યત્વે સમજવા માગતો હોય તેને વિશિષ્ટમાંથી સામાન્ય તરફ આરોહણ કરવાનો નિર્ધાર હોવો જોઈએ. બીજી તરફ, મારાં રાજકીય-આર્થિક પરીક્ષણોના ક્રમના સંબંધમાં થોડાક નિર્દેશો અહીંયાં સમુચિત લાગે છે.

હું કાયદાનો અભ્યાસ કરતો હતો પરંતુ એ વિષયની ઉપર મેં તત્ત્વજ્ઞાન અને ઇતિહાસની સાથે કેવળ ગૌણ વિષય તરીકે જ ધ્યાન આપ્યું હતું. ૧૮૪૨-૪૩ના વરસમાં «*Rheinische Zeitung*»ના[3] તંત્રી તરીકે મારે કહેવાતાં

ભૌતિક હિતોની ચર્ચાઓમાં ભાગ લેવો પડયો ત્યારે મને પહેલી વાર અકળામણની લાગણી થઈ. લાકડાંની ચોરીઓ અને જમીન-મિલકતના ભાગલાના સંબંધમાં રાઈનપ્રદેશની વિધાનસભાની કારવાઈઓ, એ વખતે રાઈન પ્રાંતના વડા અધિકારી હેર ફોન શાપેરે મોસેલના કિસાનોની હાલત વિશે *«Rheinische Zeitung»*ની વિરુદ્ધ શરૂ કરેલો સત્તાવાર વિવાદ, અને છેલ્લે મુક્ત વ્યાપાર તથા રક્ષણાત્મક જકાતની ચર્ચાઓએ મને આર્થિક સવાલોના અભ્યાસના પ્રથમ પ્રસંગો પૂરા પાડ્યા. બીજી તરફ, એ સમયે જ્યારે "આગળ ધપવાનો" નેક ઇરાદો વિષયની જાણકારી કરતાં ઘણો વધારે જોરદાર હતો ત્યારે *«Rheinische Zeitung»*માં ફ્રેંચ સમાજવાદ તથા સામ્યવાદનો દાર્શનિક દૃષ્ટિએ મંદ રણકતો પડઘો સંભળાવા લાગ્યો. મેં એવા અણઘડ વિચારોનો વિરોધ જાહેર કર્યો, પરંતુ સાથે સાથે જ *«Allgemeine Augsburger Zeitung»*[4] જોડેના વિવાદમાં નિખાલસતાથી એકરાર કરી લીધો કે મારા અગાઉના અભ્યાસો મને ફ્રેંચ વૃત્તિઓના અંતસ્તત્ત્વના સંબંધમાં કોઈ જાતનો ચોક્કસ અભિપ્રાય આપવાની હિંમત કરવાનીયે છૂટ નથી આપતા. તેને બદલે મેં જાહેર મંચ પરથી ખસી જઈને અભ્યાસના ક્ષેત્રમાં આશરો લેવાના ઇરાદે *«Rheinische Zeitung»*ના સંચાલકોના ભ્રમને આતુરતાથી અપનાવી લીધો. તેઓ માનતા હતા કે અખબાર તરફથી ઢીલું વલણ અપનાવવામાં આવે તો તેને કરવામાં આવેલી મોતની સજાના સંબંધમાં રાહત મેળવી શકાય.

મને સતાવતી શંકાઓના નિવારણ માટે મેં હાથમાં લીધેલું પ્રથમ કાર્ય હેગેલપંથી અધિકાર દર્શનની ટીકાત્મક સમીક્ષાનું હતું.* એ કૃતિની ભૂમિકા** ૧૮૪૪માં પૅરિસમાં *«Deutsch-Französische Jahrbücher»*માં[5] પ્રગટ થઈ હતી. મારા પરીક્ષણનું પરિણામ એવું આવ્યું કે કાનૂની સંબંધો તેમ જ રાજ્યનાં રૂપોની સમજણ ખુદ તેમની અંદરથી પણ મળે એમ નથી અને માનવ ચિત્તના કહેવાતા સામાન્ય વિકાસમાંથી પણ મળે એમ નથી, તેમનાં મૂળિયાં તો જીવનના ભૌતિક સંજોગોમાં છે, હેગેલે અઢારમી સદીના અંગ્રેજો તથા ફ્રાંસવાસીઓના ઉદાહરણને અનુસરીને જેની પૂરી સમગ્રતાને "સભ્ય

---

* K. Marx, *«Contribution to the Critique of Hegel's Philosophy of Right»*.

** K. Marx, *«Contribution to the Critique of Hegel's Philosophy of Right». Introduction.*



સમાજ" નામમાં સાંકળી લીધી છે એ સંજોગોમાં છે, પરંતુ એ સભ્ય સમાજની દેહરચનાની તલાશ રાજકીય અર્થશાસ્ત્રમાં કરવાની છે. રાજકીય અર્થશાસ્ત્રનું પરીક્ષણ મેં પૅરિસમાં શરૂ કર્યું હતું, અને મિસ્ટર ગીઝોના હદપારીના હુકમના પરિણામે મારે બ્રસેલ્સ જઈને રહેવું પડ્યું ત્યારે ત્યાં ચાલુ રાખ્યું. મેં જે સામાન્ય પરિણામ તારવ્યું, અને એક વાર તારવી લેવામાં આવ્યા પછી જેણે મારા અભ્યાસોમાં માર્ગદર્શક તંતુની કામગીરી બજાવી, તેનું સંક્ષિપ્ત નિરૂપણ નીચે મુજબ કરી શકાય: માનવીઓ પોતાના જીવનના સામાજિક ઉત્પાદનમાં એવા ચોક્કસ સંબંધોમાં સંકળાઈ જાય છે કે જે અનિવાર્ય, અને તેમની મંછાથી સ્વતંત્ર, હોય છે; ઉત્પાદનના એ સંબંધો તેમની ભૌતિક ઉત્પાદક શક્તિઓની ચોક્કસ કક્ષાને અનુરૂપ હોય છે. એ ઉત્પાદન સંબંધોની સમગ્રતા સમાજનું આર્થિક માળખું, વાસ્તવિક આધાર, બની રહે છે, કાનૂની તથા રાજકીય ઉપલું માળખું તેની ઉપર જ રચાય છે, અને સામાજિક ચેતનાનાં ચોક્કસ રૂપો તેને જ અનુરૂપ હોય છે. ભૌતિક જીવનના ઉત્પાદનની રીત જ સામાન્ય રૂપે સામાજિક, રાજકીય, તથા બૌદ્ધિક જીવનની પ્રક્રિયાને નિર્ધારિત કરતી હોય છે. માનવીઓની ચેતના તેમની હસ્તીને નિર્ધારિત નથી કરતી પરંતુ એથી ઊલટું તેમની સામાજિક હસ્તી જ તેમની ચેતનાને નિર્ધારિત કરે છે. સમાજની ભૌતિક ઉત્પાદક શક્તિઓ તેમના વિકાસની ચોક્કસ કક્ષાએ ઉત્પાદનના હયાત સંબંધો સાથે, અથવા એ જ બાબતને કાનૂની રીતે વ્યક્ત કરીએ તો તેઓ ત્યાં સુધી જેની ભીતર કામગીરી કરતા રહ્યા હોય એ મિલકત-સંબંધોની સાથે, ટકરાય છે. એ સંબંધો ઉત્પાદક શક્તિઓના વિકાસનાં રૂપોમાંથી તેમને જકડતી બેડીઓમાં પલટાઈ જાય છે. પછી સામાજિક ક્રાંતિનો યુગ શરૂ થઈ જાય છે. આર્થિક આધારમાં પરિવર્તન થતાં સમગ્ર મહાકાય ઉપલું માળખું વધારે કે ઓછી ઝડપથી રૂપાંતર પામે છે. એવાં રૂપાંતરોનું પરીક્ષણ કરતી વેળા ઉત્પાદનના આર્થિક સંજોગોનું ભૌતિક રૂપાંતર, જેને પ્રકૃતિ વિજ્ઞાન સમી ચોકસાઈથી પારખી શકાતું હોય છે એ રૂપાંતર, અને કાનૂની, રાજકીય, ધાર્મિક, સૌંદર્યમૂલક, અથવા દાર્શનિક રૂપાંતર—ટૂંકમાં માનવીઓ જેમાં એ સંઘર્ષ વિશે સભાન બનતા હોય છે અને તેને લડી લેતા હોય છે એ વૈચારિક રૂપો—વચ્ચે હંમેશાં ફરક રાખવો જોઈએ. જેવી રીતે કોઈ વ્યક્તિ વિશેનો આપણો અભિપ્રાય તેના પોતાને વિશેના ખ્યાલો ઉપર આધારિત નથી હોતો એવી જ રીતે આપણે રૂપાંતરના એવા ગાળાની મુલવણી તેની પોતાની ચેતનાના આધારે ન કરી શકીએ, એથી ઊલટું, એ ચેતનાનો ખુલાસો તો ભૌતિક જીવનના આંતરવિરોધોમાંથી, સામાજિક ઉત્પાદક

શક્તિઓ અને ઉત્પાદનના સંબંધો વચ્ચે ચાલતા ઘર્ષણમાંથી, મેળવવો જોઈએ. કોઈ પણ સામાજિક વ્યવસ્થા, તેની અંદર જેને માટે હજી અવકાશ હોય એવી બધી ઉત્પાદક શક્તિઓનો વિકાસ થઈ જતાં પહેલાં, કોઈ રીતે ખતમ ન જ થાય; અને ઉત્પાદનના નવા ઉચ્ચતર સંબંધો, ખુદ પુરાણા સમાજના ગર્ભમાં તેમના અસ્તિત્વના ભૌતિક સંજોગો વિકસતાં પહેલાં, કોઈ રીતે ઉદય ન જ પામે. એટલે માનવજાતિ કેવળ પોતે પાર પાડી શકે એવાં જ કર્તવ્યો હંમેશાં પોતાને માટે નિર્ધારિત કરે છે કેમ કે, બાબત વિશે વધારે ઊંડો વિચાર કરતાં હંમેશાં જણાશે તે મુજબ, કર્તવ્યની સિદ્ધિ માટેના ભૌતિક સંજોગો અસ્તિત્વમાં આવી ચૂક્યા હોય અથવા ઓછામાં ઓછું ઘડતરની પ્રક્રિયામાં હોય ત્યારે જ કર્તવ્ય ઉદય પામે છે. બહોળી રૂપરેખામાં ઉત્પાદનની એશિયાઈ, પ્રાચીન, સામંતી, અને આધુનિક મૂડીવાદી રીતોને સમાજના આર્થિક ઘડતરમાં પ્રગતિશીલ યુગો તરીકે ગણાવી શકાય. ઉત્પાદનના મૂડીવાદી સંબંધો ઉત્પાદનની સામાજિક પ્રક્રિયાના અંતિમ વિષમ રૂપને, વ્યક્તિગત વિષમતાના અર્થમાં નહિ પરંતુ વ્યક્તિઓના જીવનના સામાજિક સંજોગોમાંથી ઉદ્‌ભવ પામતી વિષમતાના અર્થમાં વિષમ રૂપને, અંકિત કરે છે; સાથે સાથે જ, મૂડીવાદી સમાજના ગર્ભમાં વિકસતી ઉત્પાદક શક્તિઓ એ વિષમતાના નિવારણના ભૌતિક સંજોગોને પેદા કરે છે. એટલે એ સામાજિક રચના માનવ સમાજના પ્રાગિતિહાસનું સમાપન કરે છે.

આર્થિક પ્રવર્ગોની ટીકાના સંબંધમાં ફ્રેડરિક એંગેલ્સનું તેજસ્વી આલેખન* «*Deutsch-Französische Jahrbücher*»માં પ્રગટ થયું ત્યારથી હું તેમની સાથે વિચારોની આપલે પત્રવ્યવહાર મારફત સતત કરતો રહ્યો છું, હું જે નિષ્કર્ષ પર પહોંચ્યો હતો એ જ નિષ્કર્ષ પર તે પણ જુદા માર્ગે થઈને (તેમની કૃતિ '૧૮૪૪માં ઇંગ્લૅંડમાં કામદાર વર્ગની સ્થિતિ' સરખાવી જુઓ) પહોંચ્યા હતા, અને ૧૮૪૫ની વસંતમાં તે પણ બ્રસેલ્સમાં સ્થાયી થયા ત્યારે અમે જર્મન તત્ત્વજ્ઞાનના વૈચારિક દૃષ્ટિકોણની સામે અમારા દૃષ્ટિકોણનો વિરોધ ભેગા મળીને ઘડી કાઢવાનું, હકીકતમાં અમારી અગાઉની દાર્શનિક ભાવના જોડે હિસાબ પતાવી લેવાનું, નક્કી કર્યું. એ નિર્ધારને હેગેલ પછીના તત્ત્વજ્ઞાનની ટીકાના રૂપમાં** અમલમાં મૂકવામાં આવ્યો. ઑક્ટેવો કદના બે મોટા ગ્રંથોની

---

* F. Engels, «*Outlines of a Critique of Political Economy*».

** Marx and Engels, «The German Ideology».



હસ્તપ્રત વેસ્ટફાલિયામાં પ્રકાશનના સ્થળે ક્યારની પહોંચી ગઈ હતી, પરંતુ અમને ખબર મળી કે પલટાઈ ગયેલા સંજોગોને લીધે તેને છાપવાનું શક્ય નહોતું. અમે હસ્તપ્રતને ઉંદરોના કરડકણા દાંત વડે ટીકા માટે બહુ રાજીખુશીથી છાંડી દીધી કારણ કે અમારો મુખ્ય હેતુ — અમારા વિચારો સ્પષ્ટ કરી લેવાનો હેતુ — પાર પડી ગયો હતો. એ વખતે અમે અમારા વિચારો ક્યારેક એક પાસા તરફથી અને ક્યારેક બીજા પાસા તરફથી જે છૂટીછવાઈ કૃતિઓમાં લોકો સમક્ષ રજૂ કરેલા તેમાંથી હું ફક્ત એંગેલ્સે અને મેં મળીને લખેલ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું' અને મેં પ્રગટ કરેલ 'વ્યાપારની આઝાદી વિશે પ્રવચન'નો જ ઉલ્લેખ કરીશ. અમારા દૃષ્ટિકોણના નિર્ણાયક મુદ્દાઓ પહેલી વાર વૈજ્ઞાનિક રીતે, જોકે વિવાદાત્મક રૂપમાં, 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' નામની મારી કૃતિમાં નિર્દેશિત થયા હતા. પ્રુધોંની વિરુદ્ધ લક્ષ્યાંકિત એ કૃતિ ૧૮૪૭માં પ્રગટ થઈ હતી. જર્મન ભાષામાં 'મજૂરી' વિશે લખવામાં આવેલી રચના, બ્રસેલ્સના જર્મન કામદાર સમાજમાં[6] એ વિષય પરત્વે મેં કરેલાં પ્રવચનોને સાંકળી લઈને તૈયાર કરવામાં આવેલી રચના, છપાતી હતી ત્યારે તેમાં ફેબ્રુઆરી ક્રાંતિને કારણે[7], અને તેના પરિણામે મને બેલ્જિયમમાંથી બળજબરીથી હદપાર કરવામાં આવ્યો એટલે, અંતરાય પડયો હતો.

૧૮૪૮ અને ૧૮૪૯માં «*Neue Rheinische Zeitung*»ના[8] સંપાદનને કારણે અને ત્યાર પછીની ઘટનાઓને કારણે મારા આર્થિક અભ્યાસોમાં અંતરાય પડયો હતો, અને તેમને પછી ૧૮૫૦માં લંડનમાં જ ફરી ચાલુ કરી શકાયા. રાજકીય અર્થશાસ્ત્રના ઇતિહાસ વિશે બ્રિટિશ મ્યુઝિયમમાં સંચિત પારાવાર સામગ્રીને, મૂડીવાદી સમાજના નિરીક્ષણ માટે લંડનમાં મળતા સાનુકૂળ સંજોગોને, અને છેલ્લે કેલિફોર્નિયા તથા ઑસ્ટ્રેલિયામાં સોનાની શોધથી મૂડીવાદી સમાજ વિકાસની જે નવી કક્ષામાં દાખલ થયેલો લાગતો હતો તેને લક્ષમાં લઈને મેં છેક આરંભથી ફરી શરૂઆત કરવાનો અને નવી સામગ્રીનું ટીકાત્મક દૃષ્ટિએ પરીક્ષણ કરવાનો નિર્ણય લીધો. એ અભ્યાસો અમુક અંશે પોતે જ મને દેખીતા બહુ દૂરના એવા વિષયો તરફ દોરી ગયા કે જેની છણાવટ મારે ટૂંકા અથવા લાંબા ગાળાઓમાં કરવી પડી. પરંતુ મને ઉપલબ્ધ સમયમાં ખાસ કરીને તો ગુજરાન કમાવાની અનિવાર્ય આવશ્યકતાથી કાપ મુકાતો હતો. હવે લગભગ આઠ વરસથી પહેલા અંગ્રેજી અમેરિકી અખબાર «*New York Daily Tribune*»માં[9] મારાં લખાણો મને અસાધારણ રૂપે બહુવિધ અભ્યાસો કરવાની ફરજ પાડતાં હતાં કારણ કે ખાસ અખબારી લખાણો તો હું માત્ર અપવાદરૂપ દાખલાઓમાં

જ લખતો હતો. પરંતુ ઇંગ્લૅંડમાં તથા તળ યુરોપખંડમાં બનતી અગત્યની આર્થિક ઘટનાઓ સંબંધી લેખો મારાં લખાણોનો એવો નોંધપાત્ર હિસ્સો બની રહેતા હતા કે મારે રાજકીય અર્થશાસ્ત્રના વાસ્તવિક વિજ્ઞાનના ક્ષેત્રની બહાર ગણાય એવી અમલી વિગતોની જાણકારી હાંસલ કરવી પડતી હતી.

રાજકીય અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં મારા અભ્યાસોના ક્રમની આ રૂપરેખા માત્ર એટલું બતાવવા માટે આપવામાં આવી છે કે મારા વિચારો, તેમને ભલે ગમે એવી રીતે મૂલવવામાં આવે અને તેઓ શાસક વર્ગોના સ્વાર્થી પૂર્વગ્રહો જોડે ભલે ગમે એટલો ઓછો મેળ ખાતા હોય તોયે, ઘણાં વરસો ચાલેલા ખંતીલા પરીક્ષણનું પરિણામ અંકિત કરે છે. પરંતુ નરકના પ્રવેશદ્વારની જેમ જ વિજ્ઞાનના પ્રવેશદ્વારે આવો આદેશ ચોડી દેવો જોઈએ:

«Qui si convien lasciare ogni sospetto;
Ogni viltá convien che qui sia morta».*

કાર્લ માર્ક્સ

લંડન, જાન્યુઆરી ૧૮૫૯
પહેલી વાર «*Zur Kritik der politischen Oekonomie von Karl Marx*» નામે પુસ્તકમાં પ્રકાશિત. «*Erstes Heft*», Berlin. 1859

*બધો અવિશ્વાસ તજી દો અહીંયાં, હલકટ ખ્યાલ દરેક થાય ખતમ અહીંયાં. (Dante, «*The Divine Comedy*»). — સં.

કાર્લ માર્ક્સ

## રોજી, કિંમત, અને નફો[10]

### પ્રારંભિક

નાગરિકો,

વિષયની છણાવટ શરૂ કરતાં પહેલાં મને થોડીક પ્રારંભિક વાતો રજૂ કરવાની રજા આપો.

તળ યુરોપખંડમાં હાલ હડતાલોનો ખરેખરો જુવાળ ફેલાઈ ગયો છે અને રોજીમાં વધારાની માંગનો સામાન્ય પોકાર સંભળાય છે. આપણી કૉંગ્રેસમાં પણ એ સવાલ ઊઠવાનો જ. આંતરરાષ્ટ્રીય મંડળના[11] અગ્રવર્તી ઘટક તરીકે તમારે આ પરમ મહત્ત્વના સવાલ અંગે ચોક્કસ ધોરણો ઘડી લેવાં જોઈએ. એટલે મારા સંબંધમાં તો મેં તમારી ધીરજને આકરી કસોટીએ ચડાવવાનું જોખમ પણ વહોરી લઈને સવાલની સર્વાંગી છણાવટને મારી ફરજ ગણી લીધી છે.

બીજી એક પ્રારંભિક વાત મારે નાગરિક વેસ્ટનના સંબંધમાં કહેવાની છે. તેણે પોતાની દૃષ્ટિએ કામદાર વર્ગના હિતના કેટલાક ખ્યાલો તમારી સમક્ષ રજૂ કર્યા છે એટલું જ નહિ પરંતુ તેનું જાહેર સમર્થન પણ કર્યું છે, અને સાથે સાથે તેને ખબર છે કે એ ખ્યાલો કામદાર વર્ગની અંદર બેહદ અણગમતા છે. એવી નૈતિક હિંમતના કદમને આપણે સૌએ ખૂબ માનની નજરે નિહાળવું જોઈએ. મને આશા છે કે મારા વક્તવ્યની રીત કશા ઢાંકપિછોડા વગરની હોવા છતાં મેં તારવેલા નિષ્કર્ષમાં તેને પોતાનાં ધોરણોના મૂળમાં પડેલા અને મારી દૃષ્ટિએ વાજબી ખ્યાલ જોડે મારી સહમતી વરતાઈ જશે. પરંતુ તેનાં એ ધોરણોને વર્તમાન રૂપમાં તો હું સૈદ્ધાંતિક દૃષ્ટિએ ગલત અને અમલની દૃષ્ટિએ જોખમી ગણાવ્યા વગર રહી શકું એમ નથી.

હવે હું આપણી સમક્ષ પ્રસ્તુત કામગીરી વિના વિલંબે શરૂ કરી દઈશ.

## ૧. ઉત્પાદન અને રોજી

નાગરિક વેસ્ટનની દલીલના હકીકતમાં બે આધાર હતા: એક તો એ કે **રાષ્ટ્રીય** ઉત્પાદનનો **જથ્થો નિશ્ચિત બાબત** છે, ગણિતશાસ્ત્રીઓ કહેતા હોય છે તેમ **અચલ** રાશિ અથવા પરિમાણ છે. અને બીજો આધાર એ કે **એકંદર વાસ્તવિક રોજી**, અર્થાત્ તેના વડે ખરીદી શકાતાં પણ્યોના જથ્થા વડે માપવામાં આવે એ રોજી, **નિશ્ચિત** રાશિ છે, **અચલ** પરિમાણ છે.

તેનું પહેલું કથન તો દેખીતું જ ગલત છે. તમે જોઈ શકશો કે દર વરસે ઉત્પાદનનું મૂલ્ય તથા જથ્થો વધે છે, રાષ્ટ્રીય શ્રમની ઉત્પાદક શક્તિઓ વધે છે, અને એ વધતા જતા ઉત્પાદનની વહેંચણી માટે જરૂરી નાણાંના રાશિમાં સતત પરિવર્તન થતું રહે છે. વરસના અંતના સંબંધમાં તેમ જ એકબીજાની સરખામણીએ અલગ અલગ વરસોના સંબંધમાં ખરી હોય એ વાત વરસના દરેક સરેરાશ દિવસના સંબંધમાં પણ ખરી જ હોય. રાષ્ટ્રીય ઉત્પાદનના જથ્થા અથવા પરિમાણમાં સતત પરિવર્તન થઈ રહ્યું છે. તે **અચલ** નહિ પરંતુ **પરિવર્તનશીલ** પરિમાણ છે, અને વસતિમાં થતાં પરિવર્તનોની વાત અલગ રાખીએ તોપણ **મૂડીના સંચયમાં** તથા **શ્રમની ઉત્પાદક શક્તિઓમાં** થતા અવિરત પરિવર્તનને કારણે એમ જ હોવું જોઈએ. તદ્દન ખરી વાત છે કે **રોજીના સામાન્ય દરમાં** આજે **વધારો** થાય તો તેની માઠી અસરો ભલે ગમે એટલી પડે, પણ એ વધારો **આપમેળે** ઉત્પાદનના જથ્થામાં **તાત્કાલિક** પરિવર્તન નહિ જ આણે. તે પ્રથમ તો હયાત પરિસ્થિતિના આધારે જ ચાલતું રહેશે. પરંતુ રોજીમાં વધારો થતાં **પહેલાં** રાષ્ટ્રીય ઉત્પાદન જો **નિશ્ચિત** નહિ પણ **પરિવર્તનશીલ** હોય તો તે રોજી વધારા **પછીયે** નિશ્ચિત નહિ પણ પરિવર્તનશીલ જ રહેશે.

પરંતુ ધારો કે રાષ્ટ્રીય ઉત્પાદનના જથ્થાને **પરિવર્તનશીલ** નહિ પણ **અચલ** ધારી લઈએ તોપણ આપણો મિત્ર વેસ્ટન જેને તર્કસંગત નિષ્કર્ષ ગણે છે તે તો પોકળ દાવો જ રહે છે. હું એક સંખ્યા લઉં છું, ધારો કે **આઠ**. એ સંખ્યાની **નિરપેક્ષ** મર્યાદાઓ તેના હિસ્સાઓની **સાપેક્ષ** મર્યાદાઓને પલટાતી અટકાવી શકે નહિ. ધારો કે નફા છ હોય અને રોજી બે હોય તો રોજી વધીને છ થઈ શકે અને નફા ઘટીને બે થઈ શકે, પણ કુલ સંખ્યા તો આઠની આઠ જ રહે. એટલે ઉત્પાદનના નિશ્ચિત જથ્થાથી રોજીનો નિશ્ચિત રાશિ કોઈ રીતે સાબિત ન થઈ શકે. તો પછી આપણો મિત્ર વેસ્ટન એવી નિશ્ચિતતાને કઈ રીતે સાબિત કરે છે? કેવળ દાવો કરીને.



તેનો દાવો માની લઈએ તોયે તેની અસર સામસામી બે દિશાઓમાં થવી જોઈએ, પરંતુ તે માત્ર એક જ દિશાની અસર બતાવે છે. જો રોજીનો રાશિ અચલ પરિમાણ હોય તો તેને વધારી પણ ન શકાય અને ઘટાડી પણ ન શકાય. એટલે કામદારો રોજીમાં અલ્પકાલીન વધારો લાગુ કરાવવામાં મૂર્ખાઈ કરતા હોય તો મૂડીદારો રોજીમાં અલ્પકાલીન ઘટાડો લાગુ કરાવવામાં જરાય ઓછી મૂર્ખાઈ ન જ કરતા હોય. આપણો મિત્ર વેસ્ટન એ વાતનો ઇનકાર નથી કરતો કે અમુક સંજોગોમાં કામદારો રોજીમાં વધારો લાગુ કરાવી શકે ખરા, પરંતુ રોજીનો રાશિ કુદરતી રીતે નિશ્ચિત હોવાથી તેની પ્રતિક્રિયા અવશ્ય થાય જ. બીજી તરફ નાગરિક વેસ્ટન એ પણ જાણે છે કે મૂડીદારો રોજીમાં ઘટાડો બળજબરીથી લાગુ કરાવી શકે છે ખરા, અને ખરેખર એવી કોશિશ નિરંતર કરતા રહે છે. રોજીની અચલતાના સિદ્ધાંત મુજબ, તેની પ્રતિક્રિયા આગલા કિસ્સાની સરખામણીમાં જરાય ઓછી ન હોવી જોઈએ. એટલે કામદારો રોજીના ઘટાડાના પ્રયાસ અથવા કદમની પ્રતિક્રિયા કરે તો એ વાજબી જ ગણાય. એટલે તેઓ **રોજીમાં વધારો** કરાવે તો એ વાજબી ગણાય, રોજીમાં ઘટાડા સામેની પ્રત્યેક **પ્રતિક્રિયા** રોજી વધારવા માટેની **ક્રિયા** હોય છે. એટલે રોજીની **અચલતાના** નાગરિક વેસ્ટનના પોતાના સિદ્ધાંત મુજબ કામદારોએ અમુક સંજોગોમાં એકતા સાધીને રોજીમાં વધારા સારુ સંઘર્ષ લડવો જોઈએ.

તે આવા નિષ્કર્ષને નકારી કાઢે તો જેમાંથી એ નિષ્કર્ષ તરી આવે છે તે આધારને પણ તેણે તજી દેવો જોઈએ. તે એમ ન કહી શકે કે એકંદર રોજી **અચલ રાશિ** છે, પરંતુ તેણે એમ કહેવું જોઈએ કે રોજીમાં વધારો થઈ ન શકે અને થવો ન જોઈએ, બલકે મૂડીને રોજી ઘટાડવાનું મન થાય ત્યારે રોજી **ઘટી** શકે અને **ઘટવી** જોઈએ. તમને માંસને બદલે બટાકા અને ઘઉંને બદલે જવ ખવડાવવાનું મૂડીદારને મન થાય તો તમારે તેની મરજીને રાજકીય અર્થશાસ્ત્રના નિયમ તરીકે સ્વીકારી લઈને તાબે થઈ જવું જોઈએ. એક દેશ કરતાં બીજા દેશમાં, દાખલા તરીકે ઇંગ્લૅંડની સરખામણીએ અમેરિકામાં, રોજીનો દર ઊંચો હોય તો એવા તફાવતનો ખુલાસો તમારે અમેરિકી મૂડીદાર અને અંગ્રેજ મૂડીદારની મરજી વચ્ચેના તફાવતમાંથી મેળવી લેવો જોઈએ. એવી પદ્ધતિથી કેવળ આર્થિક પરિઘટનાઓનો જ નહિ પરંતુ બીજી તમામ પરિઘટનાઓનો અભ્યાસ પણ ખૂબ જ સરળ બની જશે.

પરંતુ તેમ છતાં અમે કદાચ એવો સવાલ પૂછીએ કે અમેરિકી મૂડીદારની મરજી અંગ્રેજ મૂડીદારની મરજીથી જુદી **કેમ** છે. એ સવાલનો જવાબ મેળવવા

માટે તમારે **મરજીના** ક્ષેત્રની બહાર જવું પડશે. કોઈ **પાદરી** મને જણાવી શકે કે પરમાત્માની **મરજી** ફ્રાંસની બાબતમાં એક છે અને ઇંગ્લૅંડની બાબતમાં એથી જુદી છે. હું મરજીની એવી દ્વિવિધતાના ખુલાસાની માગણી કરું તો તે મને કદાચ ઉદ્ધતાઈથી જવાબ આપે કે પરમાત્માની મરજી ફ્રાંસની બાબતમાં એક અને ઇંગ્લૅંડની બાબતમાં એથી જુદી મરજી ધરાવવાની છે. પરંતુ આપણો મિત્ર વેસ્ટન સમગ્ર તર્કના એવા પૂરા નિષેધનો દલીલ તરીકે ઉપયોગ બેશક કદી નહિ જ કરે.

મૂડીદારની **મરજી** તો ચોક્કસ જેટલું બને એટલું હડપ કરી જવાની જ હોય. આપણે તેની **મરજી** અંગે ચર્ચા નથી કરવાની, આપણે તો તેની **શક્તિ**, એ શક્તિની **મર્યાદાઓ**, અને એ **મર્યાદાઓના રૂપલક્ષણ** અંગે પરીક્ષણ કરવાનું છે.

## ૨. ઉત્પાદન, રોજી, નફા

નાગરિક વેસ્ટને આપણી સમક્ષ કરેલા નિવેદનનું સંક્ષિપ્ત તારણ કાઢી શકાય એમ છે.

તેના સમગ્ર તર્કનો સાર આવો છે: નાણાના રૂપમાં રોજી ચાર શિલિંગને બદલે પાંચ શિલિંગ આપવાની ફરજ કામદાર વર્ગ મૂડીદાર વર્ગને પાડે તો મૂડીદાર પણ્યોના રૂપમાં પાંચ શિલિંગને બદલે ચાર શિલિંગ જેટલું જ પાછું આપશે. કામદાર વર્ગ રોજીમાં વધારા પહેલાં ચાર શિલિંગમાં જેટલું ખરીદી શકતો હતો તેના હવે પાંચ શિલિંગ ચૂકવવા પડશે. પણ એમ શા માટે બને? મૂડીદાર પાંચ શિલિંગના બદલામાં કેવળ ચાર શિલિંગ જેટલું જ શા માટે આપે? કારણ કે એકંદર રોજી નિશ્ચિત છે. પરંતુ રોજી ચાર શિલિંગ જેટલાં પણ્યોની કક્ષાએ જ નિશ્ચિત કેમ છે? ત્રણ કે બે શિલિંગ અથવા બીજી કોઈ રકમની કક્ષાએ નિશ્ચિત કેમ નથી? એકંદર રોજીની મર્યાદા મૂડીદાર તેમ જ કામદારની મરજીથી એકસરખી સ્વતંત્ર રીતે કોઈ આર્થિક નિયમના આધારે નિર્ધારિત થતી હોય તો નાગરિક વેસ્ટને સૌથી પહેલાં એ નિયમ રજૂ કરીને સાબિત કરવો જોઈતો હતો. વળી તેણે ત્યાર પછી એમ સાબિત કરવું જોઈતું હતું કે કોઈ પણ એક ઘડીએ હકીકતમાં ચૂકવવામાં આવતી એકંદર રોજી હંમેશાં રોજીના જરૂરી રાશિની જોડે બરાબર બંધ બેસવી જોઈએ, તેનાથી જરાય ઓછીવત્તી કદી ન થવી જોઈએ. બીજી તરફ, રોજીના રાશિની અમુક મર્યાદા જો મૂડીદારની **ખાલી મરજી** ઉપર જ, અથવા તેની લાલસાની મર્યાદાઓ ઉપર જ, આધારિત હોય



તો એ આપખુદ મર્યાદા ગણાય. તો પછી તેમાં જરૂરી જેવું કશું જ નથી. તેને મૂડીદારની મરજી **મુજબ** પલટાવી શકાય અને તેની મરજીથી **ખિલાફ** પણ પલટાવી શકાય.

નાગરિક વેસ્ટને પોતાનો સિદ્ધાંત સ્પષ્ટ કરવા એવો દાખલો આપ્યો હતો કે કોઈ એક તપેલામાં અમુક સંખ્યાના માણસોને ખાવા માટે સૂપનો અમુક જથ્થો રાખેલો હોય તો ચમચાની પહોળાઈ વધારવાથી સૂપનો જથ્થો વધી ન જાય. હું જણાવવાની રજા લઉં છું કે આ દાખલો મને પોકળ લાગે છે. એ સાંભળીને મને માનેનિયસ આગ્રિપ્પાની ઉપમા જરાક યાદ આવી ગયેલી. રોમન પ્લેબિયનોએ* રોમન પેટ્રિશિયનોની** ઉપર હુમલો કર્યો ત્યારે પેટ્રિશિયન આગ્રિપ્પાએ પ્લેબિયનોને સમજાવેલું કે રાજ્યશરીરનું પેટ્રિશિયન પેટ જ સામાજિક સંઘટનાનાં પ્લેબિયન અંગોને ખોરાક પૂરો પાડે છે. આગ્રિપ્પાએ સાબિત ન કરી બતાવ્યું કે એક માણસના પેટમાં ખોરાક ભરવાથી બીજા માણસનાં અંગોને પોષણ કેવી રીતે મળે. નાગરિક વેસ્ટન પોતાની વાતમાં એટલું ભૂલી ગયો છે કે જે તપેલામાંથી કામદારો ખાય છે તેમાં રાષ્ટ્રીય શ્રમની સમગ્ર નીપજ ભરેલી છે અને કામદારોને તેમાંથી વધારે લઈ લેતાં રોકનારું કારણ એ નથી કે તપેલું સાંકડું હોય અથવા તેમાં ચીજ ઓછી હોય, કારણ તો એ છે કે તેમના ચમચા સાંકડા છે.

પાંચ શિલિંગના બદલામાં ચાર જ શિલિંગના જેટલું આપવાનું મૂડીદાર માટે કેવી કરામતને લીધે શક્ય બને છે? તે જે વસ્તુ વેચતો હોય તેની કિંમત વધારીને. હવે એવો સવાલ ઊભો થાય છે કે પણ્યોની કિંમતોમાં વધારાનો અને અધિક સામાન્ય રૂપે ફેરફારનો આધાર, ખુદ પણ્યોની કિંમતોનો આધાર, મૂડીદારની ખાલી મરજી ઉપર જ હોય છે ખરો? અથવા, એથી ઊલટું, એવી મરજીને અમલી બનાવવા માટે અમુક સંજોગો આવશ્યક બને છે? એમ ન હોય તો બજારમાં કિંમતોની તેજીમંદી, અવિરત વધઘટ, બેઉકેલ કોયડો જ બની જાય.

આપણી ધારણા મુજબ શ્રમની ઉત્પાદક શક્તિઓમાં કે રોકવામાં આવેલ મૂડી તથા શ્રમના જથ્થામાં કે નીપજોના મૂલ્યોને અંદાજવાના સાધન નાણાના મૂલ્યમાં કશો જ ફેર નથી પડયો, ફેર તો **માત્ર** રોજીના દરમાં જ પડયો છે,

---

*પ્રાચીન રોમના સાધારણ લોકો.—સં.

**પ્રાચીન રોમના ઉમરાવો.—સં.

2—1415

તો પછી રોજીનો એ વધારો **પણ્યોની કિંમતોની** ઉપર અસર કેવી રીતે પાડી શકે? એ પણ્યો માટેની માંગ અને તેના પુરવઠા વચ્ચેના હકીકતી પ્રમાણની ઉપર અસર પાડીને જ.

તદ્દન સાચી વાત છે કે સમગ્ર રૂપે જોતાં કામદાર વર્ગ પોતાની આવક **જરૂરિયાતો** માટે ખર્ચે છે, તેને ખર્ચવી પડે છે. એટલે રોજીના દરમાં સામાન્ય વધારાથી **જરૂરિયાતની ચીજોની** માંગમાં વધારો થાય જ અને પરિણામે **બજારમાં** તેમની **કિંમતોમાં** પણ વધારો થાય જ. એવી જરૂરિયાતની ચીજોનું ઉત્પાદન કરનારા મૂડીદારોને રોજીના વધારાનો બદલો તેમનાં પણ્યોના બજારભાવના વધારામાંથી મળી રહે. પરંતુ બીજા મૂડીદારોનું શું? જરૂરિયાતની ચીજોનું ઉત્પાદન **ન** કરનારા મૂડીદારોનું શું? અને તેમની સંખ્યા બહુ નાની ન ધારી લેશો. રાષ્ટ્રીય નીપજના બે તૃતીયાંશ વસતિના પાંચમા ભાગના—સંસદની આમસભાના એક સભ્યે તાજેતરમાં જણાવ્યું હતું કે વસતિના પાંચમા નહિ પણ કેવળ સાતમા ભાગના—વપરાશમાં જાય છે, એ હકીકત ધ્યાનમાં લેશો તો તમને સમજાઈ જશે કે રાષ્ટ્રીય નીપજમાં મોજશોખની ચીજોનું અથવા એવી ચીજોના **બદલામાં** આપી દેવાતા માલનું પ્રમાણ કેટલું જબ્બર હશે, અને ખુદ જરૂરિયાતની ચીજોના કેટલા વિશાળ જથ્થા ખાંધિયાઓ, ઘોડા, બિલાડીઓ, વગેરેને ખાતર વેડફાઈ જતા હશે. આપણે અનુભવથી જાણી લીધું છે કે જરૂરિયાતની ચીજોની કિંમતો વધે ત્યારે એવો ગેરઉપયોગ હંમેશાં ઘણો મર્યાદિત બની જાય છે.

તો જરૂરિયાતની ચીજોનું ઉત્પાદન **ન** કરનારા મૂડીદારોની સ્થિતિ કેવી હશે? રોજીમાં સામાન્ય વધારાના પરિણામે **નફાના દરમાં ઘટાડાની** ખોટ તેઓ **તેમનાં પણ્યોની કિંમતો વધારીને** પૂરી ન શકે કારણ કે એ પણ્યોની માંગ વધી **ન** હોય. તેમની આવક ઘટી જાય અને જરૂરિયાતની અગાઉ જેટલી જ ચીજો વધેલી કિંમતે ખરીદવા માટે તેમને એ ઘટેલી આવકમાંથી જ વધારે પૈસા ચૂકવવા પડે. પરંતુ વાત એટલેથી પૂરી નથી થઈ જતી. તેમની આવક ઘટી જાય એટલે તેમની પાસે મોજશોખની ચીજો ખરીદવા માટે ઓછા પૈસા રહે, અને તેના પરિણામે તેમની અંદર એકબીજાના ઉત્પાદનનાં પણ્યોની પારસ્પરિક માંગ પણ ઘટી જાય. માંગ ઘટી જાય એટલે કિંમતો પણ ઘટે. એટલે ઉદ્યોગની એ શાખાઓમાં **નફાના દરમાં ઘટાડો** રોજીના દરમાં સામાન્ય વધારાના કેવળ સાદા પ્રમાણ પૂરતો જ સીમિત ન રહે, પરંતુ રોજીમાં સામાન્ય વધારો, જરૂરિયાતની ચીજોની કિંમતોમાં વધારો, અને મોજશોખની ચીજોની કિંમતોમાં ઘટાડાનું સંયુક્ત પ્રમાણ ધારણ કરી લે.



ઉદ્યોગની જુદી જુદી શાખાઓમાં રોકવામાં આવેલી મૂડીના **નફાના દરોમાં** એવા **તફાવતનું** પરિણામ કેવુ આવે? ઉત્પાદનનાં વિવિધ ક્ષેત્રોમાં **નફાના સરેરાશ દરની** બાબતમાં જ્યારે જ્યારે ગમે તે કારણસર તફાવત પેદા થાય ત્યારે ત્યારે આવતા પરિણામ જેવું જ પરિણામ એ સંબંધમાં પણ આવે. મૂડી અને શ્રમને ઓછી નફાકારક શાખાઓમાંથી વધુ નફાકારક શાખાઓમાં ફેરવી નાખવામાં આવે, અને ઉદ્યોગના એક વિભાગમાં વધેલી માંગના પ્રમાણમાં પુરવઠો વધી જાય તેમ જ બીજા વિભાગોમાં ઘટેલી માંગના પ્રમાણમાં પુરવઠો ઘટી જાય ત્યાં સુધી ફેરબદલીની એવી પ્રક્રિયા ચાલતી જ રહે. એવું પરિવર્તન પૂરું **થઈ જાય ત્યારે** વિવિધ શાખાઓમાં **નફાનો સામાન્ય દર** ફરી એકસરખો થઈ **જાય**. આખી અવ્યવસ્થા મૂળ તો જુદાં જુદાં પણ્યોની માંગ અને પુરવઠાના પ્રમાણમાં આવી ગયેલા ફરક માત્રને લીધે પેદા થયેલી હોવાથી, કારણ ખતમ થઈ જતાં અસર પણ ખતમ થઈ જાય, અને **કિંમતો** વળી પાછી અગાઉ જેવી સપાટી તથા સમતુલા હાંસલ કરી લે. રોજીમાં વધારાના પરિણામરૂપ **નફાના** દર**માં ઘટાડો** ઉદ્યોગની અમુક શાખાઓ પૂરતો જ સીમિત રહેવાને બદલે **સર્વસામાન્ય** બની જાય. આપણા અનુમાન મુજબ, શ્રમની ઉત્પાદક શક્તિઓમાં કે ઉત્પાદનના એકંદર જથ્થામાં કશો ફેર ન પડે, પરંતુ **ઉત્પાદનના અમુક જથ્થાનું રૂપ બદલાઈ જાય**. નીપજનો મોટો ભાગ જરૂરિયાતની ચીજોના રૂપમાં હયાતી ધરાવે અને નાનો ભાગ મોજશોખની ચીજોના રૂપમાં હયાતી ધરાવે, અથવા એ જ વાત જુદી રીતે કહીએ તો નાનો ભાગ મોજશોખની વિદેશી ચીજો મેળવવા માટે આપવામાં આવે તથા મૂળ રૂપમાં વપરાય, અથવા એ જ વાત વળી જુદી રીતે કહીએ તો દેશી નીપજના મોટા ભાગનો ઉપયોગ બદલામાં વિદેશોમાંથી મોજશોખની ચીજો નહિ પણ જરૂરિયાતની ચીજો મેળવવા માટે થાય. એટલે રોજીના દરમાં સામાન્ય વધારાનું પરિણામ બજારભાવમાં થોડા વખત પૂરતી અવ્યવસ્થા પછી નફાના દરમાં સામાન્ય ઘટાડા જેટલું જ સીમિત રહે અને પણ્યોની કિંમતોમાં કશો કાયમી ફરક **ન** પડે.

કદાચ કોઈ કહેશે કે ઉપરોક્ત દલીલમાં મેં સમગ્ર વધારાની રોજી જરૂરિયાતની ચીજો માટે ખર્ચાવાની ધારણા કરી લીધી છે. મારો જવાબ એ છે કે મેં કરેલી ધારણા નાગરિક વેસ્ટનના મતને અત્યંત લાભદાયક છે. વધારાની રોજી **જો** કામદારોના અગાઉના વપરાશમાં સામેલ ન થતી વસ્તુઓ માટે ખર્ચવામાં આવે તો તેમની ખરીદશક્તિમાં વાસ્તવિક વધારો બતાવવા માટે કશી સાબિતીની જરૂર ન રહે. પરંતુ તેમને રોજીના વધારામાંથી હાંસલ થયેલો ખરીદશક્તિનો વધારો

મૂડીદારોની ખરીદશક્તિમાં થતા ઘટાડા જોડે બરાબર બંધ બેસવો જોઈએ. એટલે પણ્યોની એકંદર **માંગમાં** કશો વધારો **ન થાય**, પરંતુ એ માંગનાં ઘટકોમાં **પરિવર્તન થઈ જાય.** એક તરફ માંગ વધે અને તેની સામે બીજી તરફ માંગ ઘટી જાય. એટલે એકંદર માંગ સ્થિર રહેવાથી પણ્યોના બજારભાવમાં કશો ફરક ન પડે.

આમ આપણી સમક્ષ દુવિધા ઉપસ્થિત થાય છે: કાં તો વધારાની રોજી વપરાશની તમામ વસ્તુઓ માટે એકસરખી ખર્ચાય—એવી પરિસ્થિતિમાં કામદાર વર્ગની માંગના વિસ્તરણની સામે મૂડીદારોની માંગ એટલા પ્રમાણમાં સંકોચાવી જોઈએ—અથવા વધારાની રોજી માત્ર અમુક વસ્તુઓ માટે જ ખર્ચાવામાં આવે અને એ વસ્તુઓના બજારભાવ થોડા વખત પૂરતા વધી જાય. એમ બને તો પરિણામે નફાનો દર ઉદ્યોગની કેટલીક શાખાઓમાં વધી જવાથી અને બીજી શાખાઓમાં ઘટી જવાથી મૂડી તથા શ્રમની વહેંચણીમાં પરિવર્તન થાય, અને પુરવઠો ઉદ્યોગના એક વિભાગમાં વધી ગયેલી માંગ જેટલો થઈ જાય તથા બીજા વિભાગોમાં ઘટી ગયેલી માંગ જેટલો થઈ જાય ત્યાં સુધી એવું પરિવર્તન ચાલતું રહે. એક અનુમાન મુજબ, પણ્યોની કિંમતોમાં કશો ફેર ન પડે. બીજા અનુમાન મુજબ, બજારભાવમાં થોડીક વધઘટ થયા પછી પણ્યોનાં વિનિમય મૂલ્યો ધીરે ધીરે ઓસરતાં વળી પાછાં અગાઉની સપાટીએ આવી જાય. બન્ને અનુમાનો મુજબ, રોજીમાં સામાન્ય વધારાનું અંતિમ પરિણામ નફાના દરમાં સામાન્ય ઘટાડા સિવાય બીજું કશું આવી જ ન શકે.

તમારી કલ્પનાશક્તિને સતેજ કરવાના આશયે નાગરિક વેસ્ટને તમને વિચાર કરવાની વિનંતિ કરી કે અંગ્રેજ ખેતીવાડીમાં રોજી નવ શિલિંગથી વધારીને અઢાર શિલિંગ કરી દેવામાં આવે તો કેવી મુશ્કેલીઓ પેદા થાય. તેણે કહ્યું કે જરૂરિયાતની ચીજોની માંગમાં પ્રચંડ વધારાનો અને તેના પરિણામે કિંમતોમાં ખોફનાક વધારાનો વિચાર કરો! તમે સૌ જાણો છો કે અમેરિકી ખેતમજૂરની સરેરાશ રોજી અંગ્રેજ ખેતમજૂરની રોજી કરતાં બમણીથીયે વધારે છે, ખેતીવાડીની ઊપજોની કિંમતો બ્રિટન કરતાં અમેરિકામાં સસ્તી છે, મૂડી અને શ્રમ વચ્ચેના સામાન્ય સંબંધો અમેરિકામાં ઈંગ્લૅંડ જેવા જ છે, અને વાર્ષિક ઉત્પાદન ઈંગ્લૅંડ કરતાં અમેરિકામાં ઘણું ઓછું છે. તો પછી આપણો મિત્ર આવો ચેતવણીનો ઘંટ કેમ વગાડે છે? તેનો સાફ આશય ખરા સવાલને આપણી સામેથી આઘો સરકાવી દેવાનો છે. રોજી નવ શિલિંગથી એકાએક વધીને અઢાર શિલિંગ થઈ જાય તો એ અચાનક એકસો ટકાનો વધારો ગણાય. પરંતુ આપણે એવો સવાલ



તો ચર્ચી જ નથી રહ્યા કે ઈંગ્લૅંડમાં રોજીના સામાન્ય દરમાં એકાએક એકસો ટકાનો વધારો કરી શકાય કે નહિ. વધારાના પરિમાણ જોડે આપણને કશો સંબંધ નથી., દરેક વાસ્તવિક કિસ્સામાં તેનું નિર્ધારણ તો પ્રવર્તિત સંજોગોના આધારે જ અને સંજોગોની જોડે મેળ ખાય એવી રીતે જ થઈ શકે. આપણે તો ફક્ત એટલો જ વિચાર કરવાનો છે કે રોજીના દરમાં સામાન્ય વધારાને માત્ર એક ટકા પૂરતો જ સીમિત રાખવામાં આવે તોયે તેનાં પરિણામો કેવાં આવે.

મિત્ર વેસ્ટનના એકસો ટકાના તરંગી વધારાને પડતો મૂકીને હવે હું તમારું ધ્યાન ગ્રેટ બ્રિટનમાં ૧૮૪૯થી ૧૮૫૯ દરમિયાન રોજીમાં થયેલા વાસ્તવિક વધારા તરફ દોરવા માગું છું.

૧૮૪૮થી અમલી બનેલા દસ કલાકના કાયદા વિશે અથવા હકીકતમાં સાડા દસ કલાકના કાયદા[12] વિશે તમે સૌ જાણો છો. તેનું સ્થાન આપણે અનુભવેલાં મોટામાં મોટાં આર્થિક પરિવર્તનોમાં છે. એ ઘટના કેવળ કેટલાક સ્થાનિક ધંધાઓમાં જ નહિ પરંતુ ઈંગ્લૅંડ જેની મારફત આખા જગતનાં બજારોની ઉપર પ્રભાવ પાડે છે તે મુખ્ય ઔદ્યોગિક શાખાઓમાં રોજીના અણધાર્યા તેમ જ ફરજિયાત વધારાની હતી. રોજીનો એ વધારો અસાધારણ રૂપે પ્રતિકૂળ સંજોગોમાં થયો હતો ડૉક્ટર યૂર, પ્રોફેસર સિનિયર, તેમ જ મધ્યમ વર્ગના બીજા બધા સત્તાવાર અર્થશાસ્ત્રી પ્રવક્તાઓએ સાબિત કરેલું—અને મારે કહેવું જ જોઈએ કે આપણા મિત્ર વેસ્ટનની દલીલો કરતાં ઘણા વધારે સંગીન આધારે—કે રોજીનો એ વધારો ઈંગ્લૅંડના ઉદ્યોગનો મૃત્યુઘંટ વગાડી દેશે. તેમણે સાબિત કરેલું કે રોજીનો આ વધારો સાદો નથી, પરંતુ લગાવવામાં આવતા શ્રમમાં ઘટાડાને લીધે તેમ જ આધારે થતો વધારો છે. તેમણે ભારપૂર્વક જણાવેલું કે મૂડીદાર પોતાનો નફો તેના હાથમાંથી છીનવી લેવાતા બારમા કલાકમાંથી જ ચોક્કસ રૂપે હાંસલ કરે છે. તેમણે સંચયમાં ઘટાડાની, કિંમતોમાં વધારાની, બજારો ગુમાવી દેવાની, ઉત્પાદન કથળી જવાની, પરિણામે રોજી ઉપર પ્રતિક્રિયા થવાની, અને આખરે તારાજીની લાલ બત્તી સામે ધરેલી. તેમણે જાહેર કરેલું કે હકીકતમાં આ ઘટનાની સરખામણીમાં મેક્સીમિલિયન રોબેસ્પિયેરના અધિકતમ કાનૂનો[13] પણ સાવ નજીવી બાબત ગણાય. અને અમુક અર્થમાં તેમની વાત ખરી હતી. પરંતુ પરિણામ કેવું આવ્યું? કામદિન ટૂંકો બનવા છતાં કારખાનાંના કામદારોની નાણારૂપની રોજીમાં વધારો, કારખાનાંમાં રોકવામાં આવતા કામદારોની સંખ્યામાં જંગી વધારો, તેમના ઉત્પાદનની ચીજોની કિંમતોમાં સતત ઘટાડો, તેમની ઉત્પાદક શક્તિઓનો

અદ્ભુત વિકાસ, તેમનાં પણ્યો માટે બજારોનું અપૂર્વ વૃદ્ધિશીલ વિસ્તરણ. ૧૮૬૧માં માંચેસ્ટર ખાતે વિજ્ઞાન પ્રગતિ મંડળની[14] મિટિંગમાં મેં પોતે મિસ્ટર **ન્યુમૅનને** એવો એકરાર કરતો સાંભળેલા કે તે પોતે, ડૉક્ટર યૂર, સિનિયર, અને અર્થશાસ્ત્રના બીજા બધા સત્તાવાર વિદ્વાનો ગલત સાબિત થઈ ગયા છે અને લોકોની સહજબુદ્ધિ ખરી સાબિત થઈ ગઈ છે. મારો આ ઉલ્લેખ પ્રોફેસર ફ્રેનસિસ ન્યુમૅન અંગે નહિ પરંતુ મિસ્ટર ડબલ્યુ. ન્યુમૅન અંગે છે. તે થોમસ ટૂકના 'કિંમતોના ઈતિહાસ'ના એક લેખક અને સંપાદક તરીકે અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં બહોળી નામના ધરાવે છે. એ અદ્ભુત કૃતિમાં ૧૭૯૩થી લઈને ૧૮૫૬ સુધીના કિંમતોના ઇતિહાસનું વિગતવાર બયાન રજૂ કરવામાં આવ્યું છે. રોજીનો નિશ્ચિત રાશિ, ઉત્પાદનનો નિશ્ચિત જથ્થો, શ્રમની ઉત્પાદક શક્તિનું નિશ્ચિત પ્રમાણ, તથા મૂડીદારોની નિશ્ચિત અને કાયમી મરજી અંગે આપણા મિત્ર વેસ્ટનના નિશ્ચિત ખ્યાલો તેમ જ તેની બીજી બધી નિશ્ચિતતાઓ તથા અફરતાઓમાં કશું તથ્ય હોત તો પ્રોફેસર સિનિયરની દર્દનાક આગાહીઓ ખરી પડી હોત, અને છેક ૧૮૧૫માં કામદિનની સર્વસામાન્ય મર્યાદા બાંધવાની બાબતને કામદાર વર્ગની મુક્તિની દિશામાં તૈયારીના પહેલા કદમ તરીકે ઘોષિત કરનાર તેમ જ બહોળા પૂર્વગ્રહોનો સામનો કરીને ન્યૂ લેનાર્કની પોતાની કાપડ મિલમાં એવી મર્યાદા વાસ્તવમાં દાખલ કરનાર રોબર્ટ ઓવેન[15] ગલત સાબિત થઈ ગયો હોત.

ગ્રેટ બ્રિટનમાં જે સમયમાં દસ કલાકનો કાયદો અમલી બન્યો હતો અને તેના પરિણામે રોજીમાં વધારો થયો હતો તે જ ગાળા દરમિયાન **ખેતીવાડીમાં** પણ **રોજીમાં સર્વસામાન્ય** વધારો થયો હતો, પરંતુ તેનાં કારણોનો ઉલ્લેખ અહીંયાં અસ્થાને ગણાશે.

મારા તાત્કાલિક હેતુ માટે જરૂરી ન હોવા છતાં તમારા મનમાં ખોટો ખ્યાલ ન બંધાઈ જાય એટલા ખાતર હું થોડાક પ્રારંભિક મુદ્દા રજૂ કરવા માગું છું.

કોઈ માણસને અઠવાડિયે બે શિલિંગની રોજી મળતી હોય અને તે વધીને ચાર શિલિંગ થઈ જાય તો **રોજીના** દર**માં** એકસો ટકાનો વધારો થયો ગણાય. તેને **રોજીના દરમાં** વધારા તરીકે વ્યક્ત કરવામાં આવે ત્યારે એકદમ અદ્ભુત બાબત લાગે, પરંતુ અઠવાડિયે ચાર શિલિંગની **રોજીની વાસ્તવિક રકમ** તો કંગાલ નજીવી ભૂખમરા જેવી આવક જ રહે. એટલે તમારે રોજીના દર**માં** ભારેખમ ટકાવારીથી કદી અંજાઈ ન જ જવું જોઈએ, પરંતુ હંમેશાં સવાલ કરવો જોઈએ કે **મૂળ** રોજી કેટલી હતી.



ધારો કે દસ માણસોને માથાદીઠ અઠવાડિયે બે શિલિંગ મળે છે, પાંચ માણસોને પાંચ શિલિંગ મળે છે, અને પાંચ માણસોને અગિયાર શિલિંગ મળે છે, તો વીશ માણસોની કુલ આવક અઠવાડિયે એકસો શિલિંગની અથવા પાંચ પાઉંડની થઈ. તેમની એકંદર રોજીમાં વીશ ટકાનો વધારો થાય તો કુલ રકમ પાંચ પાઉંડથી વધીને છ પાઉંડ થઈ જાય. સરેરાશ કાઢીને આપણે કહીશું કે **રોજીના સામાન્ય દરમાં** વીશ ટકાનો વધારો થયો, પરંતુ હકીકતમાં દસ માણસોની રોજી જેમની તેમ રહી હોય, પાંચ માણસના એક ગ્રૂપની રોજી માથાદીઠ પાંચ શિલિંગથી વધીને માત્ર છ શિલિંગ જ થઈ હોય, અને પાંચ માણસના બીજા ગ્રૂપની કુલ આવક પંચાવન શિલિંગથી વધીને સિત્તેર શિલિંગ થઈ ગઈ હોય. અરધી સંખ્યાના માણસોની હાલત જરાય સુધરી જ ન હોય, ચોથા ભાગના માણસોની હાલતમાં તદ્દન નજીવો સુધારો થયો હોય, અને માત્ર ચોથા ભાગના જ માણસોની હાલતમાં ખરેખરો સુધારો થયો હોય. પરંતુ સરેરાશ **ગણતરીએ** તો એ વીશ માણસોની કુલ રોજીમાં વીશ ટકાનો વધારો થયો ગણાય, અને તેમને કામે રોકનારી એકંદર મૂડી તથા તેમના ઉત્પાદનનાં પણ્યોના સંબંધમાં હાલત જાણે રોજીના સરેરાશ વધારામાં સૌને સરખો ભાગ મળ્યો હોય એવી જ રહે. ખેતમજૂરોની બાબતમાં ઈંગ્લૅંડ અને સ્કોટલૅંડનાં વિવિધ પરગણાંમાં રોજીનાં ધોરણો બહુ ભિન્ન હોવાથી તેમની ઉપર રોજીના વધારાની અસર ખૂબ અસમાન થઈ.

છેલ્લી વાત એ કે રોજીમાં એ વધારો થયો ત્યારે વિરોધી અસરો પણ ચાલુ હતી, દાખલા તરીકે રૂસી જંગને લીધે[16] નવા કરવેરા, ખેતમજૂરોને રહેવાનાં ઘરો વ્યાપક રૂપે પાડી નાખવામાં આવ્યાં હતાં[17], વગેરે.

આટલી આધારસામગ્રી રજૂ કર્યા પછી હું નિવેદન કરું છું કે ૧૮૪૯થી ૧૮૫૯ સુધીમાં ગ્રેટ બ્રિટનમાં ખેતીવાડી સંબંધી રોજીના સરેરાશ દરમાં **લગભગ ચાળીસ** ટકાનો **વધારો થયો** હતો. મારા કથનની સાબિતીમાં હું પુષ્કળ વિગતો ટાંકી શકું એમ છું, પરંતુ અત્યારના હેતુ માટે હું તમારું ધ્યાન મરહૂમ મિસ્ટર **જૉન સી. મોર્ટનના** એક અભ્યાસલેખ તરફ ખેંચવાનું પૂરતું ગણું છું. તેણે પ્રામાણિક અને ટીકાત્મક દૃષ્ટિએ તૈયાર કરેલો '**ખેતીવાડીમાં ક્રિયાશીલ પરિબળો**' નામનો એ અભ્યાસલેખ ૧૮૬૦માં લંડન કલા સમાજ[18] સમક્ષ રજૂ કર્યો હતો. સ્કોટલૅંડનાં બાર અને ઈંગ્લૅંનાં ૩૫ પરગણાંમાં વસતા લગભગ એકસો ખેડૂતો પાસેથી એકઠાં કરેલાં બિલ તથા અન્ય પ્રમાણભૂત દસ્તાવેજોમાંથી તારવેલા આંકડા તેણે એ લેખમાં આપ્યા છે.

આપણા મિત્ર વેસ્ટનના ખ્યાલ મુજબ, અને એ જ વખતે કારખાનાંના કામદારોની રોજીમાં થયેલા વધારાને પણ સાથે સાથે ધ્યાનમાં લેતાં, ૧૮૪૯થી ૧૮૫૯ સુધીના ગાળામાં ખેતીવાડીની ઊપજોની કિંમતોમાં જબ્બર વધારો થવો જોઈતો હતો. પરંતુ હકીકત કેવી છે? રૂસી જંગ છતાં અને ૧૮૫૪થી ૧૮૫૬ સુધી દર વરસે એકધારો નબળો પાક ઊતર્યો હોવા છતાં, ઈંગ્લૅંડની ખેતીવાડીની મુખ્ય ઊપજ ઘઉંનો ભાવ ૧૮૩૮થી ૧૮૪૮નાં વરસોમાં ૨૮ રતલના ૩ પાઉંડ હતો તે ઘટીને ૧૮૪૯થી ૧૮૫૯નાં વરસો દરમિયાન ૨ પાઉંડ અને ૧૦ શિલિંગ રહ્યો હતો. એટલે ખેતીવાડીમાં રોજના સરેરાશ ૪૦ ટકા વધારાની સાથે સાથે ઘઉંના ભાવમાં સોળ ટકાથી વધારે ઘટાડો થયો હતો. એ જ સમય દરમિયાન આરંભ અને અંતની, ૧૮૪૯ અને ૧૮૫૯નાં વરસોની, સરખામણી કરીએ તો કંગાલિયત સંબંધી સત્તાવાર સંખ્યા ૯૩૪૪૧૯થી ઘટીને ૮૬૦૪૭૦ થઈ ગઈ હતી, તેમાં ૭૩૯૪૯નો ઘટાડો થઈ ગયો હતો. હું કબૂલ કરું છું કે ઘટાડો સાવ મામૂલી હતો અને પછીનાં વરસોમાં તે પાછો પુરાઈ ગયો હતો, પરંતુ તોયે તે ઘટાડો તો હતો જ.

કદાચ એમ કહેવામાં આવે કે અનાજ કાનૂનો[19] રદ કરી નાખવાના પરિણામે, ૧૮૩૮થી ૧૮૪૮ના સમયની સરખામણીમાં ૧૮૪૯થી ૧૮૫૯ના સમય દરમિયાન, વિદેશી અનાજની આયાત બમણી કરતાંયે વધી ગઈ હતી. એથી શું થયું? નાગરિક વેસ્ટનના દૃષ્ટિકોણ મુજબ તો વિદેશી બજારોમાં માંગમાં એકાએક થયેલા અને સતત વધતા રહેલા એવા જબ્બર વધારાના પરિણામે પરદેશોમાં ખેતીવાડીની ઊપજોની કિંમતોમાં ખોફનાક વધારો થવો જોઈતો હતો કારણ કે માંગનો વધારો પરદેશોમાંથી આવતો હોય યા દેશમાં જ ઊભો થતો હોય પણ તેની અસર તો એકની એક જ હોવી જોઈએ. પરંતુ હકીકત કેવી હતી? ફ્રાંસમાં નબળા પાકનાં થોડાંક વરસોને બાદ કરતાં એ આખા ગાળા દરમિયાન અનાજની કિંમતોમાં સત્યાનાશી ઘટાડાના સવાલ અંગે સતત દેકારા ચાલતા રહ્યા હતા, અમેરિકીઓને વધારાની ઊપજ વારંવાર બાળી નાખવી પડતી હતી, અને આપણે મિસ્ટર ઉર્કહાર્ટની વાત માની લઈએ તો રશિયાએ સંયુક્ત રાજ્ય અમેરિકામાં[20] એ કારણે આંતરવિગ્રહની ઉશ્કેરણી કરેલી કે યુરોપનાં બજારોમાં અમેરિકી હરીફાઈના પરિણામે રશિયાની ખેતીવાડીની ઊપજોની નિકાસ સાવ પડી ભાંગી હતી.

નાગરિક વેસ્ટનની દલીલને સંક્ષિપ્ત રૂપ અપાયું હોય તો સાર આવો નીકળે છે: દરેક માંગ વધારો હંમેશાં ઉત્પાદનના નિશ્ચિત જથ્થાના આધારે થતો હોય



છે. એટલે **માંગની વસ્તુઓનો પુરવઠો કદી ન વધી શકે, માત્ર નાણારૂપી કિંમતો જ વધી શકે.** પરંતુ અત્યંત સાધારણ નિરીક્ષણ બતાવે છે કે માંગ વધારાથી કેટલાક દાખલાઓમાં પણ્યોના બજારભાવમાં મુદ્દલ ફેર પડતો જ નથી, અને બીજા દાખલાઓમાં બજારભાવ થોડા વખત પૂરતા વધે છે ખરા, પરંતુ તેને પગલે પગલે પુરવઠો વધે છે, પછી કિંમતો વળી ઘટીને મૂળ સપાટીએ પહોંચી જાય છે, અને ઘણા દાખલાઓમાં તો મૂળ સપાટી કરતાંયે ઓછી થઈ જાય છે. માંગ વધારાનો ઉદ્‌ભવ ભલે વધારાની રોજીને લીધે અથવા બીજા કોઈ પણ કારણે થતો હોય પરંતુ એથી સમસ્યાનાં તત્ત્વો મુદ્દલ બદલાતાં નથી. નાગરિક વેસ્ટનના દૃષ્ટિકોણ મુજબ સામાન્ય પરિઘટનાનો ખુલાસો રોજી વધારાના અસાધારણ સંજોગોમાં બનતી પરિઘટનાના ખુલાસા જેટલો જ મુશ્કેલ હતો. એટલે તેની દલીલ આપણી છણાવટના વિષય જોડે કશો ખાસ સંબંધ નથી ધરાવતી. માંગ વધારાના પરિણામે જે નિયમો અનુસાર અંતમાં બજારભાવ વધવાને બદલે પુરવઠો વધી જાય છે એ નિયમોના ખુલાસા અંગે તેની કેવળ વિમાસણ જ એ દલીલમાં વ્યક્ત થઈ છે.

## ૩. રોજી અને ચલણ

બીજે દિવસે ચર્ચાવિચારણામાં આપણા મિત્ર વેસ્ટને પોતાનાં પુરાણાં વિધાનોને નવો સ્વાંગ સજાવ્યો. તેણે આવી દલીલ કરી: નાણારૂપી રોજીમાં સામાન્ય વધારાના પરિણામે અગાઉ જેટલી જ રોજી ચૂકવવા માટે વધારે ચલણની જરૂર પડે. પરંતુ ચલણ નિશ્ચિત હોવાથી, વધેલી નાણારૂપી રોજી એ નિશ્ચિત ચલણ વડે કેવી રીતે ચૂકવી શકાય? પહેલાં મુશ્કેલી એ કારણે ઊભી થયેલી કે નાણારૂપી રોજી વધવા છતાં કામદારને તો પણ્યોનો નિશ્ચિત જથ્થો જ હાંસલ થઈ શકે એમ હતો. હવે પણ્યોનો જથ્થો નિશ્ચિત હોવા છતાં નાણારૂપી રોજીમાં વધારાને કારણે મુશ્કેલી ઊભી થઈ છે. બેશક, તેના મૂળ મતાગ્રહને આપણે નકારી કાઢીએ તો આ ગૌણ વાંધો પણ આપોઆપ ખતમ થઈ જાય છે.

પરંતુ તેમ છતાં હું સાબિત કરી આપું છું કે આ ચલણના સવાલને આપણી સમક્ષ ઉપસ્થિત વિષય જોડે કશો જ સંબંધ નથી.

તમારા દેશમાં ચુકવણીઓની પદ્ધતિ યુરોપના બીજા કોઈ પણ દેશ કરતાં ઘણી વધારે પરિપૂર્ણ છે. બૅંક કામગીરીના વ્યાપ તથા કેંદ્રીકરણને લીધે અમુક મૂલ્યોની હેરફેર માટે અને એટલો જ અથવા એથીયે વધુ વ્યાપાર કરવા માટે

પ્રમાણમાં ઘણા ઓછા ચલણની જરૂર પડે છે. દાખલા તરીકે રોજીની બાબતમાં એવું બને છે કે અંગ્રેજ કારખાના કામદાર પોતાની રોજી દર અઠવાડિયે દુકાનદારને ચૂકવે છે, દુકાનદાર એ રકમને દર અઠવાડિયે બૅંકમાં મોકલી આપે છે, પછી બૅંક એ પૈસા કારખાનદારને આપે છે, અને કારખાનદાર વળી એ નાણાં કામદારોને રોજી તરીકે ચૂકવે છે— અને પ્રક્રિયા એમ જ ચાલતી રહે છે. ધારો કે એક કામદારનું વાર્ષિક વેતન બાવન પાઉંડ હોય તો વર્તુળમાં દર અઠવાડિયે ચકરાવા લેતા એક જ સૉવરિન* વડે તેની રોજી ચૂકવી શકાય. આ પદ્ધતિ ઇંગ્લૅંડમાં પણ સ્કોટલૅંડ કરતાં ઓછી પરિપૂર્ણ છે, અને દરેક ઠેકાણે એકસરખી પરિપૂર્ણ નથી. એટલે આપણને એવા દાખલા જોવા મળે છે કે નિર્ભેળ કારખાના વિસ્તારોની સરખામણીએ અમુક ખેતીવાડી વિસ્તારોમાં મૂલ્યોના ઘણા નાના રાશિની હેરફેર માટે ઘણા વધારે ચલણની જરૂર પડે છે.

ખાડી પાર કરતાં તમને જણાશે કે **નાણારૂપી રોજી** ઇંગ્લૅંડ કરતાં ઘણી ઓછી છે પરંતુ જર્મની, ઇટાલી, સ્વિટ્ઝર્લૅંડ, અને ફ્રાંસમાં તેની હેરફેર માટે **ઘણા વધારે ચલણની** જરૂર પડે છે. એકના એક સિક્કાને બૅંકર એટલી ઝડપથી આંતરી નથી લેતો અને પાછો ઔદ્યોગિક મૂડીદારના હાથમાં પહોંચાડી નથી દેતો. એટલે વાર્ષિક બાવન પાઉંડની હેરફેર એક જ સૉવરિન વડે થઈ જવાને બદલે વાર્ષિક પચીસ પાઉંડની રોજીની હેરફેર માટે કદાચ ત્રણ સૉવરિનની જરૂર પડે. આમ તમે ઇંગ્લૅંડની જોડે તથા યુરોપખંડના દેશોની સરખામણી કરશો તો તમને તરત જ જોવા મળશે કે ઊંચા ધોરણની નાણારૂપી રોજીની હેરફેર કરતાં નીચા ધોરણની નાણારૂપી રોજીની હેરફેરમાં ઘણા વધારે ચલણની જરૂર પડી શકે. એ બાબત હકીકતમાં તો ખાલી ટેકનિકલ મુદ્દો છે અને તેને આપણા વિષય જોડે કશો જ સંબંધ નથી.

મારી જાણકારીની સૌથી ચોક્કસ ગણતરીઓ મુજબ, આ દેશના કામદાર વર્ગની વાર્ષિક આવક ૨૫૦૦૦૦૦૦૦ પાઉંડની અંદાજી શકાય. આ જંગી રકમની હેરફેર લગભગ ૩૦૦૦૦૦૦ પાઉંડ ચલણ વડે થાય છે. ધારો કે રોજીમાં પચાસ ટકાનો વધારો થઈ જાય તો ૩૦૦૦૦૦૦ પાઉંડ ચલણને બદલે ૪૫૦૦૦૦૦ પાઉંડ ચલણની જરૂર પડે. કામદાર આદમીનું ખાસા મોટા ભાગનું રોજિંદું ખર્ચ ચાંદી કે ત્રાંબાના સિક્કાઓ વડે, અર્થાત્ ખાલી સાંકેતિક સિક્કાઓ વડે,

---

*એક પાઉંડનો સોનાનો સિક્કો.—સં.



કરવામાં આવે છે. એ સિક્કાઓનું સોનાના સંબંધમાં મૂલ્ય, બિનવટાવી નાણાકાગળની જેમ જ, કાનૂન મારફત આપખુદ રીતે નિર્ધારિત કરવામાં આવે છે. એટલે નાણારૂપી રોજીમાં પચાસ ટકાનો વધારો થાય તો લગભગ દસ લાખ પાઉંડના વધારાના ચલણની જરૂર પડે. હાલ બૅંક ઓફ ઇંગ્લૅંડની કે ખાનગી બૅંકોની તિજોરીઓમાં સોના અથવા સિક્કાઓના રૂપમાં સંઘરાઈને પડેલા દસ લાખ પાઉંડ હરતા ફરતા થઈ જાય. પરંતુ વધારાના ચલણની જરૂરતમાંથી કશું ઘર્ષણ પેદા થાય તો વધારાના સિક્કા પાડવાનું અથવા એ દસ લાખના વધારાના ઘસારાનું નજીવું ખર્ચ પણ બચાવી શકાય અને હકીકતમાં બચાવી લેવામાં આવે જ. તમે સૌ જાણો છો કે આ દેશનું ચલણ બે મોટા વિભાગોમાં વહેંચાયેલું છે. જુદા જુદા પ્રકારોની બૅંકનોટોના રૂપમાં પૂરા પાડવામાં આવતા એક જાતના ચલણનો ઉપયોગ વેપારીઓ વચ્ચેના સોદાઓમાં તથા ગ્રાહકો તરફથી વેપારીઓને થતી મોટી ચુકવણીઓમાં કરવામાં આવે છે, અને ધાતુના સિક્કાઓનું રૂપ ધરાવતા બીજી જાતના ચલણનો ઉપયોગ છૂટક વેપારમાં થાય છે. આ બેઉ જાતનાં ચલણો **એકબીજાથી** નિરાળાં હોવા છતાં પરસ્પર સંકળાયેલી કામગીરી કરતાં હોય છે. મોટી ચુકવણીઓમાં પણ પાંચ પાઉંડથી ઓછી તમામ તૂટક રકમો માટે સોનાના સિક્કાનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થાય છે. કાલથી જો ચાર પાઉંડની, ત્રણ પાઉંડની, કે બે પાઉંડની નોટો ચાલુ કરવામાં આવે તો ચલણનાં એ વહેણોમાં વપરાતું સોનું તરત જ છૂટું થઈ જાય અને નાણારૂપી રોજીમાં વધારાને લીધે જરૂરી બનતાં વહેણોમાં વહેવા લાગે. એ રીતે, રોજીમાં પચાસ ટકાના વધારાથી જરૂરી બનતું દસ લાખ પાઉંડનું ચલણ પાઉંડના સિક્કાની સંખ્યામાં એકનોયે વધારો કર્યા વગર મળી રહે. હૂંડીનો ઉપયોગ વિસ્તારવાથી એક પણ વધારાની બૅંકનોટ વગર એવી જ અસર ઉપજાવી શકાય. લૅંકેશાયરમાં સારા એવા સમય સુધી એવી રીત અજમાવવામાં આવી હતી.

નાગરિક વેસ્ટને ખેતીવાડીની રોજીના સંબંધમાં જેની ધારણા કરેલી તેવો એકસો ટકાનો સામાન્ય વધારો રોજીના દરમાં થાય તો એથી જરૂરિયાતની ચીજોની કિંમતોમાં જંગી વધારો થઈ જાય અને, તેના ખ્યાલો મુજબ, મળી ન શકનારું વધારાનું ચલણ જરૂર બની જાય. એટલે, એ જ સિદ્ધાંતના આધારે, **રોજીમાં સામાન્ય ઘટાડો** થાય તો એથી ઊલટી દિશામાં એવું જ અને એવડા જ પાયા ઉપરનું પરિણામ આવવું જોઈએ. વારુ! તમે સૌ જાણો છો કે ૧૮૫૮થી ૧૮૬૦નાં વરસો સુતરાઉ કાપડ ઉદ્યોગનાં અત્યંત સમૃદ્ધિનાં વરસો હતાં અને ખાસ કરીને

૧૮૬૦નું વરસ તો એ સંબંધમાં વાણિજ્યના ઇતિહાસમાં અજોડ છે. તેની સાથે સાથે ઉદ્યોગની બીજી શાખાઓ પણ ખૂબ સમૃદ્ધ હતી. ૧૮૬૦માં સુતરાઉ કાપડ કામદારો તેમ જ તેમના રોજગાર જોડે સંકળાયેલા બીજા બધા કામદારોની રોજી અગાઉ કદી નહોતી વધી એટલી વધી ગઈ હતી. પરંતુ અમેરિકી કટોકટી આવી પડતાં તેમની એકંદર રોજી એકાએક ઘટીને અગાઉની રકમના લગભગ ચોથા ભાગ જેટલી થઈ ગઈ. એ ઘટનાને ઊલટી દિશામાં ૩૦૦ ટકાનો વધારો ગણાવી શકાય. રોજી પાંચથી વધીને વીશ શિલિંગ થઈ જાય તો તેને આપણે ૩૦૦ ટકાનો વધારો ગણાવીએ. રોજી વીશથી ઘટીને પાંચ શિલિંગ થઈ જાય તો તેને આપણે ૭૫ ટકાનો ઘટાડો ગણાવીએ. પરંતુ એકમાં વધારો અને બીજીમાં ઘટાડો એકસરખો જ હોય—પંદર શિલિંગનો. રોજીના દરમાં એ અણધાર્યું પરિવર્તન અપૂર્વ હતું અને તે સાથે સાથે બીજા સંખ્યાબંધ કામદારોને આવરી લેતું હતું. સુતરાઉ કાપડના રોજગાર સાથે સીધા સંકળાયેલા તેમ જ તેની ઉપર આડકતરો આધાર રાખતા તમામ કામદારોને ગણતરીમાં લઈએ તો તેમની સંખ્યા ખેતમજૂરોની કુલ સંખ્યાની સરખામણીમાં દોઢી કરતાંયે વધારે હતી. પરિણામે ઘઉંની કિંમત ઘટી ખરી? એ તો **વધી** ગઈ—૧૮૫૮-૧૮૬૦નાં ત્રણ વરસો દરમિયાન ૨૮ રતલ ઘઉંનો સરેરાશ વાર્ષિક ભાવ ૪૭ શિલિંગ ૮ પેન્સ હતો તે વધી ગયો અને ૧૮૬૧-૧૮૬૩નાં ત્રણ વરસો દરમિયાન ૨૮ રતલ ઘઉંનો સરેરાશ વાર્ષિક ભાવ ૫૫ શિલિંગ ૧૦ પેન્સ રહ્યો હતો. ચલણના સંબંધમાં ટંકશાળમાં ૧૮૬૦ના ૩૩૭૮૧૮૨ પાઉંડની સરખામણીએ ૧૮૬૧માં ૮૬૭૩૨૩૨ પાઉંડના સિક્કા પાડવામાં આવ્યા હતા, એટલે ૧૮૬૦ને મુકાબલે ૧૮૬૧માં ૫૨૯૫૧૩૦ પાઉંડના વધારે સિક્કા પાડવામાં આવ્યા હતા. તેની સાથે સાથે એ પણ ખરું છે કે ૧૮૬૦ની સરખામણીએ ૧૮૬૧માં બૅંકનોટોના ઉપયોગમાં ૧૩૧૯૦૦૦ પાઉંડનો ઘટાડો થયો હતો. તેને આપણે બાદ કરી નાખીએ. ત્યાર પછી પણ ૧૮૬૦ના સમૃદ્ધિ વરસની સરખામણીએ ૧૮૬૧માં ચલણનો ૩૯૭૬૧૩૦ પાઉંડનો અથવા લગભગ ૪૦ લાખ પાઉંડનો વધારો તો બાકી રહે જ છે. પરંતુ બૅંક ઓફ ઇંગ્લૅંડનો અનામત સોનાનો જથ્થો પણ તેની સાથે સાથે ઘટી ગયો હતો—ચોક્કસ એટલા જ પ્રમાણમાં નહિ પરંતુ લગભગ એટલા પ્રમાણમાં ઘટી ગયો હતો.

આપણે ૧૮૬૨ના વરસને ૧૮૪૨ના વરસ જોડે સરખાવીએ. વેચાયેલાં પણ્યોના મૂલ્ય તથા જથ્થામાં પ્રચંડ વધારો થઈ ગયો હોવા ઉપરાંત ૧૮૬૨માં કેવળ ઇંગ્લૅંડ તથા વેલ્સની રેલવે માટે શૅર, લોન, વગેરેના નિયમિત સોદાઓમાં



જ ચૂકવવામાં આવેલી મૂડી ૩૨ કરોડ પાઉંડ જેટલી હતી. ૧૮૪૨માં એટલી રકમ કલ્પનાતીત ગણવામાં આવી હોત. પરંતુ ૧૮૬૨ અને ૧૮૪૨માં ચલણના એકંદર જથ્થા લગભગ એકસરખા હતા, અને કેવળ પણ્યોના જ નહિ પણ સામાન્ય રૂપે નાણાકીય સોદાઓના પ્રચંડ પ્રમાણમાં વધતા જતા મૂલ્યની સામે ચલણના વૃદ્ધિશીલ ઘટાડાનું વલણ તમે સામાન્ય રીતે જોઈ શકશો. આપણા મિત્ર વેસ્ટનની દૃષ્ટિએ જોતાં આ બાબત તો ઉકેલવા અશક્ય કોયડા સમાન છે.

તેણે બાબત અંગે જરાક વધારે ઊંડો વિચાર કર્યો હોત તો તેને જણાયું હોત કે રોજીથી તદ્દન અલગ, અને તેને નિશ્ચિત ધારી લેવામાં આવે તોપણ, વેચાણનાં પણ્યોના મૂલ્ય તથા જથ્થામાં તેમ જ સામાન્ય રૂપે નાણાકીય સોદાઓની પતાવટની રકમમાં દરરોજ ફરક પડતો હોય છે, બૅંકનોટોની લેવડદેવડમાં દરરોજ ફરક પડતો હોય છે, કોઈ પણ જાતના નાણાની દખલગીરી વગર હૂંડીઓ તથા ચેક તેમ જ ચોપડામાં જમાઉધારી તથા આડતિયાઓ મારફત ચૂકવવામાં આવતી રકમમાં દરરોજ ફરક પડતો હોય છે, ધાતુરૂપી ચલણની વાસ્તવમાં જેટલી જરૂર પડે તેના સંબંધમાં એક તરફ ચલણમાં ફરતા સિક્કા અને બીજી તરફ બૅંકોની તિજોરીઓમાં અનામત અથવા નિષ્ક્રિય સંઘરાયેલા સિક્કા તથા સોના વચ્ચેના પ્રમાણમાં દરરોજ ફરક પડતો હોય છે, રાષ્ટ્રીય ચલણમાં વપરાતા સોનાના જથ્થામાં તેમ જ આંતરરાષ્ટ્રીય ચલણ માટે પરદેશ મોકલવામાં આવતા સોનાના જથ્થામાં દરરોજ ફરક પડતો હોય છે. તેને સમજાઈ ગયું હોત કે નિશ્ચિત ચલણનો તેનો મતાગ્રહ મહાભયંકર ગલતી છે અને તે રોજિંદી ક્રિયાઓ જોડે તદ્દન અસંગત છે. તેણે ચલણના નિયમો અંગેના પોતાના ખોટા ખ્યાલોને રોજીમાં વધારા સામેની દલીલમાં ન પલટાવી નાખ્યા હોત પરંતુ સતત બદલાતા સંજોગોને અનુરૂપ બની જવાનું ચલણ માટે શક્ય બનાવનારા નિયમો અંગે જાણકારી હાંસલ કરી હોત.

## ૪. પુરવઠો અને માંગ

પુનરાવર્તન અભ્યાસની જનેતા છે—એવા અર્થની લૅટિન કહેવત આપણો મિત્ર વેસ્ટન સ્વીકારે છે, અને એટલે તેણે પોતાના મૂળ મતાગ્રહનું એવા નવા રૂપમાં પુનરાવર્તન કર્યું છે કે રોજીના વધારામાંથી પરિણમતું ચલણનું સંકોચન મૂડીમાં ઘટાડો પેદા કરશે, વગેરે. ચલણ અંગે તેના તરંગની છણાવટ હું કરી ચૂક્યો છું એટલે તેની કલ્પિત ચલણ દુર્ઘટનામાંથી તેની ધારણા મુજબ ઊભાં થતાં કલ્પિત પરિણામોની છણાવટ હું તદ્દન નકામી ગણું છું. તેણે જુદાં જુદાં

ઘણાં રૂપોમાં દોહરાવેલા એકના એક મતાગ્રહને હું તદ્દન સાદા સૈદ્ધાંતિક રૂપમાં તમારી સમક્ષ તત્કાળ રજૂ કરું છું.

તેણે વિષયના અભ્યાસમાં કેવું બિનટીકાત્મક વલણ અપનાવ્યું છે તે માત્ર એક જ વાત પરથી સ્પષ્ટ થઈ જશે. તે રોજીમાં વધારાની અથવા એવા વધારામાંથી પરિણમતી ઊંચી રોજીની વિરુદ્ધ દલીલ કરે છે. હું તેને સવાલ કરું છું: ઊંચી રોજી એટલે શું અને નીચી રોજી એટલે શું? દાખલા તરીકે, અઠવાડિયે પાંચ શિલિંગની રોજીને નીચી શા માટે ગણવી જોઈએ અને અઠવાડિયે વીશ શિલિંગની રોજીને ઊંચી શા માટે ગણવી જોઈએ? પાંચ શિલિંગ વીશ શિલિંગની સરખામણીમાં નીચી રોજી ગણાય તો વીશ શિલિંગ પણ બસો શિલિંગની સરખામણીમાં નીચી રોજી ગણાય. કોઈ માણસ થરમૉમિટર અંગે વ્યાખ્યાન શરૂ કરીને કેવળ ઊંચી તથા નીચી ડિગ્રીની જ વાતો કર્યા કરે તો તે કશું નવું જ્ઞાન ન આપી શકે. તેણે પહેલાં એ સમજાવવું જોઈએ કે ઠારબિંદુ તથા ઉત્કલનબિંદુ કેવી રીતે શોધી કાઢવામાં આવે છે અને એ પ્રમાણબિંદુઓ કેવી રીતે થરમૉમિટરના વિક્રેતાઓ અથવા ઉત્પાદકોના કલ્પનાતરંગો મુજબ નહિ પણ પ્રાકૃતિક નિયમોના આધારે નિર્ધારિત કરવામાં આવે છે. નાગરિક વેસ્ટને આર્થિક પ્રક્રિયાઓનો આધાર લઈને રોજી તથા નફા અંગે એવાં પ્રમાણબિંદુઓ નથી શોધી કાઢયાં એટલું જ નહિ પરંતુ એવી આવશ્યકતા પણ નથી સ્વીકારી. તેણે તો લોકબોલીમાંથી ઊંચી રોજી અને નીચી રોજી જેવા પ્રચલિત શબ્દોને કશોક નિશ્ચિત અર્થ ધરાવતા સમજીને અપનાવી લીધા છે, પરંતુ વાત સાફ છે કે રોજીને ઊંચી અથવા નીચી તો તેનાં પરિમાણોને માપવાના પ્રમાણબિંદુના આધારે જ ગણાવી શકાય.

તે મને જણાવી નહિ શકે કે અમુક મહેનતના બદલામાં નાણાની અમુક રકમ શા માટે આપવામાં આવે છે. જો તે એવો જવાબ આપે કે "એ બાબત તો પુરવઠા અને માંગના નિયમના આધારે નિર્ધારિત થાય છે," તો હું તેને વળી પૂછીશ કે ખુદ પુરવઠા અને માંગનું નિયમન કયા નિયમના આધારે થાય છે. મારો એવો સવાલ તેની દલીલોને બેમતલબ જાહેર કરી દેશે. શ્રમના પુરવઠા અને માંગ વચ્ચેના સંબંધો નિરંતર પરિવર્તન પામતાં રહે છે અને સાથે સાથે શ્રમના બજારભાવ પણ બદલાતા રહે છે. માંગ પુરવઠા કરતાં વધી જાય તો રોજીમાં વધારો થાય છે, પુરવઠો માંગ કરતાં વધી જાય તો રોજીમાં ઘટાડો થાય છે, જોકે એવા સંજોગોમાં માંગ અને પુરવઠા અંગેની વાસ્તવિક પરિસ્થિતિને હડતાલ મારફત અથવા બીજી કોઈ રીતે ચકાસી જોવાનું કદાચ જરૂરી બની જાય.



પરંતુ પુરવઠા અને માંગને રોજીનું નિયમન કરતા નિયમ તરીકે સ્વીકારી લેવામાં આવે તો રોજીના વધારા સામેનો દેકારો નિરર્થક બાલિશતા જ ગણાય, કારણ કે જે સર્વોચ્ચ નિયમને અપીલ કરવામાં આવે તે જ નિયમ મુજબ સમયાંતરે રોજીમાં વધારો સમયાંતરે રોજીમાં ઘટાડા જેટલો જ જરૂરી અને વાજબી છે. પરંતુ પુરવઠા અને માંગને રોજીનું નિયમન કરતા નિયમ તરીકે ન સ્વીકારવામાં આવે તો હું વળી મારો સવાલ દોહરાવું છું કે અમુક મહેનતના બદલામાં નાણાની અમુક રકમ શા માટે આપવામાં આવે છે.

પરંતુ આપણે બાબતોનું વધારે વ્યાપક પરીક્ષણ કરીએ: શ્રમનું અથવા બીજા કોઈ પણ પણ્યનું મૂલ્ય અંતે પુરવઠા અને માંગના આધારે જ નિર્ધારિત થાય છે એમ ધારી લેવું તદ્દન ગલત ગણાશે. પુરવઠો અને માંગ બજારભાવમાં અલ્પકાલીન વધઘટ સિવાય બીજા કશાનું નિયમન નથી કરતાં. પુરવઠા અને માંગના આધારે એટલું જરૂર સમજી શકાય કે અમુક પણ્યનો બજારભાવ તેના **મૂલ્ય કરતાં** વધી કેમ જાય છે અને ઘટી કેમ જાય છે, પરંતુ ખુદ **મૂલ્યનો** ખુલાસો તો પુરવઠા અને માંગના આધારે કદી ન જ મળી શકે. ધારો કે પુરવઠો અને માંગ સમતોલ બની જાય, અથવા અર્થશાસ્ત્રીઓના શબ્દોમાં કહીએ તો પરસ્પર સમસપાટીએ પહોંચી જાય. અરે, જે ઘડીએ એ વિરોધી પરિબળો એકસરખાં થઈ જાય તે જ ઘડીએ એકબીજાનું ચેતન હરી લે અને એક યા બીજી દિશામાં કામગીરી બંધ કરી દે. જે ઘડીએ પુરવઠો અને માંગ પરસ્પર સમતોલ બની જાય અને કામગીરી બંધ કરી દે તે જ ઘડીએ પણ્યના **બજારભાવનો** તેના **ખરા મૂલ્ય** જોડે, જેની આસપાસ બજારભાવ વધતો ઘટતો રહે છે તે પ્રમાણ કિંમત જોડે, યોગ થઈ જાય. એટલે એ **મૂલ્યની** તાસીરનું પરીક્ષણ કરતી વેળા આપણને બજારભાવ ઉપર અલ્પકાલીન અસર પાડનાર પુરવઠા અને માંગ જોડે કશી જ લેવાદેવા નથી રહેતી. આ વાત રોજીના સંબંધમાં તેમ જ બીજાં બધાં પણ્યોના સંબંધમાં પણ એટલી જ લાગુ પડે છે.

## ૫. રોજી અને કિંમતો

આપણા મિત્રની બધી દલીલોનું તદ્દન સાદું સૈદ્ધાંતિક તારણ કાઢવામાં આવે તો તે ફક્ત એક મતાગ્રહમાં વ્યક્ત થઈ જાય છે: **"પણ્યોની કિંમતોનું નિર્ધારણ કે નિયમન રોજીથી થાય છે."**

આ કાલગ્રસ્ત અને ભાંગી ચૂકેલા ભ્રમની સામે હું અમલી નિરીક્ષણની

શાહેદી રજૂ કરી શકું. હું તમને જણાવી શકું કે પ્રમાણમાં શ્રમની ઊંચી કિંમત મેળવતા અંગ્રેજ કારખાના કામદારો, ખાણિયાઓ, જહાજી કામદારો, અને બીજા કામદારો પોતાના સસ્તા ઉત્પાદનની ચીજો જગતના બજારમાં બીજાં બધાં રાષ્ટ્રોની એવી ચીજો કરતાં ઓછા ભાવે વેચે છે. પરંતુ પ્રમાણમાં શ્રમની નીચી કિંમત મેળવતા અંગ્રેજ ખેતમજૂરોના મોંઘા ઉત્પાદનની ચીજોની સરખામણીમાં જગતનાં બીજાં લગભગ બધાં જ રાષ્ટ્રો પોતાની એવી ચીજો ઓછા ભાવે વેચે છે. એક જ દેશની એક વસ્તુની જોડે બીજી વસ્તુની સરખામણી કરીને અને જુદા જુદા દેશોનાં પણ્યોની સરખામણી કરીને—અમુક દેખીતા વધારે પણ ઓછા હકીકતી અપવાદોને બાદ કરતાં—હું તમને બતાવી શકું કે સરેરાશ ગણતરીએ જોતાં ઊંચી કિંમતના શ્રમ વડે નીચી કિંમતનાં પણ્યોનું અને નીચી કિંમતના શ્રમ વડે ઊંચી કિંમતનાં પણ્યોનું ઉત્પાદન થાય છે. એથી એમ તો સાબિત બેશક ન જ થાય કે એક કિસ્સામાં શ્રમની ઊંચી કિંમત અને બીજા કિસ્સામાં શ્રમની નીચી કિંમત એવાં તદ્દન વિરોધી અસરો પેદા કરનારાં ક્રમવાર કારણો છે, પણ એટલું તો ચોક્કસ સાબિત થઈ જ જાય છે કે પણ્યોની કિંમતોનું નિયંત્રણ કરનારી બાબત શ્રમની કિંમતો નથી. પરંતુ એવી આનુભાવિક રીતની આપણને મુદ્દલ જરૂર નથી.

કદાચ મારા કથનનો વિરોધ કરીને દલીલ કરવામાં આવે કે **"પણ્યોની કિંમતોનું નિર્ધારણ કે નિયમન રોજીથી થાય છે"** એવો મતાગ્રહ નાગરિક વેસ્ટને રજૂ કર્યો જ નથી. હકીકતમાં તેણે એવું નિરૂપણ ક્યારેય નથી કર્યું. તેણે તો એથી ઊલટું એમ જણાવ્યું છે કે નફો અને સાંથ પણ પણ્યોની કિંમતોનાં ઘટકો બની રહે છે કારણ કે કેવળ કામદારની રોજી જ નહિ પરંતુ મૂડીદારના નફા અને જમીનદારની સાંથ પણ પણ્યોની કિંમતોમાંથી જ વસૂલ થાય છે. પરંતુ તેના ખ્યાલ મુજબ કિંમતોનું નિર્ધારણ કેવી રીતે થાય છે? સૌપ્રથમ તો રોજીના આધારે. પછી કિંમતમાં મૂડીદાર વતી અમુક વધારાના ટકા અને જમીનદાર વતી અમુક વધારાના ટકા ઉમેરવામાં આવે. ધારો કે અમુક પણ્યના ઉત્પાદનમાં રોકવામાં આવતા કામદારોની રોજી દસ છે. હવે નફાનો દર રોજીના સો ટકા હોય તો મૂડીદાર બીજા દસ ઉમેરે, અને સાંથનો દર પણ રોજીના સો ટકા હોય તો વળી પાછા દસ ઉમેરવામાં આવે, અને એમ પણ્યની એકંદર કિંમત ત્રીસ થાય. પરંતુ કિંમતોનું એવું નિર્ધારણ તો રોજીના આધારે જ થયેલું નિર્ધારણ ગણાય. ઉપરોક્ત દાખલામાં જો રોજી વધીને વીશ થઈ જાય તો પણ્યની કિંમત પણ વધીને સાઠ થઈ જાય. અને એવી જ રીતે રોજીના આધારે કિંમત બદલાતી



રહે. પરિણામે, કિંમતોનું નિયમન રોજીથી થાય છે એવા મતવાદનું નિરૂપણ રાજકીય અર્થશાસ્ત્રના જે જરાગ્રસ્ત લેખકોએ કર્યું છે તે સૌએ તેના પ્રતિપાદનની કોશિશ નફા તથા સાંથને રોજીમાં કેવળ વધારાના ટકાનો ઉમેરો ગણાવીને કરી છે. તેમાંથી એક પણ લેખક એવા ટકાની મર્યાદાઓનું નિયમન કરતો કોઈ આર્થિક નિયમ બેશક નથી તારવી શક્યો. તેઓ તો ઊલટા એમ માનતા લાગે છે કે નફાનું નિર્ધારણ પરંપરા, રિવાજ, મૂડીદારની મરજી, અથવા બીજી કોઈ એવી જ આપખુદ અને અગમ્ય રીત વડે થાય છે. તેઓ જો એવું કથન કરતા હોય કે નફાનું નિર્ધારણ મૂડીદારો વચ્ચેની હરીફાઈથી થાય છે તો તેમાં કશું વજૂદ નથી. જુદા જુદા ધંધાઓમાં નફાના જુદા જુદા દરોને હરીફાઈ ચોક્કસ સમાન બનાવી દે અથવા એક સરેરાશ સપાટીએ પહોંચાડી દે, પરંતુ સપાટીનું અથવા નફાના સામાન્ય દરનું નિર્ધારણ તે કદી ન જ કરી શકે.

પણ્યોની કિંમતોનું નિર્ધારણ રોજીથી થાય છે એવા કથનનો અર્થ શો નીકળે છે? રોજી તો કેવળ શ્રમની કિંમતનું નામ જ હોવાથી એવો અર્થ નીકળે છે કે ચીજોની કિંમતોનું નિયમન શ્રમની કિંમતથી થાય છે. **"કિંમત"** વિનિમય મૂલ્ય—અને મૂલ્યનો ઉલ્લેખ કરતી વેળા હું હંમેશાં વિનિમય મૂલ્યની જ વાત કરતો હોઉં છું—છે, **નાણાના રૂપમાં વ્યક્ત થતું વિનિમય મૂલ્ય** છે, એટલે વિધાનનો સાર એવો નીકળે છે કે **"પણ્યોના મૂલ્યનું નિર્ધારણ શ્રમના મૂલ્યથી થાય છે,"** અથવા **"મૂલ્યનું સામાન્ય માપ શ્રમમૂલ્ય છે."**

પણ તો પછી ખુદ **"શ્રમમૂલ્ય"નું** નિર્ધારણ કેવી રીતે થાય છે? અહીંયાં આપણે અવાક બની જઈએ છીએ, બેશક જો તર્કસંગત ચિંતનની કોશિશ કરીએ તો. પરંતુ એવા મતવાદના નિરૂપકો તર્કને ઘોળીને પી જાય છે. આપણા મિત્ર વેસ્ટનનો જ દાખલો લઈએ. તેણે પહેલાં આપણને જણાવ્યું કે પણ્યોની કિંમતનું નિયમન રોજીથી થાય છે અને તેના પરિણામે રોજી વધે ત્યારે કિંમતો પણ વધે જ. પછી નાગરિક વેસ્ટન બીજી તરફ ફરીને આપણને જણાવે છે કે રોજીમાં વધારાથી કશો ફાયદો નહિ થાય કારણ કે પણ્યોની કિંમતો વધી ગઈ છે અને ખરું જોતાં રોજીનું માપ તો જે પણ્યો માટે તેને ખર્ચવામાં આવે તેની કિંમતોના આધારે જ નિર્ધારિત થાય. એ રીતે શરૂઆત એમ કહીને થાય કે પણ્યોના મૂલ્યનું નિર્ધારણ શ્રમમૂલ્યથી થાય, અને અંતમાં એમ કહેવામાં આવે કે શ્રમમૂલ્યનું નિર્ધારણ પણ્યોના મૂલ્યથી થાય. એ રીતે આપણે ભયંકર વિષચક્રમાં આમથી તેમ અટવાતા રહીએ અને કશો નિષ્કર્ષ તારવી જ ન શકીએ.

સમગ્ર રૂપે જોતાં સાફ જણાઈ આવે છે કે એક પણ્યના—ધારો કે શ્રમ,

અનાજ, અથવા બીજા કોઈ પણ્યના—મૂલ્યને મૂલ્યનું સામાન્ય માપ તથા નિયામક બનાવી દઈને તો આપણે મુશ્કેલીને કેવળ આઘી જ ઠેલીએ છીએ, કારણ કે આપણે એક મૂલ્યનું નિર્ધારણ બીજા મૂલ્ય વડે કરીએ છીએ પરંતુ એ બીજા મૂલ્યનું નિર્ધારણ બાકી જ રહે છે.

"પણ્યોની કિંમતોનું નિર્ધારણ રોજીથી થાય છે" એવા મતાગ્રહનો પૂરેપૂરો સાર તારવી લેવામાં આવે તો તેને આવા શબ્દોમાં વ્યક્ત કરી શકાય: "મૂલ્યનું નિર્ધારણ મૂલ્યથી થાય છે." અને એવી દ્વિરુક્તિનો અર્થ હકીકતમાં એવો જ નીકળે કે આપણે મૂલ્ય વિશે કશું જ નથી જાણતા. એવા આધારને સ્વીકારી લઈએ એટલે રાજકીય અર્થશાસ્ત્રના સામાન્ય નિયમો અંગેની તમામ ચર્ચાવિચારણા ખાલી લવારો બની જાય છે. રિકાર્ડોએ ૧૮૧૭માં પ્રકાશિત **'રાજકીય અર્થશાસ્ત્રના સિદ્ધાંતો'** નામની તેની કૃતિમાં, "કિંમતોનું નિર્ધારણ રોજીથી થાય છે" એવા પુરાણા, પ્રચલિત, અને ચવાઈ ગયેલા ભ્રમભર્યા ખ્યાલનું—જે ભ્રમભર્યા ખ્યાલને ઍડમ સ્મિથ તથા તેના ફ્રેંચ પુરોગામીઓએ પોતાનાં સંશોધનોના ખરેખરા વૈજ્ઞાનિક હિસ્સાઓમાં તુચ્છકારી કાઢયો હતો પરંતુ પોતાની કૃતિઓના અધિક છીછરા ને અણઘડ પ્રકરણોમાં ફરી રજૂ કર્યો હતો તેનું—મૂળભૂત રૂપે ખંડન કરીને ભારે યશસ્વી કામગીરી બજાવી હતી.

## ૬. મૂલ્ય અને શ્રમ

નાગરિકો, હવે હું એવે તબક્કે પહોંચી ગયો છું કે મારે સવાલની ખરી છણાવટ શરૂ કરવી જોઈએ. હું એવી કામગીરીમાં પૂરો સંતોષ આપવાનો વાયદો ન જ કરી શકું કારણ કે તેને માટે તો મારે રાજકીય અર્થશાસ્ત્રના સમગ્ર ક્ષેત્રને આવરી લેવું પડે. એટલે, ફ્રેંચ લોકો કહે છે તેમ, હું માત્ર મુખ્ય મુદ્દાઓની જ છણાવટ કરીશ.

આપણે વિચારવાનો પહેલો સવાલ આવો છે: પણ્યનું **મૂલ્ય** એટલે શું? તેનું નિર્ધારણ કેવી રીતે થાય છે?

પહેલી નજરે તો એમ જ લાગે કે પણ્યનું મૂલ્ય પાકી **સાપેક્ષ** બાબત છે, અને એક પણ્યનું પરીક્ષણ બીજાં બધાં પણ્યો સાથેના તેના સંબંધોને ધ્યાનમાં લઈને કર્યા વગર તેના મૂલ્યનું નિર્ધારણ ન થઈ શકે. હકીકતમાં આપણે જ્યારે મૂલ્યની, પણ્યના વિનિમયરૂપી મૂલ્યની, વાત કરીએ ત્યારે એક પણ્યના જથ્થાના



વિનિમયમાં મળતા બીજાં પણ્યોના જથ્થાઓનાં પ્રમાણોની વાત કરતા હોઈએ છીએ. પણ તો આવો સવાલ ઊભો થાય છે: પણ્યોનો પરસ્પર વિનિમય જે પ્રમાણોમાં થતો હોય તેનું નિયમન કેવી રીતે થાય છે?

આપણે અનુભવથી જાણીએ છીએ કે એ પ્રમાણોમાં અપાર ભિન્નતા હોય છે. આપણે એક પણ્ય લઈએ—દાખલા તરીકે ઘઉં. ૨૮ રતલ ઘઉંનો વિનિમય જુદાં જુદાં પણ્યોની જોડે લગભગ અસંખ્ય વિવિધ પ્રમાણોમાં થઈ શકે. પરંતુ રેશમ, સોનું, અથવા બીજા કોઈ પણ પણ્યના રૂપમાં વ્યક્ત થતું **તેનું મૂલ્ય હંમેશાં એકનું એક જ રહેતું હોવાથી** તે જુદી જુદી વસ્તુઓ જોડેના **એવા વિનિમયના વિવિધ દરોથી** નિરાળું અને સ્વતંત્ર કશુંક હોવું જોઈએ. એટલે વિવિધ પણ્યોનાં એવાં વિવિધ સમીકરણોને સાવ જુદા રૂપમાં વ્યક્ત કરવાનું શક્ય બનવું જોઈએ.

વળી જો હું એમ કહું કે ૨૮ રતલ ઘઉંની અદલાબદલી લોખંડના અમુક જથ્થા જોડે થઈ શકે છે, અથવા ૨૮ રતલ ઘઉંનું મૂલ્ય લોખંડના અમુક જથ્થાના રૂપમાં વ્યક્ત થાય છે, તો મારી વાતનો અર્થ એવો નીકળે કે ઘઉંનું મૂલ્ય તેમ જ તેની જોડે સમાનતા ધરાવતો લોખંડનો જથ્થો કોઈ **ત્રીજી** વસ્તુ જોડે સમાનતા ધરાવે છે, અને એ ત્રીજી વસ્તુ ઘઉં પણ નથી ને લોખંડ પણ નથી કારણ કે મારી ધારણા મુજબ એ બે વસ્તુઓ એકના પરિમાણને બે જુદા જુદા ઘાટમાં વ્યક્ત કરે છે. એટલે એ બેમાંથી એકને, ઘઉંને અથવા લોખંડને, બીજી વસ્તુથી સ્વતંત્ર રીતે આ ત્રીજી વસ્તુમાં બદલાવી નાખવાનું શક્ય બનવું જોઈએ કારણ કે ત્રીજી વસ્તુ એ બન્ને વસ્તુઓના સંબંધમાં સામાન્ય માપ ધરાવે છે.

આ મુદ્દાને સ્પષ્ટ કરવા હું ભૂમિતિનું એક દૃષ્ટાંત રજૂ કરીશ. બધાં શક્ય રૂપો તથા પરિમાણોના ત્રિકોણોનાં ક્ષેત્રફળોની સરખામણી કરવી હોય અથવા ત્રિકોણોને લંબચોરસ કે બીજી કોઈ સુરેખ આકૃતિઓની જોડે સરખાવવી હોય તો આપણે શું કરીએ છીએ? ગમે તે કોઈ ત્રિકોણના ક્ષેત્રફળને આપણે તેના દેખીતા રૂપથી સાવ નિરાળી પદાવલિમાં પલટાવી નાખીએ છીએ. ત્રિકોણનું ક્ષેત્રફળ તેના પાયા અને લંબાઈના ગુણાકારથી અરધું હોય છે એટલું ત્રિકોણની ખાસિયત પરથી જાણી લીધા પછી, આપણે જાતજાતના ત્રિકોણોનાં અને ગમે તેવી બધી સુરેખ આકૃતિઓનાં મૂલ્યોની સરખામણી કરી શકીએ છીએ, કારણ કે એ તમામનું વિઘટન કરીને તેમાંથી અમુક સંખ્યાના ત્રિકોણો ઘડી શકાય છે.

પણ્યોનાં મૂલ્યોની બાબતમાં પણ એ જ રીત હોવી જોઈએ. આપણે માટે

એ તમામને એવી પદાવલિમાં પલટાવી નાખવાનું શક્ય બનવું જોઈએ કે જે સર્વસામાન્ય હોય, અને પણ્યોમાં એ સમાન તત્ત્વનું જેટલું પ્રમાણ સમાવિષ્ટ હોય તેના આધારે જ પણ્યો એકબીજાથી અલગ પડે.

પણ્યોનાં **વિનિમય મૂલ્યો** તો એ પણ્યોની કેવળ **સામાજિક કામગીરીઓ** હોવાથી અને પણ્યોના કુદરતી ગુણો જોડે મુદ્દલ સંબંધ **ન** ધરાવતાં હોવાથી, આપણે સૌપ્રથમ તો આવો સવાલ કરવો જોઈએ: બધાં પણ્યોનું સામાન્ય **સામાજિક તત્ત્વ** શું છે? એવું તત્ત્વ **શ્રમ** છે. કોઈ પણ પણ્ય પેદા કરવું હોય તો શ્રમનો અમુક રાશિ તેને અર્પણ કરવો જોઈએ અથવા તેની અંદર સામેલ કરવો જોઈએ. અને હું કેવળ **શ્રમની** વાત નથી કરતો પણ **સામાજિક** શ્રમની વાત કરું છું. પોતાના તાત્કાલિક ઉપયોગ માટે, પોતે જ વાપરવા માટે, કોઈ વસ્તુ બનાવનારો માણસ **નીપજનું** સર્જન કરે છે, **પણ્યનું** સર્જન નથી કરતો. સ્વાશ્રયી ઉત્પાદક તરીકે તેને સમાજ સાથે કશો સંબંધ નથી હોતો. પરંતુ **પણ્યનું** ઉત્પાદન કરવા માટે તો માણસે અમુક **સામાજિક** જરૂરિયાતને સંતોષતી વસ્તુનું ઉત્પાદન કરવું જોઈએ એટલું જ નહિ પણ તેનો શ્રમ સમાજ તરફથી કરવામાં આવતા શ્રમના કુલ રાશિનો અંગભૂત ભાગ બની રહેવો જોઈએ. તેનો શ્રમ **સમાજની અંદરના શ્રમવિભાજનને** આધીન બની રહેવો જોઈએ. તેનો શ્રમ અન્ય શ્રમવિભાજનો વગર તો જાણે કશું જ નથી હોતો, અને તેના શ્રમની કામગીરી બીજાં શ્રમવિભાજનોનું એકીકરણ **સાધવાની** હોય છે.

આપણે **પણ્યોનું મૂલ્યો તરીકે** પરીક્ષણ કરીએ ત્યારે તેમને કેવળ **સાધિત, નિશ્ચિત**, અથવા તમને ઠીક લાગે તો ચોક્કસ **ઘાટમાં મૂર્ત થયેલા સામાજિક શ્રમની** એક જ દૃષ્ટિએ નીરખીએ છીએ. એ દૃષ્ટિએ જોતાં તેઓ શ્રમના મોટા કે નાના રાશિઓના પ્રતિનિધિત્વના આધારે જ એકબીજાથી **ભિન્ન હોય**. દાખલા તરીકે ઈંટની સરખામણીએ રેશમી રૂમાલમાં શ્રમનો વધારે મોટો રાશિ સામેલ હોય. પરંતુ **શ્રમના રાશિઓને** માપવા કેવી રીતે? **શ્રમ જેટલો વખત ચાલે તેના આધારે**, શ્રમને કલાક કે દિન વગેરેથી માપીને. બેશક, માપણીની એવી રીતના ઉપયોગ માટે વિવિધ પ્રકારોના શ્રમને સરેરાશ અથવા સાદા શ્રમના એકમોમાં પલટાવી નાખવો જોઈએ.

એટલે આપણે આવા નિષ્કર્ષ પર પહોંચીએ છીએ: પણ્ય **મૂલ્ય** ધરાવે છે કારણ કે તે **સામાજિક શ્રમનો** ચોક્કસ મૂર્ત ઘાટ છે. તેના મૂલ્યની, તેના **સાપેક્ષ** મૂલ્યની, **બહુલતાનો** આધાર તેમાં સમાવિષ્ટ એ સામાજિક તત્ત્વના મોટા કે નાના રાશિ ઉપર હોય છે, અર્થાત્ તેના ઉત્પાદન માટે જરૂરી સાપેક્ષ શ્રમરાશિ



ઉપર હોય છે. એટલે **પણ્યોનાં સાપેક્ષ મૂલ્યોનું** નિર્ધારણ **તેમની** અંદર **સામેલ, સાધિત, ગૂંથિત શ્રમના ક્રમવાર જથ્થા** કે **રાશિઓથી** થાય છે. જેનું ઉત્પાદન શ્રમના **એકસરખા વખતની** અંદર થઈ શકે એવા **સહસંબંધી** પણ્યજથ્થાઓ **સમાન** હોય છે. અથવા એક પણ્યના મૂલ્યના સંબંધમાં બીજા પણ્યનું મૂલ્ય એક પણ્યમાં ગૂંથિત શ્રમરાશિના સંબંધમાં બીજા પણ્યમાં ગૂંથિત શ્રમરાશિને અનુરૂપ હોય છે.

મને આશંકા છે કે તમારામાંથી ઘણા આવો સવાલ કરશે: તો પછી પણ્યોનાં મૂલ્યોને **રોજીના** આધારે નિર્ધારિત કરવાની, અને તેમના ઉત્પાદન માટે જરૂરી **શ્રમના સાપેક્ષ રાશિઓના** આધારે નિર્ધારિત કરવાની, વચ્ચે આવો અપાર, અથવા કશો, ફરક ખરેખર હયાત છે? પરંતુ તમે જાણતા જ હશો કે શ્રમનો **બદલો** અને શ્રમનો **રાશિ** તદ્દન ભિન્ન બાબતો છે. દાખલા તરીકે, આપણે ૨૮ રતલ ઘઉં અને એક ઔંસ સોનાની અંદર **શ્રમના એકસરખા** રાશિ ગૂંથાયેલા હોવાની ધારણા કરીએ. હું આ દાખલો આપું છું કારણ કે તેનો ઉપયોગ બેન્જામિન ફ્રૅંકલિને પોતાના પ્રથમ નિબંધમાં કર્યો હતો. ૧૭૨૯માં પ્રકાશિત એ નિબંધનું શીર્ષક હતું '**કાગળ નાણાની તાસીર અને આવશ્યકતા અંગે વિનમ્ર પરિક્ષણ**'. તેણે એ નિબંધમાં મૂલ્યની ખરી તાસીર જાહેર કરી દીધી હતી, અને તે પહેલી વાર એમ કરનારાઓમાં સામેલ હતો. વારુ! તો આપણે ધારણા કરીએ કે ૨૮ રતલ ઘઉં અને એક ઔંસ સોનું **સમાન મૂલ્યો** અથવા તુલ્**યાંકો** છે કારણ કે તેઓ **સરેરાશ શ્રમના સમાન** રાશિઓના, તેમની અંદર ક્રમવાર ગૂંથાઈ ગયેલા અમુક દિવસોના કે અમુક અઠવાડિયાંના શ્રમના, ચોક્કસ **મૂર્ત ઘાટ** છે. સોના તથા અનાજનાં સાપેક્ષ મૂલ્યો એવી રીતે નિર્ધારિત કરતી વેળા આપણે ખેતમજૂરની તથા ખાણિયાની **રોજીનો** ઉલ્લેખ કોઈ પણ રીતે કરીએ છીએ ખરા? મુદ્દલ નહિ. તેમને દિવસના અથવા અઠવાડિયાના શ્રમનો બદલો **કેવી રીતે** ચૂકવવામાં **આવ્યો** હશે, અથવા રોજીના શ્રમનો ઉપયોગ જ કરવામાં આવ્યો હશે કે નહિ, એ બાબતને આપણે તદ્દન **અનિશ્ચિત** રહેવા દઈએ છીએ. તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો રોજી કદાચ બહુ અસમાન રહી હોય. જે મજૂરનો શ્રમ ૨૮ રતલ ઘઉંમાં મૂર્ત રૂપ પામ્યો હોય તેને કદાચ માત્ર બે પાલી ઘઉં મળ્યા હોય, અને ખાણમાં રોકવામાં આવેલા કામદારને કદાચ અરધો ઔંસ સોનું મળ્યું હોય. અથવા ધારો કે તેમને રોજી સરખી મળી હોય તોપણ તેમણે પેદા કરેલાં પણ્યોનાં મૂલ્યોના સંબંધમાં તેમની રોજીઓ શક્ય એટલાં તમામ પ્રમાણોમાં ભિન્ન હોઈ શકે. તેમની રોજીઓ ૨૮ રતલ અનાજ અથવા

એક ઔંસ સોનાના અરધા, ત્રીજા, ચોથા, પાંચમા, અથવા બીજા કોઈ પણ ભાગ જેટલી હોઈ શકે. તેમની રોજી તેમણે પેદા કરેલાં પણ્યોનાં મૂલ્યોથી **વધી** ન શકે, **અધિક** ન હોઈ શકે, પરંતુ **ઓછી** તો દરેક શક્ય પ્રમાણમાં હોઈ શકે. ઉત્પાદિત વસ્તુઓનાં **મૂલ્યો** તેમની **રોજીઓની મર્યાદા બાંધી** દે, પરંતુ રોજી તેમની **ઉત્પાદિત વસ્તુઓનાં મૂલ્યોની** મર્યાદા ન જ બાંધી શકે. વળી સૌથી મોટી વાત તો એ છે કે મૂલ્યો, દાખલા તરીકે અનાજ અને સોનાનાં સાપેક્ષ મૂલ્યો, વપરાયેલા શ્રમના મૂલ્યની અર્થાત્ **રોજીની** કશી ગણતરી વગર જ નિર્ધારિત થઈ ગયાં હોય. એટલે, પણ્યોનાં મૂલ્યોનું નિર્ધારણ **તેમની અંદર ગૂંથાઈ ગયેલા સાપેક્ષ શ્રમરાશિઓના** આધારે કરવું એ પણ્યોનાં મૂલ્યોનું નિર્ધારણ શ્રમના મૂલ્યના આધારે, અથવા રોજી**ના** આધારે, કરવા**ની** દ્વિરુક્ત રીતથી તદ્દન ભિન્ન છે. પરંતુ આ મુદ્દો આપણા પરીક્ષણમાં આગળ જતાં વધારે સ્પષ્ટ થઈ જશે.

પણ્યના વિનિમય મૂલ્યની ગણતરી કરતી વેળા આપણે **આખરી** તબક્કે લગાવવામાં આવેલા શ્રમરાશિમાં **અગાઉના** તબક્કે પણ્યના કાચા માલમાં લગાવવામાં આવેલો શ્રમરાશિ તેમ જ એવા શ્રમમાં સહાયભૂત ઓજારો, સાધનો, યંત્રો, તથા ઈમારતોને અર્પિત શ્રમ પણ ઉમેરવો જોઈએ. દાખલા તરીકે, સૂતરના અમુક જથ્થાનું મૂલ્ય એટલે કાંતણની પ્રક્રિયા દરમિયાન રૂમાં ઉમેરાઈને મૂર્ત રૂપ પામેલો શ્રમરાશિ, અગાઉ કપાસમાં લગાવવામાં આવેલો શ્રમરાશિ, તેમાં વપરાયેલા કોલસા તથા તેલ તથા બીજાં સહાયક તત્ત્વોમાં લગાવવામાં આવેલો શ્રમરાશિ, વરાળયંત્ર તથા ત્રાકો તથા કારખાનાની ઈમારતમાં લગાવવામાં આવેલો શ્રમરાશિ વગેરે. ઓજારો, યંત્રો, ઈમારતો, વગેરે સમુચિત રીતે જ ઉત્પાદનનાં સાધનો ગણાય છે અને તેઓ ઉત્પાદનની વારંવાર દોહરાતી પ્રક્રિયાઓ દરમિયાન લાંબા કે ટૂંકા ગાળા પૂરતાં ફરી ફરીને કામગીરી બજાવે છે. કાચા માલની જેમ તેઓ એક જ વારમાં પૂરાં વપરાઈ જતાં હોય તો તેમનું સમગ્ર મૂલ્ય તેઓ જે પણ્યો પેદા કરવામાં સહાયભૂત બનતાં હોય તેમાં એકીવેળાએ સામેલ કરી દેવામાં આવે. પરંતુ આપણે ત્રાકનો દાખલો લઈએ તો તે ધીરે ધીરે વપરાતી હોવાથી સરેરાશ જેટલો સમય ચાલતી હોય તેના આધારે તેમ જ અમુક વખત દરમિયાન—ધારો કે એક દિવસ દરમિયાન—તેને પડતા સરેરાશ ઘસારાના આધારે સરેરાશ ગણતરી કરવામાં આવે. એ રીતે આપણે ગણતરી કરીએ કે દરરોજ કાંતવામાં આવતા સૂતરમાં ત્રાકનું કેટલું મૂલ્ય સામેલ હોય છે, અને એક રતલ સૂતરમાં મૂર્ત થયેલા કુલ શ્રમરાશિમાં અગાઉ ત્રાકના રૂપમાં



મૂર્ત થયેલા શ્રમરાશિનું પ્રમાણ કેટલું હોય છે. આપણા અત્યારના હેતુ માટે આ મુદ્દાની આથી વધારે છણાવટ બિનજરૂરી છે.

આ ઉપરથી કદાચ એમ લાગે કે પણ્યનું મૂલ્ય જો **તેના ઉત્પાદનમાં અર્પિત શ્રમરાશિના આધારે** નિર્ધારિત થતું હોય તો માણસ જેટલો વધારે આળસુ કે અનાડી હોય એટલા પ્રમાણમાં વધારે શ્રમસમય તેને પણ્યનું ઉત્પાદન પૂરું કરવામાં લગાવવો પડે, અને પરિણામે તેના ઉત્પાદિત પણ્યનું મૂલ્ય વધી જાય. પરંતુ એવી ધારણા ગમગીન ગલતી લેખાય. તમને યાદ હશે કે મેં "**સામાજિક** શ્રમ" શબ્દોનો ઉપયોગ કર્યો હતો, અને આ "**સામાજિક**"ની વ્યાખ્યામાં ઘણા મુદ્દા સંડોવાયેલા છે. પણ્યના મૂલ્યનું નિર્ધારણ તેમાં ગૂંથાઈ ગયેલા અથવા મૂર્ત રૂપ પામેલા **શ્રમરાશિના** આધારે થાય છે, એવા કથનનો અર્થ સમાજની અમુક હાલતમાં, ઉત્પાદનની અમુક સામાજિક સરેરાશ પરિસ્થિતિમાં, અમુક સામાજિક સરેરાશ તીવ્રતાના આધારે તેમ જ લગાવવામાં આવતા શ્રમમાં સમાવિષ્ટ સરેરાશ કૌશલ્યના આધારે **જરૂરી શ્રમરાશિ** હોય છે. ઈંગ્લૅંડમાં હાથસાળની સામે પાવરલૂમની હરીફાઈ શરૂ થઈ ત્યારે સૂતરના અમુક જથ્થાને એક વાર લંબાઈના કાપડમાં પલટાવી નાખવા માટે અગાઉની સરખામણીએ કેવળ અરધો શ્રમસમય જરૂરી રહ્યો તેના પરિણામે, બિચારા હાથસાળના કારીગરને દરરોજ અગાઉના નવ કે દસ કલાકને બદલે સત્તર કે અઢાર કલાક કામ કરવું પડતું. પરંતુ તેના વીશ કલાકના શ્રમની પેદાશ હવે સામાજિક શ્રમના માત્ર દસ કલાકનું, અથવા સૂતરના અમુક જથ્થાને કાપડમાં પલટાવી નાખવા માટે જરૂરી શ્રમના દસ કલાકનું, પ્રતિનિધિત્વ કરતી હતી. એટલે હવે તેના વીશ કલાકના શ્રમની પેદાશનું મૂલ્ય અગાઉના દસ કલાકના શ્રમની પેદાશના મૂલ્ય કરતાં વધારે નહોતું.

એ રીતે, પણ્યોનાં વિનિમય મૂલ્યોનું નિયમન પણ્યોમાં મૂર્ત થતા જરૂરી સામાજિક શ્રમરાશિના આધારે થતું હોય તો પણ્યના ઉત્પાદન માટે જરૂરી શ્રમરાશિમાં પ્રત્યેક વધારો તેના મૂલ્યમાં વધારો કરે અને પ્રત્યેક ઘટાડો તેના મૂલ્યમાં ઘટાડો કરે.

ક્રમવાર પણ્યોના ઉત્પાદન માટે જરૂરી ક્રમવાર શ્રમરાશિ અચલ રહે તો તેમનાં ક્રમવાર મૂલ્યો પણ અચલ રહે. પરંતુ હકીકત એમ નથી. શ્રમની ઉત્પાદક શક્તિઓમાં થતાં પરિવર્તનોની સાથે સાથે પણ્યના ઉત્પાદન માટે જરૂરી શ્રમરાશિમાં સતત પરિવર્તનો થતાં રહે છે. શ્રમની ઉત્પાદક શક્તિઓ જેટલી વધારે હોય એટલા પ્રમાણમાં વધારે પેદાશો અમુક શ્રમસમયની અંદર તૈયાર થઈ જાય,

અને શ્રમની ઉત્પાદક શક્તિઓ જેટલી ઓછી હોય એટલા પ્રમાણમાં ઓછી પેદાશો એટલા જ શ્રમસમયની અંદર તૈયાર થાય. દાખલા તરીકે, વસતિમાં વધારાને કારણે ઓછી ફળદ્રૂપ જમીન ખેડવાનું જરૂરી બની જાય તો અગાઉ જેટલો જ પાક પ્રમાણમાં વધારે શ્રમ લગાવીને જ ઉપજાવી શકાય, અને તેના પરિણામે ખેતીવાડીની ઊપજનું મૂલ્ય વધી જાય. એથી ઊલટું, એક કાંતણ કામદાર એક કામદિન દરમિયાન જેટલું રૂ ચરખા વડે સૂતરમાં પલટાવી શકતો હોય તેના કરતાં હજારો ગણું ઉત્પાદનનાં આધુનિક સાધનો વડે સૂતરમાં પલટાવી નાખવા લાગે તો દેખીતી રીતે જ દરેક રતલ રૂમાં મૂર્ત થતા કાંતણશ્રમમાં અગાઉની સરખામણીએ હજારો અંશોનો ઘટાડો થઈ જાય, અને તેના પરિણામે દરેક રતલ રૂમાં કાંતણ વડે ઉમેરાતા મૂલ્યમાં પણ અગાઉની સરખામણીએ હજારો અંશોનો ઘટાડો થઈ જાય. સૂતરનું મૂલ્ય એટલા પ્રમાણમાં ઘટી જાય.

શ્રમની ઉત્પાદક શક્તિઓ જુદી જુદી પ્રજાઓની વિવિધ કુદરતી શક્તિઓ અને હાંસલ કરેલી કાર્યકુશળતાઓ જોડે સંકળાયેલી હોવા ઉપરાંત, મુખ્યત્વે નીચેની બાબતો ઉપર આધારિત હોય છે:

એક — જમીનની ફળદ્રૂપતા, ખાણોની સમૃદ્ધિ, વગેરે જેવા શ્રમના કુદરતી સંજોગો.

બે — **શ્રમની સામાજિક** શક્તિઓમાં વૃદ્ધિશીલ સુધારણા. વિશાળ પાયાનું ઉત્પાદન, મૂડીનું કેંદ્રીકરણ તથા શ્રમનો સમન્વય, શ્રમનું પેટાવિભાજન, યંત્રો, બહેતર રીતો, રાસાયણિક તથા બીજી કુદરતી વસ્તુઓનો ઉપયોગ, સંદેશવ્યવહાર તથા વાહનવ્યવહારને કારણે સમય તથા અંતરમાં ઘટાડો, અને જેના વડે વિજ્ઞાન કુદરતી વસ્તુઓને શ્રમની સેવામાં પેશ કરે છે તથા જેના વડે શ્રમનું સામાજિક અથવા સહકારી સ્વરૂપ ખીલવવામાં આવે છે એવી બીજી દરેક કરામત મારફત હાંસલ થતી સુધારણા. શ્રમની ઉત્પાદક શક્તિઓ જેટલી વધારે હોય એટલા પ્રમાણમાં ઓછો શ્રમ નીપજના અમુક જથ્થાને અર્પિત થાય, અને તેના પરિણામે એ નીપજનું મૂલ્ય એટલા પ્રમાણમાં ઓછું હોય. શ્રમની ઉત્પાદક શક્તિઓ જેટલી ઓછી હોય એટલા પ્રમાણમાં વધારે શ્રમ નીપજના એટલા જ જથ્થાને અર્પિત થાય, અને તેના પરિણામે એ નીપજનું મૂલ્ય એટલા પ્રમાણમાં વધારે હોય. એટલે આપણે નીચે મુજબનો સામાન્ય નિયમ તારવી શકીએ:

**પણ્યોનાં મૂલ્યો તેમના ઉત્પાદનમાં લગાવવામાં આવતા શ્રમના ગાળા-**



**ઓના પ્રમાણમાં સીધા ક્રમમાં વધતાં જાય અને શ્રમની** ઉત્પાદક **શક્તિઓના પ્રમાણમાં ઊલટા ક્રમમાં ઘટતાં જાય.**

અત્યાર સુધી **મૂલ્યની** છણાવટ કર્યા પછી હવે હું થોડાક શબ્દો **કિંમત** વિશે ઉમેરીશ. કિંમત એટલે મૂલ્યે ધારણ કરેલું વિશિષ્ટ રૂપ.

કિંમત ખુદ તો **મૂલ્યની નાણારૂપી અભિવ્યક્તિ** સિવાય બીજું કશું જ નથી. દાખલા તરીકે, આ દેશમાં તમામ પણ્યોનાં મૂલ્યો સુવર્ણ કિંમતોમાં વ્યક્ત થાય છે પરંતુ તળ યુરોપખંડમાં મૂલ્યો મુખ્યત્વે રજત કિંમતોમાં વ્યક્ત થાય છે. બીજાં બધાં પણ્યોનાં મૂલ્યોની જેમ જ સોના અથવા રૂપાના મૂલ્યનું નિયમન પણ તેને પ્રાપ્ત કરવા માટે જરૂરી શ્રમરાશિના આધારે થાય છે. આપણે આપણી રાષ્ટ્રીય નીપજના અમુક જથ્થાનો વિનિમય સોનું અને રૂપું પેદા કરતા દેશોની નીપજ જોડે કરીએ છીએ. આપણી રાષ્ટ્રીય નીપજમાં આપણા રાષ્ટ્રીય શ્રમનો અમુક રાશિ મૂર્ત રૂપ પામ્યો હોય છે અને એ દેશોની નીપજમાં **તેમના** શ્રમનો અમુક રાશિ મૂર્ત રૂપ પામ્યો હોય છે. તમામ પણ્યોનાં મૂલ્યોને, અર્થાત્ પણ્યોને અર્પિત ક્રમવાર શ્રમરાશિઓને, સોના તથા રૂપામાં વ્યક્ત કરવાનું આપણે એ રીતે, વાસ્તવમાં વસ્તુવિનિમય દ્વારા, શીખીએ છીએ. **મૂલ્યની નાણારૂપી અભિવ્યક્તિનું**, અથવા બીજા શબ્દોમાં **મૂલ્યની કિંમતમાં પરિવર્તનનું**, થોડુંક વધારે બારીક પરીક્ષણ કરતાં જણાઈ આવશે કે એ પ્રક્રિયા મારફત તમામ પણ્યોનાં મૂલ્યોને **સ્વતંત્ર તથા સમજાતીય રૂપ** આપવામાં આવે છે અથવા તેમને **સમાન** સામાજિક શ્રમના રાશિઓ તરીકે વ્યક્ત કરવામાં આવે છે. કિંમત તો મૂલ્યની કેવળ નાણારૂપી અભિવ્યક્તિ જ છે એટલા પૂરતી બાબતના આધારે **ઍડમ સ્મિથે** તેને **કુદરતી કિંમત** ગણાવી છે અને ફ્રેંચ પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓએ[21] તેને **"જરૂરી કિંમત"** ગણાવી છે.

તો પછી **મૂલ્ય** અને **બજારભાવ** વચ્ચે, અથવા કુદરતી **કિંમતો** અને **બજારભાવ** વચ્ચે, શો સંબંધ છે? તમે સૌ જાણો છો કે એક જ જાતનાં પણ્યોના અલગ અલગ ઉત્પાદકોના ઉત્પાદન સંજોગોમાં ફરક હોય તોપણ એવાં તમામ પણ્યોનો **બજારભાવ એકસરખો** જ હોય છે. અમુક વસ્તુનો અમુક જથ્થો બજારમાં પૂરો પાડવા માટે ઉત્પાદનના સરેરાશ સંજોગોમાં જરૂરી **સામાજિક શ્રમનો** કેવળ **સરેરાશ રાશિ** જ બજારભાવમાં વ્યક્ત થતો હોય છે. તેની ગણતરી અમુક જાતના પણ્યના આખા જથ્થાના આધારે કરવામાં આવે છે. પણ્યનો **બજારભાવ** એટલી હદ સુધી તેના **મૂલ્ય** જોડે મેળ ખાય છે. બીજી તરફ, બજારભાવમાં થતી તેજીમંદીનો, મૂલ્ય અથવા કુદરતી કિંમતની સરખામણીએ

ક્યારેક થતા વધારા અને ક્યારેક થતા ઘટાડાનો, આધાર પુરવઠા અને માંગની વધઘટ ઉપર હોય છે. મૂલ્યોની સરખામણીએ બજારભાવમાં વધઘટ સતત થતી રહે છે. પરંતુ **ઍડમ સ્મિથ** જણાવે છે તેમ:

> "કુદરતી કિંમત... કેંદ્રીય કિંમત છે અને તમામ પણ્યોના ભાવો સતત તેની તરફ ખેંચાતા રહે છે. જુદા જુદા અકસ્માતો તેમને ક્યારેક કુદરતી કિંમતથી સારી પેઠે ઊંચી સપાટીએ લટકાવી રાખે છે અને ક્યારેક થોડીક નીચી સપાટીએ પણ સરકાવી દે છે. વિરામ અને સાતત્યના એવા કેંદ્રમાં સ્થાયી બનતાં તેમને રોકનારા અવરોધો ભલે ગમે તેવા હોય તોપણ તેઓ નિરંતર તેની તરફ ઢળતા રહે છે."[૨૨]

આ બાબતનું વધારે વિગતવાર પરીક્ષણ હું અત્યારે નહિ કરું. માત્ર એટલું જણાવવું પૂરતું છે કે પુરવઠો અને માંગ જો પરસ્પર સમતોલ બની જાય તો પણ્યોના બજારભાવ તેમની કુદરતી કિંમતો જેટલા, અર્થાત્ તેમના ઉત્પાદન માટે ક્રમવાર જરૂરી શ્રમરાશિના આધારે નિર્ધારિત થતાં મૂલ્યો જેટલા, થઈ જાય. અને પુરવઠો તથા માંગ પરસ્પર સમતુલાની દિશામાં ઢળતાં **રહેવાનાં જ**, જોકે એક વધઘટના બદલામાં બીજી વધઘટ મારફત, વધારાના બદલામાં ઘટાડાથી અને ઘટાડાના બદલામાં વધારાથી, એમ બનતું હોય છે. તમે બજારભાવની કેવળ રોજિંદી વધઘટને જ લક્ષમાં લેવાને બદલે મિસ્ટર ટૂકે તેમની કૃતિ «*History of Prices*»માં કર્યું છે તેમ લાંબા ગાળા દરમિયાન બજારભાવની તેજીમંદીનું પૃથક્કરણ કરશો તો તમને જણાશે કે બજારભાવમાં થતી વધઘટ, મૂલ્યોના સંબંધમાં તેમાં થતાં વિચલનો, તેજીઓ અને મંદીઓ, એકબીજાના છેદ ઉડાડી દેતાં હોય છે, બદલા વાળી દેતાં હોય છે. એટલે ઈજારદારીઓની તથા બીજા કેટલાક ફેરફારોની અસરને અલગ રાખતાં—તેની છણાવટ હું અત્યારે નહિ કરું—તમામ પ્રકારોનાં પણ્યો સરેરાશે તો તેમનાં ક્રમવાર **મૂલ્યો** અથવા કુદરતી કિંમતોએ જ વેચાતાં હોય છે. બજારભાવમાં તેજી અને મંદીનો પરસ્પર બદલો વળી જવાના સરેરાશ ગાળા જુદી જુદી જાતનાં પણ્યોના સંબંધમાં જુદા જુદા હોય છે, કારણ કે પુરવઠો માંગને અનુરૂપ બનાવી દેવાનું એક જાતના પણ્યની બાબતમાં બીજી જાતના પણ્યની સરખામણીએ અધિક સરળ હોય છે.

એટલે, બહોળી નજરે જોતાં અને થોડાક વધારે લાંબા ગાળાઓને આવરી લેતાં જો તમામ જાતનાં પણ્યો તેમનાં ક્રમવાર મૂલ્યોએ જ વેચાતાં હોય તો



એવી ધારણા તદ્દન વાહિયાત જ ગણાય કે નફો, અલગ અલગ દાખલાઓમાં નહિ પરંતુ જુદા જુદા ધંધાઓના કાયમી રાબેતા મુજબના નફા, પણ્યોની કિંમતોમાં ઉમેરો કરવાથી અથવા પણ્યોને તેમનાં **મૂલ્યોથી** વધારે કિંમતોએ વેચવાથી પેદા થાય છે. એવા ખ્યાલનું સામાન્યીકરણ કરવામાં આવે કે તરત જ તેની બેહૂદગી સાફ વરતાઈ આવે છે. કોઈ માણસ વિક્રેતા તરીકે જેટલું સતત હાંસલ કરે એટલું જ સતત ગ્રાહક તરીકે ગુમાવે. વિક્રેતાઓ નહિ પરંતુ કેવળ ગ્રાહકો જ હોય, ઉત્પાદકો નહિ પરંતુ કેવળ ઉપભોક્તાઓ જ હોય, એવા માણસો પણ હોવાની દલીલ નહિ ચાલે. ઉત્પાદકોને ચૂકવવાનાં નાણાં એવા માણસોને ઉત્પાદકો પાસેથી જ પહેલાં મફત મેળવી લેવાં પડે. કોઈ માણસ પહેલાં તમારી પાસેથી નાણાં લે અને પછી તમારાં પણ્યો ખરીદીને એ જ નાણાં તમને પરત કરે તો તેને તમારાં પણ્યો ગમે એટલાં મોંઘાં વેચવા છતાં તમે કદી માલદાર ન જ બનો. એવા સોદાથી ખોટ કદાચ ઘટે ખરી પણ નફો તો કદી ન જ થાય.

એટલે, **નફાની સામાન્ય તાસીર** સમજવા માટે તમારે એવા પ્રમેયથી શરૂઆત કરવી જોઈએ કે પણ્યો સરેરાશે તો **તેમનાં ખરાં મૂલ્યોએ જ વેચાય છે અને તેમને તેમનાં મૂલ્યોએ**, અર્થાત્ તેમની અંદર મૂર્ત થયેલા શ્રમરાશિના પ્રમાણમાં, **વેચીને નફા હાંસલ કરવામાં આવે છે**. નફાનો ખુલાસો એવા અનુમાનના આધારે ન મેળવી શકાય તો પછી બીજી કોઈ રીતે મેળવી શકાય જ નહિ. આ બાબત રોજિંદા નિરીક્ષણથી વિરોધાભાસી અને વિપરીત લાગે છે. પૃથ્વી સૂરજ ફરતી પરિભ્રમણ કરે છે અને પાણી બે ખૂબ જ જવાલાગ્રાહી ગેસોનું બનેલું છે, એ પણ વિરોધાભાસી બાબતો છે. રોજિંદા અનુભવમાં વસ્તુઓનો કેવળ ભ્રામક દેખાવ જ ધ્યાનમાં આવતો હોવાથી તેના આધારે પરીક્ષણ કરીએ તો વૈજ્ઞાનિક તથ્યોમાં હંમેશાં વિરોધાભાસ થવાનો જ.

## ૭. શ્રમશક્તિ

**મૂલ્યનું, ગમે તે કોઈ પણ્યના મૂલ્યનું**, પૃથક્કરણ આવી સંક્ષિપ્ત રીતે જેટલું થઈ શકે એટલું કરી લીધા પછી હવે આપણે ધ્યાન **શ્રમના મૂલ્યની** વિશિષ્ટ બાબત તરફ વાળીએ. આ બાબતમાં પણ હું તમને દેખાતા વિરોધાભાસ વડે ચોંકાવી દેવાનો છું. તમને સૌને ખાતરી લાગે છે કે તઓ દરરોજ જેનું

વેચાણ કરે છે તે તેમનો શ્રમ છે, એટલે શ્રમની કિંમત હોય છે, અને પણ્યની કિંમત તો તેના મૂલ્યની કેવળ નાણારૂપી અભિવ્યક્તિ જ હોવાથી **શ્રમના મૂલ્ય** જેવું કશુંક ચોક્કસ હયાત હોવું જ જોઈએ. પરંતુ શબ્દોના સામાન્ય રૂપે સ્વીકૃત અર્થમાં **શ્રમના મૂલ્ય** જેવું કશું હયાતી ધરાવતું જ નથી. આપણે જોઈ ગયા કે પણ્યમાં મૂર્ત થયેલો જરૂરી શ્રમરાશિ તેનું મૂલ્ય બની રહે છે. મૂલ્યના એવા ખ્યાલના આધારે આપણે સમજો કે દસ કલાકના કામદિનનું મૂલ્ય કેવી રીતે નક્કી કરી શકીએ? એવા કામદિનમાં કેટલો શ્રમ સમાયેલો હોય? દસ કલાકનો શ્રમ. દસ કલાકના કામદિનનું મૂલ્ય દસ કલાકના શ્રમ જેટલું અથવા તેમાં સમાયેલા શ્રમરાશિ જેટલું હોય છે, એવું કથન તો દ્વિરુક્ત અને વધારામાં વાહિયાત અભિવ્યક્તિ જ ગણાય. અવકાશી પદાર્થોનું ખરું હલનચલન એક વાર બરાબર જાણી લીધા પછી આપણે તેમનાં દેખીતાં અથવા કેવળ પ્રત્યક્ષ નજરે પડતાં હલનચલનોનો ખુલાસો મેળવી શકીએ છીએ, એવી જ રીતે **"શ્રમનું મૂલ્ય"** એ અભિવ્યક્તિનો ખરો પણ ગોપિત અર્થ એક વાર જાણી લીધા પછી આપણે મૂલ્યના એવા તર્કશૂન્ય અને અશક્ય દેખાતા વિનિયોગનું અર્થઘટન કરી શકીશું.

કામદાર જેનું વેચાણ કરે છે તે તેનો સીધો **શ્રમ** નહિ પરંતુ તેની **શ્રમશક્તિ** હોય છે, તે પોતાની શ્રમશક્તિ મૂડીદારને અમુક વખત પૂરતી વેચી દેતો હોય છે. આ બાબત એટલી બધી વાસ્તવિક છે કે, ઈંગ્લૅંડના કાનૂનો અંગે તો હું નથી જાણતો પરંતુ તળ યુરોપખંડના કેટલાક કાનૂનોમાં નિ:શંક એવી જોગવાઈ કરવામાં આવી છે કે માણસ પોતાની શ્રમશક્તિ કેટલા **અધિકતમ સમય** માટે વેચી શકે. શ્રમશક્તિ ગમે એટલા અનિશ્ચિત સમય માટે વેચી દેવાની છૂટ આપવામાં આવે તો તત્કાળ ગુલામી ફરી કાયમ થઈ જાય. દાખલા તરીકે, એવું વેચાણ તેના જીવનકાળ માટેનું હોય તો તે તરત જ તેને કામે રાખનારાનો જિંદગીભરનો ગુલામ બની જાય.

ઈંગ્લૅંડના સૌથી પુરાણા અર્થશાસ્ત્રીઓ અને ખૂબ જ મૌલિક ફિલસૂફોમાંના એક **થોમસ હોબ્ઝે** તેની કૃતિ «*Leviathan*»માં આ મુદ્દાનો ઉલ્લેખ સહજભાવે કર્યો છે, જોકે તેના અનુગામીઓએ મુદ્દાને અવગણ્યો છે. તેણે લખ્યું છે:

> "બીજી બધી વસ્તુઓની જેમ જ માણસનું **મૂલ્ય** અથવા **ઉપયોગિતા**, અર્થાત્ **તેની શક્તિના** ઉપયોગના બદલામાં તેને જે કંઈ આપવામાં આવે એ, તેની **કિંમત** હોય છે."



એવા આધારે શરૂ કરીને આપણે બીજાં બધાં પણ્યોની જેમ જ **શ્રમનું મૂલ્ય** નિર્ધારિત કરી શકીશું.

પરંતુ એમ કરતાં પહેલાં આપણે સવાલ કરી લઈએ કે એક અજબ પરિઘટનાનો ઉદ્‌ભવ કેવી રીતે થાય છે. એ પરિઘટના આવી છે. આપણે બજારમાં ગ્રાહકોનું જૂથ જોઈએ છીએ, તેઓ જમીન તથા યંત્રસામગ્રી તથા કાચો માલ તથા ગુજરાનાં સાધનો ધરાવે છે. તેમાંથી કુદરતી હાલતની જમીનને બાદ કરતાં બાકીની બધી વસ્તુઓ **શ્રમની નીપજો** હોય છે. બીજી તરફ વેચનારાઓનું જૂથ હોય છે. તેમની પાસે શ્રમશક્તિ સિવાય, મહેનત કરતા હાથ અને ભેજાં સિવાય, વેચવાનું બીજું કશું હોતું જ નથી. એક જૂથ નફો હાંસલ કરીને દોલતમંદ બનવા સારુ સતત ખરીદી કરે છે અને બીજું જૂથ ગુજરા પૂરતું કમાઈ લેવા માટે સતત વેચાણ કરે છે. આ સવાલનું પરીક્ષણ અર્થશાસ્ત્રીઓ જેને **અગાઉનો**, અથવા **આદિ, સંચય** કહે છે પરંતુ જેને **આદિ માલિકીહરણ** કહેવું જોઈએ તેનું પરીક્ષણ ગણાય. આપણે જોઈ શકીશું કે આ કહેવાતા **આદિ સંચયનો** અર્થ અમુક ઐતિહાસિક પ્રક્રિયાઓની હારમાળા સિવાય બીજો કશો જ નથી, અને એ પ્રક્રિયાઓનું પરિણામ શ્રમ કરનાર માનવી અને તેનાં શ્રમનાં સાધનો વચ્ચેની **મૂળ એકતાના વિઘટનમાં** આવે છે. પરંતુ એવું પરીક્ષણ મારા વર્તમાન વિષયની સીમાઓની બહાર છે. શ્રમ કરનાર માનવી અને શ્રમનાં સાધનોની વચ્ચે **અલગતા** એક વાર કાયમ થઈ જાય એટલે પછી ઉત્પાદનની રીતમાં નવી અને બુનિયાદી ક્રાંતિ એવી હાલતને પલટાવી નાખીને મૂળ એકતાને નવા ઐતિહાસિક રૂપમાં ફરી સ્થાપે નહિ ત્યાં સુધી તે આપમેળે ચાલતી રહેવાની અને વધતા જતા પાયા ઉપર ફરીફરીને પેદા થતી જ રહેવાની.

તો પછી **શ્રમશક્તિનું મૂલ્ય** એટલે શું?

બીજા દરેક પણ્યના મૂલ્યની જેમ જ તેના મૂલ્યનું નિર્ધારણ તેને પેદા કરવા માટે જરૂરી શ્રમરાશિના આધારે થાય છે. માનવીની શ્રમશક્તિ કેવળ તેના જીવંત વ્યક્તિત્વમાં જ અસ્તિત્વ ધરાવે છે. માનવીને મોટો થવા માટે અને જિંદગી ટકાવી રાખવા માટે જરૂરિયાતની ચીજોના અમુક જથ્થાનો ઉપભોગ કરવો પડે છે. યંત્રની જેમ જ માણસ પણ ઘસાઈ જાય છે એટલે તેને બદલાવી નાખવો પડે છે. **માણસ માટે પોતાના** ગુજરા સારુ જરૂરિયાતની ચીજોના જથ્થા ઉપરાંત બાળકો ઉછેરવા માટે જરૂરિયાતની ચીજોનો બીજો જથ્થો આવશ્યક બની જાય છે કારણ કે એ બાળકો જ ભવિષ્યમાં શ્રમબજારમાં તેનું સ્થાન લેવાનાં અને શ્રમ કરનારાઓની જાતિ નિરંતર ચાલુ રાખવાનાં હોય છે. વળી તેને પોતાની

શ્રમશક્તિ ખીલવવા અને અમુક કાર્યકુશળતા હાંસલ કરવા માટે મૂલ્યોનો એક વધુ જથ્થો ખર્ચવો પડે છે. આપણા હેતુ માટે તો માત્ર **સરેરાશ** શ્રમનું પરીક્ષણ પૂરતું છે. તેની તાલીમ તથા ખીલવણીનાં ખર્ચ બહુ નાનાં પરિમાણો છે. પરંતુ હું આ પ્રસંગે જણાવી દઉં કે જુદી જુદી કોટિની શ્રમશક્તિઓ ઉત્પન્ન કરવાના ખર્ચમાં ફેર પડતો હોવાથી વિવિધ ધંધાઓમાં લગાવવામાં આવતી શ્રમશક્તિઓનાં મૂલ્યોમાં પણ તફાવત હોય છે. એટલે **રોજીની સમાનતાનો** પોકાર ભૂલ ઉપર આધારિત છે, કદી પૂરી ન થનારી ઘેલછાભરી કામના છે. તે આધાર સ્વીકારી લેતા અને નિષ્કર્ષોથી છટકી જવાની કોશિશ કરતા ખોટા અને છીછરા ઉદ્દામવાદમાંથી પેદા થાય છે. રોજીની પદ્ધતિના આધારે શ્રમશક્તિનું મૂલ્ય પણ બીજા દરેક પણ્યના મૂલ્યની જેમ જ નિર્ધારિત થાય છે. જુદા જુદા પ્રકારોની શ્રમશક્તિનાં મૂલ્યો જુદાં જુદાં હોય છે, અથવા તેના ઉત્પાદન માટે જુદા જુદા શ્રમરાશિઓ જરૂરી બનતા હોય છે, એટલે શ્રમબજારમાં તેની કિંમતો જુદી જુદી જ અંકાય. રોજીની પદ્ધતિના આધારે **સમાન અથવા વાજબી બદલાનાયે** પોકાર કરવા એ ગુલામીની પદ્ધતિના આધારે **આઝાદીના** પોકાર કરવા જેવું છે. તમારી નજરે ઇનસાફી અથવા વાજબી શું છે તેનો તો સવાલ જ ઊભો નથી થતો. ખરો સવાલ આવો છે: ઉત્પાદનની અમુક પદ્ધતિમાં જરૂરી અને અનિવાર્ય શું છે?

આટલી છણાવટમાં સ્પષ્ટ થઈ ગયું છે કે **શ્રમશક્તિના મૂલ્યનું** નિર્ધારણ શ્રમશક્તિને ઉત્પન્ન કરવામાં, ખીલવવામાં, જાળવી રાખવામાં, અને નિરંતર ચાલુ રાખવામાં લગાવવી પડતી **જરૂરિયાતની ચીજોના મૂલ્યના** આધારે થાય છે.

## ૮. વધારાના મૂલ્યનું ઉત્પાદન

ધારો કે શ્રમ કરનારા એક માણસની રોજની જરૂરિયાતની ચીજોનું ઉત્પાદન કરવા માટે છ કલાક **સરેરાશ** શ્રમ કરવો પડે છે. વધુમાં ધારો કે ત્રણ શિલિંગ જેટલા સોનાના જથ્થામાં પણ છ કલાકનો સરેરાશ શ્રમ મૂર્ત થાય છે. એ હિસાબે ત્રણ શિલિંગની રકમ એ માણસની **શ્રમશક્તિના રોજના મૂલ્યની કિંમત** અથવા નાણારૂપી અભિવ્યક્તિ થઈ. તે દરરોજ છ કલાક કામ કરે તો પોતાની રોજની જરૂરિયાતની ચીજો ખરીદવા માટે, અથવા પોતાને શ્રમ કરનારા માણસ તરીકે ટકાવી રાખવા માટે, પૂરતું મૂલ્ય દરરોજ ઉત્પન્ન કરે.

પરંતુ આપણો એ માણસ તો રોજીએ કામ કરતો મજૂર છે. એટલે તેને



પોતાની શ્રમશક્તિ મૂડીદારને ત્યાં વેચવી પડે છે. તે પોતાની શ્રમશક્તિ રોજના ત્રણ શિલિંગ અથવા અઠવાડિયાના અઢાર શિલિંગ લઈને વેચે તો એવું વેચાણ શ્રમશક્તિના મૂલ્યને અનુરૂપ થયું ગણાય. ધારો કે એ માણસ કાંતણ કામદાર છે. તે દરરોજ છ કલાક કામ કરે તો રૂના મૂલ્યમાં દરરોજ ૩ શિલિંગનો ઉમેરો કરે. તેના તરફથી દરરોજ ઉમેરવામાં આવતું એ મૂલ્ય અને તેને દરરોજ મળતી રોજી અથવા તેની શ્રમશક્તિની કિંમત બરાબર સરખાં હોય. પરંતુ એમ બને તો મૂડીદારને કશું **વધારાનું મૂલ્ય** કે **વધારાની નીપજ** ન મળે. એટલે એ તબક્કે ડખો ઊભો થાય.

મૂડીદાર કામદારની શ્રમશક્તિ ખરીદી લે અને તેનું મૂલ્ય ચૂકવી દે એટલે બીજા કોઈ પણ ગ્રાહકની જેમ જ તેને ખરીદેલા પણ્યનો ઉપભોગ અથવા ઉપયોગ કરવાનો હક હાંસલ થઈ જાય. જેવી રીતે યંત્રનો ઉપભોગ કે ઉપયોગ તેને ચલાવીને થઈ શકે એવી જ રીતે માણસની શ્રમશક્તિનો ઉપભોગ કે ઉપયોગ તેને કામે લગાડીને થઈ શકે. મૂડીદારે કામદારની શ્રમશક્તિનું રોજનું કે અઠવાડિયાનું મૂલ્ય ચૂકવી દીધું એટલે એ શ્રમશક્તિને **આખા દિવસ અથવા અઠવાડિયા** દરમિયાન ઉપયોગમાં લેવાનો અથવા કામે લગાડવાનો હક તેને મળી ગયો. કામદિન અથવા કામસપ્તાહની અમુક મર્યાદાઓ બેશક હોય છે, પરંતુ તેનું વધારે બારીક પરીક્ષણ આપણે આગળ જતાં કરીશું.

હું તમારું ધ્યાન હાલ પૂરતું તો એક નિર્ણાયક મુદ્દા તરફ ખેંચવા માગું છું.

શ્રમશક્તિનું **મૂલ્ય** તેને ટકાવી રાખવા અથવા ફરી ઉત્પન્ન કરવા માટે જરૂરી શ્રમરાશિના આધારે નિર્ધારિત થાય છે, પરંતુ એ શ્રમશક્તિના **ઉપયોગને** તો કેવળ મજૂરની સક્રિય શક્તિઓ તથા શારીરિક તાકાતની જ મર્યાદાઓ હોય છે. જેવી રીતે ઘોડાને જરૂરી ખોરાક એક બાબત છે અને તે પોતાની પીઠ ઉપર અસવારને કેટલો સમય બેસાડી રાખી શકે એ સાવ નિરાળી બાબત છે, એવી જ રીતે શ્રમશક્તિનું રોજનું કે અઠવાડિયાનું **મૂલ્ય** એક બાબત છે અને દિવસ અથવા અઠવાડિયા દરમિયાન એ શ્રમશક્તિનો **વાપર** સાવ નિરાળી બાબત છે. કામદારની શ્રમશક્તિના **મૂલ્યની** મર્યાદા બાંધતો શ્રમરાશિ એ શ્રમશક્તિના ઉપયોગ વડે થઈ શકનારા શ્રમરાશિની મર્યાદા કોઈ રીતે ન જ બને. આપણા કાંતણ કામદારનો જ દાખલો લઈએ. આપણે જોયું કે તેને પોતાની શ્રમશક્તિ દરરોજ ફરી ઉત્પન્ન કરવા માટે ત્રણ શિલિંગના મૂલ્યનું પુનરુત્પાદન દરરોજ કરવું પડે, અને તે દરરોજ છ કલાક કામ કરીને એવું પુનરુત્પાદન કરતો રહે. પરંતુ એથી તે દિવસના દસ કે બાર કે એથીયે વધુ કલાકો કામ કરવા અસમર્થ

તો ન જ બની જાય. મૂડીદારે કાંતણ કામદારની **શ્રમશક્તિનું** રોજનું અથવા અઠવાડિયાનું મૂલ્ય ચૂકવી દઈને એ શ્રમશક્તિનો ઉપયોગ **આખા દિવસ અથવા અઠવાડિયા** દરમિયાન કરવાનો હક હાંસલ કરી લીધો છે. એટલે તે કાંતણ કામદાર પાસે રોજના સમજો કે **બાર** કલાક કામ કરાવવાનો. કામદારને તેની રોજીના અથવા તેની શ્રમશક્તિના મૂલ્યના બદલામાં કરવાના છ કલાકના કામ **ઉપરાંત બીજા છ** કલાક કામ કરવું પડશે. એ બીજા છ કલાકને હું **વધારાના શ્રમના** છ કલાક ગણાવું છું. એ વધારાનો શ્રમ **વધારાના મૂલ્યમાં** અને **વધારાની નીપજમાં** મૂર્ત થશે. દાખલા તરીકે, આપણો કાંતણ કામદાર રોજના છ કલાકના શ્રમ વડે ત્રણ શિલિંગનું મૂલ્ય, બરાબર પોતાની રોજી જેટલું જ મૂલ્ય, રૂમાં ઉમેરતો હોય તો બાર કલાકમાં છ શિલિંગ જેટલું મૂલ્ય રૂમાં ઉમેરે અને **એટલા પ્રમાણમાં વધારાનું સૂતર** બનાવે. તેણે પોતાની શ્રમશક્તિ મૂડીદારને વેચી નાખી હોય એટલે તેના કામની નીપજનું પૂરું મૂલ્ય તેની શ્રમશક્તિના અમુક સમય પૂરતા માલિક મૂડીદારની માલિકીનું ગણાય. એટલે મૂડીદાર ત્રણ શિલિંગ આપીને બદલામાં છ શિલિંગનું મૂલ્ય વસૂલ કરી લેશે કારણ કે છ કલાકના શ્રમને મૂર્ત કરતું મૂલ્ય ચૂકવીને તે બદલામાં બાર કલાકનો શ્રમ મૂર્ત કરતું મૂલ્ય હાંસલ કરશે. એ જ પ્રક્રિયા રોજ રોજ દોહરાવીને મૂડીદાર દરરોજ ત્રણ શિલિંગનું રોકાણ કરશે અને બદલામાં દરરોજ છ શિલિંગ ખીસામાં પધરાવી દેશે. તેમાંથી અરધો હિસ્સો તે નવું વેતન ચૂકવવા માટે વાપરશે અને બાકીનો અરધો હિસ્સો **વધારાનું મૂલ્ય** બની જશે, અને તેને તુલ્ય કશું મૂડીદાર બદલામાં નહિ ચૂકવે. મૂડીવાદી ઉત્પાદનની અથવા રોજીની પદ્ધતિ **મૂડી અને શ્રમ વચ્ચેના એવા પ્રકારના વિનિમય** ઉપર આધારિત છે, અને તેનું પરિણામ તો કામદારના કામદાર તરીકેના અને મૂડીદારના મૂડીદાર તરીકેના સતત પુનરુત્પાદનમાં જ આવે.

બીજા બધા સંજોગો જેમના તેમ રહે તો **વધારાના મૂલ્યના દરનો** આધાર કામદિનના બે હિસ્સા વચ્ચેના પ્રમાણ ઉપર હોય છે—એક હિસ્સો શ્રમશક્તિના મૂલ્યના પુનરુત્પાદન માટે જરૂરી હોય છે અને બીજો હિસ્સો **વધારાના સમયનો** અથવા મૂડીદાર માટે કરવામાં આવતા **વધારાના શ્રમનો** હોય છે. એટલે તેનો આધાર કામદારને કેવળ પોતાની શ્રમશક્તિના મૂલ્યના પુનરુત્પાદન માટે અથવા રોજીનો બદલો વાળી આપવા માટે જ કરવાના કામના સમયથી **કામદિનને જેટલી** હદે **વધારે લંબાવવામાં આવે** તેના પ્રમાણ ઉપર હોય છે.



## ૯. શ્રમનું મૂલ્ય

હવે આપણે ફરી "**શ્રમનું મૂલ્ય અથવા કિંમત**" એ અભિવ્યક્તિનું પરીક્ષણ કરીએ.

આપણે ઉપર જોઈ ગયા કે હકીકતમાં એ શ્રમશક્તિનું જ મૂલ્ય છે અને તેની માપણી શ્રમશક્તિની જાળવણી માટે જરૂરી પણ્યોનાં મૂલ્યો વડે થાય છે. પરંતુ કામદારને રોજી શ્રમ કરી લીધા **પછી** મળતી હોય છે અને વધુમાં તે જાણતો હોય છે કે પોતે મૂડીદારને વાસ્તવમાં પોતાનો શ્રમ આપી રહ્યો છે, એટલે તેની શ્રમશક્તિનું મૂલ્ય અથવા કિંમત તેને તો બેશક **તેના શ્રમનું જ મૂલ્ય** કે **કિંમત** લાગે છે. તેની શ્રમશક્તિની કિંમત ત્રણ શિલિંગ હોય અને તેમાં તેનો છ કલાકનો શ્રમ મૂર્ત થતો હોય, પણ તે બાર કલાક કામ કરતો હોય, તો એ ત્રણ શિલિંગને તે બેશક બાર કલાકના શ્રમનું મૂલ્ય અથવા કિંમત ગણે છે. પરંતુ એ બાર કલાકનો શ્રમ તો છ શિલિંગના મૂલ્યમાં મૂર્ત થતો હોય છે. આનું દ્વિવિધ પરિણામ આવે છે.

**એક—શ્રમશક્તિનું મૂલ્ય અથવા કિંમત** જાણે ખુદ **શ્રમની જ કિંમત અથવા મૂલ્ય** હોય એવો દેખાવ ધારણ કરી લે છે, પરંતુ ચોકસાઈથી વાત કરીએ તો શ્રમનું મૂલ્ય અને કિંમત નિરર્થક શબ્દો છે.

**બે**—કામદારના રોજના શ્રમના એક હિસ્સાનો **હિસાબ ચૂકતે કરી દેવામાં આવે** છે પરંતુ બીજો હિસ્સો **બિનચૂકતે** રહી જાય છે, અને એ બિનચૂકતે અથવા વધારાનો શ્રમ જ ચોક્કસ રૂપે એવું ભંડોળ બની રહે છે જેમાંથી **વધારાનું મૂલ્ય** અથવા **નફો** ઘડાય છે, પરંતુ લાગે છે એવું કે જાણે એકંદર શ્રમ ચૂકતે થઈ ગયેલો શ્રમ હોય.

એવો ખોટો દેખાવ **રોજીના શ્રમને** શ્રમનાં બીજાં **ઐતિહાસિક** રૂપોથી નોખો પાડી દે છે. રોજીની પદ્ધતિના આધારે **બિનચૂકતે** શ્રમ પણ જાણે **ચૂકતે થઈ ગયેલો** શ્રમ હોય એવો લાગે છે. એથી ઊલટું, **ગુલામની** બાબતમાં તેના શ્રમનો ચૂકતે થઈ ગયેલો હિસ્સો પણ જાણે બિનચૂકતે હોય એવો લાગે છે. બેશક, ગુલામ જીવતો રહે તો જ કામ કરી શકે, અને તેના કામદિનનો એક હિસ્સો તેના પોતાના નિભાવના મૂલ્યના બદલામાં જાય. પરંતુ તેની અને તેના માલિકની વચ્ચે કશો સોદો ન થયેલો હોવાથી, અને બે પક્ષો વચ્ચે વેચાણ તથા ખરીદીની કશી કામગીરીઓ ન ચાલતી હોવાથી, તેનો પૂરો શ્રમ જાણે કશા બદલા વગર આપવામાં આવતો હોય એવું લાગે.

4—1415

બીજી તરફ આપણે એવા ખેતગુલામ કિસાનનો દાખલો લઈએ કે જે યુરોપના આખા પૂર્વ વિસ્તારમાં ગઈકાલ સુધી હયાત હતો એમ હું કહી શકું. એવો કિસાન પહેલા ત્રણ દિવસ તેના પોતાના અથવા તેને સાંથે આપવામાં આવેલા ખેતરમાં કામ કરતો, અને પછીના ત્રણ દિવસ તેના ઉમરાવ માલિકની જાગીરમાં ફરજિયાત તથા મફત મહેનત કરતો. આ બાબતમાં, શ્રમના ચૂકતે અને બિનચૂકતે હિસ્સાઓને સમજપૂર્વક નોખા પાડવામાં આવ્યા હતા, વખત અને જગ્યાના આધારે નોખા પાડવામાં આવ્યા હતા, અને માણસ પાસે કશા બદલા વગર કામ કરાવવાના અમાનુષી ખ્યાલની સામેનો નૈતિક પુણ્યપ્રકોપ આપણા લિબરલોની અંદર છલકાઈ જતો હતો.

પરંતુ હકીકતની દૃષ્ટિએ તો કોઈ માણસ ત્રણ દિવસ પોતાને ખાતર પોતાના ખેતરમાં અને ત્રણ દિવસ પોતાના માલિક ઉમરાવની જાગીરમાં કશા બદલા વગર કામ કરે, અથવા કારખાનાના વિભાગમાં દરરોજ છ કલાક પોતાને ખાતર અને છ કલાક માલિક સારુ કામ કરે, તો એ બન્ને એકસરખી જ બાબતો છે. એટલું ખરું કે કારખાનાવાળા દાખલામાં શ્રમના ચૂકતે અને બિનચૂકતે હિસ્સા એકબીજામાં અવિભાજ્ય રૂપે ભળી ગયેલા હોય છે. અને આખા સોદાની તાસીર **કરાર**ની દખલબાજી વડે તથા અઠવાડિયાને અંતે મળતા **વેતન** વડે તદ્દન ઢંકાઈ જતી હોય છે. મફત શ્રમ એક દાખલામાં મરજિયાત આપેલો અને બીજા દાખલામાં ફરજિયાત આપવો પડેલો દેખાય છે. આખો તફાવત એ કારણે જ પડે છે.

"**શ્રમનું મૂલ્ય**" એ શબ્દોનો ઉપયોગ હું "**શ્રમશક્તિનું મૂલ્ય**" એવો અર્થ ધરાવતા પ્રચલિત ભાષાના શબ્દો તરીકે જ કરીશ.

## ૧૦. પણ્યને ખરા મૂલ્યે વેચીને જ નફો કરવામાં આવે છે

ધારો કે એક સરેરાશ શ્રમકલાક છ પેન્સ જેટલા મૂલ્યમાં મૂર્ત થાય છે અથવા બાર સરેરાશ શ્રમકલાક છ શિલિંગમાં મૂર્ત થાય છે. વધુમાં ધારો કે શ્રમનું મૂલ્ય ત્રણ શિલિંગ અથવા છ કલાકના શ્રમની નીપજ છે. એટલે કોઈ પણ્યમાં વપરાયેલ કાચો માલ, યંત્રો, વગેરેમાં ચોવીસ સરેરાશ શ્રમકલાક મૂર્ત થયા હોય તો તેનું મૂલ્ય બાર શિલિંગ થાય. એ ઉપરાંત, મૂડીદારે રોકેલા કામદારે ઉત્પાદનનાં એ સાધનોમાં બાર શ્રમકલાક ઉમેર્યા હોય તો એ બાર કલાક વધારાના



છ શિલિંગના મૂલ્યમાં મૂર્ત થાય. એટલે **નીપજનું કુલ મૂલ્ય** મૂર્ત થયેલા છત્રીસ શ્રમકલાક થાય અને તે અઢાર શિલિંગ સમાન હોય. પરંતુ શ્રમનું મૂલ્ય અથવા કામદારને ચૂકવવામાં આવેલી રોજી તો માત્ર ત્રણ શિલિંગ જ હોવાથી, કામદારે કરેલા અને પણ્યના મૂલ્યમાં મૂર્ત થયેલા છ કલાકના વધારાના શ્રમનો કશો સમાન બદલો મૂડીદારે કામદારને આપ્યો હોતો નથી. પછી મૂડીદાર પણ્યને અઢાર શિલિંગના પૂરા મૂલ્યે વેચીને, પોતે જેનો કશો સમાન બદલો ચૂકવ્યો નથી હોતો એવું ત્રણ શિલિંગનું મૂલ્ય વસૂલ કરી લે છે. એ ત્રણ શિલિંગ તેણે ખીસામાં પધરાવી દીધેલું વધારાનું મૂલ્ય અથવા નફો બની રહે છે. એ રીતે મૂડીદાર પણ્યને તેના મૂલ્ય કરતાં **વધારે** કિંમતે વેચીને નહિ પરંતુ તેના **ખરા મૂલ્યે** જ વેચીને ત્રણ શિલિંગનો નફો હાંસલ કરે છે.

પણ્યના મૂલ્યનું નિર્ધારણ તેમાં સમાયેલા કુલ **શ્રમરાશિના** આધારે થાય છે. પરંતુ એ શ્રમરાશિનો અમુક હિસ્સો એવા મૂલ્યમાં મૂર્ત થયેલો હોય છે કે જેનો સમાન બદલો રોજીના રૂપમાં ચૂકવી દેવાયેલો હોય છે, અને તેનો બાકીનો હિસ્સો એવા મૂલ્યમાં મૂર્ત થયેલો હોય છે કે જેનો કશો સમાન બદલો ચૂકવવામાં **નથી** આવ્યો હોતો. પણ્યમાં સમાયેલા શ્રમનો અમુક હિસ્સો ચૂકતે થઈ **ગયેલા** શ્રમનો અને બાકીનો હિસ્સો **બિનચૂકતે** શ્રમનો હોય છે. એટલે પણ્યને **તેના મૂલ્યે**, અર્થાત્ તેને અર્પિત **કુલ શ્રમરાશિને** મૂર્ત કરતા મૂલ્યે, વેચીને મૂડીદાર એવા વેચાણમાંથી નફો હાંસલ કરે જ. મૂડીદાર જે વેચે છે તેમાં તેણે જેનો સમાન બદલો ચૂકવ્યો હોય એ તો સામેલ હોય જ છે, પરંતુ સાથે સાથે એ પણ સામેલ હોય છે કે જેને માટે કામદારે શ્રમ કર્યો હોવા છતાં મૂડીદારે કશો જ બદલો ચૂકવ્યો નથી હોતો. મૂડીદાર માટે પણ્યની લાગત અને પણ્યની ખરી લાગત ભિન્ન ભિન્ન બાબતો છે. એટલે હું ફરી વાર જણાવું છું કે **સામાન્ય** અને સરેરાશ નફા પણ્યોને તેમનાં ખરાં મૂલ્યોથી **વધારે** કિંમતે નહિ પરંતુ **ખરાં મૂલ્યોએ** જ વેચીને હાંસલ કરવામાં આવે છે.

## ૧૧. વધારાના મૂલ્યનું જુદા જુદા ભાગોમાં વિઘટન

**વધારાના મૂલ્યને**, અથવા પણ્યના કુલ મૂલ્યના જે હિસ્સામાં કામદારનો **વધારાનો શ્રમ** અથવા **બિનચૂકતે શ્રમ** મૂર્ત થયો હોય તેને, હું **નફો** ગણાવું છું. એ નફો પૂરેપૂરો તો કામદારને કામે રાખનાર મૂડીદારના ખીસામાં નથી

જતો. જમીનની ઈજારદારીને કારણે જમીનદાર **વધારાના મૂલ્યનો** એક હિસ્સો **જમીનભાડાને** નામે લઈ શકે છે, પછી જમીનનો ઉપયોગ ભલે ખેતીવાડી માટે, ઈમારતો અથવા રેલવે માટે, કે બીજા કાંઈ ઉત્પાદક હેતુ માટે કરવામાં આવ્યો હોય. બીજી તરફ, કામદારને કામે રાખનાર મૂડીદાર **શ્રમનાં સાધનો** ઉપર પોતાના કબજાના આધારે વધારાનું મૂલ્ય ઉત્પન્ન કરી શકે છે, અથવા બીજા શબ્દોમાં **બિનચૂકતે શ્રમનો** **અમુક** રાશિ **પોતે** હડપ કરી શકે છે, એ હકીકત જ શ્રમનાં સાધનો તેને પૂરેપૂરાં અથવા આંશિક રૂપમાં ઉછીના આપનાર મૂડીદાર માટે, એવાં સાધનોના માલિક મૂડીદાર માટે, ટૂંકમાં **નાણાં ધીરનાર મૂડીદાર** માટે, વધારાના મૂલ્યમાંથી બીજો અમુક હિસ્સો **વ્યાજ** તરીકે માગવાનું શક્ય બનાવે છે. એટલે કામદારને કામે રાખનાર મૂડીદાર પાસે એવા મૂડીદાર તરીકે તો કેવળ **ઔદ્યોગિક** અથવા **વાણિજ્યિક** નફાના નામે ઓળખાતો હિસ્સો જ બચે છે.

એવા ત્રણ પ્રકારના લોકોની વચ્ચે વધારાના મૂલ્યના કુલ રાશિના વિભાજનનું નિયમન કયા નિયમોના આધારે થાય છે એ બાબત આપણા વિષયથી તદ્દન બહારની છે. પરંતુ મેં જે કંઈ જણાવ્યું છે તેમાંથી આટલું તો ફલિત થાય જ છે:

**જમીનભાડું, વ્યાજ, અને ઔદ્યોગિક નફો** તો પણ્યના **વધારાના મૂલ્યના**, અથવા **પણ્યની અંદર સમાયેલ** બિનચૂકતે **શ્રમના, જુદા જુદા હિસ્સાઓનાં જુદાં જુદાં નામો** જ છે. અને એ ત્રણેય એકસરખી રીતે **વધારાના મૂલ્યના સ્રોતમાંથી, એકમાત્ર એ જ સ્રોતમાંથી, તારવવામાં આવે છે**. તેમને ખાલી **જમીન** કે ખાલી **મૂડીમાંથી** નથી તારવી શકાતા, પરંતુ કામદારને કામે રાખનાર મૂડીદાર કામદારને શોષીને જે વધારાનું મૂલ્ય હાંસલ કરે છે તેમાંથી પોતપોતાના હિસ્સા મેળવવાનું જમીન તથા મૂડીના માલિકો માટે એવી માલિકીના આધારે શક્ય બને છે. વધારાનું મૂલ્ય, કામદારના વધારાના શ્રમનું અથવા બિનચૂકતે શ્રમનું ફળ, તેને કામે રાખનાર મૂડીદાર પૂરેપૂરું પોતાના ખીસામાં પધરાવી દે છે કે તેને એમાંથી અમુક હિસ્સા જમીનભાડાના તથા વ્યાજના નામે બીજા માણસોને ચૂકવી દેવા પડે છે, એ બાબત કામદાર માટે ગૌણ મહત્ત્વ ધરાવે છે. ધારો કે કામદારને કામે રાખનાર મૂડીદાર પોતાની જ મૂડીનો ઉપયોગ કરતો હોય અને જમીન પણ તેની જ માલિકીની હોય તો તે વધારાનું મૂલ્ય પૂરેપૂરું પોતાના જ ખીસામાં પધરાવી દે.

કામદારને કામે રાખનાર મૂડીદાર વધારાના મૂલ્યનો ભલે ગમે એટલો હિસ્સો અંતે પોતાને માટે બચાવી શકતો હોય, પરંતુ કામદારનું સીધું શોષણ કરીને એવું



વધારાનું મૂલ્ય હાંસલ કરવાનું કામ તો એ જ કરે છે. રોજીની આખી પ્રથા તેમ જ ઉત્પાદનની આખી વર્તમાન પદ્ધતિનો આધાર કામદારને કામે રાખનાર મૂડીદાર અને રોજીએ કામ કરતા કામદાર વચ્ચેના એ સંબંધ ઉપર જ છે. એટલે, આપણી ચર્ચાવિચારણામાં ભાગ લેનારા કેટલાક નાગરિકોએ ઢાંકપિછોડાની કોશિશ કરીને તેમ જ કામદારને કામે રાખનાર મૂડીદાર અને કામદાર વચ્ચેના આ મૂળભૂત સંબંધને ગૌણ બાબત ગણીને ભૂલ કરી હતી, જોકે તેમની એવી દલીલ ખરી હતી કે અમુક સંજોગોમાં કિંમતોમાં વધારા કામદારને કામે રાખનાર મૂડીદાર ઉપર, જમીનદાર ઉપર, ધનવાન મૂડીદાર ઉપર, અને તમને ગમે તો કરવેરા વસૂલ કરનારની ઉપર, ખૂબ અસમાન પ્રમાણોની અસરો પાડી શકે.

મારી છણાવટમાંથી બીજું પણ આટલું ફલિત થાય છે:

પણ્યના મૂલ્યનો જે હિસ્સો કેવળ કાચા માલ તથા યંત્રસામગ્રીના મૂલ્યનું, ટૂંકમાં કહીએ તો ઉત્પાદનનાં વપરાઈ ગયેલાં સાધનોના મૂલ્યનું, પ્રતિનિધિત્વ કરે છે તે હિસ્સો કશી **આવક નથી** બનતો, તે તો **માત્ર મૂડીનું** સ્થાન લઈ લે છે. પરંતુ એ સિવાય, આવી દલીલ ગલત છે કે પણ્યના મૂલ્યમાંથી **આવક બની** રહેતો બીજો હિસ્સો અથવા રોજી, **નફા**, જમીનભાડું, તથા વ્યાજના રૂપમાં ખર્ચાતો હિસ્સો રોજીના મૂલ્ય વડે, જમીનભાડાના મૂલ્ય વડે, નફાના મૂલ્ય વડે, વગેરે રીતે **બને** છે. આપણે શરૂઆતમાં રોજીને રહેવા દઈને કેવળ ઔદ્યોગિક નફા, વ્યાજ, તથા જમીનભાડાનું પરીક્ષણ કરીશું. આપણે હમણાં જ જોયું કે પણ્યમાં સમાયેલ **વધારાનું મૂલ્ય**, અથવા તેના મૂલ્યના જે હિસ્સામાં **બિનચૂકતે શ્રમ** મૂર્ત થયો હોય તે હિસ્સો, જુદાં જુદાં ત્રણ નામો ધરાવતા વિવિધ ખંડોમાં **વિભાજિત થઈ જાય છે**. પરંતુ એવી દલીલ સત્યથી તદ્દન વેગળી ગણાશે કે તેનું મૂલ્ય એ **ત્રણ ઘટકોનાં સ્વતંત્ર** મૂલ્યોના **સરવાળા** વડે **બનેલું** અથવા **રચાયેલું હોય** છે.

એક કલાકનો શ્રમ છ પેન્સના મૂલ્યમાં મૂર્ત થતો હોય, કામદારનો કામદિન બાર કલાકનો હોય, તેમાંથી અરધો સમય બિનચૂકતે શ્રમનો હોય, તો એવો વધારાનો શ્રમ પણ્યમાં ત્રણ શિલિંગનું **વધારાનું મૂલ્ય** ઉમેરે, અર્થાત્ જેનો સમાન બદલો ચૂકતે ન કરવામાં આવ્યો હોય એવું મૂલ્ય ઉમેરે. એ ત્રણ શિલિંગનું વધારાનું મૂલ્ય જ **આખું** ભંડોળ બની રહે છે જેમાંથી કામદારને કામે રાખનાર મૂડીદાર જમીનદારની જોડે તેમ જ નાણાં ધીરનારની જોડે ગમે તેવાં પ્રમાણોના ભાગ પાડી શકે. એ ત્રણ શિલિંગનું મૂલ્ય તેમણે માંહોમાંહે વહેંચી લેવાના મૂલ્યની મર્યાદા બની રહે છે. કામદારને કામે રાખનારો મૂડીદાર પણ્યના મૂલ્યમાં પહેલાં પોતાના

નફા માટે આપમરજીએ મૂલ્યનો ઉમેરો, પછી જમીનદાર માટે વધુ મૂલ્યનો ઉમેરો, વગેરે જેવા ઉમેરા નથી જ કરતો, અને કુલ મૂલ્યની રચના એવાં આપમરજીએ ઉમેરેલાં મૂલ્યોના સરવાળા વડે નથી જ થતી. એટલે પ્રચલિત ખ્યાલમાં સમાયેલો ભ્રમ તમે સમજી શકશો. પ્રચલિત ખ્યાલ મુજબ, **અમુક મૂલ્યને** ત્રણ ખંડોમાં વહેંચી દેતા તેના **વિઘટનને** ત્રણ **સ્વતંત્ર** મૂલ્યોના સરવાળા વડે એ મૂલ્યની **રચના** સમજી લેવામાં આવે છે, અને જેમાંથી જમીન ભાડું તથા નફો તથા વ્યાજ તારવવામાં આવે છે એ એકંદર મૂલ્યને આપમરજીના પરિમાણમાં પલટાવી નાખવામાં આવે છે.

મૂડીદારે હાંસલ કરેલો નફો ૧૦૦ પાઉંડ જેટલો હોય તો આપણે એ રકમને **નિરપેક્ષ** પરિમાણ તરીકે **નફાનો રાશિ** ગણાવીએ. પરંતુ રોકવામાં આવેલી મૂડીના સંબંધમાં એ ૧૦૦ પાઉંડના પ્રમાણની ગણતરી કરીને આપણે તેને **સાપેક્ષ** પરિમાણ અથવા **નફાનો** દર ગણાવીએ. સાફ છે કે નફાના એ દરને બેવડી રીતે વ્યક્ત કરી શકાય.

ધારો કે ૧૦૦ પાઉંડ **રોજીના** રૂપમાં **રોકવામાં આવેલી** મૂડી છે. પેદા કરવામાં આવેલું વધારાનું મૂલ્ય પણ ૧૦૦ પાઉંડ હોય—અને એથી આપણને જાણવા મળે કે કામદારનો અરધો કામદિન **બિનચૂકતે** શ્રમનો બનેલો હોવો જોઈએ—અને આપણે એ નફાને રોજીના રૂપમાં રોકવામાં આવેલી મૂડીના મૂલ્ય વડે માપીએ તો આપણે **નફાનો** દર એકસો ટકાનો ગણાવી શકીએ કારણ કે રોકવામાં આવેલું મૂલ્ય એકસો છે અને હાંસલ કરવામાં આવેલું મૂલ્ય બસો છે.

બીજી તરફ જો આપણે કેવળ રોજીના **રૂપમાં રોકવામાં આવેલી** મૂડીને જ નહિ પરંતુ રોકવામાં આવેલી **કુલ** મૂડીને, દાખલા તરીકે ૫૦૦ પાઉંડને—જેમાંથી ૪૦૦ પાઉંડ કાચો માલ, યંત્રસામગ્રી, વગેરેના મૂલ્યનું પ્રતિનિધિત્વ કરતા હોય — ગણતરીમાં લઈએ તો **નફાનો** દર માત્ર વીશ ટકાનો બની રહે, કારણ કે એકસોનો નફો રોકવામાં આવેલી **કુલ** મૂડીનો માત્ર પાંચમો ભાગ જ છે.

નફાનો દર વ્યક્ત કરવાની પહેલી રીત જ એકમાત્ર એવી રીત છે કે જે તમને ચૂકતે અને બિનચૂકતે શ્રમ વચ્ચેનું ખરું પ્રમાણ બતાવે છે, શ્રમના શોષણની ખરી માત્રા બતાવે છે. નફાનો દર વ્યક્ત કરવાની બીજી રીત સામાન્ય રૂપે ઉપયોગમાં લેવાતી રીત છે, અને અમુક હેતુઓ માટે તે ખરેખર માફક છે. મૂડીદાર કામદારનો કેટલો શ્રમ મફત શોષી લે છે તેની માત્રા છુપાવવા માટે તો એ રીત ગમે ત્યારે ખૂબ જ ઉપયોગી બની રહે છે.



મારે હજી જે છણાવટ કરવાની છે તેમાં હું **નફો** શબ્દનો ઉપયોગ મૂડીદાર તરફથી શોષી લેવામાં આવતા વધારાના મૂલ્યના પૂરા રાશિ માટે કરીશ, જુદા જુદા મૂડીદારો વચ્ચે એ વધારાના મૂલ્યના વિભાજનને લક્ષમાં લીધા વગર જ કરીશ. એવી જ રીતે, **નફાનો** દર શબ્દોનો ઉપયોગ કરતી વેળા હું **નફાની** માપણી હંમેશાં રોજીના રૂપમાં રોકવામાં આવેલી મૂડીના મૂલ્યના આધારે જ કરીશ.

## ૧૨. નફા, રોજી, અને કિંમતો વચ્ચેનો સામાન્ય સંબંધ

પણ્યના મૂલ્યમાંથી તેના સંબંધમાં વાપરવામાં આવેલા કાચા માલના તેમ જ ઉત્પાદનનાં બીજાં સાધનોના મૂલ્યનું સ્થાન લેનારા મૂલ્યને બાદ કરો, અર્થાત્ પણ્યના મૂલ્યમાંથી તેની અંદર સમાયેલા ભૂતકાલીન શ્રમનું પ્રતિનિધિત્વ કરતા મૂલ્યને બાદ કરો, એટલે તેનું બાકી બચતું મૂલ્ય **છેલ્લે** રોકવામાં આવેલા કામદારે ઉમેરેલા શ્રમરાશિને મૂર્ત કરતું મૂલ્ય બની રહેશે. કામદાર દરરોજ બાર કલાક કામ કરે, અને બાર કલાકનો સરેરાશ શ્રમ છ શિલિંગ જેટલા સોનાના જથ્થામાં મૂર્ત થતો હોય, તો એ નવું ઉમેરાયેલું છ શિલિંગનું મૂલ્ય જ એ કામદારના શ્રમ વડે પેદા થયેલું **એકમાત્ર** મૂલ્ય ગણાય. તેના શ્રમના સમયના આધારે નિર્ધારિત થતું એ અમુક મૂલ્ય જ એકમાત્ર એવું ભંડોળ હોય કે જેમાંથી તે અને મૂડીદાર પોતપોતાના હિસ્સા કે લાભાંશ તારવી શકે, એકમાત્ર એવું મૂલ્ય હોય કે જેને રોજી અને નફામાં વિભાજિત કરી શકાય. સાફ છે કે બે પક્ષો વચ્ચે એ મૂલ્યના વિભાજનનાં પલટાતાં પ્રમાણોથી ખુદ મૂલ્યમાં તો કશો ફેર **ન** જ પડે. અને એક કામદારની જગ્યાએ તમે આખી કામદાર વસતિને ગોઠવી દો, દાખલા તરીકે એક કામદિનને બદલે એક કરોડ ને વીશ લાખ કામદિનની ગણતરી કરો, તોયે તથ્યમાં કશો ફેર નહિ જ પડે.

મૂડીદાર અને કામદારને એ મર્યાદિત મૂલ્યમાંથી જ, અર્થાત્ કામદારના કુલ શ્રમના આધારે નિર્ધારિત થતા મૂલ્યમાંથી જ, ભાગ પાડી લેવાના હોય છે એટલે એકને જેટલો મોટો ભાગ મળે એટલા પ્રમાણમાં બીજાનો ભાગ નાનો હોય અને એકને જેટલો નાનો ભાગ મળે એટલા પ્રમાણમાં બીજાનો ભાગ મોટો હોય. નિશ્ચિત જથ્થાના ભાગલામાં એક ભાગ જેટલો ઘટે એટલા પ્રમાણમાં બીજો ભાગ વધે. રોજીમાં ફેર પડે તો નફામાં એથી ઊલટી દિશાનો ફેર પડે. રોજી ઘટે તો નફા વધે અને રોજી વધે તો નફા ઘટે. આપણે અગાઉ કરેલી

ધારણા મુજબ કામદારને ત્રણ શિલિંગ મળે અને એ બદલો કામદારે સર્જેલા મૂલ્યના અરધા ભાગ જેટલો હોય, અથવા કામદારના પૂરા કામદિનમાંથી અરધો ચૂકતે થઈ ગયેલા શ્રમનો અને અરધો બિનચૂકતે શ્રમનો હોય, તો નફાનો દર ૧૦૦ ટકા ગણાય કારણ કે મૂડીદારને પણ ત્રણ શિલિંગ મળે. કામદારને માત્ર બે શિલિંગ મળે, અથવા તે આખા દિવસના માત્ર ત્રીજા ભાગ જેટલું જ કામ પોતાને ખાતર કરતો હોય, તો મૂડીદારને ચાર શિલિંગ મળે અને નફાનો દર ૨૦૦ ટકા ગણાય. કામદારને ચાર શિલિંગ મળે તો મૂડીદારને માત્ર બે શિલિંગ મળે અને નફાનો દર ઘટીને ૫૦ ટકાનો થઈ જાય, પરંતુ એવાં બધાં પરિવર્તનોની કશી અસર પણ્યના મૂલ્ય ઉપર ન પડે. એટલે રોજીમાં સામાન્ય વધારાના પરિણામે નફાનો સામાન્ય દર ઘટી જાય પરંતુ તેની કશી અસર મૂલ્યોની ઉપર ન પડે.

પણ્યોના બજારભાવનું નિયમન કરતાં મૂલ્યોનું નિર્ધારણ અંતમાં તો તેમની અંદર સમાયેલા કુલ શ્રમરાશિઓના એકમાત્ર આધારે જ થતું હોય છે, શ્રમરાશિના ચૂકતે અને બિનચૂકતે વિભાજનોના આધારે નથી થતું. પરંતુ તેમાંથી એવો નિષ્કર્ષ તો કોઈ રીતે નથી જ નીકળતો કે દાખલા તરીકે બાર કલાક દરમિયાન ઉત્પાદિત અલગ અલગ પણ્યો અથવા પણ્યસમૂહાનાં મૂલ્યો કાયમ એકસરખાં જ રહે. શ્રમના અમુક સમય દરમિયાન અથવા શ્રમના અમુક રાશિ વડે ઉત્પાદિત પણ્યોની સંખ્યા કે સમૂહનો આધાર, લગાવવામાં આવેલા શ્રમની માત્રા અથવા **વખત** ઉપર નહિ પરંતુ શ્રમની ઉત્પાદક **શક્તિ** ઉપર હોય છે. દાખલા તરીકે, કાંતણશ્રમની ઉત્પાદક શક્તિનું પ્રમાણ અમુક હોય ત્યારે બાર કલાકના કામદિન દરમિયાન બાર રતલ સૂતર બનાવી શકાય, પરંતુ ઉત્પાદક શક્તિનું પ્રમાણ ઘટી જાય તો એટલા જ વખતમાં માત્ર બે રતલ સૂતર બનાવી શકાય. એટલે એક દાખલામાં બાર કલાકનો સરેરાશ શ્રમ છ શિલિંગના મૂલ્યમાં મૂર્ત થતો હોય તો બાર રતલ સૂતરના છ શિલિંગ લાગે, અને બીજા દાખલામાં બે રતલ સૂતરના પણ છ શિલિંગ લાગે. પરિણામે એક દાખલામાં એક રતલ સૂતરના છ પેન્સ લાગે જ્યારે બીજા દાખલામાં એક રતલ સૂતરના ત્રણ શિલિંગ લાગે. લગાવવામાં આવેલા શ્રમની ઉત્પાદક શક્તિઓમાં રહેલા તફાવતના પરિણામે કિંમતમાં એવો ફેર પડી જાય. ઉત્પાદક શક્તિ વધારે હોય ત્યારે એક કલાકનો શ્રમ એક રતલ સૂતરમાં મૂર્ત થતો હોય પરંતુ ઉત્પાદક શક્તિ ઓછી હોય ત્યારે છ કલાકનો શ્રમ પણ એક જ રતલ સૂતરમાં મૂર્ત થઈ શકે. એક દાખલામાં રોજી પ્રમાણમાં ઊંચી અને નફાનો



દર નીચો હોવા છતાં એક રતલ સૂતરની કિંમત માત્ર છ પેન્સ થાય, જ્યારે બીજા દાખલામાં રોજી નીચી અને નફાનો દર ઊંચો હોવા છતાં એક રતલ સૂતરની કિંમત ત્રણ શિલિંગ થાય. આનું કારણ એ છે કે એક રતલ સૂતરની કિંમતનું નિયમન તેની અંદર **સમાયેલા કુલ શ્રમરાશિના** આધારે થાય છે, **કુલ શ્રમરાશિના ચૂકતે અને બિનચૂકતે વિભાજનોનાં પ્રમાણોના** આધારે નથી થતું. એટલે, મોંઘા શ્રમ વડે સસ્તાં પણ્યોનું અને સસ્તા શ્રમ વડે મોંઘાં પણ્યોનું ઉત્પાદન થઈ શકે છે એવી જે હકીકતનો મેં ઉલ્લેખ કર્યો છે તેનો વિરોધાભાસ આથી ખતમ થઈ જાય છે. તેમાં તો એવો સામાન્ય નિયમ જ વ્યક્ત થાય છે કે પણ્યના મૂલ્યનું નિયમન તેની અંદર સમાયેલા શ્રમરાશિના આધારે જ થાય છે, અને તેની અંદર સમાયેલા શ્રમરાશિનો પૂરો આધાર તેમાં લગાવવામાં આવેલા શ્રમની ઉત્પાદક શક્તિઓની ઉપર હોય છે, એટલે શ્રમની ઉત્પાદકતામાં થતા પ્રત્યેક **પરિવર્તનની** સાથે સાથે તેમાં પણ પરિવર્તન થાય છે.

## ૧૩. રોજી વધારવાના અથવા તેમાં ઘટાડો અટકાવવાના પ્રયાસોના મુખ્ય દાખલાઓ

હવે આપણે રોજી વધારવાના પ્રયાસોના અથવા રોજીમાં ઘટાડાના પ્રતિકારના મુખ્ય દાખલાઓનું ગંભીર પરીક્ષણ કરીશું.

૧. આપણે જોયું કે **શ્રમશક્તિના મૂલ્યનું** અથવા વધુ પ્રચલિત બોલીમાં **શ્રમના મૂલ્યનું** નિર્ધારણ જરૂરિયાતની ચીજોના મૂલ્યના આધારે અથવા તેમના ઉત્પાદનમાં જરૂરી શ્રમરાશિના આધારે થાય છે. એટલે અમુક દેશમાં કામદારની રોજની સરેરાશ જરૂરિયાતોનું મૂલ્ય ત્રણ શિલિંગમાં વ્યક્ત થતા છ કલાકના શ્રમનું પ્રતિનિધિત્વ કરતું હોય તો કામદારને તેના રોજના ગુજરા સમાન નીપજ પેદા કરવા માટે દરરોજ છ કલાક કામ કરવું પડે. આખો કામદિન બાર કલાકનો હોય તો મૂડીદાર તેને ત્રણ શિલિંગ આપીને તેના શ્રમનું મૂલ્ય ચૂકવી દે. પરિણામે કામદિનનો અરધો હિસ્સો બિનચૂકતે શ્રમનો હોય અને નફાનો દર ૧૦૦ ટકાનો હોય. પણ ધારો કે ઉત્પાદકતામાં ઘટાડો થઈ જતાં ખેતીવાડીની અગાઉ જેટલી જ નીપજ માટે વધુ શ્રમ આવશ્યક બની જાય અને તેના પરિણામે રોજની સરેરાશ જરૂરિયાતોની કિંમત ત્રણ શિલિંગથી વધીને ચાર શિલિંગ થઈ જાય. એમ બને તો શ્રમના **મૂલ્યમાં** ત્રીજા ભાગનો અથવા ૩૩.૧/૩ ટકાનો વધારો થઈ જાય. કામદારના અગાઉના જીવનધોરણ મુજબ તેના રોજના ગુજરા સમાન

નીપજ પેદા કરવા માટે આઠ કલાકનો શ્રમ જરૂરી બની જાય. તેના પરિણામે વધારાનો શ્રમ છ કલાકથી ઘટીને ચાર કલાક થઈ જાય અને નફાનો દર ૧૦૦ ટકાથી ઘટીને ૫૦ ટકા થઈ જાય. પરંતુ કામદાર તો રોજીમાં વધારાની માગણી કરતી વેળા પણ્યના બીજા કોઈ પણ વિક્રેતાની જેમ જ કેવળ **પોતાના શ્રમના વધી ગયેલા મૂલ્યની** જ માગણી કરતો હોય છે. દરેક વિક્રેતા તેનાં પણ્યોની લાગત વધી જાય ત્યારે પણ્યનું વધી ગયેલું મૂલ્ય હાંસલ કરવાની કોશિશ કરે છે. જરૂરિયાતની ચીજોનાં મૂલ્યોમાં વધારાની સાથે સાથે રોજી વધે નહિ, અથવા ઓછા પ્રમાણમાં વધે, તો શ્રમની કિંમત **શ્રમના મૂલ્યથી ઘટી જાય** અને કામદારનું જીવનધોરણ બદતર બની જાય.

પરંતુ પરિવર્તન એથી ઊલટી દિશામાં પણ થઈ શકે. શ્રમની ઉત્પાદકતામાં વધારો થાય તો રોજની અગાઉ જેટલાં જ જરૂરિયાતોનું મૂલ્ય કદાચ ત્રણ શિલિંગથી ઘટીને બે શિલિંગ થઈ જાય, અથવા રોજની જરૂરિયાતોના મૂલ્ય સમાન પુનરુત્પાદન માટે કામદિનમાંથી છ કલાકને બદલે માત્ર ચાર જ કલાક લગાવવા પડે. કામદાર જરૂરિયાતની જેટલી ચીજો અગાઉ ત્રણ શિલિંગમાં ખરીદતો હતો એટલી હવે બે શિલિંગમાં ખરીદી શકે. **શ્રમનું મૂલ્ય** બેશક ઘટી ગયું હોય પરંતુ એ ઘટેલું મૂલ્ય પણ્યોના અગાઉ જેટલા જ જથ્થાને આવરી લેતું હોય. નફો ત્રણ શિલિંગથી વધીને ચાર શિલિંગ થઈ જાય અને નફાનો દર ૧૦૦ ટકાથી વધીને ૨૦૦ ટકા થઈ જાય. કામદારનું નિરપેક્ષ જીવનધોરણ અગાઉ જેવું જ રહે, પરંતુ તેની **સાપેક્ષ** રોજી અને સાથે સાથે મૂડીદારની સરખામણીએ તેની **સાપેક્ષ સામાજિક સ્થિતિ** નીચી કક્ષાએ ઊતરી જાય. સાપેક્ષ રોજીમાં એવા ઘટાડાનો કામદાર પ્રતિકાર કરે તો તે પોતાના જ શ્રમની વધેલી ઉત્પાદક શક્તિમાંથી થોડોક હિસ્સો મેળવવાનો અને સામાજિક પાયા પર પોતાની અગાઉની સાપેક્ષ સ્થિતિ જાળવી રાખવાનો જ પ્રયાસ કરતો હોય. અંગ્રેજ કારખાના હાકેમોએ અનાજ કાનૂનો વિરુદ્ધની ચળવળ દરમિયાન આપેલાં વચનોનો ઉઘાડો ભંગ કરીને એ કાનૂનોની નાબૂદી પછી રોજીમાં સામાન્ય રૂપે દસ ટકાનો ઘટાડો કરી નાખ્યો હતો. કામદારોનો પ્રતિકાર શરૂઆતમાં તો નાકામયાબ નીવડયો હતો, પરંતુ અમુક સંજોગોને લીધે એ દસ ટકા આગળ જતાં પાછા હાંસલ કરી લેવામાં આવ્યા હતા. એ સંજોગોની છણાવટ હું અત્યારે નહિ કરું.

૨. જરૂરિયાતની ચીજોનાં **મૂલ્યો** જેમનાં તેમ રહેવાથી **શ્રમનું મૂલ્ય** પણ જેમનું તેમ રહે, પરંતુ **નાણાના મૂલ્યમાં પરિવર્તન** થવાથી એ મૂલ્યોની **નાણારૂપી કિંમતોમાં** પરિવર્તન થઈ જાય.



દાખલા તરીકે, એક ઔંસ સોનાના ઉત્પાદનમાં અમુક શ્રમ લગાવવો પડતો હોય, પરંતુ પછી વધારે સમૃદ્ધ ખાણોની શોધ અને એવાં બીજાં કારણોસર એટલા જ શ્રમ વડે બે ઔંસ સોનાનું ઉત્પાદન થવા લાગે. તેના પરિણામે સોનાના **મૂલ્યમાં** અરધો, અથવા પચાસ ટકાનો, ઘટાડો થઈ જાય. એથી બીજાં બધાં પણ્યોનાં **મૂલ્યો** તેમની અગાઉ કરતાં બમણી **નાણારૂપી કિંમતોમાં** વ્યક્ત થવા લાગે અને શ્રમના મૂલ્યની બાબતમાં પણ એમ જ બને. અગાઉ છ શિલિંગમાં વ્યક્ત થતો બાર કલાકનો શ્રમ હવે બાર શિલિંગમાં વ્યક્ત થાય. કામદારની રોજી વધીને છ શિલિંગ થઈ જવાને બદલે અગાઉની જેમ ત્રણ શિલિંગ જ રહે તો **તેના શ્રમની નાણારૂપી કિંમત તેના શ્રમના મૂલ્યના અરધા ભાગ** જેટલી થઈ જાય અને તેનું જીવનધોરણ ભયંકર પ્રમાણમાં બદતર બની જાય. તેની રોજીમાં વધારો થાય પરંતુ એ વધારો સોનાના મૂલ્યમાં થયેલા ઘટાડાના પ્રમાણ મુજબનો ન હોય તો વધુ કે ઓછે અંશે એમ જ બને. એવા દાખલામાં, શ્રમની ઉત્પાદક શક્તિઓ કે પુરવઠો તથા માંગ કે મૂલ્યોમાં કશું જ પરિવર્તન ન થયું હોય. એ મૂલ્યોનાં નાણારૂપી **નામો** સિવાય બીજું કશું જ ન બદલાયું હોય. કોઈ એમ કહે કે એવા સંજોગમાં કામદારે પ્રમાણસર રોજી વધારાની માગણી ન કરવી જોઈએ, તો તેનો અર્થ એટલો જ થાય કે કામદારને તેની મહેનતના બદલામાં ચીજોથી નહિ પરંતુ નામોથી જ સંતોષ થઈ જવો જોઈએ. સમગ્ર ગત ઇતિહાસ સાબિત કરી આપે છે કે જ્યારે જ્યારે નાણામાં એવો મૂલ્યઘટાડો થાય ત્યારે ત્યારે મૂડીદારો કામદારને છેતરવાની તક ઝડપી લેવા તૈયાર થઈ જતા હોય છે. રાજકીય અર્થશાસ્ત્રીઓનો એક ખૂબ બહોળો વિભાગ જણાવે છે કે નવાં સુવર્ણક્ષેત્રોની શોધ, રૂપાની ખાણોમાં બહેતર કામગીરી, અને પારાના વધારે સસ્તા પુરવઠાના પરિણામે કીમતી ધાતુઓના મૂલ્યમાં ફરી ઘટાડો થયો છે. તળ યુરોપખંડમાં રોજી વધારા માટેના સામાન્ય તથા એકીવેળાના પ્રયાસોનો ખુલાસો એ હકીકત પૂરો પાડે છે.

૩. અત્યાર સુધી આપણે એવી ધારણા કરી છે કે **કામદિનને** અમુક મર્યાદાઓ હોય છે. પરંતુ કામદિનની ખુદની કશી અચલ મર્યાદાઓ હોતી જ નથી. તેને શારીરિક શક્તિની છેક આખરી હદ સુધી લંબાવવાનું કાયમી વલણ તો મૂડીનું હોય છે કારણ કે વધારાનો શ્રમ એટલી હદે વધી જાય છે અને તેમાંથી હાંસલ થતો નફો પણ પરિણામ રૂપે વધી જાય છે. કામદિનને લંબાવવામાં મૂડી જેટલી વધારે સફળ થાય એટલા વધારે પ્રમાણમાં તે બીજા લોકોનો શ્રમ હડપ કરી જાય છે. સત્તરમી સદી દરમિયાન અને અઢારમી સદીના શરૂના બે

તૃતીયાંશ સમય દરમિયાન પણ આખા ઇંગ્લૅંડમાં દસ કલાકનો કામદિન સામાન્ય કામદિન હતો. જેકોબિન વિરોધી જંગ – જે હકીકતમાં તો બ્રિટિશ ઉમરાવોએ બ્રિટિશ કામદારોની[23] સામે ચલાવેલો જંગ હતો — દરમિયાન મૂડીએ મહોત્સવ ઊજવ્યો અને કામદિનને દસથી બાર, ચૌદ, કે અઢાર કલાક સુધી લંબાવી દીધો. **માલ્થસ** જેવો માણસ રોતલ લાગણીવેડાનો ભોગ બની જાય એવી શંકા તો કોઈના મનમાં કદી થાય જ નહિ. તેણે પણ લગભગ ૧૮૧૫માં પ્રકાશિત એક પુસ્તિકામાં જાહેર કર્યું હતું કે આવી હાલત ચાલુ રહેશે તો રાષ્ટ્રના જીવનનાં મૂળિયાં ઉપર જ ઘા પડશે.[24] નવી સ્થાપેલી યંત્રસામગ્રીનો ઉપયોગ સામાન્ય રૂપે શરૂ થયો તેનાથી થોડાંક વરસો અગાઉ, લગભગ ૧૭૬૫માં, ઇંગ્લૅંડમાં **'વ્યાપાર અંગે નિબંધ'** નામે એક પુસ્તિકા પ્રકાશિત થઈ હતી. કામદાર વર્ગોના કટ્ટર દુશ્મન જેવા અનામી લેખકે તેમાં કામદિનની મર્યાદાઓ ઢીલી કરીને વખત લંબાવવાની આવશ્યકતા વિશે બરાડા પાડ્યા હતા. એવો હેતુ સાધવાના બીજા ઉપાયોમાં તેણે **કામ મથકો**[25] સ્થાપવાનું સૂચન કર્યું હતું, અને જણાવ્યું હતું કે એ મથકો **'ત્રાસ મથકો'** હોવાં જોઈએ. એવાં **'ત્રાસ મથકો'** માટે તેણે કામદિનની કેટલી લંબાઈ નક્કી કરેલી? **બાર કલાક** — ૧૮૩૨માં મૂડીદારો, રાજકીય અર્થશાસ્ત્રીઓ, અને પ્રધાનોએ બાર વરસથી ઓછી ઉંમરના બાળકો માટે જેને કેવળ પ્રચલિત જ નહિ પરંતુ આવશ્યક શ્રમ સમય જાહેર કર્યો હતો એટલો વખત.

વર્તમાન પદ્ધતિમાં કામદારને પોતાની શ્રમશક્તિ વેચવી જ પડે છે. એવા વેચાણથી તે પોતાની શ્રમશક્તિનો ઉપભોગ મૂડીદારને હવાલે કરી દે છે, પરંતુ તેની અમુક બુદ્ધિગમ્ય મર્યાદાઓ હોય છે. એવું વેચાણ કરવામાં તેનો હેતુ પોતાની શ્રમશક્તિને ખતમ કરી નાખવાનો નહિ પરંતુ કુદરતી ઘસારાને બાદ કરતાં જેટલી બચે એટલી જાળવી રાખવાનો હોય છે. રોજના કે અઠવાડિયાના મૂલ્યે તેની શ્રમશક્તિના વેચાણમાં એટલો ખ્યાલ તો સમાયેલો હોય જ છે કે એ શ્રમશક્તિને એક દિવસ કે એક અઠવાડિયામાં બે દિવસ કે બે અઠવાડિયાની બરબાદી અથવા ઘસારાનો ભોગ નહિ બનાવવામાં આવે. આપણે ૧૦૦૦ પાઉંડની કિંમતના યંત્રનો દાખલો લઈએ. તે દસ વરસમાં વપરાઈ જાય તો તેની મદદ વડે ઉત્પાદિત પણ્યોના મૂલ્યમાં દર વરસે ૧૦૦ પાઉંડનો ઉમેરો કરતું રહે, અને પાંચ વરસમાં વપરાઈ જાય તો દર વરસે ૨૦૦ પાઉંડનો ઉમેરો કરતું રહે, અથવા એમ કહીએ કે તેનો વાર્ષિક ઘસારો તેના વપરાશના સમયથી ઊલટા પ્રમાણમાં હોય છે. પરંતુ આ હકીકત માણસને યંત્રથી જુદો પાડે છે. યંત્રસામગ્રી



તેના વપરાશના પૂરેપૂરા પ્રમાણમાં નથી ઘસાઈ જતી. એથી ઊલટું, માણસ તો કામમાં ખાલી સંખ્યાની દૃષ્ટિએ થતા વધારામાંથી નજરે પડે તેના કરતાં ઘણા અધિક પ્રમાણમાં ક્ષીણ થતો જાય છે.

કામદારો જ્યારે કામદિનને ટૂંકાવીને તેના અગાઉના તર્કસંગત પરિમાણો સુધી પહોંચાડી દેવાના પ્રયાસો કરે છે, અથવા સામાન્ય કામદિનનું કાનૂની નિર્ધારણ ન કરાવી શકે તો અતિમહેનતને અંકુશમાં રાખવાના પ્રયાસો રોજી વધારા મારફત, તેમની ઉપર લાદવામાં આવતા વધારાના શ્રમસમય પૂરતા પ્રમાણમાં જ નહિ પરંતુ તેનાથી અધિક પ્રમાણમાં રોજી વધારા મારફત, કરે છે ત્યારે તેઓ પોતાના પ્રત્યેની અને પોતાની જાતિ પ્રત્યેની કેવળ ફરજ જ બજાવે છે. તેઓ મૂડીની જુલમી હડપગીરીની કેવળ મર્યાદાઓ જ બાંધે છે. સમય એટલે માનવીય વિકાસનો અવકાશ. જે માણસને પોતાના ઉપયોગ માટે ફુરસદનો સમય ન મળતો હોય, નીંદરના કે ખાવા પીવાના કે એવા જ બીજા ખાલી શારીરિક અંતરાયોને બાદ કરતાં જેના આખા જીવનકાળને મૂડીદાર માટેનો શ્રમ જ ભરખી જતો હોય, એવો માણસ ભારવાહક પશુઓ કરતાંયે ઊતરતો ગણાય. એવો માણસ તો કેવળ પરાઈ દોલત પેદા કરતું યંત્ર જ બની રહે, તેનું તન ભાંગી જાય અને તેના મનમાંથી માણસાઈ મરી પરવારે. પરંતુ આધુનિક ઉદ્યોગનો આખો ઇતિહાસ બતાવે છે કે મૂડીને અંકુશમાં નહિ રાખવામાં આવે તો તે સમગ્ર કામદાર વર્ગને એવી અધોગતિના આખરી તબક્કાની હાલતમાં ધકેલી દેવાની અવિચારી અને નિર્દય કામગીરી કરતી જ રહેશે.

કામદિન લંબાવવાના કદમ મારફત મૂડીદાર **વધારે** રોજી ચૂકવવા છતાં **શ્રમનું મૂલ્ય** ઘટાડી શકે. રોજીમાં વધારો જો શોષિત શ્રમના વધેલા અધિકતર રાશિ જોડે અને પરિણામે શ્રમશક્તિના વધારે ઝડપી ક્ષય જોડે પ્રમાણસર ન હોય તો એમ બને. એક બીજી રીતે પણ એમ કરી શકાય. દાખલા તરીકે, મધ્યમવર્ગીય આંકડાશાસ્ત્રીઓ જણાવે છે કે લેંકેશાયરમાં કારખાના-કુટુંબોની સરેરાશ રોજી વધી છે. તેઓ ભૂલી જાય છે કે એક જ માણસના, કુટુંબના વડાના, શ્રમને બદલે હવે તો તેની પત્ની અને કદાચ ત્રણ કે ચાર બાળકોનો શ્રમ મૂડીના વિનાશક ખપ્પરમાં હોમાઈ જાય છે, અને કુટુંબમાંથી શોષી લેવાતા એકંદર વધારાના શ્રમના પ્રમાણમાં એકંદર રોજી વધારો બહુ ઓછો છે.

જેને કારખાના કાનૂનો લાગુ થાય છે એવી તમામ ઉદ્યોગશાખાઓમાં હાલ અમલી બનેલી કામદિનની મર્યાદાઓ જેવી અમુક મર્યાદાઓ હોય તોપણ

કેવળ **શ્રમના મૂલ્યનું** પુરાણું ધોરણ જાળવી રાખવા ખાતર જ રોજી વધારો આવશ્યક બની શકે. શ્રમની તીવ્રતામાં વધારો કરીને માણસને એવી હાલતમાં ધકેલી દેવામાં આવે કે તેને જેટલું પ્રાણરૂપ બળ અગાઉ બે કલાકમાં વાપરવું પડતું હતું એટલું હવે એક જ કલાકમાં વાપરી નાખવું પડે. જે ધંધાઓને કારખાના કાનૂનો હેઠળ મૂકવામાં આવ્યા છે તેમાં યંત્રસામગ્રીની ગતિ વધારીને તેમ જ એક માણસને સંભાળવાના ચાલુ યંત્રોની સંખ્યા વધારીને અમુક હદે એમ કરી લેવામાં આવ્યું છે. શ્રમની તીવ્રતામાં અથવા એક કલાકમાં કરાવવામાં આવતા શ્રમના રાશિમાં વધારાનું કશુંક વાજબી પ્રમાણ કામદિનની લંબાઈમાં ઘટાડા જોડે જળવાઈ રહે તોયે કામદાર જંગ જીત્યો ગણાય. પરંતુ એવી મર્યાદાનો ભંગ થઈ જાય તો તે એક રીતે હાંસલ કરેલું બીજી રીતે ગુમાવી દે, દસ કલાકનો **શ્રમ** અગાઉના બાર કલાકના શ્રમ જેટલો જ વિનાશક બની રહે. શ્રમની વધતી જતી તીવ્રતાને અનુરૂપ રોજી વધારા માટે સંઘર્ષ લડીને કામદાર મૂડીના એવા વલણને અંકુશમાં રાખે છે ત્યારે તે પોતાના શ્રમના મૂલ્યઘટાડાનો અને પોતાની જાતિની પડતીનો કેવળ પ્રતિકાર જ કરે છે.

૪. તમે સૌ જાણો છો કે મૂડીવાદી ઉત્પાદન ચડતીપડતીની અમુક નિયમિત ઘટમાળોમાંથી ગુજરતું હોય છે. તેનાં કારણો હું અત્યારે નહિ સમજાવું. મૂડીવાદી ઉત્પાદન સ્થિરતાની, વધતા જતા ચેતનની, સમૃદ્ધિની, અતિવ્યાપારની, કટોકટીની, અને મંદતાની હાલતમાંથી ગુજરતું હોય છે. પણ્યોનાં બજારભાવ અને નફાના બજારદરોમાં એ તબક્કાઓને અનુરૂપ ફેરફારો થતા રહે છે, તેઓ સરેરાશથી ક્યારેક નીચે ઊતરી જાય છે અને ક્યારેક ઉપર ચડી જાય છે. આખી ઘટમાળનું પરીક્ષણ કરશો તો તમને જણાશે કે બજારભાવમાં થતા એક પરિવર્તનનો બદલો બીજું પરિવર્તન વાળી આપતું હોય છે, અને આખી ઘટમાળને સરેરાશ રૂપમાં જોવામાં આવે તો પણ્યોના બજારભાવનું નિયમન તેમનાં મૂલ્યોના આધારે થતું હોય છે. બજારભાવમાં મંદીના તબક્કા દરમિયાન અને ઉત્પાદનની કટોકટી તથા મંદતાના તબક્કાઓ દરમિયાન કામદારને તદ્દન બેકારીના ભોગ ન બનવું પડે તોયે તેની રોજી તો ચોક્કસ ઘટી જ જાય. તે છેતરાવા ન માગતો હોય તો તેણે બજારભાવની આવી મંદીના વખતમાં પણ મૂડીદાર જોડે વિવાદ કરવો જોઈએ કે રોજીમાં કેટલા પ્રમાણનો ઘટાડો આવશ્યક બની ગયો છે. સમૃદ્ધિના તબક્કાઓ દરમિયાન જ્યારે વધારાના નફા કરવામાં આવતા હોય ત્યારે તે રોજી વધારાની લડત ન ચલાવે તો, એક ઔદ્યોગિક ઘટમાળને સરેરાશ રૂપમાં લક્ષમાં લેતાં, તેને **સરેરાશ** રોજી પણ ન મળે, અથવા તેના શ્રમનું **મૂલ્ય** પણ ન મળે. ઘટમાળના પ્રતિકૂળ તબક્કાઓની અસર તેની રોજી ઉપર આવશ્યક રૂપે પડવી જ જોઈએ પરંતુ ઘટમાળના સમૃદ્ધિના તબક્કાઓ દરમિયાન તેનો બદલો મેળવવાની વાતથી તેણે વેગળા રહેવું જોઈએ, એવી અપેક્ષા તો બેવકૂફીની આખરી હદ જેવી ગણાય. માંગ અને પુરવઠામાં નિરંતર થતી રહેતી વધઘટના પરિણામે સતત પલટાતા રહેતા બજારભાવ પરસ્પર સાટું વાળી દેતા હોય છે, અને તમામ પણ્યોનાં **મૂલ્યો** સામાન્ય રીતે સાટું વળી જવાની એવી પ્રક્રિયાના આધારે જ વસૂલ થતાં હોય છે. વર્તમાન પદ્ધતિના આધારે શ્રમ પણ બીજાં પણ્યો જેવું એક પણ્ય જ છે. એટલે તેણે પણ તેના મૂલ્યને અનુરૂપ સરેરાશ કિંમત હાંસલ કરી લેવા માટે એવી જ વધઘટમાંથી ગુજરવું પડે છે એક તરફ શ્રમને પણ્ય ગણવો અને બીજી તરફ પણ્યોની કિંમતોનું નિયમન કરનારા નિયમોથી તેને વેગળો રાખવાની કામના ધરાવવી, એ તો બેહૂદી વાત ગણાય. ગુલામને કાયમી અને નિયત ભરણપોષણ મળતું હોય છે, રોજીએ કામ કરતા કામદારને નથી મળતું. બીજું કંઈ નહિ તો એક દાખલામાં રોજી ઘટાડાનો બદલો વાળી લેવા ખાતર જ બીજા દાખલામાં રોજી વધારો હાંસલ કરવાની કોશિશ તેને કરવી પડે છે. મૂડીદારની મરજી તથા ફરમાનોને કામદાર કાયમી આર્થિક નિયમ તરીકે મૂંગે મોઢે સ્વીકારી લે તો તેને ગુલામની જિંદગીની સલામતી વગર ગુલામની જિંદગીની તમામ હાડમારીઓ વેઠવી પડે.

૫. મેં જેનું પરીક્ષણ કર્યું છે એ બધા દાખલાઓમાં—અને તેમનું પ્રમાણ સોમાંથી નવાણું જેટલું છે—તમે જોયું કે રોજી વધારાનો સંઘર્ષ **અગાઉનાં** પરિવર્તનોને ચીલે ચીલે જ આવતો હોય છે, અને ઉત્પાદનનો જથ્થો, શ્રમની ઉત્પાદક શક્તિઓ, શ્રમનું મૂલ્ય, નાણાનું મૂલ્ય, શોષાતા શ્રમની તીવ્રતાનું પ્રમાણ, અને માંગ તથા પુરવઠાની વધઘટના આધારે તેમ જ ઔદ્યોગિક ઘટમાળના વિવિધ તબક્કાઓ જોડે સુસંગત રીતે બજારભાવમાં થતી તેજીમંદી, વગેરેમાં અગાઉ થયેલાં પરિવર્તનોનું આવશ્યક પરિણામ હોય છે. ટૂંકમાં, રોજી વધારાનો સંઘર્ષ તો મૂડીના અગાઉના કદમની વિરુદ્ધ શ્રમની પ્રતિક્રિયાઓ તરીકે જ આવતો હોય છે. રોજી વધારા માટેના સંઘર્ષનું પરીક્ષણ તમે એ બધા સંજોગોથી સ્વતંત્ર રીતે કરો, કેવળ રોજીના ફેરફારને જ લક્ષમાં લો અને જેમાંથી રોજીના ફેરફાર ઉદ્ભવ પામતા હોય છે એ બધાં પરિવર્તનોની અવગણના કરો, તો તમે ગલત આધારેથી શરૂ કરીને ગલત નિષ્કર્ષ જ તારવી શકો.

## ૧૪. મૂડી અને શ્રમ વચ્ચેનો સંઘર્ષ અને તેનાં પરિણામો

૧. મેં બતાવ્યું કે રોજી ઘટાડા સામે કામદારોનો સમય સમયનો પ્રતિકાર અને રોજી વધારો હાંસલ કરવાના તેમના સમય સમયના પ્રયાસો રોજીની પદ્ધતિના અવિભાજ્ય અંગરૂપ છે, અને તેનું નિર્ધારણ એ હકીકતના આધારે જ થાય છે કે શ્રમ પણ્યોની અંદર સમાવિષ્ટ થઈ જતો હોય છે, અને એટલે કિંમતોની સામાન્ય વધઘટનું નિયમન કરનારા નિયમો તેને પણ લાગુ થતા હોય છે. મેં વધુમાં બતાવ્યું કે રોજીમાં સામાન્ય વધારાના પરિણામે નફાના સામાન્ય દરમાં ઘટાડો થાય છે પરંતુ પણ્યોની સરેરાશ કિંમતો ઉપર અથવા તેમનાં મૂલ્યો ઉપર તેની કશી અસર પડતી નથી. હવે અંતમાં એવો સવાલ ઊભો થાય છે કે મૂડી અને શ્રમ વચ્ચેના આ અવિરત સંઘર્ષમાં શ્રમની સફળતાની શક્યતા કેટલી છે.

હું સામાન્યીકરણ ટાંકીને જવાબ આપી શકું અને કહી શકું કે બીજાં બધાં પણ્યોની જેમ જ શ્રમની બાબતમાં પણ તેનો **બજારભાવ** લાંબા ગાળા દરમિયાન તેના **મૂલ્યને** અનુરૂપ બની જશે, એટલે કામદારને તો તમામ ચડતીપડતીઓ છતાં અને ગમે તેવી કોશિશો છતાં સરેરાશ રૂપમાં તેના શ્રમનું મૂલ્ય જ મળશે. શ્રમનું મૂલ્ય શ્રમશક્તિના મૂલ્યમાં રૂપાંતરિત થઈ જાય છે, અને શ્રમશક્તિના મૂલ્યનું નિર્ધારણ તેની જાળવણી તથા પુનરુત્પાદન માટે આવશ્યક બનતી જરૂરિયાતની ચીજોના મૂલ્યના આધારે થાય છે. અને જરૂરિયાતની ચીજોના એ મૂલ્યનું નિયમન અંતમાં તેમના ઉત્પાદન માટે જરૂરી શ્રમરાશિના આધારે થાય છે.

પરંતુ અમુક વિશિષ્ટ લક્ષણોને કારણે **શ્રમશક્તિનું મૂલ્ય અથવા શ્રમનું મૂલ્ય** બીજાં બધાં પણ્યોનાં મૂલ્યોથી જુદું પડે છે. શ્રમશક્તિનું મૂલ્ય બે તત્ત્વોનું બનેલું હોય છે—તેમાંથી એક તો કેવળ શારીરિક અને બીજું ઐતિહાસિક અથવા સામાજિક હોય છે. તેની **આખરી મર્યાદાનું** નિર્ધારણ **શારીરિક** તત્ત્વથી થાય છે, એટલે કે કામદાર વર્ગની જાળવણી તથા પુનરુત્પાદન માટે, તેની વસ્તુગત હયાતી ચાલુ રાખવા માટે, ગુજરાન તથા સંખ્યાવૃદ્ધિમાં તદ્દન અનિવાર્ય જરૂરિયાતની ચીજો તેને મળવી જ જોઈએ. એટલે એ અનિવાર્ય જરૂરિયાતની **ચીજોનું મૂલ્ય શ્રમના મૂલ્યની** અંતિમ મર્યાદા બની રહે છે. બીજી તરફ, કામદિનની લંબાઈ પણ આખરી સીમાઓ વડે બંધાયેલી હોય છે, જોકે એ સીમાઓ ખૂબ લવચીક હોય છે. શ્રમ કરનારા આદમીની શારીરિક તાકાત તેની અંતિમ મર્યાદા અંકિત કરે છે. તેના પ્રાણરૂપ બળોનો વાપર જો અમુક પ્રમાણથી



વધી જાય તો એ બળોને રોજ રોજ નવેસરથી કામે ન લગાડી શકાય. પરંતુ મેં કહ્યું તેમ એ મર્યાદા ખૂબ લવચીક છે. એક પછી એક ઝડપથી આવતી રોગિષ્ઠ અને ટૂંકા આયુવાળી પેઢીઓ શ્રમબજારમાં જોરાવર દિર્ઘાયુ પેઢીઓ જેટલો જ પુરવઠો ચાલુ રાખી શકે.

દરેક દેશમાં શ્રમના મૂલ્યનું નિર્ધારણ એવા કેવળ શારીરિક તત્ત્વ ઉપરાંત **પરંપરાગત જીવનધોરણના આધારે** થાય છે. લોકોની જિંદગી કેવળ શારીરિક હયાતીની જ બાબત નથી હોતી પરંતુ જે સામાજિક પરિસ્થિતિમાં તેઓ મુકાયા તથા ઉછરતા હોય તેમાંથી ઉદ્‌ભવ પામતી અમુક જરૂરિયાતોના સંતોષની બાબત પણ હોય છે. અંગ્રેજ જીવનધોરણ ગબડીને આઈરિશ જીવનધોરણ જેવું અને જર્મન ખેડૂતનું જીવણધોરણ લિવોનિયન ખેડૂતના જીવનધોરણ જેવું બની જઈ શકે. આ સંબંધમાં ઐતિહાસિક પરંપરા અને સામાજિક રિવાજોની અગત્યની ભૂમિકા વિશે તમે **મિસ્ટર થોર્ન્ટનની 'અતિવસતિ'** અંગેની કૃતિમાંથી જાણી શકશો. તેમાં તેણે બતાવ્યું છે કે ઇંગ્લૅંડના વિવિધ ખેતીવાડી વિસ્તારોમાં ખેતગુલામીથી મુક્તિના વખતે જે વધુ કે ઓછા સાનુકૂળ સંજોગો ઉપસ્થિત હતા તેને વધુ કે ઓછો અનુરૂપ તફાવત એ વિસ્તારોની રોજીમાં આજે પણ જોવા મળે છે.

શ્રમના મૂલ્યમાં દાખલ થતા એ ઐતિહાસિક અથવા સામાજિક તત્ત્વને વિસ્તારી શકાય, સંકોચી શકાય, અથવા તદ્દન ખતમ પણ કરી શકાય અને તેના પરિણામે શારીરિક **મર્યાદા** સિવાય બીજું કશું જ બાકી ન રહે. રીઢો કરવેરાખાઉ અને હરામની કમાઈનો ઉસ્તાદ બુઢ્ઢો જ્યોર્જ રોઝ કહે તો તેમ, આપણા પવિત્ર ધર્મનાં સુખસગવડને ફ્રેંચ પાખંડીઓના હલ્લાથી બચાવવા માટે શરૂ કરવામાં આવેલા **જેકોબિન-વિરોધી** જંગ દરમિયાન, ઈમાનદાર અંગ્રેજ ખેડૂતોએ—તેમને અંગેની ખૂબ માયાળુ છણાવટ અમે પાછલા વિભાગોમાં કરી ચૂક્યા છીએ—ખેતમજૂરોની રોજી ઘટાડીને **કેવળ શારીરિક ન્યૂનતમથી** પણ ઓછી કરી નાખેલી, પરંતુ જાતિની શારીરિક હયાતી ટકાવી રાખવા માટે આવશ્યક બાકીના હિસ્સાની **ખોટ ગરીબ કાનૂનો**[26] વડે પૂરી દીધી હતી. એ તો રોજીએ કામ કરતા મજૂરને ગુલામમાં પલટાવી નાખવાની અને શેક્સપિયરના મગરૂર ખેતરધણીઓને કંગાલોમાં પલટાવી નાખવાની ભવ્ય રીત હતી.

વિવિધ દેશોમાં પ્રચલિત રોજીનાં ધોરણો અથવા શ્રમમૂલ્યોની સરખામણી કરશો, અને એક જ દેશના વિવિધ ઐતિહાસિક યુગોમાં પ્રચલિત રોજીનાં ધોરણો અથવા શ્રમમૂલ્યોની સરખામણી કરશો, તો તમને જણાશે કે બીજાં

બધાં પણ્યોનાં મૂલ્યોને અચલ રહેતાં ધારી લઈએ તોપણ **શ્રમનું મૂલ્ય** તો અચલ નહિ પરંતુ પલટાતું પરિમાણ હોય છે.

એવી જ એક બીજી સરખામણી કરી જોશો તો સાબિત થઈ જશે કે **નફાના** કેવળ **બજારદરો** જ નહિ પરંતુ સરેરાશ દરો પણ બદલાતા રહેતા હોય છે.

પરંતુ **નફાઓની** બાબતમાં તેમનું **ન્યૂનતમ** પ્રમાણ નિર્ધારિત કરનારો કોઈ નિયમ અસ્તિત્વમાં નથી. આપણે કહી ન શકીએ કે **નફામાં** ઘટાડાની અંતિમ મર્યાદા કેટલી છે. એવી મર્યાદા આપણે કેમ નક્કી નથી કરી શકતા? કારણ કે આપણે **ન્યૂનતમ** રોજી નક્કી કરી શકીએ છીએ પરંતુ **અધિકતમ** રોજી નક્કી નથી કરી શકતા. આપણે તો કેવળ એટલું જ કહી શકીએ કે કામદિનની મર્યાદાઓ નિર્ણીત હોય તો **નફાનું અધિકતમ પ્રમાણ શારીરિક દૃષ્ટિએ રોજીના ન્યૂનતમ પ્રમાણને** અનુરૂપ હોય છે, અને રોજી નિર્ણીત હોય તો **નફાનું અધિકતમ પ્રમાણ** કામદિનની લંબાઈમાં કામદારનાં શારીરિક બળો જોડે સુસંગત રહે એટલા વધારાને અનુરૂપ હોય છે. એટલે શારીરિક દૃષ્ટિએ રોજીનું ન્યૂનતમ પ્રમાણ અને શારીરિક દૃષ્ટિએ કામદિનની લંબાઈનું અધિકતમ પ્રમાણ નફાના અધિકતમ પ્રમાણની મર્યાદાઓ બની રહે છે. સ્પષ્ટ છે કે **નફાના અધિકતમ દરની** એ બે મર્યાદાઓ વચ્ચે બહોળા પાયાના ફેરફારની ગુંજાશ રહે છે. તેનું ચોક્કસ પ્રમાણ નક્કી કરવાનો ફેંસલો તો કેવળ મૂડી અને શ્રમ વચ્ચેના સતત સંઘર્ષ મારફત જ થાય છે. મૂડીદાર રોજીને શારીરિક દૃષ્ટિએ ન્યૂનતમ પ્રમાણ સુધી ઘટાડી નાખવાનું તેમ જ કામદિનને શારીરિક દૃષ્ટિએ અધિકતમ પ્રમાણ સુધી લંબાવી દેવાનું વલણ સતત રાખે છે, અને કામદાર એથી ઊલટી દિશામાં અવિરત દબાણ ચાલુ રાખે છે.

એ બાબત હરીફોની પોતપોતાની શક્તિઓનો સવાલ બની જાય છે.

૨. ઈંગ્લૅંડમાં **કામદિનની મર્યાદા બાંધવાની** વાત લઈએ તો બીજા બધા દેશોની જેમ જ ઈંગ્લૅંડમાં પણ તેનું નિર્ધારણ **વિધાનાત્મક દખલગીરી** સિવાય બીજી કોઈ રીતે કદી નથી થયું. બહારથી કામદારોના સતત દબાણ વગર એવી દખલગીરી કદી થઈ જ ન હોત. કામદારો અને મૂડીદારો વચ્ચેની ખાનગી પતાવટ મારફત એવું પરિણામ કોઈ રીતે ન જ સાધી શકાયું હોત. **સામાન્ય રાજકીય કદમની** એ જરૂરિયાત જ સાબિતી પૂરી પાડે છે કે કેવળ આર્થિક કદમની દૃષ્ટિએ તો મૂડી જ વધારે બળવાન પક્ષ છે.

**શ્રમના મૂલ્યની મર્યાદાઓની** વાત લઈએ તો તેના વસ્તુગત નિર્ધારણનો આધાર હંમેશાં પુરવઠા અને માંગ ઉપર હોય છે, અર્થાત્ મૂડી તરફથી શ્રમની



માંગ અને કામદારો તરફથી શ્રમના પુરવઠા ઉપર હોય છે. વસાહતી દેશોમાં પુરવઠા અને માંગનો નિયમ કામદારોની તરફેણમાં કામગીરી બજાવે છે. એટલે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં રોજીનું ધોરણ પ્રમાણમાં ઊંચું છે. મૂડી ગમે એટલી કોશિશો કરે તોપણ ત્યાં રોજીએ કામ કરતા મજૂરો સ્વતંત્ર સ્વાશ્રયી ખેડૂતોમાં પલટાઈ જવાની અવિરત પ્રક્રિયાના પરિણામે શ્રમબજારને નિરંતર ખાલી થઈ જતું તે અટકાવી શકતી નથી. અમેરિકી લોકોના ખૂબ મોટા હિસ્સાના સંબંધમાં રોજીએ કામ કરતા મજૂરની સ્થિતિ તો કેવળ અજમાયશના ગાળાની હોય છે અને તેઓ લાંબી કે ટૂંકી અવધિ પછી તેને ચોક્કસ તજી દેતા હોય છે. એવી વસાહતી હાલતમાં સુધારો આણવાના ઇરાદે પિતૃભાવી બ્રિટિશ સરકારે આધુનિક વસાહત સંઘટન સિદ્ધાંત તરીકે ઓળખાતો સિદ્ધાંત થોડા વખત માટે સ્વીકારી લીધો. રોજીએ કામ કરતા મજૂરને અતિ વેગે સ્વતંત્ર ખેડૂતમાં પલટાઈ જતો અટકાવવા માટે વસાહતી જમીનની કિંમત કૃત્રિમ રીતે ઊંચી બાંધવાની જોગવાઈ એ સિદ્ધાંતમાં કરવામાં આવી હતી.

પરંતુ હવે આપણે પુરાણા સભ્ય દેશોની વાત લઈએ કે જ્યાં ઉત્પાદનની સમગ્ર પ્રક્રિયાની ઉપર મૂડીનું વર્ચસ્વ કાયમ છે. દાખલા તરીકે, ઈંગ્લૅંડમાં ૧૮૪૯થી ૧૮૫૯ દરમિયાન ખેતીવાડીમાં રોજી વધારાની વાત લઈએ. તેનું પરિણામ કેવું આવ્યું? આપણા મિત્ર વેસ્ટને ખેડૂતોને જેમ કરવાની સલાહ આપી હોત તેમ તેઓ કરી શક્યા નહિ, તેઓ ઘઉંનું મૂલ્ય ન વધારી શક્યા અને ઘઉંના બજારભાવ પણ ન વધારી શક્યા. એથી ઊલટું, તેમને ઘટાડા સ્વીકારી લેવા પડ્યા. પરંતુ એ અગિયાર વરસો દરમિયાન તેમણે ખેતીવાડીમાં જાતજાતની યંત્રસામગ્રી દાખલ કરી, અધિક વૈજ્ઞાનિક રીતો અપનાવી, ખેડલાયક જમીનના અમુક હિસ્સાને ચરાણમાં પલટાવી નાખ્યો, ખેતરોનાં કદવિસ્તાર વધાર્યાં, તેની સાથે સાથે ઉત્પાદનના પાયાનું વિસ્તરણ કર્યું, અને એ બધી તથા બીજી પ્રક્રિયાઓના પરિણામે ઉત્પાદક શક્તિમાં વધારા મારફત શ્રમની માંગ ઘટાડીને ખેતીવાડીની વસતિમાં ફરી વાર અમુક પ્રમાણમાં ફાલતુ હિસ્સો ઊભો કરી દીધો. થાળે પડી ગયેલા પુરાણા દેશોમાં રોજી વધારા સામે મૂડીની વેગીલી કે મંદ પ્રતિક્રિયા એવી સામાન્ય રીતે થાય છે. રિકાર્ડોએ ઉચિત જ જણાવ્યું છે કે યંત્રસામગ્રી શ્રમની સામે સતત હરીફાઈ કરતી હોય છે, અને ઘણી વાર તો શ્રમની કિંમત અમુક ઊંચાઈએ પહોંચી જાય ત્યારે જ યંત્રસામગ્રી દાખલ કરવાનું શક્ય બને છે[27], પરંતુ યંત્રસામગ્રીનો ઉપયોગ તો શ્રમની ઉત્પાદક શક્તિઓ વધારવાની ઘણી રીતોમાંની જ કેવળ એક રીત છે. સામાન્ય **શ્રમને**

પ્રમાણમાં ફાલતુ બનાવી દેનારો એ વિકાસ જ બીજી તરફ કુશળ શ્રમને સરળ બનાવી દે છે અને એ રીતે તેનું મૂલ્ય ઘટાડી નાખે છે.

એ જ નિયમ એક બીજા રૂપે પ્રચલિત છે. શ્રમની ઉત્પાદક શક્તિઓનો વિકાસ થતાં, રોજીનો દર પ્રમાણમાં ઊંચો હોવા છતાં પણ, મૂડીના સંચયને પ્રવેગ મળે છે. એટલે, **ઍડમ સ્મિથના** જમાનામાં જ્યારે આધુનિક ઉદ્યોગ હજુ શિશુકાળમાં હતો ત્યારે તેણે તારવણી કરી હતી તેમ આપણે તારવણી કરી શકીએ કે મૂડીનો પ્રવેગિત સંચય કામદારના શ્રમની વધતી જતી માંગ ઊભી કરીને પલ્લું ચોક્કસ કામદારની તરફેણમાં નમાવી દે જ. ઘણા સમકાલીન લેખકોએ એ જ દૃષ્ટિબિંદુના આધારે આશ્ચર્ય અનુભવ્યું છે કે ગત વીશ વરસો દરમિયાન અંગ્રેજ મૂડી અંગ્રેજ વસતિ કરતાં ઘણી વધારે ઝડપે વધી હોવા છતાં રોજીમાં અધિક વધારો નથી થયો. પરંતુ સંચયની વૃદ્ધિની સાથે સાથે **મૂડીના સંઘટનમાં વૃદ્ધિશીલ પરિવર્તન** થતું રહે છે. એકંદર મૂડીનો જે હિસ્સો સ્થાયી મૂડી, યંત્રસામગ્રી, કાચો માલ, અને તમામ શક્ય રૂપોનાં ઉત્પાદનનાં સાધનોનો બનેલો હોય છે તે, રોજીમાં અથવા શ્રમની ખરીદીમાં રોકાયેલા બીજા હિસ્સાની સરખામણીએ, અધિકાધિક વધતો જાય છે. આ નિયમનું વધતું કે ઓછું ચોક્કસ નિરૂપણ મિસ્ટર બાર્ટન, રિકાર્ડો, સિસ્મોન્દી, પ્રોફેસર રિચાર્ડ જોન્સ, પ્રોફેસર રામસે, શેર્બુલ્યે, તથા બીજાઓએ કર્યું છે.

મૂડીનાં એ બે તત્ત્વોનું મૂળ પ્રમાણ એક સામે એકનું રહ્યું હોય તો ઉદ્યોગની પ્રગતિ દરમિયાન પાંચ સામે એકનું થઈ જાય, અને તેમાં ઉત્તરોત્તર એ પ્રકારનો ફેર પડતો રહે. કુલ ૬૦૦ ની મૂડીમાંથી ઓજારો, કાચો માલ, વગેરેમાં ૩૦૦નું અને રોજીમાં ૩૦૦નું રોકાણ કરવામાં આવ્યું હોય તો ૩૦૦ કામદારોને બદલે ૬૦૦ કામદારોની માંગ ઊભી કરવા માટે કુલ મૂડીને કેવળ બમણી કરવી પડે. પરંતુ કુલ ૬૦૦ની મૂડીમાંથી યંત્રસામગ્રી, માલ, વગેરેમાં ૫૦૦નું અને રોજીમાં માત્ર ૧૦૦નું રોકાણ કરવામાં આવ્યું હોય તો ૩૦૦ કામદારોને બદલે ૬૦૦ કામદારોની માંગ ઊભી કરવા માટે મૂડીને ૬૦૦થી વધારીને ૩૬૦૦ કરી નાખવી પડે. એટલે ઉદ્યોગની પ્રગતિ દરમિયાન મૂડીના સંચયની જોડે **શ્રમની માંગનો** મુદ્દલ મેળ રહેતો નથી. શ્રમની માંગ વધે છે ખરી, પરંતુ મૂડીની વૃદ્ધિની સરખામણીએ સતત ઘટતા જતા પ્રમાણમાં વધે છે.

આ થોડાક નિર્દેશો એટલું બતાવવા માટે પૂરતા થશે કે આધુનિક ઉદ્યોગનો વિકાસ જ પલ્લાને કામદારની વિરુદ્ધ મૂડીદારની તરફેણમાં ઉત્તરોત્તર વધારે ને વધારે નમાવતો જ રહે, અને તેના પરિણામે મૂડીવાદી ઉત્પાદનનું સામાન્ય



વલણ રોજીના સરેરાશ ધોરણને ઊંચે લઈ જવાનું નહિ પણ નીચે ઉતારી નાખવાનું અથવા **શ્રમના મૂલ્યને** નીચે ધકેલીને લગભગ તેની **ન્યૂનતમ** મર્યાદાએ પહોંચાડી દેવાનું હોય છે. વર્તમાન પદ્ધતિમાં **બાબતોનું વલણ** એવું હોવાથી, એમ કહેવાનો કશો અર્થ છે ખરો કે કામદાર વર્ગે મૂડીની તરાપોનો સામનો કરવાનું પડતું મૂકી દેવું જોઈએ અને જિંદગીમાં અલ્પકાલીન સુધારો હાંસલ કરવાના ક્વચિત અવસરોનો પૂરો લાભ ઉઠાવવાના પ્રયાસો છોડી દેવા જોઈએ? કામદારો એમ કરે તો તેઓ અધોગતિમાં ધકેલાઈ જઈને છુટકારાની કશી આશા વગરના ભાંગી પડેલા કંગાલોનો એક જ સમતલ સમુદાય બની જાય. મારી માન્યતા મુજબ મેં બતાવી આપ્યું છે કે રોજીના ધોરણ માટેના તેમના સંઘર્ષો તો રોજીની આખી પદ્ધતિથી અળગી ન પાડી શકાય એવી ઘટનાઓ છે, વધારે રોજી હાંસલ કરવાના તેમના ૧૦૦માંથી ૯૯ પ્રયાસો કેવળ શ્રમનું અમુક મૂલ્ય જાળવી રાખવાના જ પ્રયાસો હોય છે, અને પોતાને પણ્યો તરીકે વેચવા પડવાની તેમની હાલતમાં પોતાની કિંમત અંગે મૂડીદાર જોડે રકઝકની આવશ્યકતા અંગભૂત છે. તેઓ મૂડી સામેના રોજના ઘર્ષણમાં કાયરતાથી નમતું મૂકી દે તો કોઈ પણ વધારે મોટું આંદોલન શરૂ કરવા ચોક્કસ નાલાયક સાબિત થઈ જાય.

તેની સાથે સાથે, અને રોજીની પદ્ધતિમાં સંડોવાયેલી સામાન્ય દાસતાથી સાવ સ્વતંત્ર રીતે, કામદાર વર્ગે રોજબરોજના એ સંઘર્ષોની અંતિમ કામગીરી અંગે મનમાં અતિશયતાભર્યા ખ્યાલો ન બાંધવા જોઈએ. તેમણે ભૂલવું ન જોઈએ કે તેમની લડત પરિણામો સામેની છે પરંતુ એ પરિણામો પેદા કરતાં કારણો સામેની નથી, તેઓ અધોગતિની દિશાનો વેગ ઢીલો પાડી રહ્યા છે પરંતુ દિશા સમૂળી પલટાવી નથી રહ્યા, તેઓ રોગને મટાડી નથી રહ્યા પરંતુ કેવળ રાહતનાં ઓસડિયાં અજમાવી રહ્યા છે. એટલે તેમણે મૂડીની અણથંભ તરાપો અથવા બજારમાં થતાં પરિવર્તનોમાંથી નિરંતર ફૂટી નીકળતી એ અનિવાર્ય છાપામાર ઝપાઝપીઓમાં તદ્દન ખોવાઈ ન જવું જોઈએ. તેમણે સમજી લેવું જોઈએ કે વર્તમાન પદ્ધતિ તેમની ઉપર તમામ હાડમારીઓ લાદતી હોવા છતાં, સાથે સાથે સમાજના આર્થિક પુનર્નિર્માણ માટે જરૂરી **ભૌતિક પરિસ્થિતિ** તેમ જ **સામાજિક રૂપો** પણ પેદા કરે છે. તેમણે તેમના ઝંડા ઉપર '**વાજબી રોજિંદા કામની વાજબી રોજિંદી રોજી!**' જેવા જુનવાણી મુદ્રાલેખને બદલે '**રોજીની પદ્ધતિની નાબૂદી!**' જેવું ક્રાંતિકારી સંકેતસૂત્ર અંકિત કરવું જોઈએ.

વિષયને ઉચિત ન્યાય કરવા માટે મારે કરવા પડેલા આ ખૂબ લાંબા અને

મને લાગે છે કે કદાચ કંટાળાજનક નિરૂપણ પછી અંતમાં હું નીચેના ઠરાવો રજૂ કરું છું:

**એક.** રોજીના દરમાં સામાન્ય વધારાના પરિણામે નફાનો સામાન્ય દર ઘટે પરંતુ બહોળી દૃષ્ટિએ જોતાં તેની કશી અસર પણ્યોની કિંમતો ઉપર ન પડે.

**બે.** મૂડીવાદી ઉત્પાદનનું સામાન્ય વલણ રોજીના સરેરાશ ધોરણને ઊંચે લઈ જવાનું નહિ પણ નીચે ઉતારી નાખવાનું હોય છે.

**ત્રણ.** કામદાર મંડળો મૂડીની તરાપોનો સામનો કરવાનાં કેંદ્રો તરીકે સારી કામગીરી બજાવે છે. તેઓ પોતાની તાકાતના બેસમજ ઉપયોગની ખામી આંશિક રૂપમાં ધરાવે છે. તેમની સામાન્ય ખામી એ છે કે તેઓ પોતાને વર્તમાન પદ્ધતિનાં પરિણામો સામેની છાપામાર લડાઈ પૂરતાં જ મર્યાદિત રાખે છે, એ પદ્ધતિને સાથે સાથે પલટાવી નાખવાની કોશિશ કરતાં નથી, તેઓ પોતાનાં સંગઠિત બળોને કામદાર વર્ગની કાયમી મુક્તિ માટે, અર્થાત્ રોજીની પદ્ધતિની સદંતર નાબૂદી માટે, કળ તરીકે વાપરતાં નથી.

૧૮૬૫ના મે માસના અંત અને જૂનની
૨૭મી તારીખ દરમિયાન લિખિત
પહેલી વાર અલગ પુસ્તિકા રૂપે ૧૮૯૮માં લંડનમાં
પ્રકાશિત

કાર્લ માર્ક્સ

## 'મૂડી'ના પ્રથમ ગ્રંથની પહેલી જર્મન આવૃત્તિની પ્રસ્તાવના[28]

હું જેનો પ્રથમ ગ્રંથ હવે જનતા સમક્ષ રજૂ કરું છું એ કૃતિ ૧૮૫૯માં «*Zur Kritik der Politischen Ökonomie*» ('રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો') નામે પ્રગટ થયેલી મારી કૃતિને આગળ ચલાવે છે. પહેલા ભાગ અને અનુવર્તી લેખન વચ્ચે વીતેલા લાંબા ગાળામાં ઘણાં વર્ષોની માંદગી, મારા કામમાં ફરીફરીને અંતરાય પાડતી રહેલી માંદગી, કારણભૂત છે.

અગાઉની કૃતિના સારતત્ત્વને આ ગ્રંથના પહેલા પ્રકરણમાં સંક્ષેપમાં રજૂ કરવામાં આવ્યું છે.[29] તેમાં ઉદ્દેશ કેવળ જોડાણ અને પૂર્ણતા જાળવી રાખવા પૂરતો જ સીમિત નથી. વિષયવસ્તુની રજૂઆત સુધારવામાં આવી છે. આ ગ્રંથમાં સંજોગો કોઈ પણ રીતે જેટલી હદે શક્ય બનાવે એટલી હદે ફેરફાર કરવામાં આવ્યા છે, અગાઉના પુસ્તકમાં માત્ર નિર્દેશિત ઘણા મુદ્દાઓનું વધારે પૂર્ણ નિરૂપણ કરવામાં આવ્યું છે, અને એથી ઊલટું, એ પુસ્તકમાં પૂરા નિરૂપિત મુદ્દાઓનો અહીંયાં કેવળ ઉલ્લેખ જ કરવામાં આવ્યો છે. મૂલ્ય અને નાણાના સિદ્ધાંતોના ઇતિહાસને લગતા વિભાગો હવે બેશક સાવ કાઢી નાખવામાં આવ્યા છે. પરંતુ અગાઉની કૃતિના વાંચકને એ સિદ્ધાંતોના ઇતિહાસ જોડે સંકળાયેલા વધારાના સંદર્ભ-સ્રોતો પહેલા પ્રકરણની નોંધોમાં જોવા મળશે.

દરેક શરૂઆત મુશ્કેલ હોય છે એ વાત સઘળાં વિજ્ઞાનોના સંબંધમાં ખરી છે. એટલે સૌથી વધારે મુશ્કેલી પહેલા પ્રકરણને, ખાસ કરીને તો જેમાં પણ્યોનું પૃથક્કરણ આપવામાં આવ્યું છે એ વિભાગને, સમજવામાં પડશે. જે વિભાગ વધારે વિશિષ્ટ રૂપે મૂલ્યના સારતત્ત્વ તથા મૂલ્યના પરિમાણને લગતો છે તેની

મેં બની એટલી લોકભોગ્ય રચના કરી છે.* મૂલ્ય-રૂપ, જેનો પૂર્ણ વિકસિત ઘાટ નાણા-રૂપ છે એ મૂલ્ય-રૂપ, બહુ પ્રાથમિક અને સાદું છે. તેમ છતાં, માનવીય ચિત્ત બે હજાર વર્ષ કરતાં વધારે સમયથી તેનો તાગ કાઢવાની વ્યર્થ મહેનત કરતું રહ્યું છે, પરંતુ બીજી તરફ એથી ઘણાં વધારે મિશ્રિત તથા જટિલ રૂપોનાં બાબતમાં, ઓછામાં ઓછું, સફળ પૃથક્કરણની નિકટતામાં તો પહોંચાયું જ છે. કેમ? કેમ કે સમન્વિત સમગ્રતાના રૂપમાં શરીરનું પરીક્ષણ એ શરીરના કોષોના પરીક્ષણ કરતાં વધારે સહેલું હોય છે. વળીમાં, આર્થિક રૂપોના પૃથક્કરણમાં સૂક્ષ્મદર્શક સાધનો કે રાસાયણિક પ્રતિકર્તાઓ કામ ન લાગે. એ બેઉની જગ્યાએ તારવણીના બળને મૂકવું પડે. પરંતુ મૂડીવાદી સમાજમાં શ્રમની પેદાશનું પણ્ય-રૂપ—અથવા પણ્યનું મૂલ્ય-રૂપ—આર્થિક કોષ-રૂપ હોય છે. ઉપરછલ્લું નિરીક્ષણ કરનારને એ રૂપોનું પૃથક્કરણ સૂક્ષ્મ વિગતોમાં ઊતરી જતું લાગે છે. હકીકતમાં એ સૂક્ષ્મ વિગતો જ છે, પરંતુ એવા જ પ્રકારની છે કે જેને સૂક્ષ્મ શરીરરચના વિજ્ઞાનમાં આવરી લેવામાં આવે છે.

એટલે, મૂલ્ય-રૂપ સંબંધી વિભાગને બાદ કરતાં આ ગ્રંથ મુશ્કેલીની બાબતમાં અપરાધી બની શકે એમ નથી. મારા મનમાં બેશક એવા વાંચકનો ખ્યાલ છે કે જે કશુંક નવું શીખવા અને એટલે ખુદ વિચાર કરવા ઉત્સુક હોય.

ભૌતિકવિજ્ઞાની કાં તો ભૌતિક પરિઘટનાઓનું નિરીક્ષણ એવી જગ્યાએ કરે કે જ્યાં તેઓ વધારેમાં વધારે લાક્ષણિક રૂપમાં તથા ખલેલ પાડતી અસરથી વધારેમાં વધારે મુક્ત સ્થિતિમાં બનતી હોય, અથવા શક્ય બને ત્યાં સુધી અખતરાઓ એવા સંજોગોમાં કરે કે જેમાં પરિઘટનાઓ ધોરણસરના રૂપમાં

---

*એ વધારે જરૂરી બની રહે છે કેમ કે શુલ્ત્સે-દેલીચની વિરુદ્ધ ફર્દીનાન્દ લાસાલની કૃતિના જે વિભાગમાં તેણે એ વિષયોના સંબંધમાં મારાં વિવરણોનો[30] "બૌદ્ધિક સારાંશ" આપવાનો દાવો કર્યો છે તેમાં પણ ભૂલો છે. ફર્દીનાન્દ લાસાલે તેની આર્થિક કૃતિઓમાંનાં સઘળાં સામાન્ય સૈદ્ધાંતિક વિધાનો, દાખલા તરીકે મૂડીના ઐતિહાસિક સ્વરૂપ સંબંધી, ઉત્પાદનના સંજોગો અને ઉત્પાદનની રીત વચ્ચેના જોડાણ સંબંધી, વગેરે વિધાનો, મેં રચેલી પરિભાષા સમેત, મારાં લખાણોમાંથી ઉપાડી લીધાં છે, અને તે પણ એ સંબંધી કશા નિર્દેશ વગર, તેમાં કદાચ પ્રચારના હેતુઓ કારણભૂત હોય. અહીંયાં હું એ વિધાનોના તેણે કરેલા વિગતવાર નિરૂપણ તથા વિનિયોગ વિશે બેશક કંઈ નથી કહેતો, મારે તેની જોડે કશો જ સંબંધ નથી. (માર્ક્સની નોંધ)



બનવાની બાબત સુનિશ્ચિત હોય. આ કૃતિમાં મારે ઉત્પાદનની મૂડીવાદી રીતનું, અને એ રીતને અનુરૂપ ઉત્પાદન તથા વિનિમય સંજોગોનું, પરીક્ષણ કરવાનું છે. વર્તમાન સમય સુધી તેમની ક્લાસિક ભૂમિકા ઇંગ્લૅંડ છે. એ કારણે મેં મારા સૈદ્ધાંતિક વિચારોના વિકાસમાં મુખ્ય ઉદાહરણ તરીકે ઇંગ્લૅંડનો ઉપયોગ કર્યો છે. પરંતુ જો જર્મન વાંચક ઇંગ્લૅંડના ઔદ્યોગિક કામદારો તથા ખેતમજૂરોની દશાના સંબંધમાં ખભા હલાવે, અથવા આશાવાદી રીતે પોતાના મનને એવા ખ્યાલથી દિલાસો આપે કે જર્મનીમાં હાલત એટલી બધી ખરાબ નથી, તો મારે તેને સાફ જણાવી દેવું પડે: De te fabula narratur! *

અંતર્ભૂત દૃષ્ટિએ જોતાં સવાલ મૂડીવાદી ઉત્પાદનના સ્વાભાવિક નિયમોમાંથી પરિણમતી વિકાસની ઊંચી કે નીચી કક્ષાનો નથી. સવાલ તો ખુદ એ નિયમોનો છે, અનિવાર્ય પરિણામોની દિશામાં લોખંડી આવશ્યકતાના આધારે કાર્ય કરતી એ વૃત્તિઓનો છે. ઔદ્યોગિક દૃષ્ટિએ વધારે વિકસિત દેશ ઓછા વિકસિત દેશને કેવળ તેના પોતાના ભવિષ્યની છબી જ બતાવે છે.

પરંતુ એ સિવાય. જર્મનીમાં જ્યાં મૂડીવાદી ઉત્પાદન પૂરેપૂરું સ્વાભાવિક બની ગયું છે ત્યાં (દાખલા તરીકે, કારખાનાંની અંદર) હાલત ઇંગ્લૅંડના કરતાં ઘણી બદતર છે કારણ કે કારખાના સંબંધી કાનૂનોની અવેજીમાં કંઈ નથી. બીજાં બધાં ક્ષેત્રોમાં બાકીના પૂરા ખંડીય પશ્ચિમ યુરોપની જેમ આપણે કેવળ મૂડીવાદી ઉત્પાદનના વિકાસના જ નહિ પરંતુ એ વિકાસની અપૂર્ણતાનાયે ભોગ બનેલા છીએ. આધુનિક અનિષ્ટોની સાથે સાથે ઉત્પાદનની કાલગ્રસ્ત રીતોના નિષ્ક્રિય અતિજીવનમાંથી ઉદ્ભવ પામતાં વારસાગત અનિષ્ટોની આખી હારમાળા અને સામાજિક તથા રાજકીય કાલવિપર્યાસોનો તેમનો અનિવાર્ય રસાલો આપણને પીડે છે. આપણે કેવળ જીવિતના જ નહિ પરંતુ મૃતના ભોગ પણ બનેલા છીએ. Le mort saisit le vif!**

ઇંગ્લૅંડની સરખામણીમાં જર્મનીની તેમ જ બાકીના ખંડીય પશ્ચિમ યુરોપની સામાજિક આંકડા સામગ્રી કંગાલ રીતે એકત્રિત કરવામાં આવી છે. પરંતુ તે પડદાને એટલા પૂરતો ઊંચો કરી દે છે કે આપણને તેની પાછળ મેદ્યુઝા મસ્તક નજરે પડી જાય. ઇંગ્લૅંડની જેમ આપણી સરકારો તથા સંસદો આર્થિક

---

*"તમારી જ કહાણી કહેવામાં આવેલી છે!" (હોરેશિઓ, કટાક્ષો, કટાક્ષ ૧.)

**"મૃત જીવિતને પકડમાં જકડી રાખે છે!"

સંજોગો વિશે તપાસ પંચો સમયાંતરે નિયુક્ત કરે, એ પંચોને સત્ય શોધી કાઢવાના એવા જ સંપૂર્ણ અધિકારો આપવામાં આવે, એવા કામ માટે ઇંગ્લૅંડના કારખાના નિરીક્ષકો, સાર્વજનિક આરોગ્ય વિશે તબીબી અહેવાલો આપનારાઓ, અને સ્ત્રીઓ તથા બાળકોના શોષણ વિશે તેમ જ રહેવાનાં ઘરો તથા ખોરાકના બંદોબસ્ત વિશે તપાસ અધિકારીઓના જેટલા કાબેલ, અને પક્ષપાતથી તથા વ્યક્તિઓ તરફના આદરમાનથી મુક્ત, માણસો મેળવવાનું શક્ય હોય, તો દેશની અંદરની હાલત જોઈને આપણને ત્રાસ થાય. પેર્સિયસ રાક્ષસોનો પીછો કરતી વેળા જાદુઈ ટોપી પહેરતો હતો જેથી તેઓ તેને જોઈ ન શકે. આપણે તો રાક્ષસો જાણે હોય જ નહિ એવો ઢોંગ કરવા માટે જાદુઈ ટોપીને ખેંચીને આંખે તથા કાને ઢાંકી દઈએ છીએ.

આ બાબતમાં આપણે પોતાની જોડે જ છળ ન કરીએ. જેવી રીતે અઢારમી સદીમાં અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધે[31] યુરોપના મધ્યમ વર્ગ માટે ભયનો ઘંટ વગાડયો હતો એવી જ રીતે ઓગણીસમી સદીમાં અમેરિકાના આંતરવિગ્રહે યુરોપના કામદાર વર્ગ માટે ભયનો ઘંટ વગાડયો. ઇંગ્લૅંડમાં સામાજિક વિઘટનની પ્રગતિ સાફ જોઈ શકાય છે. તે એક ખાસ બિંદુએ પહોંચશે ત્યારે તેની પ્રતિક્રિયા ખંડ ઉપર થવાની જ. ત્યાં તે ખુદ કામદાર વર્ગના વિકાસની કક્ષા મુજબ વધારે પાશવી કે વધારે માનવીય રૂપ ધારણ કરશે. એટલે, જે વર્ગો હાલ પૂરતા શાસક વર્ગો છે તેમની પાસેથી, ઉચ્ચતર હેતુઓ ઉપરાંત તેમનાં પોતાનાં અત્યંત મહત્ત્વનાં હિતો જ તકાદો કરે છે કે કામદાર વર્ગના મુક્ત વિકાસના માર્ગમાંથી કાનૂની રીતે હઠાવી શકાય એવા બધા અવરોધોને તેઓ હઠાવી દે. એ કારણે તેમ જ બીજાં કારણોસર મેં આ ગ્રંથમાં ઇંગ્લૅંડના કારખાના કાનૂનોના ઇતિહાસ, વિગતો, તથા પરિણામોને પુષ્કળ જગ્યા આપી છે. એક રાષ્ટ્ર માટે બીજા રાષ્ટ્ર પાસેથી શીખવાનું શક્ય અને જરૂરી છે. અને સમાજ પોતાની ગતિના પ્રાકૃતિક નિયમોની શોધના ખરા માર્ગે ચડી ગયો હોય — આ કૃતિનું અંતિમ લક્ષ્ય આધુનિક સમાજની ગતિના આર્થિક નિયમોને પ્રકાશમાં આણવાનું જ છે — તોપણ તેના ધોરણસરના વિકાસના ક્રમિક તબક્કાઓ તરફથી ઊભા કરવામાં આવતા અવરોધોને તે હિંમતભરી છલાંગોથી પણ પાર ન કરી શકે અને કાનૂનો ઘડીને પણ હઠાવી ન શકે. પરંતુ તે પ્રસવની પીડાને ટૂંકાવી તથા ઘટાડી શકે.

શક્ય ગેરસમજણને અટકાવવા માટે બે શબ્દો. હું મૂડીદાર તથા જમીનદારનું ચિત્રણ કોઈ પણ અર્થમાં ગુલાબી રંગે નથી કરતો. પરંતુ અહીંયાં વ્યક્તિઓની



છણાવટ તેઓ જેટલા પ્રમાણમાં આર્થિક પ્રવર્ગોનાં મૂર્ત રૂપો હોય, ખાસ વર્ગ-સંબંધો તથા વર્ગ-હિતોનાં મૂર્ત રૂપો હોય, એટલા પ્રમાણમાં જ કરવામાં આવી છે. મારા દૃષ્ટિકોણથી સમાજની આર્થિક સંઘટનાને પ્રાકૃતિક ઇતિહાસની પ્રક્રિયા તરીકે નીરખવામાં આવે છે, વ્યક્તિ સામાજિક દૃષ્ટિએ જે સંબંધોની પેદાશ બની રહે છે તેનાથી પોતાને ભાવગત રીતે ગમે એટલી ઊંચી કક્ષાએ પહોંચાડી દે તોપણ એવો દૃષ્ટિકોણ તેને એ સંબંધો માટે જવાબદાર ગણવાનું બીજા કોઈ દૃષ્ટિકોણ કરતાં ઓછું જ કરી શકે.

રાજકીય અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં મુક્ત વૈજ્ઞાનિક તપાસ કરતી વેળા ટકરાતા દુશ્મનો માત્ર એટલા પૂરતા જ સીમિત નથી હોતા કે જે બીજાં બધાં ક્ષેત્રોમાં પણ ટકરાતા હોય છે. તેમાં તો જે સામગ્રીની જોડે કામ પડતું હોય છે તેનું વિશિષ્ટ સ્વરૂપ માણસના દિલના એકદમ જોરદાર, હલકટ, તથા ઝેરીલા ભાવાવેગોને, ખાનગી હિતનાં ઝનૂનોને, દુશ્મનો તરીકે લડાઈના મેદાનમાં આણી દે છે. દાખલા તરીકે, અંગ્રેજ સ્થાપિત ચર્ચ પોતાની આવકના ઓગણચાળીસમા ભાગની ઉપર થતા પ્રહાર કરતાં તેની ઓગણચાળીસ કલમોમાંથી આડત્રીસની ઉપર થતા પ્રહારને વધારે રાજીખુશીથી માફ કરી દેશે. આજકાલ તો હયાત મિલકત સંબંધોની ટીકાની સરખામણીમાં ખુદ નિરીશ્વરવાદ પણ culpa levis* છે. તેમ છતાં, સાફ આગેકૂચ જોવા મળે છે. મારો નિર્દેશ, દાખલા તરીકે, છેલ્લાં થોડાંક અઠવાડિયાં દરમિયાન પ્રકાશિત નીલી કિતાબ[32] તરફ છે: 'વિદેશોમાં નામદાર સમ્રાજ્ઞીના દૂતાવાસો જોડે ઔદ્યોગિક પ્રશ્નો અને ટ્રેડ યુનિયનો વિશે પત્રવ્યવહાર.' વિદેશોમાં ઇંગ્લૅંડના તાજના પ્રતિનિધિઓ સાફ જાહેર કરે છે કે જર્મનીમાં, ફ્રાંસમાં, ટૂંકમાં કહીએ તો યુરોપ ખંડનાં બધાં સભ્ય રાજ્યોમાં, મૂડી અને શ્રમ વચ્ચેના હયાત સંબંધોમાં મૂળગામી પરિવર્તન ઇંગ્લૅંડના જેટલું જ સ્પષ્ટ તથા અનિવાર્ય છે. સાથે સાથે જ, આટલાંટિક મહાસાગરને બીજે છેડે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના ઉપ-પ્રમુખ મિસ્ટર વેડે જાહેર સભાઓમાં જણાવ્યું છે કે ગુલામીની નાબૂદી પછી હવે તાત્કાલિક બાબત મૂડી તથા જમીનરૂપી મિલકતના સંબંધોમાં મૂળગામી પરિવર્તનની છે. આ બધી જમાનાની નિશાનીઓ છે અને તેમને જાંબુડિયા જામાઓ કે કાળા ઝભ્ભાઓ વડે છુપાવી શકાય એમ નથી. તેમાં એવો સંકેત નથી કે આવતીકાલે ચમત્કાર થઈ જશે. તેઓ બતાવે છે કે ખુદ શાસક વર્ગોને એવા અણસારા

* હળવો અપરાધ.

દેખાવા લાગ્યા છે કે વર્તમાન સમાજ કોઈ જાતનો નક્કર સ્ફટિક નથી પરંતુ પરિવર્તનશીલ રચનાતંત્ર છે અને નિરંતર પરિવર્તન પામી રહ્યો છે.

આ કૃતિના બીજા ગ્રંથમાં મૂડીના પરિચલનની પ્રક્રિયાની (પુસ્તક ૨), ત્રીજા ગ્રંથમાં મૂડીના વિકાસ દરમિયાન તેના તરફથી ધારણ કરવામાં આવતાં વિવિધ રૂપોની (પુસ્તક ૩), અને છેલ્લા ગ્રંથમાં (પુસ્તક ૪) સિદ્ધાંતના ઈતિહાસની છણાવટ કરવામાં આવશે.

હું વૈજ્ઞાનિક ટીકા ઉપર આધારિત દરેક અભિપ્રાયને આવકારું છું. જેના સંબંધમાં કોઈ જાતની છૂટ મેં કદી મૂકી નથી એ કહેવાતા પ્રજામતના પૂર્વગ્રહો વિશે તો હું અગાઉની જેમ હાલ પણ મહાન ફ્લોરેન્સવાસીનું સિદ્ધાંતસૂત્ર અપનાવું છું: "Segui el tuo corso, e lascia dir le genti!" *

કાર્લ માર્ક્સ

લંડન, ૨૫ જુલાઈ, ૧૮૬૭

* "તમે અપનાવેલા માર્ગે ચાલતા રહો, લોકો ભલે વાતો કરતા રહે" (દાન્તે, 'દિવ્ય સુખાંતિકા', તપોભૂમિ, કૅન્ટો ૫, અર્થાનુવાદ).—સં.

## કાર્લ માર્ક્સ

## મૂડીવાદી સંચયનું ઐતિહાસિક વલણ

### 'મૂડી'ના પ્રથમ ગ્રંથનું ૩૨મું પ્રકરણ

મૂડીના આદિ સંચયનો, એટલે કે તેના ઐતિહાસિક ઉદ્ભવનો, આખર શું મતલબ છે? ગુલામો અને ખેતગુલામોનું રૂપાંતર તત્કાળ રોજી-કામદારોમાં થઈ જતું નથી, ખાલી રૂપમાં જ ફેરફાર થતો નથી, એટલે તેનો અર્થ ઉત્પાદકોના માલિકીહરણનો થાય છે, બીજા શબ્દોમાં કહીએ તો તે એવી ખાનગી માલિકીનું વિઘટન બની રહે છે કે જે તેના માલિકના શ્રમ ઉપર આધારિત હોય.

સામાજિક કે સહિયારી મિલકતથી ઊલટી ખાનગી મિલકત માત્ર ત્યાં જ હયાતી ધરાવે છે કે જ્યાં શ્રમનાં સાધનો અને શ્રમના બાહ્ય સંજોગો ઉપર ખાનગી વ્યક્તિઓની માલિકી હોય છે. પરંતુ એ ખાનગી વ્યક્તિઓ કામદારો હોય કે કામદારો ન હોય તે પ્રમાણે, ખાનગી મિલકતનું અલગ સ્વરૂપ હોય છે. તે પ્રથમ દર્શને જે અસંખ્ય છાયાઓ બતાવે છે તે આ બન્ને અંતિમબિંદુઓ વચ્ચેના તબક્કાઓને અનુરૂપ હોય છે.

શ્રમ કરનારની પોતાનાં ઉત્પાદનનાં સાધનોની ખાનગી મિલકત એ નાના ઉદ્યોગનો પાયો છે. આવો નાનો ઉદ્યોગ સામાજિક ઉત્પાદનના વિકાસની અનિવાર્ય શરત છે. તે શ્રમ કરનારના મુક્ત વ્યક્તિત્વની પણ અનિવાર્ય શરત છે. અલબત્ત, આ નાના ઉત્પાદનની પદ્ધતિ ગુલામીની, ખેતગુલામીની અને પરાધીનતાની બીજી વ્યવસ્થાઓમાં પણ હયાતી ધરાવતી હોય છે. પરંતુ તે

ફૂલેફાલે છે કે પોતાની બધી શક્તિ મોકળી મૂકે છે કે તેનું પૂરતું ક્લાસિકલ રૂપ ધારણ કરે છે તો માત્ર ત્યાં જ કે જ્યાં શ્રમ કરનાર પોતાનાં ઉત્પાદનનાં સાધનોનો ખાનગી માલિક હોય અને તેને કામમાં પણ પોતે જ લગાવતો હોય, બલકે તે એવો ખેડૂત હોય કે જે પોતાની જમીન પોતે ખેડતો હોય અથવા તો એવો કારીગર હોય કે જે પોતાનાં ઓજારો પોતે વાપરતો હોય.

આ પ્રકારની ઉત્પાદન પદ્ધતિની એ પૂર્વશરત છે કે જમીન નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગયેલી હોય અને ઉત્પાદનનાં બીજાં સાધનો વેરણછેરણ થઈ ગયાં હોય અથવા તો છૂટાંછવાયાં થઈ જાય. તેમાં એ ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ હોતું નથી, એ જ રીતે તેમાં સહકાર, દરેક અલગ અલગ ઉત્પાદન પ્રક્રિયાની અંદર શ્રમ વિભાજન, સમાજ તરફથી કુદરતનાં પરિબળોનું નિયંત્રણ તથા ઉત્પાદક ઉપયોગ, તેમ જ સામાજિક ઉત્પાદક શક્તિઓનો મુક્ત વિકાસ, એ બધું તેમાં હોતું નથી. એ સુસંગત હોય છે માત્ર એવી ઉત્પાદન વ્યવસ્થા સાથે કે એવા સમાજ સાથે કે જે સંકુચિત તેમ જ ઓછાવત્તા અંશે આદિ કે પ્રાથમિક સીમાઓ વચ્ચે જ સક્રિય હોય. તેને કાયમી રૂપ આપવાનો અર્થ, પેક્કેરે યોગ્ય રીતે જ કહ્યું છે તેમ, "સાર્વત્રિક સાધારણતા ફરમાવી દેવા"[33] બરાબર જ ગણાય. વિકાસના ચોક્કસ તબક્કે તે તેના પોતાના વિઘટનનાં ભૌતિક માધ્યમો પોતે જ પેદા કરી દે છે. તે સમયથી નવાં પરિબળો અને નવા આવેગો સમાજના પેટાળમાં ફૂટી નીકળે છે, પરંતુ જૂનું સામાજિક સંગઠન તેમને જકડી અને દબાવી રાખે છે. તેથી તેને ખતમ કરવાની જરૂર પેદા થાય છે અને તે ખતમ થાય છે. તેનો ખાતમો, ઉત્પાદનનાં વેરણછેરણ અને વ્યક્તિગત સાધનોનું સામાજિક રીતે કેંદ્રીકૃત સાધનોમાં ફેરવાઈ જવું, એટલે કે બહુ ઘણા લોકોની મામૂલી સંપત્તિનું થોડા લોકોની અતિશય મોટી સંપત્તિમાં ફેરવાઈ જવું, મોટા ભાગની જનતાની જમીન, ગુજરાનનાં સાધનો, અને શ્રમનાં સાધનોનું અપહરણ—સામાન્ય જનતાનું આ ભયાનક તેમ જ અતિશય વેદનાભર્યું માલિકીહરણ, મૂડીના ઈતિહાસની પૂર્વભૂમિકા પૂરી પાડે છે. તેમાં જાતજાતના બળપ્રયોગોની પદ્ધતિને કામે લગાડાય છે. આપણે તેમાંથી માત્ર એવી પદ્ધતિઓ પર જ આ પુસ્તકમાં વિચાર કર્યો છે કે જે મૂડીના આદિ સંચયની યુગપ્રવર્તક પદ્ધતિઓ રહી છે. સીધા ઉત્પાદકોનું માલિકીહરણ નિષ્ઠુર સંહાર-લાલસાથી અને અતિશય ધિક્કારપાત્ર, અતિશય ઘાતકી, હલકામાં હલકી, તદ્દન છીછરી,



તેમ જ નીચ ભાવનાઓથી પ્રેરાઈને કરવામાં આવે છે. એકાકી સ્વતંત્ર શ્રમ કરનાર વ્યક્તિ અને તેના પોતાના શ્રમના સંજોગો, એ બન્ને બાબતો મળીને જેનો પાયો બની રહે છે તેવી પોતે જ કમાયેલી સંપત્તિનું સ્થાન મૂડીવાદી ખાનગી સંપત્તિ લઈ લે છે, અને તે બીજાઓના માત્ર નામ પૂરતા મુક્ત શ્રમના, એટલે કે મજૂરીના, શોષણ ઉપર આધારિત હોય છે.*

પરિવર્તનની આ પ્રક્રિયા જેવી પુરાણા સમાજને ઉપરથી નીચે સુધી પૂરતા પ્રમાણમાં છિન્નભિન્ન કરી દે અને કામદારો જેવા સર્વહારા બની જાય અને તેમનાં શ્રમનાં સાધનો મૂડીમાં ફેરવાઈ જાય, મૂડીવાદી ઉત્પાદન-પદ્ધતિ પોતે જેવી પોતાના પગ પર ખડી થઈ જાય, કે તુરત જ શ્રમનું વધુ સમાજીકરણ કરવાનો પ્રશ્ન, જમીન અને ઉત્પાદનનાં બીજાં સાધનોને સામાજિક રીતે વ્યાવહારિક સાધનોમાં અને તેથી સામુદાયિક સાધનોમાં, વધુ ને વધુ રૂપાંતરિત કરવાનો પ્રશ્ન, તેમ જ ખાનગી સંપત્તિના માલિકોની સંપત્તિનું વધુ અપહરણ કરવાનો પ્રશ્ન, એક નવું રૂપ ધારણ કરે છે. હવે જેનું માલિકીહરણ કરવાનું છે તે પોતાને માટે કામ કરતો કામદાર નથી હોતો પણ ઘણા કામદારોનું શોષણ કરનારો મૂડીદાર હોય છે.

આ માલિકીહરણ પોતે જ મૂડીવાદી ઉત્પાદનના અંતર્ગત નિયમો અમલમાં આવવાને પરિણામે મૂડીના કેંદ્રીકરણને કારણે જ અમલી બને છે. એક મૂડીદાર હંમેશાં અનેક મૂડીદારોને હણે છે. આ કેંદ્રીકરણના અથવા થોડા મૂડીદારો મારફતે કરાતા ઘણા મૂડીદારોના માલિકીહરણના કદમે કદમે શ્રમ પ્રક્રિયાનું સહકારી સ્વરૂપ, વિજ્ઞાનનો જાગૃત ટેકનિકલ ઉપયોગ, જમીનને પદ્ધતિસર રીતે કેળવવાનું કામ, શ્રમનાં સાધનોનું માત્ર સામૂહિક રીતે જ વાપરી શકાય તેવાં શ્રમનાં સાધનોમાં રૂપાંતર, ઉત્પાદનનાં બધાં સાધનોનો સંયોજિત સામાજિક શ્રમનાં ઉત્પાદનનાં સાધનો તરીકે ઉપયોગ કરીને તેમની બાબતમાં કરકસર, વિશ્વબજારની જાળમાં તમામ પ્રજાઓને સપડાવી લેવાનું, અને તેની સાથે મૂડીવાદી અમલનું

---

*"અમે આ સમયે પૂરેપૂરી રીતે નવી સામાજિક પરિસ્થિતિઓમાં રહીએ છીએ... અમારી પ્રવૃત્તિ એ છે કે અમે દરેક પ્રકારની સંપત્તિનો દરેક પ્રકારના શ્રમ સાથેનો સંબંધ તોડી નાખવા માગીએ છીએ." (Sismondi, «*Nouveaux Principes de l'Économie Politique*», પૅરિસ, ૧૮૨૭, પૃષ્ઠ ૪૩૪.)

આંતરરાષ્ટ્રીય સ્વરૂપ નિરંતર વિસ્તરતા પાયા પર વિકસે છે. પરિવર્તનની એ પ્રક્રિયાથી ઉત્પન્ન થનારી તમામ સગવડો ઉપર જે લોકો જબરજસ્તીથી પોતાનો એકાધિકાર સ્થાપે છે, મૂડીના એવા મોટા મોટા માલિકોની સંખ્યા એક બાજુએથી સતત ઘટતી જાય છે પરંતુ બીજી બાજુએ ગરીબી, અત્યાચાર, ગુલામી, પતન અને શોષણમાં સતત વધારો થતો જાય છે. પરંતુ તેની સાથોસાથ કામદાર વર્ગનો રોષ પણ વધુ ને વધુ તીવ્ર થતો જાય છે. આ વર્ગ સંખ્યામાં બરાબર વધતો જાય છે અને ખુદ મૂડીવાદી ઉત્પાદન પ્રક્રિયાનું યંત્ર જ તેને વધુ ને વધુ શિસ્તબદ્ધ, એકતાબદ્ધ, અને સંગઠિત બનાવતું રહે છે. મૂડીનો એકાધિકાર ઉત્પાદનની એ પદ્ધતિ માટે એક બંધન બની જાય છે કે જે આ એકાધિકારની સાથોસાથ અને તેની અંદર ઉદય પામી છે અને ફૂલીફાલી હોય છે. ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ અને શ્રમનું સમાજીકરણ અંતે એક એવા બિંદુએ પહોંચી જાય છે કે જ્યાં તે પોતાના મૂડીવાદી ખોળિયાની અંદર રહી શકતું નથી. બહારનું ખોળિયું ફાટી જાય છે, મૂડીવાદી ખાનગી મિલકતની મોતની ઘંટી વાગી ઊઠે છે, અને માલિકીહરણ કરનારાઓનું પોતાનું જ માલિકીહરણ થઈ જાય છે.

હડપગીરીની મૂડીવાદી પદ્ધતિ કે જે ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિના ફળસ્વરૂપ હોય છે તે જ મૂડીવાદી ખાનગી મિલકતને પેદા કરે છે. ખુદ માલિકના શ્રમ ઉપર આધારિત વ્યક્તિગત ખાનગી મિલકતનો પ્રથમ વાર જ આ પ્રકારે નિષેધ થાય છે. પરંતુ મૂડીવાદી ઉત્પાદન પ્રકૃતિના નિયમોની કઠોરતાના પરિણામે ખુદ પોતાનો નિષેધ પેદા કરે છે. તેમાં નિષેધનો નિષેધ હોય છે. તેથી ઉત્પાદક માટે ખાનગી મિલકતની પુનઃસ્થાપના નથી થતી, પરંતુ તેને મૂડીવાદી યુગની પ્રાપ્તિઓ ઉપર, એટલે કે સહકાર અને જમીન તથા ઉત્પાદનનાં સાધનોની સામુદાયિક માલિકી ઉપર, આધારિત વ્યક્તિગત મિલકત મળી જાય છે.

વ્યક્તિગત શ્રમથી ઉત્પન્ન થનારી વીખરાયેલી ખાનગી મિલકત મૂડીવાદી ખાનગી સંપત્તિમાં ફેરવાઈ જવાની પ્રક્રિયા, દેખીતી રીતે જ, મૂડીવાદી ખાનગી મિલકતની સામાજિક સંપત્તિમાં ફેરવાઈ જવાની પ્રક્રિયાની સરખામણીમાં, કંઈક કેટલીયે લાંબી, મુશ્કેલ અને હિંસાત્મક હોય છે કારણ કે મૂડીવાદી ખાનગી મિલકત તો વ્યવહારમાં પહેલાંથી જ સામાજિક ઉત્પાદન ઉપર આધારિત હોય છે. પહેલી પ્રક્રિયામાં જબરજસ્તીથી કબજો મેળવનાર થોડી વ્યક્તિઓએ આમજનતાની મિલકતનું અપહરણ કર્યું હતું, જ્યારે બીજી પ્રક્રિયામાં



આમજનતા જબરજસ્તી કબજો મેળવનાર થોડી વ્યક્તિઓની સંપત્તિનું અપહરણ કરે છે.*

પહેલી વાર નીચેના પુસ્તકમાં પ્રકાશિત:

K. Marx *«Das Kapital. Kritik der politischen Oekonomie»*,
એર્સ્ટેર બાન્ડ, હામ્બુર્ગ, ૧૮૬૭

* "ઉદ્યોગની ઉન્નતિ — જેને મૂડીદાર વર્ગ અનિચ્છાએ પ્રવેગ આપે છે — હરીફાઈમાંથી ઉદ્ભવતી કામદારોની એકાકિતાની જગ્યાએ સહવાસમાંથી ઉદ્ભવતી ક્રાંતિકારી એકસંપીને આણે છે. એટલે મૂડીદાર વર્ગ જેના આધારે ઉત્પાદન કરે છે તથા ઉત્પાદિત ચીજો કબજે કરી લે છે એ પાયાને જ આધુનિક ઉદ્યોગનો વિકાસ ખોદી નાખે છે. એ રીતે મૂડીદાર વર્ગ સૌપ્રથમ તો તેની પોતાની જ કબર ખોદનારાઓને પેદા કરે છે. મૂડીદાર વર્ગનું પતન અને સર્વહારા વર્ગનો વિજય એકસરખાં અનિવાર્ય છે. આજે મૂડીદાર વર્ગની સામે જે બધા વર્ગો ખડા છે તેમાં એકલો સર્વહારા વર્ગ જ ખરેખરો ક્રાંતિકારી વર્ગ છે. આધુનિક ઉદ્યોગના સામનામાં બીજા વર્ગોની અંદર સડો પેસે છે અને તેઓ આખરે ખતમ થઈ જાય છે, સર્વહારા વર્ગ તેની વિશિષ્ટ અને તાત્ત્વિક પેદાશ છે. નીચલો મધ્યમ વર્ગ, નાનો કારખાનદાર, દુકાનદાર, કારીગર, કિસાન — એ સૌ મધ્યમ વર્ગના અંશો તરીકેની પોતાની હસ્તીને વિનાશથી બચાવવા ખાતર મૂડીદાર વર્ગની સામે લડે છે. એટલે તેઓ ક્રાંતિકારી નહિ પણ રૂઢિચુસ્ત છે કારણ કે તેઓ ઇતિહાસના ચક્રને ઊલટું ચલાવવાની કોશિશ કરે છે." (માર્ક્સ અને એંગેલ્સ. 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું', મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૫૦, ૪૭-૪૮.)

6—1415

ફ્રેડરિક એંગેલ્સ

## 'જર્મનીમાં કિસાન યુદ્ધ'ની પ્રસ્તાવના[34]

### ૧૮૭૦માં પ્રકાશિત બીજી આવૃત્તિની પ્રસ્તાવના

નીચેની કૃતિ લંડનમાં ૧૮૫૦ના ઉનાળામાં, બરાબર એ વખતે જ પૂરી કરવામાં આવેલી પ્રતિક્રાંતિની છાપ હજુ તાજી હતી ત્યારે, લખવામાં આવી હતી. તે «*Neue Rheinische Zeitung. Politisch-ökonomische Revue*»ના,[35] માર્ક્સ દ્વારા સંપાદિત પાંચમા અને છઠ્ઠા અંકમાં પ્રગટ થઈ હતી, હામ્બુર્ગ, ૧૮૫૦. જર્મનીમાંના મારા રાજકીય મિત્રો તેનું પુનર્મુદ્રણ વાંછે છે, અને હું તેમની માગણી સ્વીકારી લઉં છું કારણ કે, મારે દિલગીરી સાથે જણાવવું પડે છે તેમ, કૃતિ આજે પણ હજી વેળાસરની છે.

સ્વતંત્ર સંશોધનમાંથી તારવવામાં આવેલી સામગ્રીની રજૂઆતનો કશો દાવો તેમાં નથી કરવામાં આવ્યો. એથી ઊલટું, કિસાન વિદ્રોહો વિશે અને થોમસ મ્યૂન્ત્સેર વિશે સમગ્ર વિષયવસ્તુ ઝીમ્મરમાનની[36] કૃતિમાંથી લેવામાં આવ્યું છે. તેના પુસ્તકમાં ક્યાંક ક્યાંક માહિતીની ખોટ હોવા છતાં તે હજી હકીકતી સામગ્રીનો સર્વોત્તમ સંચય છે. વધુમાં, બુઢ્ઢા ઝીમ્મરમાનને પોતાનો વિષય ગમતો હતો. જે ક્રાંતિકારી સહજવૃત્તિએ તેને અહીંયાં પીડિત વર્ગોનું સમર્થન કરવા પ્રેર્યો હતો એ જ વૃત્તિએ તેને આગળ જતાં ફ્રેંકફર્ટમાં ઉગ્ર ઉદ્દામોની[37] અંદરના સર્વોત્તમ માણસોમાંનો એક બનાવ્યો. સાચી વાત છે કે ત્યાર પછી તે થોડોઘણો જરાગ્રસ્ત થઈ ગયેલો મનાય છે.

તેમ છતાંયે ઝીમ્મરમાનની રજૂઆતમાં આંતરિક જોડાણોની ખોટ વરતાય છે, જમાનાના રાજકીય-ધાર્મિક વિવાદોને સમકાલીન વર્ગસંઘર્ષોના પ્રતિબિંબ તરીકે બતાવવામાં સફળતા નથી મળી, એ વર્ગસંઘર્ષોમાં કેવળ પીડકો અને પીડિતોને, દુષ્ટ અને સારા લોકોને, તથા દુષ્ટ લોકોના અંતિમ વિજયને, જોવામાં આવ્યા છે, અને સંઘર્ષના વિસ્ફોટ તેમ જ પરિણામને નિર્ધારિત કરનાર સામાજિક સંજોગોનું ચિત્રણ અત્યંત ખામીવાળું છે, તેમાં દોષ એ જમાનાનો છે કે જેમાં પુસ્તક અસ્તિત્વમાં આવ્યું હતું. એથી ઊલટું, એ જમાનાને લક્ષમાં લેતાં પુસ્તક બહુ વાસ્તવલક્ષી દૃષ્ટિએ લખાયેલું છે અને ઇતિહાસ વિશેની જર્મન આદર્શવાદી કૃતિઓમાં વખાણવા લાયક અપવાદ છે.

મારી રજૂઆતમાં સંઘર્ષના ઐતિહાસિક ક્રમની કેવળ આછી રૂપરેખાના આલેખનની સાથે કિસાન યુદ્ધનું મૂળ, તેમાં ભાગ લેનારી વિવિધ પાર્ટીઓની સ્થિતિ, એ પાર્ટીઓએ પોતાની સ્થિતિને ખુદ પોતાનાં મનમાં સ્પષ્ટ કરવાની કોશિશ જેના આધારે કરેલી એ રાજકીય તથા ધાર્મિક સિદ્ધાંતો, અને છેલ્લે એ વર્ગોના સામાજિક જીવનના ઐતિહાસિક રીતે સ્થાપિત સંજોગોનો આવશ્યક અંજામ અંકિત કરતા સંઘર્ષનું પરિણામ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; એટલે કે તેમાં એ વખતના જર્મનીનું રાજકીય માળખું, તેની સામેના બળવાઓ, અને એ વખતે જર્મનીમાં ખેતીવાડી, ઉદ્યોગ, જમીન તથા જળમાર્ગો, પણ્ય-વ્યાપાર, તથા નાણાના વિકાસની કક્ષાનાં કારણો નહિ પરંતુ પરિણામો તરીકે સમકાલીન રાજકીય તથા ધાર્મિક સિદ્ધાંતોના ચિત્રણનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેનો, ઇતિહાસની એકમાત્ર ભૌતિકવાદી વિભાવનાનો, ઉદય મારા નહિ પરંતુ માર્ક્સના વિચારોમાં થયેલો છે, અને એ જ «*Revue*»માં ૧૮૪૮-૪૯ની ફ્રેંચ ક્રાંતિ* સંબંધી તેમની કૃતિમાં તથા 'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર'માં પણ જોવા મળે છે.

૧૫૨૫ની અને ૧૮૪૮-૪૯ની જર્મન ક્રાંતિઓ વચ્ચેની સમાનતા એટલી બધી દેખીતી હતી કે તેને તદ્દન નકારી કાઢવાનું એ વખતે શક્ય નહોતું. પરંતુ, જેમાં એકના એક રજવાડી લશ્કર તરફથી જુદા જુદા સ્થાનિક બળવાઓને એક પછી એક કચડી નાખવામાં આવેલા એ ઘટનાઓના ક્રમની બાબતમાં સમરૂપતા હોવા છતાં, બન્ને દાખલાઓમાં શહેરી મૂડીદારોના વર્તનમાં ઘણી વાર હાસ્યાસ્પદ સામ્ય છતાં, તફાવત સાફ અને સ્પષ્ટ હતો.

"૧૫૨૫ની ક્રાંતિથી કોને લાભ થયેલો? ઠાકોરોને. ૧૮૪૮ની ક્રાંતિથી કોને લાભ થયેલો? મોટા રાજાઓને, ઑસ્ટ્રિયા તથા પ્રશિયાના. ૧૫૨૫ના નાના રાજાઓની પાછળ શહેરોના હજી નાના વ્યાપારીઓ ખડા હતા, તેમણે કરવેરા મારફત રાજાઓને પોતાની જોડે બાંધી લીધા હતા. ૧૮૫૦ના મોટા રાજાઓની, ઑસ્ટ્રિયા તથા પ્રશિયાની, પાછળ આધુનિક મોટા મૂડીદારો ખડા

---

* કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં વર્ગસંઘર્ષો', ૧૮૪૮થી ૧૮૫૦.

છે, તેઓ રાજાઓને રાષ્ટ્રીય કરજ મારફત ઝડપથી પોતાની ધૂંસરી હેઠળ આણી રહ્યા છે. અને મોટા મૂડીદારોની પાછળ સર્વહારાઓ ખડા છે."*

મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે આ ફકરામાં જર્મન મૂડીદાર વર્ગને બહુ વધારે પડતો મોભો આપવામાં આવ્યો છે. ઑસ્ટ્રિયામાં તેમ જ પ્રશિયામાં રાજાશાહીને "રાષ્ટ્રીય કરજ મારફત પોતાની ધૂંસરી હેઠળ" "ઝડપથી આણવાની" તક તેને જરૂર મળી હતી, પરંતુ એ તકનો ઉપયોગ તેણે ક્યાંય ક્યારેય નહોતો કર્યો.

૧૮૬૬ના યુદ્ધે ઑસ્ટ્રિયાને[38] વરદાન તરીકે મૂડીદાર વર્ગના ખોળામાં નાખી દીધું. પરંતુ તેને શાસન કરતાં નથી આવડતું, તે કશુંયે કરવા અસમર્થ અને અશક્ત છે. તે માત્ર એક જ કામ કરી શકે એમ છે: કામદારો સળવળાટ શરૂ કરે કે તરત તેમની ઉપર જંગલી હુમલો કરવાનું. સુકાન હજી તેના હાથમાં છે કારણ કે **હંગેરિયનો**ને તેની જરૂર છે.

અને પ્રશિયામાં? એ ખરું કે રાષ્ટ્રીય કરજ કૂદકે ને ભૂસકે વધી ગયું છે, ખાધ કાયમી લક્ષણ બની ગઈ છે, રાજ્યનું ખર્ચ દર વરસે વધે છે, મૂડીદાર વર્ગના સભ્યો વિધાનસભામાં બહુમતીમાં છે અને તેમની મંજૂરી વગર કરવેરા વધારવાનું કે લોન જાહેર કરવાનું શક્ય નથી. પરંતુ રાજ્યની ઉપર તેમનો કાબૂ ક્યાં છે? માત્ર થોડાક મહિના પહેલાં, ફરી ખાધની હાલત આવી ગયેલી ત્યારે, મૂડીદાર વર્ગ અત્યંત સાનુકૂળ સ્થિતિમાં હતો. મૂડીદારો માત્ર **જરાક** જ ટકી રહ્યા હોત તો દૂરગામી છૂટછાટો આપવાની ફરજ પાડી શક્યા હોત. તેમણે શું કર્યું? તેમણે એટલી છૂટછાટને પૂરતી ગણી લીધી કે સરકાર **તેમને** લગભગ નવ મિલિયન ખાલી **એક** જ વર્ષ નહિ, અરે ના, દર **વર્ષ**, અને કાયમને માટે, સરકારનાં ચરણોમાં ભેટ ધરવાની છૂટ આપે છે.

વિધાનસભામાંના બિચારા "રાષ્ટ્રીય-ઉદારમતવાદીઓ"[39] જેટલા દોષિત છે એથી વધારે દોષ હું તેમને માથે નથી લાદવા માગતો. મને ખબર છે કે જે લોકો તેમની પાછળ ખડા હતા તેમણે, મૂડીદાર વર્ગના સમુદાયે, તેમને પડતા મૂકી દીધા છે. એ સમુદાય શાસન નથી કરવા **માગતો**. તેનાં હાડકાંમાં ૧૮૪૮ની અસર હજી બાકી છે.

જર્મન મૂડીદાર વર્ગ એવી આશ્ચર્યજનક કાયરતા કેમ બતાવે છે, તેની છણાવટ આગળ જતાં કરવામાં આવશે.

---

*ફ્રેડરિક એંગેલ્સ, 'જર્મનીમાં કિસાન યુદ્ધ'.



બીજી બાબતોમાં ઉપરનું નિવેદન પૂરેપૂરું ખરું સાબિત થઈ ગયું છે. ૧૮૫૦થી લઈને નાનાં રાજ્યો વધારે ને વધારે ચોક્કસ રૂપમાં પૃષ્ઠભૂમિમાં સરકતાં ગયાં, અને હવે કેવળ પ્રશિયન અથવા ઑસ્ટ્રિયન કાવાદાવાઓના હાથાઓની જ કામગીરી કરે છે; ઑસ્ટ્રિયા અને પ્રશિયા વચ્ચે કોઈ એકનું નિરંકુશ શાસન સ્થાપવાના વધારે ને વધારે ભીષણ સંઘર્ષો લડાતા રહ્યા; છેલ્લે ૧૮૬૬ની બળજબરીની પતાવટ થઈ, ત્યાર પછી ઑસ્ટ્રિયાએ પોતાના પ્રાંતો પોતાના કબજામાં રાખ્યા છે, પ્રશિયા સીધી અથવા આડકતરી રીતે આખા ઉત્તરને ગુલામીમાં જકડી રાખે છે, અને દક્ષિણ-પશ્ચિમનાં ત્રણ રાજ્યોને* હાલ પૂરતાં અવગણવામાં આવ્યાં છે.

રાજ્યના એવા રોનકદાર ખેલમાંથી જર્મન કામદાર વર્ગ માટે નીચેના સિવાય બીજું કશું મહત્ત્વનું નથી:

એક — સાર્વજનીન મતાધિકારથી કામદારોને વિધાનસભામાં સીધું પ્રતિનિધિત્વ ધરાવવાનું સાધન હાંસલ થયું છે.

બે — પ્રશિયાએ ઈશ્વરની કૃપા ઉપર આધારિત બીજા ત્રણ તાજને** હડપ કરી લઈને સરસ દાખલો બેસાડ્યો છે. રાષ્ટ્રીય-ઉદારમતવાદીઓ પણ નથી માનતા કે તે પોતાને અગાઉ જે તાજનું વાહક ગણાવતું હતું એ જ નિષ્કલંક તાજ, ઈશ્વરની કૃપા ઉપર આધારિત તાજ, એવી કરામત પછી હજી ધરાવે છે.

ત્રણ — હવે જર્મનીમાં ક્રાંતિની સામે માત્ર એક જ ગંભીર શત્રુ છે— પ્રશિયન સરકાર.

અને ચાર — હવે જર્મન ઑસ્ટ્રિયનોને આખરે નક્કી કરી લેવું પડશે કે તેઓ કોણ બની રહેવા માગે છે, જર્મનો કે ઑસ્ટ્રિયનો; તેઓ કોની જોડે સંકળાવા માગે છે, જર્મની જોડે કે જર્મનીની બહાર લેઈથા નદી પાર આવેલાં તેમનાં વળગણોની જોડે. લાંબા વખતથી દેખીતું રહ્યું છે કે તેમને એક અથવા બીજાનો ત્યાગ કરવો પડે એમ છે, પરંતુ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ એ બાબતને સતત છુપાવતા રહ્યા છે.

૧૮૬૬ જોડે સંકળાયેલા બીજા મહત્ત્વના વિવાદાસ્પદ મુદ્દાઓની બાબતમાં, એ વખતથી એક તરફ રાષ્ટ્રીય-ઉદારમતવાદીઓ અને બીજી તરફ "લોક પાર્ટી"[40] વચ્ચે, કંટાળો પેદા થાય એટલી હદે, ચર્ચાતા રહેતા મુદ્દાઓની બાબતમાં,

---

*બાવેરિયા, બાડેન, અને વુર્ટેમ્બેર્ગ.

**હેન્નોવર, હેસ્સેન-કાસ્સેલ, નાસાઉ.

આગામી થોડાંક વર્ષોનો ઈતિહાસ બતાવી આપશે કે એ બે દૃષ્ટિબિંદુઓ એકબીજાના આટલા કટ્ટર વિરોધી એકમાત્ર એવા કારણસર છે કે તેઓ બન્ને એક જ સંકુચિત મનોદશાના સામસામા બે છેડાઓ છે.

૧૮૬૬ના વરસે જર્મનીની સામાજિક રચનામાં લગભગ કશું જ પરિવર્તન આણ્યું નથી. ગણતર મૂડીવાદી સુધારાઓ — એકરૂપ વજન અને માપ, આવાગમનની સ્વતંત્રતા, કામધંધાની સ્વતંત્રતા, વગેરે, બધું નોકરશાહીને સ્વીકાર્ય મર્યાદાઓમાં — તો પશ્ચિમ યુરોપના બીજા દેશોનો મૂડીદાર વર્ગ લાંબા વખતથી જે કંઈ ધરાવે છે એટલે સુધી પણ નથી પહોંચતા, અને મુખ્ય બદીને, નોકરશાહી અંકુશની પદ્ધતિને[41], વણસ્પર્શી રહેવા દે છે. સર્વહારા વર્ગ માટે તો આવાગમનની સ્વતંત્રતા, નાગરિકીકરણ, પાસપોર્ટની નાબૂદી, વગેરે સંબંધી બધા કાનૂનોને સામાન્ય પોલીસ કારવાઈઓ આમેય સાવ ભ્રમ જેવા જ બનાવી દે છે.

૧૮૬૬ના રોનકદાર ખેલ કરતાં ઘણા વધારે મહત્ત્વની બાબત ૧૮૪૮ પછી જર્મન ઉદ્યોગ તથા વ્યાપાર, રેલવે, તારવ્યવસ્થા, તથા મહાસાગરી વહાણવટાના વિસ્તરણની છે. એ પ્રગતિ એ જ ગાળા દરમિયાન ઈંગ્લૅંડની કે ફ્રાંસનીયે પ્રગતિથી ભલે ગમે એટલી ઓછી હોય તોપણ જર્મનીના સંબંધમાં તો અપૂર્વ છે, અને વીસ વરસની અંદર અગાઉની આખી સદી કરતાં વધારે સિદ્ધિ હાંસલ કરવામાં આવી છે. જર્મની માત્ર હવે જ ગંભીર તથા અફર રીતે **વિશ્વ વ્યાપારમાં** સંકળાઈ ગયું છે. ઉદ્યોગપતિઓની મૂડી ઝડપથી ગુણાકારી વૃદ્ધિ પામી છે, મૂડીદાર વર્ગની સામાજિક સ્થિતિ તેને અનુરૂપ ઊંચી કક્ષાએ પહોંચી છે. ઔદ્યોગિક સમૃદ્ધિની ખાતરીબંધ નિશાની — **ઠગબાજી** — બહોળા પ્રમાણમાં જામી ગઈ છે અને તેણે ઉમરાવો તથા ઠાકોરોને પોતાના વિજય-રથ સાથે જકડી લીધા છે. જર્મન મૂડી હવે રશિયામાં તથા રુમાનિયામાં રેલવે બાંધી રહી છે — તેને પોક મૂકવાની વેળા ન આવે! — અને હજી તો માત્ર પંદર જ વરસ પહેલાં જર્મન રેલવે અંગ્રેજ ઉદ્યાગપતિઓની સામે હાથ લંબાવીને ભીખ માગતી હતી. તો પછી એવું કેવી રીતે બન્યું કે મૂડીદાર વર્ગે રાજકીય સત્તા પણ કબજે નથી કરી લીધી અને તે સરકારના સંબંધમાં આટલી કાયરતાનું વર્તન કરે છે?

જર્મન મૂડીદાર વર્ગનું દુર્ભાગ્ય કે તે માનીતી જર્મન રીતભાત મુજબ વધારે પડતો મોડો મેદાનમાં આવ્યો. તેની ચડતીનો ગાળો એવા વેળાએ આવ્યો છે કે જ્યારે પશ્ચિમ યુરોપના બીજા દેશોનો મૂડીદાર વર્ગ ક્યારનો રાજકીય પડતીની



દશામાં ધકેલાઈ ગયો છે. ઈંગ્લૅંડમાં મૂડીદાર વર્ગ માત્ર મતાધિકારના વિસ્તરણને[42] કારણે જ પોતાના ખરા પ્રતિનિધિ બ્રાઈટને સરકારમાં સામેલ કરાવી શક્યો, અને એ વિસ્તરણ સમગ્ર મૂડીવાદી શાસનનો અંત ચોક્કસ આણી દેવાનું જ. ફ્રાંસમાં મૂડીદાર વર્ગ એક વર્ગ તરીકે, સમગ્ર રૂપમાં વર્ગ તરીકે, પ્રજાસત્તાકમાં માત્ર બે જ વરસ, ૧૮૪૯ અને ૧૮૫૦માં, સત્તાધારી રહ્યો હતો, અને પોતાની રાજકીય સત્તા લૂઈ બોનાપાર્ત તથા લશ્કરની તરફેણમાં તજી દઈને જ પોતાનું સામાજિક અસ્તિત્વ ચાલુ રાખી શક્યો હતો. અને યુરોપના અત્યંત ઉન્નત ત્રણ દેશો વચ્ચેની આંતરક્રિયામાં પારવાર વધારાને લીધે હવે, ઈંગ્લૅંડ તથા ફ્રાંસમાં મૂડીદાર વર્ગના શાસનની ઉપયોગિતા ખતમ થઈ ગઈ છે ત્યાર પછી, જર્મનીમાં મૂડીદાર વર્ગ માટે સગવડભર્યા રાજકીય શાસનની સ્થિતિમાં સ્થાયી બનવાનું શક્ય નથી રહ્યું.

અગાઉના બધા શાસક વર્ગોની સરખામણીમાં મૂડીદાર વર્ગની વિશિષ્ટતા એવી છે કે તેના વિકાસમાં વળાંક આવે છે અને એ વળાંક પછી તેની સત્તાનાં માધ્યમોનું, એટલે મુખ્યત્વે તેની મૂડીનું, દરેક નવું વિસ્તરણ તેને રાજકીય શાસન માટે વધારે ને વધારે અયોગ્ય બનાવવાની દિશામાં જ ઢળતું હોય છે. **"મોટા મૂડીદારની પાછળ સર્વહારાઓ ખડા છે."** મૂડીદાર વર્ગ જેમ જેમ પોતાના ઉદ્યોગ, વ્યાપાર, તથા સંચાર-સાધનોને વિકસાવતો જાય તેમ તેમ સર્વહારા વર્ગને પેદા કરતો જાય છે. અમુક બિંદુએ — અને જરૂરી નથી કે એ બિંદુ એકસરખા સમયે અથવા વિકાસની એકસરખી કક્ષાએ જ આવે — તેના ધ્યાનમાં આવવા લાગે છે કે તેનો સર્વહારા જોડિયો તેનાથી વધારે જોરાવર બની રહ્યો છે. એ ઘડીથી તે એકચક્રી રાજકીય શાસન માટે જરૂરી તાકાત ગુમાવવા લાગે છે અને સંજોગોના તકાદા મુજબ શાસનમાં ભાગીદાર બનાવવા માટે સંગાથીઓની, અથવા પૂરું શાસન જેને સુપરત કરી દેવાય તેની, તલાશ ચોમેર કરવા લાગે છે.

જર્મનીમાં એ વળાંક ૧૮૪૮ જેટલો વહેલો આવી ગયો હતો. ચોક્કસ હકીકત છે કે જર્મન મૂડીદાર વર્ગને જર્મન સર્વહારા વર્ગની ઓછી અને ફ્રેંચ સર્વહારા વર્ગની વધારે દહેશત હતી. પૅરિસમાં ૧૮૪૮ના જૂનની લડાઈએ[43] મૂડીદાર વર્ગને બતાવી આપ્યું કે તે કેવી ધારણા રાખી શકે, જર્મન સર્વહારા વર્ગ એટલું સાબિત કરવા પૂરતો બેચેન બની ગયો હતો કે એવો જ પાક પેદા કરનારાં બિયાં જર્મન જમીનમાં પણ ક્યારનાં વવાઈ ચૂક્યાં હતાં, એ દિવસથી સમગ્ર મૂડીવાદી રાજકીય પ્રવૃત્તિની ધાર બુઠ્ઠી બની ગઈ હતી. મૂડીદાર વર્ગે

ચોમેર સંગાથીઓની તલાશ કરી, કિંમતની પરવા વગર પોતાને વેચાં દીધો, અને આજ સુધી તે એક ડગલું પણ આગળ નથી વધી શક્યો.

એ બધા સંગાથીઓનાં રૂપલક્ષણ પ્રત્યાઘાતી છે. લશ્કર તથા નોકરશાહી ધરાવતી રાજશાહી છે, મોટા સામંતી ઉમરાવો છે, પામર ચોરટા-ચુંકરો[44] છે, અને પાદરીઓ પણ છે. મૂડીદાર વર્ગે કેવળ પોતાનો પ્યારો જાન બચાવી લેવા ખાતર એ બધાની જોડે કરારો અને સોદા કર્યા, પરંતુ આખરે તેની પાસે વેચવા જેવું કશું બાકી ન રહ્યું. અને સર્વહારા વર્ગ જેમ જેમ વધારે વિકસતો ગયો, વર્ગ તરીકેની લાગણી વધારે અનુભવતો ગયો, અને વર્ગ તરીકેનાં કદમો વધારે ઉઠાવતો ગયો, તેમ તેમ મૂડીદારો વધારે બીકણ બનતા ગયા. સાદોવામાં[45] પ્રશિયનોનો આશ્ચર્યજનક ખરાબ વ્યૂહ ઑસ્ટ્રિયનોના આશ્ચર્યજનક બદતર વ્યૂહની સામે વિજયી બન્યો ત્યારે કહેવું મુશ્કેલ હતું કે રાહતનો વધારે ઊંડો શ્વાસ કોણે લીધો હશે, પ્રશિયન મૂડીદારોએ — સાદોવામાં તેઓ પણ પરાજિત થયા હતા — કે ઑસ્ટ્રિયન મૂડીદારોએ.

૧૮૭૦ના આપણા મોટા મૂડીદારો હજી બરાબર ૧૫૨૫ના મધ્યમ કક્ષાના શહેરી વ્યાપારીઓ જેવું જ વર્તન કરે છે. નાના મૂડીદારો, કારીગરો, અને દુકાનદારો તો જેવા છે તેવા જ હંમેશાં રહેવાના. તેઓ ઊંચે ચડવાની, છળથી માર્ગ કરીને મોટા મૂડીદાર વર્ગની અંદર સામેલ થઈ જવાની, આશા રાખે છે. તેમને સર્વહારા વર્ગની અંદર ધકેલાઈ જવાની બીક છે. બીક અને આશાની વચ્ચે ચકરાવા લેતા તેઓ સંઘર્ષ દરમિયાન પોતાનો મહામોલો જાન બચાવી રાખશે અને સંઘર્ષ પૂરો થઈ જાય ત્યારે વિજેતાની સાથે ભળી જશે. તેમનો સ્વભાવ જ એવો છે.

૧૮૪૮થી સર્વહારા વર્ગની સામાજિક તથા રાજકીય પ્રવૃત્તિ ઉદ્યોગના ઉત્કર્ષની જોડે કદમ મિલાવીને આગેકૂચ કરતી રહી છે. આજે જર્મન કામદારો પોતાનાં ટ્રેડ યુનિયનો, સહકારી સમાજો, તથા રાજકીય મંડળોમાં તેમ જ સભાઓ, ચૂંટણીઓ, તથા કહેવાતા રાઈખ્સ્ટાગમાં જે ભૂમિકા ભજવે છે તે છેલ્લાં વીસ વરસોમાં જર્મનીમાં અગમ્ય રીતે થઈ ગયેલા રૂપાંતરની પૂરતી સાબિતી અંકિત કરે છે. જર્મન કામદારોના યશગૌરવની બાબત છે કે **એકલા તેઓ જ** કામદારોને તથા કામદારોના પ્રતિનિધિઓને સંસદમાં મોકલવામાં સફળ થયા છે, ફ્રેંચ કે અંગ્રેજ કામદારો એવું પરાક્રમ હજી સુધી નથી કરી શક્યા.

પરંતુ સર્વહારા વર્ગ પણ ૧૫૨૫ની સાદૃશ્યતાથી હજી છુટકારો નથી મેળવી શક્યો. આખી જિંદગી એકમાત્ર રોજી ઉપર જ આધાર રાખતો હોય એવો



વર્ગ જર્મન લોકોની બહુસંખ્યા બની રહેવાની સ્થિતિથી હજી બહુ વેગળો છે. એટલે તેને પણ સંગાથીઓની તલાશ કરવી પડે છે. એવા સંગાથીઓ માત્ર નાના મૂડીદારો, શહેરોના અવનત-સર્વહારાઓ, નાના ખેડૂતો તથા ખેતમજૂરોમાંથી જ મળી શકે.

**નાના મૂડીદારોની** વાત આપણે ઉપર કરી ગયા. તેઓ બેહદ બિનભરોસેદાર હોય છે, સિવાય કે વિજય હાંસલ થઈ ગયા પછી, ત્યારે પીઠાંમાં તેમના દેકારાને કશી માઝા નથી હોતી. તેમ છતાં, તેમની અંદર બહુ સારાં તત્ત્વો પણ હોય છે, અને એ તત્ત્વો આપમેળે કામદારોની જોડે ભળી જાય છે.

**અવનત-સર્વહારાઓ**, બધા વર્ગોમાંનાં દુરાચારી તત્ત્વોનો કચરો, તમામ શક્ય સંગાથીઓમાં બદતરીન હોય છે. તેમના અડ્ડા મોટાં શહેરોમાં હોય છે. એ ધાડું તદ્દન લાંચિયું અને તદ્દન બેશરમ હોય છે. ફ્રેંચ કામદારોએ દરેક ક્રાંતિમાં મકાનો ઉપર "Mort aux voleurs!" ("ચોરટાઓને મોત!") શબ્દો અંકિત કરેલા તે મિલકત તરફના આદરને કારણે નહિ પરંતુ એટલા ખાતર કર્યા હતા કે સૌપ્રથમ એ ટોળકીથી છુટકારો હાંસલ કરી લેવાની બાબતને તેઓ વાજબી રીતે જ જરૂરી ગણતા હતા. એ મવાલીઓનો ઉપયોગ રક્ષક દળ તરીકે કરનારો અથવા તેમના ટેકા ઉપર આધાર રાખનારો દરેક કામદાર-આગેવાન એકલા એવા કૃત્યથી જ પોતાને આંદોલનનો દ્રોહી સાબિત કરી દે છે.

**નાના ખેડૂતો** — મોટા ખેડૂતો મૂડીદાર વર્ગમાં સામેલ હોય છે — નિરનિરાળા પ્રકારોના હોય છે.

તેઓ કાં તો **સામંતી ખેડૂતો** હોય છે અને તેમને હજી મહેરબાન ઉમરાવને ખાતર વેઠ કરવી પડતી હોય છે. મૂડીદાર વર્ગે એ લોકોને ખેતગુલામીથી છોડાવવાની પોતાની ફરજ નથી બજાવી એટલે હવે તેમને સમજાવવામાં મુશ્કેલી નહિ પડે કે તેઓ પોતાની મુક્તિની આશા માત્ર કામદાર વર્ગ પાસેથી જ રાખી શકે એમ છે.

અથવા તેઓ **ગણોતિયા ખેડૂતો** હોય છે. એવા ખેડૂતોની બાબતમાં પરિસ્થિતિ મોટે ભાગે આયર્લૅંડના જેવી જ છે. ગણોત એટલી બધી વધારી દેવામાં આવી છે કે સરેરાશ પાકના સંજોગોમાં ખેડૂત અને તેના કુટુંબનો ગુજારો માંડમાંડ થઈ શકે છે. પાક મોળો ઊતરે ત્યારે ખેડૂત લગભગ ભૂખમરાની હાલતમાં ધકેલાઈ જાય છે, ગણોત નથી ભરી શકતો, અને તેના પરિણામે તેની જિંદગી તદ્દન જમીનદારની દયાને તાંતણે લટકતી રહે છે. મૂડીદાર વર્ગની ઉપર ફરજ ન પાડવામાં આવે તો તે એ લોકો માટે ક્યારેય કશું જ નથી કરતો.

એટલે તેઓ કામદારો પાસેથી નહિ તો બીજા કોની પાસેથી મુક્તિની આશા રાખી શકે?

હવે **પોતાની જમીનના નાનકડા ટુકડાઓમાં** ખેતી કરતા ખેડૂતો બાકી રહે છે. મોટા ભાગના દાખલાઓમાં તેમના માથે ગીરોનો બોજ એટલો બધો લદાયેલો હોય છે કે ગણોતિયાને જેટલો આધાર જમીનદારની ઉપર રાખવો પડે છે એટલો જ આધાર તેમને વ્યાજખોર ઉપર રાખવો પડે છે. તેમને માટે પણ ખાલી પાંખી રોજી જ બાકી રહે છે, વળી ક્યારેક સારાં વરસ અને ક્યારેક નબળાં વરસ આવતાં હોવાથી એવી રોજી પણ તદ્દન અનિશ્ચિત હોય છે. એ લોકોને તો મૂડીદાર વર્ગ પાસેથી કશાની અપેક્ષા સૌથી ઓછી હોય છે કારણ કે ચોક્કસ રૂપે મૂડીદાર વર્ગ જ, મૂડીદાર વ્યાજખોરો જ, તેમનું લોહી ચૂસતા હોય છે. તેમ છતાં, એવા ખેડૂતોમાંથી મોટા ભાગના પોતાની મિલકતને વળગી રહે છે, જોકે વાસ્તવમાં એ મિલકત તેમની નહિ પણ વ્યાજખોરની હોય છે. તેમને પણ એવી જ રીતે સમજાવવું પડશે કે જનતાની ઉપર આધાર રાખતી સરકાર તમામ ગીરોને રાજ્યના લેણામાં પલટાવી નાખે અને એ રીતે વ્યાજના દરો ઘટાડી નાખે ત્યારે જ તેઓ વ્યાજખોરની પકડમાંથી છૂટી શકે. અને એવા સંજોગો માત્ર કામદાર વર્ગ જ પેદા કરી શકે એમ છે.

ગ્રામવિસ્તારોમાં જ્યાં મધ્યમ કદની તથા મોટી જાગીરો છે ત્યાં **ખેતમજૂરો** સૌથી વધારે સંખ્યા ધરાવતો વર્ગ બની રહે છે. પૂરા ઉત્તર તથા પૂર્વ જર્મનીમાં એવી સ્થિતિ છે, અને શહેરોના ઔદ્યોગિક કામદારોને **ત્યાં જ વધારેમાં વધારે સંખ્યામાં તથા વધારેમાં વધારે સ્વાભાવિક સંગાથી**ઓ સાંપડે છે. જેવી રીતે મૂડીદાર ઔદ્યોગિક કામદારનો સામનો કરે છે એવી જ રીતે જમીનદાર અથવા મોટો ગણોતિયો ખેતમજૂરનો સામનો કરે છે. જે પગલાં એકને મદદગાર બનતાં હોય એ જ પગલાં બીજાને પણ જરૂર મદદગાર બને. ઔદ્યોગિક કામદારો કેવળ મૂડીદારની મૂડીને, એટલે કાચો માલ, યંત્રો તથા ઓજારો, અને ઉત્પાદનમાં કામ કરવા માટે તેમને જરૂરી ગુજરાનાં સાધનોને, સમાજની મિલકતમાં, એટલે તેમની પોતાની મિલકતમાં, તેમના સહિયારા ઉપયોગમાં લેવાતી મિલકતમાં, પલટાવી નાખીને જ પોતાને મુક્ત કરી શકે. એવી જ રીતે, ખેતમજૂરોને તેમની ખોફનાક કંગાલિયતમાંથી છોડાવવાનું ત્યારે જ શક્ય બને કે જ્યારે સૌપ્રથમ તો તેમના શ્રમની મુખ્ય વસ્તુને, ખુદ જમીનને, મોટા ખેડૂતોની અને એથીયે મોટા સામંતી ઉમરાવોની ખાનગી માલિકીના ક્ષેત્રમાંથી ખેંચી લઈને સાર્વજનિક મિલકતમાં પલટાવી નાખવામાં આવે અને ખેતમજૂરોનાં



સહકારી મંડળો સહિયારા હિસાબે તેમાં ખેતી કરે. અહીંયાં આપણે બાઝેલની આંતરરાષ્ટ્રીય કામદાર કૉંગ્રેસના[40] એવા નિર્ણય સુધી પહોંચી જઈએ છીએ કે જમીનની મિલકતને સહિયારી રાષ્ટ્રીય મિલકતમાં પલટાવી નાખવાનું સમાજના હિતમાં છે. એ ઠરાવ મુખ્યત્વે એવા દેશોના સંબંધમાં અપનાવવામાં આવ્યો હતો કે જ્યાં મોટી જમીન મિલકત અસ્તિત્વમાં છે અને તેના પરિણામે એ મોટી મોટી જાગીરોનું કામકાજ એક માલિક અને ઘણા મજૂરો ચલાવતા હોય છે. જર્મનીમાં એવી હાલત હજી મોટે ભાગે વર્ચસ્વી છે. એટલે, ઇંગ્લૅંડ પછી, એ નિર્ણય **ચોક્કસ રૂપે જર્મની માટે અત્યંત વેળાસરનો** હતો. ખેતીવાડીનો સર્વહારા વર્ગ, ખેતમજૂરો—રાજાઓનાં લશ્કરોમાં ભરતી મોટે ભાગે એ જ વર્ગમાંથી કરવામાં આવે છે. સાર્વજનીન મતાધિકારને કારણે એ જ વર્ગ સંખ્યાબંધ સામંતી ઉમરાવો તથા જમીનદારોને સંસદમાં મોકલે છે. પરંતુ શહેરોના ઔદ્યોગિક કામદારોના સંબંધમાં વધારેમાં વધારે નજીકનો વર્ગ, તેમના જેવા જ જીવનસંજોગો ધરાવતો અને તેમના કરતાંયે વધારે કંગાલ દશામાં સબડતો વર્ગ, પણ એ જ છે. વિભાજિત અને વેરવિખેર હોવાને કારણે નાકૌવત એ વર્ગને ચેતનમય બનાવી દેવાનું અને આંદોલનમાં ખેંચી લેવાનું કર્તવ્ય જર્મન કામદાર આંદોલનનું તાત્કાલિક અને અત્યંત તાકીદનું કર્તવ્ય છે. સરકાર તથા ઉમરાવોને તેના ગર્ભિત સામર્થ્યની એટલી સરસ જાણકારી છે કે તેને અબુધ રાખવાના આશયે તેઓ જાણીજોઈને શાળાઓને ખાલી હાલતમાં સડવા દે છે. જે દિવસે ખેતમજૂરો ખુદ પોતાનાં હિતોને સમજતાં શીખી લેશે તે દિવસે જર્મનીમાં પ્રત્યાઘાતી, સામંતી, નોકરશાહી, અથવા મૂડીવાદી સરકાર અશક્ય બની જશે.

એંગેલ્સ દ્વારા  
૧૮૭૦ના ફેબ્રુઆરીની  
૧૧મી તારીખની આસપાસ  
લિખિત

૧૮૭૦ના ઑક્ટોબરમાં  
લાઈપઝિગમાં 'જર્મનીમાં  
કિસાન યુદ્ધ'ની બીજી  
આવૃત્તિમાં પ્રકાશિત

## ૧૮૭૫ની ત્રીજી આવૃત્તિ માટે ૧૮૭૦ની પ્રસ્તાવનામાં પુરવણી

પુરોગામી ફકરો ચાર વરસથી વધારે સમય પહેલાં લખાયો હતો. તે હજી આજે પણ લાગુ થાય છે. સાદોવા અને જર્મનીના ભાગલા પછી જે ખરું હતું તે સેદાન[47] પછી અને પ્રશિયન રાષ્ટ્રના પવિત્ર જર્મન સામ્રાજ્યની સ્થાપના[48] પછી ફરી ખરું સાબિત થઈ રહ્યું છે. કહેવાતા ઉચ્ચ રાજકારણની દુનિયામાં રાજ્યના "જગતને ખળભળાવી દેનારા" રોનકદાર ખેલો ઐતિહાસિક ગતિની દિશાને એટલી ઓછી બદલાવે છે!

પરંતુ રાજ્યના એવા રોનકદાર ખેલો એટલું કરે છે કે એ ગતિને વેગ આપે છે. અને એ સંબંધમાં ઉપરોક્ત "જગતને ખળભળાવી દેનારી ઘટનાઓ"ના સર્જકોને અનાયાસે એવી સફળતાઓ મળી છે કે જે તેમની પોતાની નજરમાં ચોક્કસ અત્યંત અનિચ્છિત છે પરંતુ તોયે તેમને, બહેતર કે બદતર જેવી હોય તેવી, સ્વીકારી લેવી પડે છે.

૧૮૬૬ના યુદ્ધે પુરાણા પ્રશિયાના પાયાઓને હચમચાવી નાખ્યા. ૧૮૪૮ પછી તેને પશ્ચિમી પ્રાંતોના મૂડીવાદી તેમ જ સર્વહારા વર્ગીય વિદ્રોહી ઔદ્યોગિક તત્ત્વને પાછું પુરાણી શિસ્ત હેઠળ આણવામાં ભારે મુશ્કેલી પડી હતી, તેમ છતાં એ કામ સાધી લેવામાં આવ્યું હતું, અને પૂર્વના પ્રાંતોના જમીનદારોનાં હિતો, લશ્કરનાં હિતો પછી, ફરી રાજ્યનાં વર્ચસ્વી હિતો બની ગયાં હતાં. ૧૮૬૬માં લગભગ પૂરું ઉત્તર-પશ્ચિમ જર્મની પ્રશિયન બની ગયું. પ્રશિયન તાજે ત્રીજા ત્રણ તાજ ઈશ્વરની કૃપાથી* હડપ કરી લીધા હોવાથી તેને ઈશ્વરની કૃપાથી પહોંચેલી નૈતિક હાનિ ઉપરાંત, જેની ખોટ પૂરી ન શકાય એવી હાનિ ઉપરાંત, રાજાશાહીની અંદર ગુરુત્વાકર્ષણનું કેંદ્ર હવે સારી પેઠે પશ્ચિમમાં ફેરવાઈ ગયું. રાઈનલૅંડ તથા વેસ્ટફાલિયાના પાંચ મિલિયન રહેવાસીઓમાં પહેલાં સીધી ઈજાફતના ચાર મિલિયન જર્મનો અને પછી ઉત્તર-જર્મન સંઘ[49] મારફત આડકતરી ઈજાફતના છ મિલિયન માણસો ઉમેરાયા. અને ૧૮૭૦માં વળી આઠ મિલિયન દક્ષિણ-પશ્ચિમી જર્મનો[50] ઉમેરાયા, એટલે "નૂતન રાઈખ"માં સાડા ચૌદ મિલિયન જૂના પ્રશિયનોની (છ પૂર્વ આલ્બિઆન પ્રાંતોમાંથી, વળી બે મિલિયન પોલૅંડીઓ સહિત) સામે પુરાણી પ્રશિયન જમીનદાર-સામંતશાહીથી લાંબા

* હેન્નોવર, હેસ્સેન-કાસ્સેલ, નાસાઉ.



વખત પહેલાં આગળ ધપી ગયેલા પચીસ મિલિયન લોકો હતા. એવી રીતે, પ્રશિયન લશ્કરની એ જ ફતેહોથી પ્રશિયન રાજ્યના રચનાતંત્રનો આખો આધાર ફેરવાઈ ગયો, જમીનદારી વર્ચસ્વ સરકાર સુદ્ધાંને અસહ્ય બની ગયું. પરંતુ સાથે સાથે જ અત્યંત ઝડપી ઔદ્યોગિક વિકાસને કારણે જમીનદાર અને મૂડીદાર વચ્ચેના સંઘર્ષનું સ્થાન મૂડીદાર અને કામદાર વચ્ચેના સંઘર્ષે લઈ લીધું, એટલે આંતરિક રીતે પણ પુરાણા રાજ્યના સામાજિક પાયાઓ તદ્દન પલટાઈ ગયા. ૧૮૪૦થી ધીરે ધીરે સડી રહેલી રાજાશાહી માટેની મૂળભૂત પૂર્વશરત ઉમરાવ વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેના સંઘર્ષની હતી, અને તેમાં રાજાશાહી સમતુલા જાળવી રાખતી હતી. જ્યારે ઉમરાવ વર્ગને મૂડીદાર વર્ગના ધસારાની સામે રક્ષણની જરૂર ન રહી અને કામદાર વર્ગના ધસારાની સામે તમામ મિલકતદાર વર્ગોનું રક્ષણ કરવાનું આવશ્યક બની ગયું ત્યારે પુરાણી આપખુદ રાજાશાહીને તદ્દન પલટાઈ જવું પડ્યું, અને ખાસ એ હેતુ માટે ઘડી કાઢવામાં આવેલું રાજ્ય-રૂપ, **બોનાપાર્તપંથી રાજાશાહીનું** રૂપ, અપનાવી લેવું પડ્યું. પ્રશિયાના એવા બોનાપાર્તપંથી સંક્રમણની છણાવટ હું બીજી જગ્યાએ કરી ચૂક્યો છું ('ઘરોનો સવાલ', ભાગ ૨, પૃષ્ઠ ૨૬ તથા ત્યાર પછીનાં). ત્યાં મારે જેની ઉપર ભાર મૂકવાની જરૂર નહોતી પરંતુ જે અહીંયાં બહુ અગત્યની છે એ બાબત એવી છે કે એ સંક્રમણ ૧૮૪૮ પછી પ્રશિયાએ સાધેલી **મોટામાં મોટી પ્રગતિ** અંકિત કરતું હતું, આધુનિક વિકાસના સંબંધમાં પ્રશિયા એટલું બધું પાછળ રહી ગયેલું હતું. તે હજી ચોક્કસ અર્ધ-સામંતી રાજ્ય હતું, પરંતુ બોનાપાર્તપંથ ગમે તેમ તોયે રાજ્યનું આધુનિક રૂપ અંકિત કરે છે અને તેમાં સામંતશાહીની નાબૂદીની પૂર્વધારણા છે. એટલે પ્રશિયાને સામંતશાહીના સંખ્યાબંધ અવશેષોથી છુટકારો મેળવવાની, હયાત રૂપની જમીનદારશાહીનું બલિદાન આપવાની, શરૂઆત કરવી પડી છે. સ્વાભાવિક રીતે જ એ કામ વધારેમાં વધારે હળવા રૂપમાં અને "Jmmer langsam voran"ની* ધૂનના સંગાથમાં થઈ રહ્યું છે. આપણે બદનામ જિલ્લા વટહુકમને લઈએ. તેમાં વ્યક્તિગત જમીનદારની જમીનના સંબંધમાં તેના સામંતી વિશેષાધિકારોને નાબૂદ કરી નાખવામાં આવ્યા છે પરંતુ આખા જિલ્લાના સંબંધમાં મોટા જમીનદારોની સમગ્રતાના વિશેષાધિકારોને પાછા સ્થાપી દેવામાં આવ્યા છે. સારતત્ત્વ જેવું હતું તેવું જ રહે છે, માત્ર તેને સામંતી બોલીમાંથી મૂડીવાદી

* "હંમેશાં ધીરે ધીરે આગે બઢો!"

બોલીમાં ફેરવી નાખવામાં આવ્યું છે. પુરાણા પ્રશિયન જમીનદારને બળજબરીથી અંગ્રેજ જમીનદારને મળતા આવતા કશાકમાં પલટાવી નાખવામાં આવે છે. તેને આટલો બધો સામનો કરવાની જરૂર જ નહોતી કારણ કે એક બીજાના જેટલો જ મૂઢ હોય છે.

એ રીતે, પ્રશિયાની ખાસ દશા એવી રહી છે કે તેની મૂડીવાદી ક્રાંતિ, ૧૮૦૮માં શરૂ થઈને ૧૮૧૩ સુધી ચાલુ રહેલી અને ૧૮૪૮માં અમુક અંશે આગળ ધપેલી ક્રાંતિ, આ સદીના અંતમાં બોનાપાર્તપંથના ખુશનુમા રૂપમાં પૂરી થાય છે. બધું સરખી રીતે પાર ઊતરે અને દુનિયા મઝાની તથા શાંત રહે અને આપણે સૌ પૂરતી લાંબી જિંદગી જીવીએ તો આપણને વખતે જોવા મળશે — કદાચ ૧૯૦૦માં — કે પ્રશિયાની સરકારે તમામ સામંતી સંસ્થાઓને વાસ્તવમાં નાબૂદ કરી નાખી હશે અને ફ્રાંસ ૧૭૯૨માં જ્યાં હતું એ બિંદુએ પ્રશિયા આખરે પહોંચી ગયું હશે.

સામંતશાહીની નાબૂદીને સકારાત્મક રીતે વ્યક્ત કરવામાં આવે તો તેનો અર્થ મૂડીવાદી સંજોગોની સ્થાપનાનો થાય છે. ઉમરાવ વર્ગના વિશેષાધિકારો જેમ જેમ ઘટતા જાય તેમ તેમ કાનૂન ઘડતર વધારે ને વધારે મૂડીવાદી બનતું જાય. અને અહીંયાં આપણે જર્મન મૂડીદાર વર્ગના સરકાર જોડેના સંબંધના હાર્દમાં પહોંચી જઈએ છીએ. આપણે જોયું છે કે સરકારને ધીમા તથા નજીવા સુધારાઓ દાખલ કરવાની ફરજ પડે છે. પરંતુ તે એવી દરેક નાની છૂટછાટનું ચિત્રણ મૂડીદારોના લાભમાં કરવામાં આવેલી કુરબાની તરીકે, તાજ પાસેથી મહામુશ્કેલીએ ઝડપી લેવામાં આવેલી છૂટછાટ તરીકે, જેના બદલામાં મૂડીદારોએ સરકારને કશુંક આપવું જોઈએ એવી છૂટછાટ તરીકે, કરે છે. અને મૂડીદારો ખરી હાલતને સારી પેઠે સાફ સમજતા હોવા છતાં પોતાને ભોળવાઈ જવા દે છે. રાઈખસ્ટાગ તથા પ્રશિયન વિધાનસભાના સઘળા વિવાદોનો અવ્યક્ત આધાર બની રહેતા મૂક કરારનું મૂળ એવું છે. એક તરફ સરકાર મૂડીદાર વર્ગના હિતમાં કાનૂનોમાં સુધારા ગોકળગાયની ગતિએ કરતી જાય છે, ઉદ્યોગના માર્ગના સામંતી અવરોધોને તેમ જ નાનકડાં રાજ્યોની બહુલતામાંથી ઊભા થયેલા અવરોધોને હઠાવી દે છે, એકરૂપ સિક્કા, વજનો, તથા માપ તેમ જ કામધંધાની સ્વતંત્રતા વગેરેની સ્થાપના કરે છે, આવાગમનની સ્વતંત્રતા બક્ષીને જર્મનીની શ્રમશક્તિ મૂડીના નિરંકુશ ઉપયોગ માટે પેશ કરી દે છે, અને વ્યાપાર તથા ઠગબાજીની તરફદારી કરે છે. બીજી તરફ મૂડીદાર વર્ગ પૂરી વસ્તુગત રાજકીય સત્તા સરકારને હસ્તક રહેવા દે છે, કરવેરા, લોનો, તથા સિપાહીઓની



ભરતીની તરફેણમાં મત આપે છે, અને બધા નવા સુધારા કાનૂનો એવી રીતે ઘડવામાં મદદ કરે છે કે જેથી અણગમતાં તત્ત્વોની ઉપર પુરાણી પોલીસ સત્તાનું પૂરું જોર તથા અસર ચાલુ રહે. મૂડીદાર વર્ગ રાજકીય સત્તાને તત્કાળ પૂરતી તજી દેવાની કિંમત ચૂકવીને ક્રમિક સામાજિક મુક્તિ ખરીદે છે. સ્વાભાવિક છે કે એવી સમજણ મૂડીદાર વર્ગને સ્વીકાર્ય હોવાનું મુખ્ય કારણ સરકારની બીકનું નહિ પરંતુ સર્વહારા વર્ગની બીકનું છે.

આપણો મૂડીદાર વર્ગ રાજકીય ક્ષેત્રમાં ભલે ગમે એટલી કંગાલ દશા અંકિત કરતો હોય તોપણ ઇનકાર થઈ શકે એમ નથી કે ઉદ્યોગ તથા વ્યાપારના સંબંધમાં તો આખરે પોતાની ફરજ બજાવી રહ્યો છે. બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં ઉદ્યોગ તથા વ્યાપારની આવેગમય વૃદ્ધિનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો તે ત્યાર પછી એથીયે વધારે જોરથી ચાલુ રહી છે. એ સંબંધમાં ૧૮૬૯ પછી રાઈન-વેસ્ટફાલિયાના ઔદ્યોગિક વિસ્તારમાં જે કંઈ બન્યું છે તે જર્મનીના સંબંધમાં એકદમ અભૂતપૂર્વ છે, અને આ સદીના આરંભમાં ઇંગ્લૅંડના કારખાના વિસ્તારોમાં આવેલા જુવાળની યાદ તાજી કરાવે છે. એ જ વાત સાક્સોની તથા ઉપલા સાઈલેસિયાને, બર્લિન તથા હેન્નોવરને, તેમ જ સમુદ્રી બંદરોને પણ લાગુ થાય છે. આખરે આપણે વિશ્વ વ્યાપાર, ખરેખરો મોટો ઉદ્યોગ, અને ખરેખરો આધુનિક મૂડીદાર વર્ગ ધરાવતા થઈ ગયા છીએ. પરંતુ તેના બદલામાં આપણે ખરેખરી મંદીના ભોગ પણ બન્યા છીએ, અને એવી જ રીતે ખરેખરો જોરાવર સર્વહારા વર્ગ ધરાવીએ છીએ.

ભાવિ ઇતિહાસકાર ૧૮૬૯-૭૪ પછીના જર્મનીના ઇતિહાસમાં સ્પીખેર્ન, માર્સ-લા-ટૂર[51], તથા સેદાનની લડાઈની ગાજવીજને તથા તેની સાથે સંકળાયેલી બધી બાબતોને જર્મન સર્વહારા વર્ગના નિરાડંબરી તથા શાંત પરંતુ સતત વધતા રહેલા વિકાસ કરતાં ઘણું ઓછું મહત્ત્વ આપશે. જર્મન કામદારોને છેક ૧૮૭૦ જેટલા વહેલા સમયે કપરી કસોટીમાં ઊતરવું પડ્યું હતું: બોનાપાર્તપંથી યુદ્ધ ઉશ્કેરણી તથા તેની સ્વાભાવિક અસર, જર્મનીમાં સામાન્ય રાષ્ટ્રીય ઉત્સાહ. જર્મન સમાજવાદી કામદારો એક પળ પણ ગોટાળામાં નહોતા અટવાઈ ગયા. તેમણે અંધરાષ્ટ્રવાદની એક પણ નિશાની નહોતી બતાવી. તેમણે વિજયને લગતી બેકાબૂ ખુશાલીના સંજોગોમાં પોતાનાં ભેજાં ઠેકાણે રાખ્યાં હતાં અને "ફ્રેંચ પ્રજાસત્તાક જોડે ઇનસાફી સુલેહની તથા કોઈ જાતની ઇજાફતો ન કરવાની" માંગ ઉઠાવી હતી. લશ્કરી કાનૂનનો અમલ પણ તેમને ચુપ નહોતો કરાવી શક્યો. કોઈ જાતના યુદ્ધગૌરવની કે જર્મન "શાહી ભવ્યતા" સંબંધી કોઈ

વાતોની કશી અસર તેમની ઉપર નહોતી પડી, તેમનું એકમાત્ર લક્ષ્ય હજી સમગ્ર યુરોપી સર્વહારા વર્ગની મુક્તિનું જ હતું. આપણે ખાતરીથી કહી શકીએ કે બીજા કોઈ દેશમાં કામદારોને અત્યાર સુધી આવી આકરી કસોટીમાં ઊતરવું નથી પડ્યું અને કામદારોએ કસોટીને આટલી જ્વલંત રીતે પાર નથી કરી.

યુદ્ધ દરમિયાન લશ્કરી કાનૂનના અમલ પછી દેશદ્રોહના અને મોટા માંધાતાઓ તથા અમલદારોના અપમાનના મુકદ્દમાઓ અને શાંતિસમયના નિરંતર વધતા જતા પોલીસ પ્રપંચો આવ્યા. *«Volksstaat»* ના[62] ત્રણ કે ચાર સંપાદકો એકીવેળાએ જેલમાં પુરાયેલા રહેતા, અને બીજાં અખબારોની બાબતમાં પણ એવી જ હાલત હતી. પાર્ટીના જરાક સરખાયે નામાંકિત દરેક વક્તાને વરસમાં ઓછામાં ઓછી એક વાર તો મુકદ્દમામાં સંડોવી દેવામાં આવતો અને લગભગ હંમેશાં સજા કરવામાં આવતી. હદપારીઓ, જપ્તીઓ, અને સભાઓમાં ભંગાણનાં કરતૂતો ધોધમાર પડતા કરાઓની જેમ ઝડપથી એક પછી એક થતાં જ રહેતાં. પરંતુ એ બધું એળે જતું. ગિરફતાર અથવા હદપાર કરવામાં આવતા દરેક માણસની જગ્યા તરત બીજો માણસ ભરી દેતો, સભામાં ભંગાણ પાડવામાં આવે ત્યારે એવી દરેક સભાના બદલામાં બે નવી સભાઓ ભરવામાં આવતી, અને એ રીતે પોલીસની આપખુદ સત્તાને સહનશીલતા અને કાનૂનના કડક પાલન મારફત એક પછી એક સ્થળે નબળી પાડી નાખવામાં આવતી. એવા બધા દમનની અસર તેના હેતુથી ઊલટી પડી. કામદારોની પાર્ટીને તોડી નાખવાની કે નમાવી દેવાનીયે વાત તો વેગળી રહી, તેણે કેવળ તેમાં નવા માણસોની ભરતી કરવાની જ કામગીરી બજાવી અને સંગઠનને વધારે મક્કમ બનાવી દીધું. કામદારોએ સત્તાધારીઓ સામેના સંઘર્ષમાં અને અલગ અલગ મૂડીદારો સામેના સંઘર્ષમાં પણ પોતાને બૌદ્ધિક તથા નૈતિક દૃષ્ટિએ ચડિયાતા પ્રદર્શિત કરી દીધા, અને ખાસ કરીને તો કહેવાતા "કામ આપનારાઓ", માલિકો, સાથેનાં ઘર્ષણોમાં સાબિત કરી દીધું કે તેઓ, કામદારો, હવે સુશિક્ષિત વર્ગ છે અને મૂડીદારો અબુધ છે. તેઓ લડતમાં મોટે ભાગે વિનોદવૃત્તિ દાખવે છે, અને એ હકીકત પાકી સાબિતી પૂરી પાડે છે કે તેઓ પોતાના ધ્યેયના સંબંધમાં કેવો આત્મવિશ્વાસ ધરાવે છે અને પોતાની ચડિયાતી સ્થિતિ વિશે કેવા સભાન છે. ઐતિહાસિક દૃષ્ટિએ તૈયાર કરવામાં આવેલી ભૂમિકાના આધારે એવી રીતે ચલાવવામાં આવતા સંઘર્ષનાં પરિણામો સારાં આવે જ. જાન્યુઆરીની ચૂંટણીઓની સફળતાઓ આધુનિક કામદાર



આંદોલનના ઇતિહાસમાં અજોડ છે[63], અને એથી સમુચિત રીતે જ આખા યુરોપમાં વિસ્મયની લાગણી પેદા થઈ છે.

જર્મન કામદારો બાકીના યુરોપના કામદારોની સરખામણીમાં બે મહત્ત્વની સાનુકૂળતાઓ ધરાવે છે. એક તો એ કે તેઓ યુરોપના સૌથી વધારે સૈદ્ધાંતિક લોકોમાં સામેલ છે, અને જર્મનીના કહેવાતા "સુશિક્ષિત" વર્ગોએ તદ્દન ગુમાવી દીધેલી સિદ્ધાંતની ભાવના તેમણે જાળવી રાખી છે. જર્મન તત્ત્વજ્ઞાન વગર, ખાસ કરીને હેગેલના તત્ત્વજ્ઞાન વગર, જર્મન વૈજ્ઞાનિક સમાજવાદ — કદી અસ્તિત્વમાં રહેલો એકમાત્ર વૈજ્ઞાનિક સમાજવાદ — કોઈ રીતે અસ્તિત્વમાં આવ્યો જ ન હોત. એ વૈજ્ઞાનિક સમાજવાદ કામદારોની રગેરગમાં જેટલો દાખલ થઈ ગયેલો છે એટલો તેમની સિદ્ધાંતની ભાવના વગર કોઈ રીતે ન થયો હોત. એ બાબત કેવી અસીમ સાનુકૂળતા બની રહે છે તે એક તરફ તો સિદ્ધાંતના સંબંધમાં અંગ્રેજ કામદાર વર્ગીય આંદોલનની ઉદાસીનતામાં જોઈ શકાય છે, અલગ અલગ કામધંધાઓમાં સરસ સંગઠન હોવા છતાં એ આંદોલન ટાંટિયા ઘસતું બહુ ધીરે ધીરે આગળ વધે છે તેનાં મુખ્ય કારણોમાંનું એક એવી ઉદાસીનતાનું છે, અને બીજી તરફ મૂળ રૂપના પ્રુધોંપંથે ફ્રાંસવાસીઓ તથા બેલ્જિયમવાસીઓની અંદર, અને બાકૂનિને વધારે વિકૃત બનાવી દીધેલા રૂપના પ્રુધોંપંથે સ્પેનવાસીઓ તથા ઇટાલીવાસીઓની અંદર, પેદા કરેલા બખેડા તથા ગોટાળામાં જોવા મળે છે.

બીજી સાનુકૂળતા એવી છે કે તવારીખી દૃષ્ટિએ જોતાં કામદારોના આંદોલનમાં જર્મનો છેલ્લે સામેલ થયા હતા. જેવી રીતે જર્મન સૈદ્ધાંતિક સમાજવાદ કદી નહિ ભૂલે કે તે સેંટ-સાઇમન, ફુરિયે, તથા ઓવેનના — તેમના બધા અજબગજબના ખ્યાલો તથા સમગ્ર તરંગવાદ છતાં સર્વ યુગોના અત્યંત નામાંકિત માનવીઓના, જેમની પ્રતિભાએ કરેલી પૂર્વધારણાની અસંખ્ય બાબતોને આપણે હવે વૈજ્ઞાનિક રીતે પુરવાર કરી રહ્યા છીએ એવા માનવીઓના — ખભાઓને ટેકે અસ્તિત્વમાં છે, એવી જ રીતે જર્મનીમાંના અમલી કામદાર આંદોલને કદી ન ભૂલવું જોઈએ કે તેનો વિકાસ અંગ્રેજ તથા ફ્રેંચ આંદોલનોના આધારે થયેલો છે, એ આંદોલનોએ મોંઘા મૂલ્યે હાંસલ કરેલા અનુભવને તે સીધો ઉપયોગમાં લઈ શકે છે અને તેમની બાબતમાં મોટે ભાગે અનિવાર્ય હતી એવી ભૂલોને હવે ટાળી શકે છે. અગાઉનાં અંગ્રેજ ટ્રેડ યુનિયનો તથા ફ્રેંચ કામદારોના રાજકીય સંઘર્ષો વગર, અને ખાસ કરીને પૅરિસ કોમ્યુનના પ્રચંડ આવેગ વગર, આજે આપણે ક્યાં હોત?

7—1415

જર્મન કામદારોને યશ આપવો જ જોઈએ કે તેમણે પોતાની પરિસ્થિતિની સાનુકૂળતાઓને વિરલ સમજ દાખવીને કામમાં લીધી છે. કામદારોનું આંદોલન અસ્તિત્વમાં આવ્યું ત્યાર પછી પહેલી જ વાર સંઘર્ષ તેનાં ત્રણ પાસાંઓને — સૈદ્ધાંતિક, રાજકીય, તથા આર્થિક-વ્યાવહારિક (મૂડીદારોનો સામનો કરવાના) પાસાંઓને — લક્ષમાં રાખીને, સમન્વિત રૂપમાં તથા આંતરસંબંધોને જાળવી રાખીને, અને પદ્ધતિસર લડાઈ રહ્યો છે. જર્મન આંદોલનની તાકાત અને અજેયતા ચોક્કસ રૂપે એવા જ, જાણે સામકેંદ્રીય, હુમલામાં સમાયેલી છે.

એક તરફ તો એવી સાનુકૂળ પરિસ્થિતિને કારણે અને બીજી તરફ અંગ્રેજ ટ્રેડ યુનિયનોની સ્વસીમિત વિશિષ્ટતાઓને કારણે તથા ફ્રેંચ ટ્રેડ યુનિયનોને જોરજૂલમથી દબાવી દેવામાં આવતાં હોવાથી, જર્મન કામદારો હાલ પૂરતા સર્વહારા વર્ગીય સંઘર્ષની મોખરાની હરોળમાં ખડા છે. ઘટનાઓ તેમને એવા માનભર્યા સ્થાને કેટલો વખત રહેવા દેશે તેની આગાહી કરી શકાય એમ નથી. પરંતુ આપણે આશા રાખીએ કે તેઓ જેટલો વખત એ સ્થાને રહે એટલો વખત તેને છાજતી રીતે શોભાવે. તેને માટે સંઘર્ષ તથા ચળવળના દરેક ક્ષેત્રમાં બમણી જાહેમતો આવશ્યક છે. આગેવાનોની ખાસ ફરજ બની રહેશે કે તેઓ સૈદ્ધાંતિક સવાલોની બાબતમાં નિરંતર વધારે સ્પષ્ટ સૂઝ હાંસલ કરતા રહે, પુરાણા વિશ્વ દૃષ્ટિકોણ પાસેથી વારસામાં મળેલાં પરંપરાગત સૂત્રોની અસરથી પોતાને વધારે ને વધારે પ્રમાણમાં મુક્ત કરતા જાય, અને સમાજવાદે વિજ્ઞાનનું રૂપ ધારણ કરી લીધું હોવાથી તેના તકાદાને, તેને વિજ્ઞાન ગણવાની બાબતને, અર્થાત્ તેનો અભ્યાસ કરવાની બાબતને, સતત લક્ષમાં રાખે. એવી રીતે હાંસલ કરવામાં આવતી નિરંતર વધારે સ્પષ્ટ સમજણને કામદારોના સમુદાયોમાં વધતા જતા જોમથી ફેલાવવાનું અને પાર્ટીના તેમ જ ટ્રેડ યુનિયનોના સંગઠનને નિરંતર વધારે મજબૂત રીતે સાંકળી લેવાનું કર્તવ્ય હવે કરવાનું રહેશે. જાન્યુઆરીમાં સમાજવાદીઓની તરફેણમાં પડેલા મતોમાં ઠીકઠીક સારી સેનાની સ્થાપના અંકિત થઈ છે ખરી, પરંતુ તેઓ કામદાર વર્ગની બહુસંખ્યા બની રહેવાની વાત હજી વેગળી છે, ગ્રામવિસ્તારોમાં લોકોની અંદર પ્રચારની સફળતાઓ પ્રોત્સાહક છે ખરી, પરંતુ એ ક્ષેત્રમાં હજી પારાવાર વધારે કાર્ય કરવાનું બાકી છે. એટલે આપણે સંઘર્ષને મંદ ન પડવા દેવાની તકેદારી રાખવાની છે, દુશ્મનના હાથમાંથી એક પછી એક શહેર, મતવિસ્તાર, ઝૂંટવીને ત્યાં આપણો કાબૂ જમાવવાનો છે. પરંતુ મુખ્ય મુદ્દો તો ખરી આંતરરાષ્ટ્રીય ભાવનાને, કોઈ પણ જાતના દેશાભિમાની અંધરાષ્ટ્રવાદને ઊભો થવા જ ન દે અને ગમે તે રાષ્ટ્રના સર્વહારા વર્ગીય



આંદોલનની દરેક નવી આગેકૂચને ઉત્સુકતાથી આવકારે એવી ભાવનાને, સલામત રાખવાનો છે. જર્મન કામદારો એવી રીતે પ્રગતિ કરશે તો આંદોલનને બરાબર મોખરે તો કૂચ નહિ કરે — કોઈ ખાસ દેશના કામદારો આ આંદોલનને મોખરે કૂચ કરે એવી સ્થિતિ આંદોલનના હિતમાં બિલકુલ નથી જ — પરંતુ લડાઈની હરોળમાં માનભર્યું સ્થાન ધરાવશે; અણધારી ગંભીર કસોટીઓ અથવા મહત્ત્વની ઘટનાઓ તેમની પાસેથી વધારે હિંમત, વધારે મક્કમ નિર્ધાર, તથા વધારે જોમની માગણી કરે ત્યારે તેઓ લડાઈ માટે હથિયારો સજીને તૈયાર ખડા હશે.

લંડન, ૧ જુલાઈ, ૧૮૭૪ ફ્રેડરિક એંગેલ્સ

નીચેના પુસ્તકમાં પ્રકાશિત:
ફ્રેડરિક એંગેલ્સ, «*Der Deutsche Bauernkrieg*», લાઈપઝિગ, ૧૮૭૫

## કાર્લ માર્ક્સ

# ફ્રાંસમાં આંતરવિગ્રહ[54]

## ફ્રેડરિક એંગેલ્સની પ્રસ્તાવના[55]

મેં ધારણા નહોતી રાખી કે મને 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ના સંબંધમાં ઈન્ટરનેશનલની સામાન્ય પરિષદના સંબોધનની નવી આવૃત્તિ તૈયાર કરવાનું તથા તેની પ્રસ્તાવના લખવાનું કામ સોંપવામાં આવશે. એટલે હું અહીંયાં અત્યંત મહત્ત્વના મુદ્દાઓની માત્ર સંક્ષિપ્ત છણાવટ જ કરી શકું એમ છું.

મેં આ પ્રકાશનમાં, ઉપરોક્ત લાંબી કૃતિની પહેલાં, ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સંબંધમાં સામાન્ય પરિષદનાં બે ટૂંકાં સંબોધનો રજૂ કર્યાં છે. તેનું સૌથી પહેલું કારણ એ છે કે તેમાંથી બીજા સંબોધનનો ઉલ્લેખ 'આંતરવિગ્રહ'માં કરવામાં આવ્યો છે, અને એ બીજા સંબોધનને પહેલા સંબોધન વગર પૂરી રીતે સમજવાનું શક્ય નથી. વળી બીજું કારણ એમ છે કે માર્ક્સે જ ઘડી કાઢેલાં એ સંબોધનોમાં લેખકની અદ્ભુત પ્રતિભાના જે દાખલા જોવા મળે છે તે 'આંતરવિગ્રહ'ની સરખામણીમાં જરાય ઊતરતા નથી. મહાન ઐતિહાસિક ઘટનાઓ જ્યારે હજી આપણી નજર સામે બની રહી હોય અથવા તાજી જ બની ચૂકી હોય ત્યારે તેમના સ્વરૂપ, મહત્ત્વ, તથા આવશ્યક પરિણામોને સાફ સમજી લેવાની એ પ્રતિભા સૌપ્રથમ 'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર'માં પુરવાર થઈ હતી. અને છેલ્લું કારણ એવું છે કે માર્ક્સે એ ઘટનાઓમાંથી જે પરિણામો આવવાની આગાહી કરેલી તેને આપણે આજે જર્મનીમાં હજી સહેવાં પડે છે.

પ્રથમ સંબોધનમાં જેની જાહેરાત કરવામાં આવેલી તે શું ખરેખર નથી બન્યું? મતલબ કે લૂઈ બોનાપાર્તની સામે જર્મનીનું રક્ષણાત્મક યુદ્ધ અવનતિમાં સરકીને ફ્રેંચ પ્રજાની સામે ફતેહનું યુદ્ધ બની જાય તો કહેવાતાં મુક્તિયુદ્ધો પછી[56] જર્મનીને માથે વરસેલી બધી કમનસીબીઓ વધારે ઉગ્ર રૂપમાં ફરી લદાઈ જશે. આપણને વધુ વીસ વરસ બિસ્માર્કનું શાસન નથી વેઠવું પડયું? ભાષણકારોની[57]



ઉપર મુકદ્દમાઓનું સ્થાન અસાધારણ કાનૂનની[58] આણ અને સમાજવાદીઓની પજવણી નથી લઈ રહી? તેમાં પોલીસનાં એવાં જ આપખુદ કૃત્યો અને શાબ્દિક અર્થમાં કાનૂનનાં એવાં જ વિસ્મયજનક અર્થઘટનો નથી?

અને એવી આગાહીનો અક્ષરે અક્ષર સાચો સાબિત નથી થઈ ગયો કે આલ્સેસ-લોરેનને કબજે કરી લેવાથી "ફ્રાંસ રશિયાના હાથમાં ધકેલાઈ" જશે, તથા એવા કબજા પછી જર્મની કાં તો ઉઘાડી રીતે રશિયાનું દાસ બની જશે અથવા તેને થોડાક ટૂંકા અવકાશ પછી નવા યુદ્ધ માટે, અને વધુમાં સંયુક્ત સ્લાવોનિક તથા રોમન જાતિઓ સામે જાતિ-યુદ્ધ માટે, હથિયારો સજવાં પડશે? ફ્રેંચ પ્રાંતો કબજે કરી લેવાથી ફ્રાંસ રશિયાના હાથમાં નથી ધકેલાઈ ગયું? બિસ્માર્કે પૂરાં વીસ વરસ રૂસી ઝારની મહેરબાની મેળવવાની, નાનકડું પ્રશિયા "યુરોપની પ્રથમ કક્ષાની સત્તા" બની ગયું તે પહેલાં જેવી સેવાઓ પવિત્ર રશિયાનાં ચરણોમાં ધરવા ટેવાયેલું હતું એથીયે વધારે અધમ સેવાઓ થકી મેળવવાની, વ્યર્થ મહેનત નથી કરી? અને આપણાં માથાં ઉપર દરરોજ એવા યુદ્ધનું જોખમ તોળાયેલું નથી રહેતું કે જેના પહેલા દિવસે રાજાઓના બધા આલેખિત કરારો ફોતરાંની જેમ ઊડીને વેરવિખેર થઈ જશે, જેના સંબંધમાં અંજામની પૂરી અનિશ્ચિતતા સિવાય બીજું કશું જ નિશ્ચિત નથી, જે પંદર કે વીસ મિલિયન હથિયારબંધ માણસોના હાથે આખા યુરોપને સત્યાનાશનો ભોગ બનાવી દેનારું જાતિ-યુદ્ધ બની રહેશે, અને જે એકમાત્ર એટલા કારણે હજી શરૂ નથી થઈ ગયું કે તેના આખરી અંજામનો હિસાબ આંકવાની તદ્દન અશક્યતા જોઈને મહાન લશ્કરી રાજ્યોમાંનું સૌથી તાકાતવાન રાજ્ય પણ ધાક ખાઈ જાય છે?

૧૮૭૦માં આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય દૂરંદેશીની હવે અરધી ભુલાઈ ગયેલી એ જ્વલંત સાબિતીઓને જર્મન કામદારોની પહોંચમાં આણવાની બાબત આપણી વધારે તાકીદની ફરજ બની રહે છે.

આ બે સંબોધનોની બાબતમાં જે ખરું છે તે 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ની બાબતમાં પણ ખરું છે. મે માસની ૨૮મી તારીખે બેલવિલના ઢોળાવોએ કોમ્યુનના છેલ્લા લડવૈયાઓ ચડિયાતાં દળોની સામે ઢળી પડયા, અને માત્ર બે દિવસ પછી, મે માસની ૩૦મી તારીખે, માર્ક્સે સામાન્ય પરિષદમાં એવી કૃતિ વાંચી સંભળાવી કે જેમાં પૅરિસ કોમ્યુનના ઐતિહાસિક મહત્ત્વનું આલેખન ટૂંકા જોરદાર લસરકાઓથી કરવામાં આવ્યું છે, પરંતુ તેમાં એવી વેધકતા અને સૌથી વધારે તો એવી સચ્ચાઈ છે કે જે એ વિષય સંબંધી સાહિત્યના આખા ગંજમાં ફરી કદી સિદ્ધ નથી થઈ.

૧૭૮૯ પછી ફ્રાંસના આર્થિક તથા રાજકીય વિકાસને કારણે પૅરિસ છેલ્લાં પચાસ વરસથી એવી સ્થિતિમાં મુકાઈ ગયેલું છે કે ત્યાં કોઈ પણ ક્રાંતિ સર્વહારા વર્ગીય સ્વરૂપ ધારણ કરી લીધા વગર થઈ શકી નથી, એટલે કે પોતાના લોહીનું મૂલ્ય ચૂકવીને વિજય હાંસલ કરનારો સર્વહારા વર્ગ વિજય પછી પોતાની આગવી માંગોની રજૂઆત કર્યા વગર રહ્યો નથી. એ માંગો કોઈ ચોક્કસ ગાળામાં પૅરિસના કામદારોએ સાધેલી વિકાસની કક્ષા મુજબ વધારે કે ઓછા પ્રમાણમાં અસ્પષ્ટ તથા ગોટાળાભરી પણ હતી, પરંતુ આખરી પૃથક્કરણમાં એ બધી માંગોનો અર્થ મૂડીદારો અને કામદારો વચ્ચેની વિષમતાની નાબૂદીનો હતો. એ ખરું કે એવી નાબૂદી કઈ રીતે કરવી તેની કોઈને ખબર નહોતી. એ માંગ હજી ગમે એટલા અનિશ્ચિત રૂપમાં ઘડાયેલી હોવા છતાં ખુદ તેની અંદર જ સમાજની હયાત વ્યવસ્થા માટે જોખમ સમાયેલું હતું, તેને રજૂ કરનારા કામદારો હજી હથિયારબંધ હતા, એટલે રાજ્યનું સુકાન હાથમાં રાખીને બેઠેલા મૂડીદારો માટે પ્રથમ આદેશ કામદારોનાં હથિયારો ઉતરાવી લેવાનો હતો. એટલે કામદારો તરફથી જીતવામાં આવતી દરેક ક્રાંતિ પછી નવો સંઘર્ષ શરૂ થઈ જતો અને તેનો અંત કામદારોના પરાજયમાં આવતો.

પહેલી વાર એવું ૧૮૪૮માં બન્યું હતું. સાંસદીય વિરોધીઓમાંના ઉદારમતવાદી મૂડીવાદીઓએ મતાધિકારમાં એવો સુધારો હાંસલ કરવા માટે સમારંભો કર્યા કે જે તેમની પાર્ટીની સર્વોપરીતા સુનિશ્ચિત બનાવી દે. તેમને સરકાર સામેના સંઘર્ષમાં જનતાને વધુ ને વધુ અપીલ કરવી પડતી હોવાથી ધીરે ધીરે મૂડીદાર વર્ગ તથા નીચલા મૂડીદારોમાંના આમૂલ પરિવર્તનવાદી તથા પ્રજાસત્તાકપંથી સ્તરોને અગ્રસ્થાન આપવું પડતું હતું. પરંતુ તેમની પાછળ તો ક્રાંતિકારી કામદારો ખડા હતા, અને તેમણે ૧૮૩૦ પછી[59] મૂડીદારોની તથા પ્રજાસત્તાકપંથીઓ સુદ્ધાંની ધારણા કરતાં ઘણી વધારે રાજકીય સ્વતંત્રતા હાંસલ કરી લીધી હતી. સરકાર અને વિરોધીઓ વચ્ચેની કટોકટીની વેળાએ કામદારોએ રસ્તાઓમાં લડવાનું શરૂ કરી દીધું. લૂઈ ફિલિપ તથા તેની સાથે મતાધિકારનો સુધારો અદૃશ્ય થઈ ગયો. તેના સ્થાને પ્રજાસત્તાક ખડું થઈ ગયું, અને તે પણ ખરેખર એવું કે ખુદ કામદારોએ તેને "સામાજિક" પ્રજાસત્તાક નામ આપ્યું, જોકે કોઈને, ખુદ કામદારોને પણ, સાફ ખ્યાલ નહોતો કે એ સામાજિક પ્રજાસત્તાકમાં કેવો અર્થ સૂચિત થાય છે. પરંતુ હવે તેમના હાથમાં હથિયારો હતાં અને તેઓ રાજ્યમાં એક તાકાત બની રહેલા હતા. એટલે, સત્તાસ્થાને બેઠેલા મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓને પોતાના પગ નીચેની જમીન મક્કમ હોય એમ લાગ્યું કે



તરત તેમણે કામદારોનાં હથિયારો ઉતરાવી લેવાની બાબતને પ્રથમ લક્ષ્ય તરીકે હાથમાં લીધી. ઉઘાડો વિશ્વાસઘાત, સીધો પડકાર, અને બેકાર માણસોને દૂરના પ્રાંતમાં હદપાર કરી દેવાની કોશિશો મારફત કામદારોને ૧૮૪૮ના જૂનના વિદ્રોહની હાલતમાં ધકેલી દઈને એ કૃત્ય સાધી લેવામાં આવ્યું. સરકારે બેહદ ચડિયાતી તાકાતની જમાવટ કરવાની તકેદારી રાખી હતી. કામદારો પાંચ દિવસના પરાક્રમી સંઘર્ષ પછી પરાજિત થઈ ગયા. પછી તો નિરાધાર કેદીઓના લોહીની નદીઓ વહેવડાવી દેવામાં આવી. રોમન પ્રજાસત્તાકના પતનની શરૂઆત કરનારા આંતરવિગ્રહોના દિવસો પછી એવી ખૂનરેજી ક્યારેય જોવામાં નહોતી આવી. એ વખતે મૂડીદાર વર્ગે પહેલી વાર બતાવી આપ્યું કે સર્વહારા વર્ગ પોતાનાં હિતો અને માંગો લઈને અલગ વર્ગ તરીકે મૂડીદાર વર્ગની સામે ખડો થઈ જવાની હિંમત કરે તો મૂડીદાર વર્ગ વેરના ગાંડપણમાં કેવી ક્રૂરતાઓ કરવા ઉશ્કેરાઈ જાય છે. પરંતુ ૧૮૪૮ની ઘટનાઓ તો ૧૮૭૧માં મૂડીદાર વર્ગના ઝનૂનની સરખામણીમાં બાળકની રમત જેવી હતી.

પરંતુ સજા પગલાં ચાંપતી આવી પહોંચી. ફ્રાંસમાં સર્વહારા વર્ગ શાસન કરવા હજી અશક્ત હતો, અને મૂડીદાર વર્ગ હવે શાસન કરી શકે એમ નહોતો. ઓછામાં ઓછું એવા સમયે તો નહિ જ કે જ્યારે તેનો મોટો ભાગ હજી રાજશાહીની વૃત્તિ ધરાવતો હતો, અને તે ત્રણ રાજવંશતરફી પાર્ટીઓમાં[60] તથા ચોથી પ્રજાસત્તાકપંથી પાર્ટીમાં વિભાજિત હતો. તેના આંતરિક વિખવાદોને લીધે લેભાગુ લૂઈ બોનાપાર્ત માટે તમામ કાબૂ-કેંદ્રો — લશ્કર, પોલીસ, વહીવટી તંત્ર — પોતાને હસ્તક કરી લેવાનું અને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે[61] મૂડીદાર વર્ગના આખરી ગઢને, રાષ્ટ્રીય સભાને, ઉડાવી દેવાનું શક્ય બનાવ્યું. બીજા સામ્રાજ્યની, રાજકીય તથા નાણાકીય લેભાગુઓની ટોળકીના હાથે ફ્રાંસના શોષણની, શરૂઆત થઈ ગઈ, પરંતુ સાથે સાથે જ એવો ઔદ્યોગિક વિકાસ શરૂ થઈ ગયો કે જે સંકુચિત મનોવૃત્તિ તથા દહેશતમાં જકડાયેલી લૂઈ ફિલિપની પદ્ધતિમાં, મોટા મૂડીદાર વર્ગના કેવળ એક નાનકડા વિભાગના એકલાના વર્ચસ્વના સંજોગોમાં, કદી શક્ય નહોતો બન્યો. લૂઈ બોનાપાર્તે મૂડીદારોને કામદારોની સામે અને બીજી તરફ કામદારોને મૂડીદારોની સામે રક્ષણ આપવાનું બહાનું કાઢીને રાજકીય સત્તા મૂડીવાદીઓના હાથમાંથી લઈ લીધી, પરંતુ તેના શાસને બદલામાં સટ્ટાને તથા ઔદ્યોગિક પ્રવૃત્તિને, ટૂંકમાં આખા મૂડીદાર વર્ગની ઉન્નતિ તથા સમૃદ્ધિને, એટલી હદે પ્રોત્સાહન આપ્યું કે જે અગાઉના ઇતિહાસમાં કદી જાણમાં નહોતું. એ ખરું કે ભ્રષ્ટાચાર તથા વ્યાપક ચોરીચપાટીની

ખીલવણી એથીયે વધારે પ્રમાણમાં થઈ, શાહી દરબારની આસપાસ ઝૂમખાંમાં ચાલતાં એવાં કરતૂતોમાં નવી સમૃદ્ધિની ભારે ટકાવારી તફડાવી લેવામાં આવતી.

પરંતુ બીજા સામ્રાજ્યમાં ફ્રેંચ અંધરાષ્ટ્રવાદને અપીલ અંકિત હતી, ૧૮૧૪માં ખોઈ દેવામાં આવેલી પ્રથમ સામ્રાજ્યની સરહદો, અથવા ઓછામાં ઓછું પ્રથમ પ્રજાસત્તાકની સરહદો, ફરી સ્થાપવાની માંગ અંકિત હતી. પુરાણી રાજશાહીની સરહદોની ભીતર, અને હકીકતમાં ૧૮૧૫ની એથીયે વધારે ખંડિત સરહદોની ભીતર, ફ્રેંચ સામ્રાજ્ય—એવી હાલત કોઈ લાંબા ગાળા માટે ચાલુ રાખવાનું અશક્ય હતું. એટલે ક્યારેક ક્યારેક યુદ્ધોની તથા સરહદોના વિસ્તરણની આવશ્યકતા ઊભી થઈ. પરંતુ ફ્રેંચ અંધરાષ્ટ્રવાદીઓની કલ્પનામાં રાઈનના જર્મન ડાબા કિનારાપ્રદેશમાં સરહદોના વિસ્તરણ જેટલું ઓજસ્વી બીજું કોઈ વિસ્તરણ નહોતું. તેમની નજરમાં રાઈનને કિનારે એક ચોરસ માઈલનો વિસ્તાર આલ્પ્સના પહાડોમાં અથવા બીજી કોઈ જગ્યાએ દસ ચોરસ માઈલના વિસ્તાર કરતાં વધારે હતો. બીજું સામ્રાજ્ય અસ્તિત્વમાં આવી ગયું એટલે રાઈનના ડાબા કિનારાનો પ્રદેશ એકીવેળાએ અથવા થોડો થોડો કરીને ફરી કબજામાં લઈ લેવાની માંગ તો ખાલી વખતની જ બાબત હતી. ૧૮૬૬નું ઑસ્ટ્રિયા-પ્રશિયા યુદ્ધ ફાટી નીકળતાં વખત આવી ગયો. અપેક્ષિત "પ્રાદેશિક વળતર"ની બાબતમાં બિસ્માર્કના હાથે, અને ખુદ પોતાની અતિ ચાલાક તથા અચકાતી નીતિને કારણે, થાપ ખાઈ ગયેલા બોનાપાર્ત માટે યુદ્ધ સિવાય બીજો કોઈ માર્ગ બાકી ન રહ્યો. યુદ્ધ ૧૮૭૦માં ફાટી નીકળ્યું અને તેને પહેલાં સેદાન અને ત્યાંથી વિલ્હેલ્મ્સહોયે લઈ ગયું.

તેનું આવશ્યક પરિણામ ૧૮૭૦ના સપ્ટેંબરની ચોથી તારીખની પૅરિસ ક્રાંતિમાં આવ્યું. સામ્રાજ્ય પત્તાંના મહેલની જેમ ભાંગી પડ્યું, અને ફરી પ્રજાસત્તાક ઘોષિત કરવામાં આવ્યું. પરંતુ દુશ્મન દરવાજે ખડો હતો, સામ્રાજ્યનાં લશ્કરો કાં તો મેટ્ઝ ખાતે નાઉમેદ હાલતમાં ઘેરાઈ ગયેલાં હતાં અથવા જર્મનીમાં કેદી હતાં. એવા સંકટના સંજોગોમાં જનતાએ અગાઉના વિધાન સંઘટનના પૅરિસના સભ્યોને પોતે જ મળીને "રાષ્ટ્રીય સંરક્ષણની સરકાર" રચવાની છૂટ આપી. એવી સ્થિતિને બહુ રાજીખુશીથી માન્ય કરી લેવામાં આવી કારણ કે હથિયારો લઈને લડવા શક્તિમાન તમામ પૅરિસવાસીઓ સંરક્ષણના હેતુ માટે રાષ્ટ્રીય રક્ષક દળમાં ભરતી થઈ ગયા હતા, એટલે કામદારો હવે ભારે બહુસંખ્યામાં હતા. પરંતુ બહુ થોડા વખતમાં જ, લગભગ પૂરી મૂડીવાદી સરકાર અને હથિયારબંધ સર્વહારા વર્ગ વચ્ચે ઉઘાડું ઘર્ષણ થયું. ઑક્ટોબરની



૩૧મી તારીખે કામદારોની બટેલિયનોએ નગર ભવન પર હલ્લો કર્યો અને સરકારના અમુક સભ્યોને પકડી લીધા. દગાખોરી, સરકાર તરફથી પોતાની જવાબદારીઓનું ઉઘાડું ઉલ્લંઘન, અને કેટલીક નિમ્ન-મૂડીવાદી બટેલિયનોની દખલગીરીના પરિણામે તેમને પાછા છોડી મૂકવામાં આવ્યા, અને પરદેશી લશ્કરી સત્તાએ ઘેરી લીધેલા શહેરમાં આંતરવિગ્રહ ફાટી નીકળવાની સ્થિતિ ઊભી ન થવા દેવાના આશયે અગાઉની સરકારને સત્તાસ્થાને ચાલુ રહેવા દેવામાં આવી.

ભૂખમરામાં સપડાયેલા પૅરિસે આખરે, ૧૮૭૧ના જાન્યુઆરીની ૨૮મી તારીખે, શરણાગતિ સ્વીકારી લીધી. પરંતુ યુદ્ધના ઈતિહાસમાં અપૂર્વ માનમોભા સાથે. કિલ્લાઓ શરણે કરી દેવામાં આવ્યા, શહેરની દીવાલેથી તોપો હઠાવી લેવામાં આવી, કતારબંધ રેજિમેન્ટો તેમ જ ફરતા રક્ષક દળના સિપાહીઓનાં હથિયારો ઉતારીને સુપરત કરી દેવામાં આવ્યાં, અને તેમને પોતાને યુદ્ધકેદીઓ ગણી લેવામાં આવ્યા. પરંતુ રાષ્ટ્રીય રક્ષક દળે તોપો તથા હથિયારો પોતાને હસ્તક રાખ્યાં, અને વિજેતાઓની જોડે ખાલી યુદ્ધવિરામની જ સમજણ કરી. વિજેતાઓ ફતેહની કૂચ કરીને પૅરિસમાં દાખલ ન થઈ શક્યા, તેમને પૅરિસના માત્ર એક ટચૂકડા ખૂણામાં મુકામ કરવા પૂરતી જ હિંમત પડી, વળી એ જગ્યાનો અમુક ભાગ સાર્વજનિક બગીચાઓનો હતો, અને ત્યાં પણ તેઓ ફક્ત થોડાક જ દિવસ રહ્યા! અને પૅરિસને ૧૩૧ દિવસ ઘેરામાં રાખનારા એ માણસો પોતે જ શહેરની અંદર મુકામના સમય દરમિયાન પૅરિસના હથિયારબંધ કામદારોના ઘેરામાં હતા, કામદારો પાકી તકેદારી રાખતા કે પરદેશી વિજેતાને સુપરત કરવામાં આવેલા ખૂણાની સાંકડી સીમાઓને કોઈ પણ "પ્રશિયન" ઓળંગે નહિ. જે લશ્કરની સામે સામ્રાજ્યનાં તમામ લશ્કરોએ હથિયારો હેઠાં મૂકી દીધાં હતાં તેની અંદર પૅરિસના કામદારોએ પોતાની તરફ એવી માનમર્યાદાની લાગણી પેદા કરી હતી, ક્રાંતિના વતનમાં વેર લેવા આવેલા પ્રશિયન જમીનદારોને મર્યાદા જાળવીને ઊભા રહેવું પડ્યું હતું અને બરાબર એ જ હથિયારબંધ ક્રાંતિની સામે સલામ ભરવી પડી હતી!

યુદ્ધ દરમિયાન પૅરિસના કામદારોએ પોતાને લડાઈ જોમથી ચલાવવાની માંગ પૂરતા સીમિત રાખ્યા હતા. પરંતુ હવે, પૅરિસની શરણાગતિ પછી શાંતિ[૭૨] સ્થપાઈ ગઈ ત્યારે, સરકારના નવા સર્વોપરી આગેવાન થિયેરને સમજણ પડી ગઈ કે જ્યાં સુધી પૅરિસના કામદારોના હાથમાં હથિયારો છે ત્યાં સુધી મિલકતદાર વર્ગોનું, મોટા જમીનદારો તથા મૂડીદારોનું, શાસન સતત જોખમમાં રહેવાનું. તેણે માર્ચની ૧૮મી તારીખે સત્તાવાર લશ્કરી ટુકડીઓને એવા હુકમો આપીને

મોકલી કે રાષ્ટ્રીય રક્ષક દળનું તોપખાનું ઝૂંટવી લેવામાં આવે. એ તોપખાનું પૅરિસના ઘેરા દરમિયાન સ્થાપવામાં આવ્યું હતું અને તેની કિંમત જાહેર ફાળાની રકમો વડે ચૂકવવામાં આવી હતી. એ કોશિશ નાકામયાબ થઈ ગઈ. આખા પૅરિસે એકસૂત્રે સંકળાઈને સામનો કર્યો, વર્સાઈમાં બેઠેલી ફ્રેંચ સરકાર અને પૅરિસ વચ્ચે યુદ્ધ જાહેર થયું. માર્ચની ૨૬મી તારીખે પૅરિસ કોમ્યુનની ચૂંટણી થઈ અને માર્ચની ૨૮મી તારીખે તેને ઘોષિત કરવામાં આવ્યું. એ વખત સુધી સરકારનો કારોબાર રાષ્ટ્રીય રક્ષક દળની કેંદ્રીય સમિતિ ચલાવતી હતી. તેણે પહેલાં શરમજનક 'નૈતિકતા પોલીસ''ની નાબૂદીનો હુકમ જાહેર કરીને પછી પોતાનું રાજીનામું કોમ્યુનને હવાલે કરી દીધું. માર્ચની ૩૦મી તારીખે કોમ્યુને ફરજિયાત લશ્કરી ભરતી તેમ જ સ્થાયી સેનાને નાબૂદ કરી નાખી, અને રાષ્ટ્રીય રક્ષક દળને એકમાત્ર હથિયારબંધ દળ તરીકે જાહેર કર્યું. હથિયારો લઈને લડવા શક્તિમાન બધા નાગરિકોને તેમાં ભરતી કરવાના હતા. કોમ્યુને ૧૮૭૦ના ઑક્ટોબરથી લઈને ૧૮૭૧ના એપ્રિલ સુધી રહેવાનાં ઘરોના ભાડાનાં તમામ ભરણાં માફ કરી દીધાં, ભરપાઈ થઈ ચૂકેલી રકમોને ભાડાની ભાવિ ચુકવણીઓ તરીકે નોંધી લેવામાં આવી, અને સુધરાઈના ધિરાણ કાર્યાલયમાં ગીરવી મૂકવામાં આવેલી વસ્તુઓનુ વેચાણ તદ્દન બંધ કરાવી દીધું. એ જ દિવસે, કોમ્યુનમાં ચૂંટાયેલા પરદેશીઓને તેમનાં પદોની બહાલી આપવામાં આવી કારણ કે "કોમ્યુનનો ઝંડો વિશ્વ પ્રજાસત્તાકનો ઝંડો છે". એપ્રિલની પહેલી તારીખે નિર્ણય લેવામાં આવ્યો કે કોમ્યુનના કોઈ પણ કર્મચારીનો, અને એટલે કોમ્યુનના સભ્યોનો પણ, વધારેમાં વધારે પગાર ૬૦૦૦ ફ્રાંકથી (૪૮૦૦ માર્કથી) વધુ નહિ રાખવામાં આવે. બીજે દિવસે કોમ્યુને ધર્મસંસ્થાને રાજ્યથી અળગી પાડતો અને ધાર્મિક હેતુઓ માટે રાજ્ય તરફથી કરવામાં આવતી બધી ચુકવણીઓને નાબૂદ કરી નાખતો તેમ જ ધર્મસંસ્થાની બધી મિલકતને રાષ્ટ્રીય મિલકતમાં પલટાવી નાખતો હુકમ જાહેર કર્યો. તેના પરિણામે, તમામ ધાર્મિક પ્રતીકો, ચિત્રો, ધર્મગ્રંથો, અને પ્રાર્થનાઓ—ટૂંકમાં, જે કંઈ વ્યક્તિના ઈમાનના ક્ષેત્રમાં પડતું હોય તે બધું—શાળાઓમાથી બકાત રાખવાનો હુકમ એપ્રિલની ૮મી તારીખે જાહેર કરવામાં આવ્યો અને ધીરે ધીરે અમલમાં મૂકવામાં આવ્યો. વર્સાઈનાં સૈન્યો દરરોજ કેદી કોમ્યુન લડવૈયાઓને ગોળીએ વીંધી નાખતાં હતાં. તેના જવાબમાં, માણસોને બાન તરીકે પકડીને કેદમાં રાખવાનો હુકમ પાંચમી તારીખે જાહેર કરવામાં આવ્યો, પરંતુ તેનો અમલ ક્યારેય નહોતો કરવામાં આવ્યો. છઠ્ઠી તારીખે, રાષ્ટ્રીય રક્ષક દળની ૧૩૭મી બટેલિયને શિરચ્છેદનો



માંચડો બહાર કાઢીને જાહેર રીતે બાળી નાખ્યો. એ વખતે લોકોએ ભારે ખુશી મનાવી. ૧૨મી તારીખે કોમ્યુને નિર્ણય લીધો કે ૧૮૦૯ના યુદ્ધ પછી નેપોલિયને કબજે કરી લીધેલી તોપોની ધાતુમાંથી ઢાળવામાં આવેલા અને વેન્દોમ ચોકમાં ખડા કરવામાં આવેલા વિજય સ્તંભને અંધરાષ્ટ્રવાદના તેમ જ રાષ્ટ્રો વચ્ચે નફરતની ઉશ્કેરણીના પ્રતીક તરીકે પાડી નાખવામાં આવે. નિર્ણયને મે માસની ૧૬મી તારીખે અમલમાં મૂકવામાં આવ્યો હતો. એપ્રિલની ૧૬મી તારીખે કોમ્યુને હુકમ જાહેર કર્યો કે કારખાનદારોએ બંધ કરી દીધેલાં કારખાનાંનું આંકડા પત્રક બનાવવામાં આવે, એવાં કારખાનાંમાં અગાઉ કામ કરી ચૂકેલા કામદારો તરફથી તેમને ફરી ચાલુ કરવાની યોજનાઓ ઘડવામાં આવે, કામદારોને સહકારી સમાજોમાં સંગઠિત કરવામાં આવે, અને એવી સહકારીઓને વિશાળ સંઘમાં સાંકળી લેવાની યોજનાઓ પણ ઘડવામાં આવે. ૨૦મી તારીખે કોમ્યુને ભઠિયારાઓ માટે રાતપાળીનું કામ નાબૂદ કરી નાખ્યું અને રોજગાર કચેરીઓ પણ નાબૂદ કરી નાખી. બીજા સામ્રાજ્યના વખતથી પોલીસે નીમેલા ખાંધિયાઓ—એક નંબરના શ્રમ-શોષકો—તરફથી ઈજારદારી તરીકે ચલાવવામાં આવતી એ કચેરીઓ પૅરિસના વીસ જિલ્લાઓની સુધરાઈઓને સુપરત કરી દેવામાં આવી. એપ્રિલની ૩૦મી તારીખે કોમ્યુને ગીરોનો કારોબાર કરતી પેઢીઓ બંધ કરી દેવાનો હુકમ જાહેર કર્યો કારણ કે એવી પેઢીઓ કામદારોનું અંગત શોષણ અંકિત કરતી હતી, અને શ્રમનાં ઓજારો ધરાવવાના તથા ધિરાણ મેળવવાના કામદારોના અધિકારનો ભંગ કરતી હતી. મે માસની પાંચમી તારીખે કોમ્યુને પ્રાયશ્ચિત દેવળને પાડી નાખવાનો હુકમ જાહેર કર્યો. એ દેવળ લૂઈ સોળમાને કરવામાં આવેલા દેહાંત દંડના પ્રાયશ્ચિત તરીકે બાંધવામાં આવ્યું હતું.

પૅરિસના આંદોલનનું વર્ગીય સ્વરૂપ અગાઉ પરદેશી ચડાઈખોરો સામેની લડાઈથી પૃષ્ઠભૂમિમાં ધકેલાઈ ગયું હતું, પરંતુ માર્ચની ૧૮મી તારીખથી તે એવી રીતે સ્પષ્ટ તથા ચોટદાર રૂપમાં ઊપસી આવવા લાગ્યું. કોમ્યુનમાં લગભગ એકલા કામદારો અથવા કામદારોના માન્ય પ્રતિનિધિઓ જ હતા એટલે તેના નિર્ણયો નિશ્ચિત સર્વહારા વર્ગીય સ્વરૂપ ધરાવતા હતા. એ નિર્ણયોમાં કાં તો એવા સુધારા દાખલ કરવામાં આવ્યા હતા કે જેમને પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગે એકમાત્ર કાયરતાને લીધે જ નહોતા અપનાવ્યા પરંતુ જે કામદાર વર્ગની મુક્ત પ્રવૃત્તિ—દાખલા તરીકે એવા સિદ્ધાંતનો અમલ કે રાજ્યના સંબંધમાં ધર્મ નરદમ ખાનગી બાબત છે—માટે આવશ્યક આધાર પૂરો પાડતા હતા. અથવા કોમ્યુને એવા હુકમો જાહેર કર્યા કે જે કામદાર વર્ગના સીધા હિતમાં

હતા અને અમુક અંશે સમાજની પુરાણી વ્યવસ્થાને ઊંડો ઘા મારતા હતા. પરંતુ ઘેરામાં સપડાયેલા શહેરમાં એ બધું સિદ્ધ કરવાની દિશામાં બહુ બહુ તો ખાલી શરૂઆત કરવાનું જ શક્ય હતું. અને મે માસના આરંભથી તેમની બધી શક્તિઓ વર્સાઈ સરકારનાં નિરંતર વધતી જતી સંખ્યામાં એકત્રિત થતાં લશ્કરો સામેની લડાઈમાં વપરાઈ જતી હતી.

વર્સાઈનાં લશ્કરોએ એપ્રિલની ૭મી તારીખે પૅરિસને પશ્ચિમ મોરચે નેઈમાં સેઈન નદીનો પુલ કબજે કરી લીધો. બીજી તરફ, ૧૧મી તારીખે દક્ષિણ મોરચે હલ્લામાં તેમને જનરલ એદે ભારે ખુવારી પહોંચાડીને મારી હઠાવ્યાં હતાં. પૅરિસની ઉપર અણથંભ તોપમારો કરવામાં આવતો હતો, અને વધુમાં એ જ લોકો તરફથી કે જેમણે એ જ શહેરની ઉપર પ્રશિયનોના તોપમારાને નાપાક કરતૂત ગણાવીને કલંક તરીકે વખોડી કાઢ્યો હતો. એ જ લોકો હવે સેદાન તથા મેટ્ઝ[63] ખાતે કેદ પકડાયેલા ફ્રેંચ સિપાહીઓને ઝટ પાછા મોકલી દેવાની કાકલૂદી પ્રશિયન સરકારને કરતા હતા, એવી આશાએ કે એ સિપાહીઓ આવીને તેમને માટે પૅરિસ પાછું કબજે કરી લે. મે માસના આરંભથી એ સિપાહીઓ ધીરે ધીરે પાછા ફરવા લાગ્યા એટલે વર્સાઈનાં દળોની સ્થિતિ નિશ્ચિત રૂપે ચડિયાતી બનવા લાગી. પૅરિસમાં બાન તરીકે અટકાયતમાં રાખવામાં આવેલા પૅરિસના આર્ચબિશપ* તથા સંખ્યાબંધ બીજા પાદરીઓને માત્ર એક જ માણસના, બે વાર કોમ્યુનમાં ચૂંટાયેલા પરંતુ ક્લેરવો ખાતે કેદ રાખવામાં આવેલા બ્લાંકીના, બદલામાં છોડી મૂકવાની કોમ્યુનની દરખાસ્ત સંબંધી વાટાઘાટોને થિયેરે એપ્રિલની ૨૩મી તારીખે બંધ કરાવી દીધી ત્યારે એ હકીકત સ્પષ્ટ બની ગઈ. વળી થિયેરની બદલાઈ ગયેલી ભાષામાં એ હકીકત એથીયે વધારે સ્પષ્ટ દેખાઈ આવી. અગાઉ તે વિલંબ કરતો હતો અને સંદિગ્ધ વાતો કરતો હતો, પરંતુ પછી એકાએક ઉદ્ધતાઈ કરવા લાગ્યો, ધમકી આપવા લાગ્યો, પાશવી બની ગયો. વર્સાઈનાં દળોએ મે માસની ત્રીજી તારીખે દક્ષિણ મોરચે મુલેં-સાકેની કિલ્લેબંધી કબજે કરી લીધી, તોપમારાથી સાવ ખંડેરોમાં પલટાઈ ગયેલો ઇસ્સીનો કિલ્લો ૯મી તારીખે જીતી લીધો, અને ૧૪મી તારીખે વાન્વનો કિલ્લો કબજે કરી લીધો. પશ્ચિમ મોરચે તેઓ ધીરે ધીરે આગળ ધપતાં અને શહેરની દિવાલ સુધીનાં સંખ્યાબંધ ગામો તથા મકાનો કબજે કરી લેતાં શહેરના રક્ષણની મુખ્ય હરોળો સુધી પહોંચી ગયાં. દગાખોરીને લીધે અને ત્યાં ગોઠવવામાં આવેલી રાષ્ટ્રીય રક્ષક દળની ટુકડીઓની લાપરવાહીને લીધે તેઓ ૨૧મી તારીખે શહેરમાં ઘૂસી જવામાં કામયાબ થઈ ગયાં. ઉત્તર અને પૂર્વના કિલ્લાઓ પ્રશિયનોના

* જ્યોર્જ દાર્બુઆ.



હાથમાં હતા. તેમણે વર્સાઈનાં દળોને શહેરનો ઉત્તર વિસ્તાર પાર કરીને આગળ ધપવા દીધાં. યુદ્ધવિરામની શરતો મુજબ તેમને એમ કરવાની છૂટ નહોતી. એ રીતે, વર્સાઈનાં દળો આગેકૂચ કરતાં ગયાં અને વ્યાપક મોરચે હુમલા કરતાં ગયાં. પૅરિસવાસીઓ યુદ્ધવિરામની શરતો મુજબ સ્વાભાવિક રીતે જ એ વિસ્તારને રક્ષિત ગણતા હતા, એટલે ત્યાં બચાવની વ્યવસ્થા નબળી હતી. તેના પરિણામે, પૅરિસના પશ્ચિમી અરધા ભાગમાં, વૈભવી શહેરમાં, ખાલી નબળો સામનો જ કરી શકાયો. અંદર ધસી આવતાં દળો જેમ જેમ પૂર્વના અરધા ભાગ નજીક, કામદાર વર્ગીય શહેર નજીક, પહોંચતાં ગયાં તેમ તેમ સામનો વધારે જોરદાર તથા વધારે મક્કમ બનતો ગયો. આઠ દિવસની લડાઈ પછી જ કોમ્યુનના આખરી રક્ષકો બેલવિલ તથા મેનીલમોન્તાંનાં ઊંચાણોએ પરાજિત થઈ ગયા, અને પછી તો નિરાધાર પુરુષો, સ્ત્રીઓ, તથા બાળકોની કતલેઆમ, આખા અઠવાડિયા દરમિયાન વધતા જતા પાયા પર ચાલતી રહેલી કતલેઆમ, પરાકાષ્ઠાએ પહોંચી ગઈ. સંહારલીલા માટે બ્રીચલોડર બંદૂકોની ઝડપ હવે પૂરતી ન રહી, પરાજિત ઇન્સાનોને મશીનગનોની ગોળીઓની ઝડીઓ વરસાવીને સેંકડોની સંખ્યામાં ઠાર કરી નાખવામાં આવ્યા. જ્યાં આખરી કતલેઆમનું સમાપન કરવામાં આવ્યું હતું ત્યાં, પેર લાશેઝ કબ્રસ્તાનમાં, સમવાયપંથીઓની દીવાલ,* કામદાર વર્ગ પોતાના અધિકારો ખાતર લડવાની હિંમત બતાવે કે તરત શાસક વર્ગ કેવો ઝનૂની બની શકે છે તેની મૂક પરંતુ ઝળકતી સાબિતી પૂરી પાડતી દીવાલ, આજે પણ ખડી છે. પછી, તમામને કતલ કરી નાખવાનું અશક્ય સાબિત થઈ ગયું ત્યારે, લોકવ્યાપી ગિરફતારીઓ કરવામાં આવી, કેદીઓમાંથી આપખુદ રીતે અળગા તારવી લેવામાં આવેલા માણસોને ગોળીએ વીંધી નાખવામાં આવ્યા, બાકીના લોકોને લશ્કરી કાનૂન મુજબ મુકદ્દમાઓ ચલાવવા માટે મોટી મોટી છાવણીઓમાં ગોંધી દેવામાં આવ્યા. પૅરિસના ઉત્તર-પૂર્વ અરધા ભાગને ઘેરીને પડેલાં પ્રશિયન સૈન્યોને હુકમ આપવામાં આવ્યો હતો કે એ રસ્તેથી એક પણ માણસને ભાગી જવા ન દેવામાં આવે, પરંતુ સિપાહીઓ સર્વોચ્ચ સેનાપતિનાં ફરમાનો કરતાં માનવતાના આદેશોનું પાલન વધારે કરે ત્યારે ઘણી વાર અફસરો આંખો મીંચી દેતા. સાક્સોન સેના ટુકડીઓ ખાસ યશને પાત્ર છે, તેમણે ખૂબ જ માનવતામય વર્તન કર્યું હતું અને એવા ઘણા માણસોને ભાગી જવા દીધા હતા કે જે દેખીતી રીતે કોમ્યુનના લડવૈયાઓ હતા.

* હવે સામાન્ય રીતે કોમ્યુનવીરોની દીવાલ તરીકે ઓળખાય છે.

આપણે વીસ વરસ પછી આજે ૧૮૭૧ના પૅરિસ કોમ્યુનની પ્રવૃત્તિ તથા ઐતિહાસિક મહત્ત્વનું ફરી પરીક્ષણ કરીએ તો 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'માં આપેલા વર્ણનમાં થોડાક વધારા કરવાનું જરૂરી લાગશે.

કોમ્યુનના સભ્યો બહુમતી અને લઘુમતીમાં વિભાજિત હતા. બ્લાંકીપંથીઓ બહુમતીમાં હતા. તેઓ રાષ્ટ્રીય રક્ષક દળની કેંદ્રીય સમિતિમાં પણ વર્ચસ્વી હતા. આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સભ્યો લઘુમતીમાં હતા, તેઓ મુખ્યત્વે સમાજવાદની પ્રુધોં શૈલીના અનુયાયીઓ હતા. એ વખતે ભારે મોટા ભાગના બ્લાંકીપંથીઓ માત્ર ક્રાંતિકારી, સર્વહારા વર્ગીય, સહજવૃત્તિના આધારે જ સમાજવાદીઓ હતા. કેવળ થોડાક જ માણસો વાઈયાં મારફત સિદ્ધાંતોની વધારે સ્પષ્ટ સમજણ હાંસલ કરી શક્યા હતા. વાઈયાંને જર્મન વૈજ્ઞાનિક સમાજવાદની જાણકારી હતી. એટલે સમજી શકાય એવી વાત છે કે આર્થિક ક્ષેત્રમાં એવું ઘણું કરવાનું બાકી રહી ગયું હતું કે જે આજે અમારા ખ્યાલ મુજબ કોમ્યુને કરવું જોઈતું હતું. કોમ્યુનવીરો બૅંક ઓફ ફ્રાંસના દરવાજા બહાર પુનિત ઓજસથી અંજાઈને અદબથી ઊભા રહી ગયેલા, એ હકીકત સમજવાનું બેશક સૌથી મુશ્કેલ છે. તેમાં પણ ગંભીર રાજકીય ભૂલ થઈ હતી. બૅંક કોમ્યુનના કબજામાં—તેનું મૂલ્ય તો બાનમાં પકડેલા દસ હજાર માણસોથીયે વધારે સાબિત થયું હોત. તેનું પરિણામ એવું આવ્યું હોત કે સમગ્ર મૂડીદાર વર્ગે કોમ્યુન જોડે સુલેહ કરી લેવાનું દબાણ વર્સાઈ સરકાર ઉપર કર્યું હોત. પરંતુ એથી વધારે અદ્ભુત હકીકત તો એવી છે કે બ્લાંકીપંથીઓ તથા પ્રુધોંપંથીઓના બનેલા કોમ્યુને તેમ છતાં કરેલું ઘણું કાર્ય સાચી દિશાનું હતું. સ્વાભાવિક રીતે જ, કોમ્યુનના આર્થિક હુકમોમાં, વખાણને લાયક તેમ જ વખાણી ન શકાય એવાં પાસાંઓના સંબંધમાં, મુખ્યત્વે કારણભૂત પ્રુધોંપંથીઓ હતા, જેવી રીતે કોમ્યુનની રાજકીય ખૂબીઓ તથા ખામીઓમાં મુખ્યત્વે કારણભૂત બ્લાંકીપંથીઓ હતા એવી જ રીતે. અને બન્ને દાખલાઓમાં ઇતિહાસના વ્યંગની નેમ એવી રહી—સુકાન મતવાદીઓના હાથમાં હોય ત્યારે સામાન્ય રીતે બનતું હોય છે તેમ—કે બન્ને જૂથોએ પોતપોતાની શૈલીના મતવાદોના નુસખાથી ઊલટાં કૃત્યો કર્યાં.

નાના ખેડૂત અને કસબીકારીગરોનો સમાજવાદી પ્રુધોં સંઘટનાને નરી નફરતની નજરે જોતો હતો. તેને વિશે તેણે કહેલું કે તેમાં ઇષ્ટ કરતાં અનિષ્ટ વધારે છે, તેનું સ્વરૂપ જ વાંઝિયું છે, હાનિકારક પણ છે, કારણ કે તે



કામદારની આઝાદીને જકડી લેતી જંજીર છે; તે નિર્બળ મતવાદ છે, અનુત્પાદક અને બોજા સમાન છે, તે જેટલી કામદારની આઝાદીની વિરોધી છે એટલી જ શ્રમની કરકસરની વિરોધી છે; તેના ફાયદાઓ કરતાં ગેરફાયદાઓમાં વધારે ઝડપી ગુણાકારી વધારો થાય છે; તેની સરખામણીમાં હરીફાઈ, શ્રમનું વિભાજન, અને ખાનગી મિલકત આર્થિક પરિબળો છે. માત્ર અપવાદના દાખલાઓમાં જ, પ્રુધોંએ ગણાવેલા તે મુજબ રેલવે જેવા મોટા પાયાના ઉદ્યોગ તથા વિશાળ ઉદ્યોગધંધાઓમાં જ, કામદારોની સંઘટના સ્થાન ધરાવે છે. (જુઓ, 'ક્રાંતિનો સામાન્ય ખ્યાલ', ત્રીજું રેખાચિત્ર.[64])

૧૮૭૧ સુધીમાં મોટા પાયાના ઉદ્યોગનું અપવાદ તરીકેનું સ્થાન પૅરિસમાં પણ, કલાત્મક કસબકારીગરીઓના કેંદ્રમાં પણ, એટલી હદે ખતમ થઈ ચૂક્યું હતું કે કોમ્યુનના બધી રીતે સૌથી વધારે મહત્ત્વના હુકમ મુજબ મોટા પાયાના ઉદ્યોગની, તથા હાથમહેનતની બનાવટોનાં કારખાનાં સુદ્ધાંની, સંઘટના દરેક કારખાનાની અંદર કામદારોની સંઘટનાના આધારે કરવાની હતી એટલું જ નહિ પરંતુ એવી બધી સંઘટનાઓને એક વિશાળ સંઘમાં સાંકળી લેવાની હતી, ટૂંકમાં એવા સંગઠનમાં સાંકળી લેવાની હતી કે જે 'આંતરવિગ્રહ'માં માર્ક્સના એકદમ સમુચિત કથન મુજબ આખરે આવશ્યક રીતે સામ્યવાદમાં, એટલે કે પ્રુધોંના મતવાદથી તદ્દન ઊલટી સ્થિતિમાં, પરિણમ્યું હોત. એ રીતે, કોમ્યુન તો સમાજવાદની પ્રુધોં શૈલીની કબર અંકિત કરતું હતું. આજે એ શૈલી ફ્રેંચ કામદાર વર્ગીય વર્તુળોમાંથી અદૃશ્ય થઈ ગઈ છે, અહીંયાં "માર્ક્સવાદીઓ"ની અંદર તેમ જ શક્યતાવાદીઓની[65] અંદર એકસરખી અદૃશ્ય થઈ ગઈ છે, હવે માર્ક્સના સિદ્ધાંતની નિર્વિવાદ આણ ફેલાયેલી છે. માત્ર "આમૂલ પરિવર્તનવાદી" મૂડીદારોની અંદર જ પ્રુધોંપંથીઓ હજી જોવા મળે છે.

બ્લાંકીપંથીઓની બાબતમાં જરાય બહેતર ન બન્યું. તેઓ કારસ્તાની ખ્યાલોના આધારે ઊછરેલા હતા અને એવા ખ્યાલોની સહગામી કડક શિસ્તથી સંકળાયેલા હતા. તેમણે એવા દૃષ્ટિકોણથી શરૂઆત કરી કે પ્રમાણમાં નાની સંખ્યાના મક્કમ સુસંગઠિત માણસો ચોક્કસ સાનુકૂળ ઘડીએ રાજ્યનું સુકાન કબજે કરી શકશે એટલું જ નહિ પરંતુ લોકોના સમુદાયને ક્રાંતિમાં ધકેલી દેવામાં તથા આગેવાનોની નાનકડી ટોળી ફરતે ગોઠવી દેવામાં સફળતા ન મળે ત્યાં સુધી જબરજસ્ત નિષ્ઠુર જોમ દાખવીને સત્તા હાથમાં રાખી શકશે. તેને માટે સૌપ્રથમ તો નવી ક્રાંતિકારી સરકારના હાથમાં સમગ્ર સત્તાનું કડકમાં કડક આપખુદ કેંદ્રીકરણ જરૂરી હતું. પરંતુ એ જ બ્લાંકીપંથીઓની બહુમતીવાળા કોમ્યુને વાસ્તવમાં શું કર્યું? તેણે

પ્રાંતોના ફ્રેંચ લોકોને સંબોધિત બધી ઘોષણાઓમાં અપીલ કરી કે પૅરિસ કોમ્યુનની જોડે તમામ ફ્રેંચ કોમ્યુનોનું મુક્ત સમવાયતંત્ર સ્થાપવામાં આવે, એવું સંગઠન રચવામાં આવે કે જે પહેલી જ વાર ખુદ રાષ્ટ્રે સર્જેલું હોય. ચોક્કસ રૂપે ભૂતપૂર્વ કેંદ્રીકૃત સરકારની જુલમી સત્તાને, સેના, રાજકીય પોલીસ, તથા નોકરશાહીને, ૧૭૯૮માં નેપોલિયને સ્થાપેલી અને ત્યાર પછી દરેક નવી સરકારે મનગમતા સાધન તરીકે હાથમાં લઈ લીધેલી તથા પોતાના વિરોધીઓની સામે વાપરેલી સત્તાને, ચોક્કસ રૂપે એ સત્તાને જ, દરેક ઠેકાણે ખતમ કરી નાખવાની હતી, જેવી રીતે પૅરિસમાં ક્યારની ખતમ કરી નાખવામાં આવી હતી એવી જ રીતે.

કોમ્યુનને છેક આરંભથી જ માની લેવું પડ્યું હતું કે સત્તા હાંસલ કરી ચૂકેલો કામદાર વર્ગ પુરાણા રાજ્ય તંત્ર વડે કામ ન ચલાવી શકે, એવા કામદાર વર્ગે હજી તાજી જ હાંસલ કરેલી સર્વોપરીતા પાછી ખોઈ ન દેવા માટે એક તરફ તો અગાઉ ખુદ તેની સામે વાપરવામાં આવેલા આખા પુરાણા દમન તંત્રને ખતમ કરી નાખવું જોઈએ, અને બીજી તરફ ખુદ પોતાના સભ્યો તથા અમલદારોની સામે પોતાની સલામતીની ખાતરી ઊભી કરવી જોઈએ, એવી ખાતરી માટે તેમને સૌને, એક પણ અપવાદ વગર સૌને, તેમનાં પદો પરથી ગમે તે ઘડીએ પાછા બોલાવી લેવાના નિયમમાં બાંધી લેવા જોઈએ. અગાઉના રાજ્યની લાક્ષણિક વિશિષ્ટતા કેવી હતી? સમાજે પોતાનાં હિતોની સંભાળ રાખવા માટે આરંભમાં શ્રમના સાદા વિભાજન મારફત પોતાનાં સંઘટનોનું સર્જન કર્યું હતું. પરંતુ જેને મોખરે રાજ્ય સત્તા હતી એવાં એ સંઘટનોએ વખત જતાં પોતાનાં ખાસ હિતો ખાતર પોતાને સમાજના સેવકોમાંથી સમાજના સ્વામીઓમાં પલટાવી નાખ્યાં. એ હકીકત દાખલા તરીકે માત્ર વંશપરંપરાગત રાજશાહીમાં જ નહિ પરંતુ એટલી જ સમાન રીતે લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં પણ જોઈ શકાય છે. "રાજકારણીઓ" ચોક્કસ રૂપે ઉત્તર અમેરિકામાં જેટલા પ્રમાણમાં રાષ્ટ્રનો અલગ અને તાકાતવાન હિસ્સો બની રહેલા છે એથી વધુ પ્રમાણમાં બીજે ક્યાંય નથી બની રહેલા. ત્યાં વારાફરતી સત્તાસ્થાને આવતી બે મુખ્ય પાર્ટીઓમાંની દરેક પાછી એવા લોકોના કાબૂમાં છે કે જે રાજકારણનો ધંધો કરે છે, આખા દેશની તેમ જ અલગ અલગ રાજ્યોની વિધાનસભાઓની બેઠકોના સટ્ટા ખેલે છે, અથવા પોતાની પાર્ટી ખાતર ચળવળ ચલાવીને ગુજારો કરે છે અને પાર્ટી જીતી જાય ત્યારે તેમને ઇનામમાં પદો આપવામાં આવે છે. જાણીતી વાત છે કે અસહ્ય બની ગયેલી એવી ધૂંસરીને ફગાવી દેવાની કોશિશ અમેરિકીઓ ત્રીસ વરસથી કેવી રીતે કરતા રહ્યા છે, અને તમામ કોશિશો છતાં તેઓ કેવી



રીતે ભ્રષ્ટાચારના કળણમાં વધારે ને વધારે ઊંડા સરકતા જાય છે. આપણને ચોક્કસ રૂપે અમેરિકામાં જ એકદમ સરસ રીતે જોવા મળે છે કે જે રાજ્ય સત્તા મૂળ ઈરાદા મુજબ સમાજનું કેવળ સાધન જ બની રહેવાની હતી તેની પોતાને સમાજથી સ્વતંત્ર બનાવી દેવાની પ્રક્રિયા ત્યાં કેવી રીતે ચાલે છે. ત્યાં કોઈ રાજવંશ નથી, કોઈ ઉમરાવ વર્ગ નથી, ઇન્ડિયનોની ઉપર નજર રાખનારા થોડાક આદમીઓ સિવાય કોઈ જાતની સ્થાયી સેના નથી, કાયમી પદો અથવા પેન્શનનો અધિકાર ધરાવતી કોઈ નોકરશાહી નથી. તેમ છતાં આપણને ત્યાં રાજકીય સટ્ટાખોરોની બે જબરજસ્ત ટોળકીઓ જોવા મળે છે, તેઓ વારાફરતી રાજ્ય સત્તાને કબજામાં લઈ લે છે અને એકદમ ભ્રષ્ટ રીતો વડે તથા એકદમ ભ્રષ્ટ મુરાદો માટે તેનો ઉપયોગ કરે છે, પરંતુ રાષ્ટ્ર રાજકારણીઓનાં બે મોટાં જૂથો સામે, કહેવા પૂરતાં તો રાષ્ટ્રના સેવકો પરંતુ વાસ્તવમાં રાષ્ટ્રની અંદર વર્ચસ્વી બની બેઠેલાં તથા તેને લૂંટતાં જૂથો સામે, લાચાર દશામાં છે.

સમાજના સેવકોમાંથી સમાજના સ્વામીઓમાં રાજ્યના તેમ જ રાજ્ય-સંઘટનોના એવા રૂપાંતરની સામે, અગાઉનાં બધાં રાજ્યોમાં અનિવાર્ય રૂપાંતરની સામે, કોમ્યુને બે અચૂક રીતો અજમાવી. એક તો એ કે તેણે તમામ—વહીવટી, અદાલતી, તથા શૈક્ષણિક—પદો માટે સૌ સંબંધિત લોકોના સાર્વજનીન મતાધિકારના આધારે ચૂંટણી કરી, અને તેમાં એવા અધિકારની જોગવાઈ રાખી કે ચૂંટાયેલા માણસોને એ જ મતદારો ગમે ત્યારે પાછા બોલાવી શકે. અને બીજી રીત એવી હતી કે મોટા અથવા નાના તમામ અમલદારોને બીજા કામદારોના જેટલા જ પગાર આપવામાં આવ્યા હતા. કોમ્યુન તરફથી કોઈનેય આપવામાં આવેલો વધારેમાં વધારે પગાર ૬૦૦૦ ફ્રાંકનો હતો. એવી રીતે પદોની તલાશ તથા પદલોલુપતાની સામે અસરકારક અવરોધ ખડો કરી દેવામાં આવ્યો હતો, વળી પ્રતિનિધિ સંસ્થાઓમાં સામેલ ડેલિગેટોને બંધનકારી આદેશો પણ તેમાં ઉમેરી દેવામાં આવ્યા હતા.

અગાઉની રાજ્ય સત્તાના એવા ભુક્કા અને તેના સ્થાને નવી તથા ખરેખર લોકશાહીવાદી રાજ્ય સત્તાની સ્થાપનાનું વિગતવાર વર્ણન 'આંતરવિગ્રહ'ના ત્રીજા વિભાગમાં આપવામાં આવ્યું છે. પરંતુ અહીંયાં તેનાં કેટલાંક લક્ષણોની સંક્ષિપ્ત છણાવટ ફરી કરવાનું જરૂરી હતું કારણ કે ખાસ કરીને જર્મનીમાં રાજ્ય સંબંધી વહેમી નિષ્ઠા તત્ત્વજ્ઞાનમાંથી મૂડીદાર વર્ગની તથા ઘણા કામદારોનીયે સામાન્ય ચેતનામાં પહોંચી ગયેલી છે. દાર્શનિક વિભાવના મુજબ રાજ્ય "વિચારનું મૂર્ત રૂપ" અથવા ધરતી ઉપર ઈશ્વરનું રાજ છે, દાર્શનિક ભાષામાં એવું ક્ષેત્ર

છે કે જેમાં સનાતન સત્ય તથા ન્યાય મૂર્ત થયાં હોય અથવા થવાં જોઈએ. તેમાંથી રાજ્યના સંબંધમાં તથા તેની જોડે સંકળાયેલા સર્વકંઈના સંબંધમાં વહેમી ભક્તિભાવ પેદા થાય છે, અને તે વધારે સહેલાઈથી મૂળિયાં ઘાલી જાય છે કેમ કે લોકોની અંદર બાળપણથી ધારણા કેળવાયેલી હોય છે કે આખા સમાજના સહિયારા મામલાઓ તથા હિતોની સંભાળ ભૂતકાળમાં જેવી રીતે લેવામાં આવતી હતી એ સિવાય, રાજ્ય અને ભારે આવકનાં પદોએ નિમાયેલા તેના અમલદારોના માધ્યમ સિવાય, બીજી કોઈ રીતે ન લઈ શકાય. અને લોકો જ્યારે વંશપરંપરાગત રાજશાહી સંબંધી નિષ્ઠાથી છુટકારો હાંસલ કરી લે અને લોકશાહીવાદી પ્રજાસત્તાકની હિમાયત કરે ત્યારે માની લેતા હોય છે કે પોતે એકદમ અસાધારણ હિંમતનું આગેકદમ ભર્યું છે. પરંતુ વાસ્તવમાં રાજ્ય તો એક વર્ગની ઉપર બીજા વર્ગ તરફથી જુલમ વરસાવવાના તંત્ર સિવાય બીજું કંઈ જ નથી, અને ખરેખર એવું રાજશાહીમાં જેટલું હોય છે એથી જરાય ઓછું લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં નથી હોતું, બહુ બહુ તો સર્વહારા વર્ગ વર્ગીય સર્વોપરીતા માટેના વિજયી સંઘર્ષ પછી વારસામાં મેળવેલું અનિષ્ટ હોય છે, અને નવા મુક્ત સામાજિક સંજોગોમાં ઊછરેલી પેઢી રાજ્યના પૂરા કાટમાળને કચરાના ઢગલામાં ફગાવી દેવા શક્તિમાન થઈ જાય એવો સમય ન આવે ત્યાં સુધી વિજયી સર્વહારા વર્ગ બરાબર કોમ્યુનની જેમ જ તત્કાળ તેનાં બદતરીન અંગોને બને એટલાં વાઢી નાખવાનું ટાળી ન શકે.

હમણાં હમણાં સામાજિક-લોકશાહીવાદી કૂપમંડૂક વળી પાછો "સર્વહારા વર્ગની સરમુખત્યારી" શબ્દોના સંબંધમાં કારમા ત્રાસનો ભોગ બની ગયો છે. ભલે, ઠીક છે, સજ્જનો, તમારે જાણવું છે કે એ સરમુખત્યારી કેવી દેખાય છે? પૅરિસ કોમ્યુનને જોઈ લો. તેમાં સર્વહારા વર્ગની સરમુખત્યારી હતી.

**લંડન**, પૅરિસ કોમ્યુનની વીસમી

**ફ્રેડરિક એંગેલ્સ**

જયંતીના પ્રસંગે, ૧૮ માર્ચ, ૧૮૯૧

૧૮૯૦-૯૧માં *«Die Neue Zeit»*ના
બીજા ગ્રંથના ૨૮મા અંકમાં અને
નીચેના પુસ્તકમાં પ્રકાશિત:
માર્ક્સ, *«Der Bürgerkrieg in Frankreich»*, બર્લિન, ૧૮૯૧

## ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સંબંધમાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું પ્રથમ સંબોધન[66]

### યુરોપમાં અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સભ્યોને

૧૮૬૪ના નવેંબરમાં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના ઉદ્‌ઘાટન સંબોધન'માં અમે જણાવેલું: "મહેનતકશ વર્ગોની મુક્તિ તેમની બંધુભાવી સહમતીને જરૂરી બનાવતી હોય તો ગુનાહિત મુરાદો ધરાવતી, રાષ્ટ્રીય પૂર્વગ્રહોનો ફાયદો ઉઠાવતી, અને ચાંચિયાગીરીનાં યુદ્ધોમાં જનતાના લોહીને તથા ખજાનાને વેડફી નાખતી વિદેશ નીતિ થકી એ મહાન કામગીરીને કેવી રીતે પાર પાડી શકાય?" અમે ઇન્ટરનેશનલની લક્ષ્યાંકિત વિદેશ નીતિનું નિરૂપણ આવા શબ્દોમાં કરેલું: "નીતિરીતિ અને ન્યાયના જે સાદા નિયમોના આધારે ખાનગી વ્યક્તિઓના સંબંધોનું સંચાલન થવું જોઈએ તેમને રાષ્ટ્રોના સંબંધોમાં પરમ સ્થાને સ્થાપી દો."

ફ્રાંસમાં વર્ગો વચ્ચેના યુદ્ધનો ફાયદો ઉઠાવીને સત્તા પચાવી પાડનારા અને સમયાંતરે પરદેશોમાં યુદ્ધો મારફત પોતાની સત્તા ચાલુ રાખનારા લૂઈ બોનાપાર્તે ઇન્ટરનેશનલને શરૂઆતથી જ ભયંકર દુશ્મન તરીકે ગણી હતી, તેમાં આશ્ચર્ય થાય એવું કશું જ નથી. તેણે લોકમતની[67] પૂર્વવેળાએ આખા ફ્રાંસમાં, પૅરિસ, લ્યોન્સ, રુઆન, માર્સેલ્સ, બ્રેસ્ત, વગેરે સ્થળોએ, આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની વહીવટી સમિતિઓના સભ્યો ઉપર દરોડા પાડવાના હુકમો એવું બહાનું કાઢીને આપ્યા હતા કે ઇન્ટરનેશનલ તેની હત્યાના કાવતરાની કોશિશ કરતું ગુપ્ત મંડળ છે. ત્યાર પછી થોડાક જ સમયમાં તેના પોતાના જજોએ એ બહાનાને પૂરી બેહૂદગી સહિત ઉઘાડું પાડ્યું હતું. ઇન્ટરનેશનલની ફ્રેંચ શાખાઓનો ખરો ગુનો કેવો હતો? તેમણે ફ્રેંચ લોકોને જાહેર રીતે અને ભારપૂર્વક જણાવી દીધું કે લોકમતમાં મત આપવાનો અર્થ દેશમાં આપખુદશાહીની તરફેણમાં અને પરદેશોમાં યુદ્ધની તરફેણમાં મત આપવાનો છે. હકીકતમાં તેમની જ કામગીરીના પરિણામે

બધાં મોટાં શહેરોમાં, ફ્રાંસનાં બધાં ઔદ્યોગિક કેંદ્રોમાં, કામદાર વર્ગે એકસૂત્રે સંકળાઈને લોકમતને નકારી કાઢ્યો. કમનસીબે ગ્રામવિસ્તારોના ભારે અજ્ઞાનને લીધે બાજી પલટાઈ ગઈ. યુરોપના શેરબજારો, પ્રધાનમંડળો, શાસક વર્ગો, તથા અખબારોએ લોકમતને ફ્રેંચ કામદાર વર્ગની ઉપર ફ્રેંચ સમ્રાટના સચોટ વિજય તરીકે ઊજવ્યો, અને તેમાં વ્યક્તિઓની નહિ પરંતુ રાષ્ટ્રોની હત્યાનો સંકેત હતો.

૧૮૭૦ના જુલાઈનું યુદ્ધ-કારસ્તાન[68] તો ૧૮૫૧ના ડિસેંબરના સત્તાપલટાની સુધારેલી આવૃત્તિ જ છે. બાબત પહેલી નજરે એવી બેહૂદી લાગતી હતી કે ફ્રાંસ તેની ખરેખરી ઊંડી ગંભીરતાને માનવા તૈયાર જ નહોતું. પ્રધાનમંડળ તરફથી કરવામાં આવતી યુદ્ધની વાતોને એક સંસદસભ્યે* ધુતકારી કાઢી ત્યારે ઊલટાનું તેના વર્તનને ખાલી શૅરની સોદાબાજી જેવું માની લેવામાં આવ્યું. આખરે, જુલાઈની ૧૫મી તારીખે, યુદ્ધની હકીકત સંસદસભ્યોને સત્તાવાર રીતે જણાવવામાં આવી ત્યારે બધા વિરોધીઓએ તેના સંબંધમાં પ્રારંભિક ફાળવણીઓની તરફેણમાં મત આપવાનો ઈનકાર કરી દીધો, થિયેર સુદ્ધાંએ તેને "ઘૃણાસ્પદ" ગણાવ્યું, પૅરિસનાં બધાં સ્વતંત્ર છાપાંઓએ તેને વખોડી કાઢ્યું, અને ઉલ્લેખ કરતાં ભારે ખુશી થાય છે કે પ્રાંતીય અખબારો લગભગ એકીઅવાજે તેમની સાથે જોડાઈ ગયાં.

દરમિયાનમાં ઈન્ટરનેશનલના પૅરિસ ખાતેના સભ્યો વળી કામે વળગી ગયા હતા. તેમણે 'સઘળાં રાષ્ટ્રોના કામદારોને' સંબોધિત જાહેરનામું જુલાઈની ૧૨મી તારીખે «*Réveil*»માં[69] પ્રગટ કરાવ્યું. તેમાંથી નીચેના થોડાક ફકરા અમે અહીંયાં ટાંકીએ છીએ:

"યુરોપમાં સમતુલાના, રાષ્ટ્રીય પ્રતિષ્ઠાના, બહાના હેઠળ રાજકીય મહત્ત્વાકાંક્ષાઓએ દુનિયાની શાંતિને ફરી જોખમમાં મૂકી દીધી છે. ફ્રેંચ, જર્મન, સ્પેનિશ કામદારો! આપણા અવાજોને યુદ્ધ તરફની નફરતના એક જ પોકારમાં એકરૂપ થઈ જવા દો!.. વર્ચસ્વના સવાલ અથવા રાજવંશને ખાતર યુદ્ધ કામદારોની નજરમાં ગુનાહિત બેહૂદગી સિવાય બીજું કશું ન હોઈ શકે. "લોહીની ખંડણીમાંથી" પોતાને બકાત રાખનારાઓ અને સાર્વજનિક દુર્ભાગ્યોને નવી સટ્ટાબાજીના મોકા

* જ્યુલ ફાવ્રે.



ગણનારાઓની યુદ્ધખોર ઘોષણાઓના જવાબમાં અમે, શાંતિ અને શ્રમ તથા મુક્તિ વાંછનારા અમે, વિરોધ જાહેર કરીએ છીએ!.. જર્મનીના બંધુઓ! આપણું વિભાજન રાઈનની બંને તરફ આપખુદશાહીના પૂરા વિજયમાં જ પરિણમશે... બધા દેશોના કામદારો! આપણા સહિયારા પ્રયાસોનું પરિણામ હાલ પૂરતું ભલે ગમે તેવું આવે, પરંતુ અમે, આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સભ્યો, કોઈ પણ જાતની સરહદોને માન્ય ન કરનારા અમે, અવિભાજ્ય ઐક્યના વચન તરીકે તમને ફ્રાંસના કામદારોની શુભ કામનાઓ તથા સલામ પાઠવીએ છીએ."

આપણા પૅરિસ વિભાગના એ જાહેરનામાને પગલે પગલે બીજાં એવાં જ સંખ્યાબંધ ફ્રેંચ સંબોધનો કરવામાં આવ્યાં હતાં. તેમાંથી અમે અહીંયાં માત્ર નેઈ-સુર-સેઈનની જાહેરાતને જ ટાંકી શકીએ છીએ. તે જુલાઈની ૨૨મી તારીખના «*Marseillaise*»માં[70] પ્રગટ થઈ હતી:

"યુદ્ધ, ઈનસાફી છે ખરું?—ના! યુદ્ધ, રાષ્ટ્રીય છે ખરું?—ના! એ તો કેવળ રાજવંશી જ છે. માનવતા, લોકશાહી, તેમ જ ફ્રાંસનાં ખરાં હિતોના નામે અમે યુદ્ધની સામે ઈન્ટરનેશનલના વિરોધને પૂર્ણ રૂપમાં તથા જુસ્સાપૂર્વક ટેકો આપીએ છીએ."

થોડા વખતમાં એક અજબ બનાવે બતાવી આપ્યું કે એવા વિરોધોમાં ફ્રેંચ મહેનતકશ લોકોની ખરી લાગણીઓ વ્યક્ત થઈ હતી. લૂઈ બોનાપાર્તના પ્રમુખપદ દરમિયાન પહેલી વાર બનાવવામાં આવેલી **ડિસેંબરની ૧૦મી તારીખની ટોળકીને**[71] કામદારોના પોશાક પહેરાવીને પૅરિસના રસ્તાઓ ઉપર જંગના ઝનૂનના ચેનચાળા કરવા છૂટી મૂકી દેવામાં આવી હતી. એટલામાં ફાઉબુર્ગ્સના ખરા કામદારોએ આવીને શાંતિની તરફેણમાં એવા જોરદાર દેખાવો કર્યા કે વડા પોલીસ અમલદાર પિયેત્રીને રસ્તાઓ પર વધુ કોઈ જાતનું રાજકારણ બંધ કરાવી દેવામાં ડહાપણ દેખાયું, તેણે એ પગલું એવી દલીલના આધારે લીધું કે ખરા પૅરિસવાસીઓએ પોતાની અંદર દબાઈને પડેલા દેશાભિમાનનો અને યુદ્ધના સંબંધમાં છલકાતા જોશનો ઊભરો પૂરતા પ્રમાણમાં ઠાલવી લીધો છે.

પ્રશિયા જોડે લૂઈ બોનાપાર્તના યુદ્ધની ઘટનાઓ ભલે ગમે તેવી બને, પરંતુ બીજા સામ્રાજ્યનો મૃત્યુઘંટ પૅરિસમાં રણકી ચૂક્યો છે. તે જેવી રીતે શરૂ થયું હતું એવી રીતે જ અંત પામશે, હાસ્યાસ્પદ નકલમાં. પરંતુ આપણે

ભૂલીએ નહિ કે લૂઈ બોનાપાર્ત માટે **પુનઃસ્થાપિત સામ્રાજ્યનું** ખોફનાક ફારસ અઢાર વરસ દરમિયાન ખેલવાનું યુરોપની સરકારો તથા શાસક વર્ગોએ જ શક્ય બનાવ્યું હતું.

જર્મન પક્ષે યુદ્ધ રક્ષણનું યુદ્ધ છે, પરંતુ જર્મનીને પોતાનું રક્ષણ કરવાની આવશ્યકતામાં કોણે ધકેલી દીધું હતું? લૂઈ બોનાપાર્ત માટે જર્મની સામે જંગ લડવાનું કોણે શક્ય બનાવ્યું હતું? **પ્રશિયાએ!** બિસ્માર્કે દેશની અંદરના પ્રજાકીય વિરોધને કચડી નાખવાના અને જર્મનીને હોહેનઝોલ્લેર્ન રાજવંશના રાજમાં જોડી દેવાના આશયે એ જ લૂઈ બોનાપાર્તની જોડે મળીને કારસ્તાન કર્યાં હતાં. સાદોવાની લડાઈમાં જીતને બદલે હાર થઈ હોત તો ફ્રેંચ બટેલિયનોએ પ્રશિયાની દોસ્તીના દાવે જર્મનીને ખૂંદી નાખ્યું હોત. પ્રશિયાને પોતાના વિજય પછી મુક્ત જર્મનીને ગુલામ ફ્રાંસની સરખામણીમાં પ્રસ્તુત કરવાનો ખ્યાલ એક પળ પણ આવેલો ખરો? વાત એથી સાવ ઊલટી જ છે. તેણે પોતાની પુરાણી પદ્ધતિની બધી દેશી સુંદરતાઓને જાળવી રાખીને તેમાં ઉપર બીજા સામ્રાજ્યની બધી ચાલાકીઓ, અસલ આપખુદશાહી તથા દંભી લોકશાહીવાદ, રાજકીય ઢોંગ તથા નાણાકીય ઊંધાંચત્તાં, અને અલંકારી વાણી તથા હલકટ છળકપટ ઉમેરી દીધાં. એ વખત સુધી માત્ર રાઈનની એક તરફ જ ફેલાયેલા બોનાપાર્તપંથી શાસનની નકલ હવે રાઈનની બીજી તરફ પણ હયાતીમાં આવી ગઈ. એવી હાલતનું પરિણામ **યુદ્ધમાં** ન આવે તો બીજા શામાં આવે?

જર્મન કામદાર વર્ગ હાલના યુદ્ધના તદ્દન રક્ષણાત્મક સ્વરૂપને ખતમ થઈ જવા દેશે અને તેને ફ્રેંચ પ્રજા સામેના યુદ્ધ જેવી અવનતિમાં સરી પડવા દેશે તો વિજય કે પરાજય એકસરખી રીતે સત્યાનાશી સાબિત થઈ જશે. જર્મનીને માથે સ્વતંત્રતાના યુદ્ધ પછી લદાઈ ગયેલી બધી વિપદાઓ વળી પાછી સંચિત ઉગ્રતા સાથે આવી પડશે.

પરંતુ ઈન્ટરનેશનલના સિદ્ધાંતો જર્મન કામદાર વર્ગની અંદર એટલા બહોળા ફેલાયેલા છે અને એટલાં ઊંડાં મૂળિયાં નાખી ચૂકેલા છે કે એવા ગમગીન સમાપનની બીકને અવકાશ નથી. ફ્રેંચ કામદારોના અવાજોના પડઘા જર્મનીમાં ગુંજી ઊઠયા છે. જુલાઈની ૧૬મી તારીખે બ્રાઉનશ્વેઈગમાં ભરાયેલી કામદારોની વિશાળ સભામાં પૅરિસના જાહેરનામા સાથે પૂરી સહમતી વ્યક્ત કરવામાં આવી હતી, ફ્રાંસના સંબંધમાં રાષ્ટ્રીય વિષમતાના ખ્યાલને ધુતકારી કાઢવામાં આવ્યો હતો, અને ઠરાવોને આવા શબ્દોથી પૂરા કરવામાં આવ્યા હતા:

"અમે તમામ યુદ્ધોના, પરંતુ સૌપ્રથમ તો રાજવંશી યુદ્ધોના, દુશ્મનો



છીએ... અમારે ઊંડા અફસોસ તથા વ્યથાની લાગણી સાથે રક્ષણાત્મક યુદ્ધ અનિવાર્ય અનિષ્ટ તરીકે લડવું પડે છે, પરંતુ અમે સાથે સાથે જ આખા જર્મન કામદાર વર્ગને હાકલ કરીએ છીએ કે શાંતિ અને યુદ્ધનો ફેંસલો ખુદ કરવાનો અખત્યાર પ્રજાઓ માટે જીતી લઈને, અને તેમને જ તેમના ભવિષ્ય અંગે કુલમુખત્યાર બનાવી દઈને, તે આવા જબરજસ્ત સામાજિક દુર્ભાગ્યનું પુનરાવર્તન અશક્ય બનાવી દે."

ખેમનીત્ઝ ખાતે સાક્સોનના ૫૦૦૦૦ કામદારોનું પ્રતિનિધિત્વ કરતા ડેલિગેટોની સભામાં આવા મતલબનો ઠરાવ સર્વાનુમતે અપનાવવામાં આવ્યો હતો:

"અમે જર્મન લોકશાહીવાદના નામે, અને ખાસ કરીને તો સામાજિક-લોકશાહીવાદી પાર્ટી રચનારા કામદારોના નામે, હાલના યુદ્ધને નિર્ભેળ રાજવંશી યુદ્ધ તરીકે જાહેર કરીએ છીએ... ફ્રાંસના કામદારોએ અમારી સામે લંબાવેલો બંધુભાવી હાથ પકડી લેવામાં અમને ખુશી થાય છે... **બધા દેશોના સર્વહારાઓ, એક થઈ જાઓ!**—એવું આંતરરાષ્ટ્રીય કામદાર મંડળનું સંકેતસૂત્ર લક્ષમાં રાખનારા અમે કદી નહિ ભૂલીએ કે **બધા** દેશોના કામદારો અમારા **મિત્રો** છે અને **બધા** દેશોના આપખુદશાહો અમારા **દુશ્મનો** છે."

ઈન્ટરનેશનલની બર્લિન શાખાએ પણ પૅરિસના જાહેરનામાનો પડઘો પાડયો છે:

"અમે વિરોધમાં તનમનથી તમારી સાથે જોડાઈ જઈએ છીએ... અમે ગંભીરતાથી વચન આપીએ છીએ કે રણભેરીના સૂરો કે તોપોની ગર્જનાઓ, વિજય કે પરાજય, અમને બધા દેશોનાં મહેનતનાં સંતાનોના સંઘ માટેના સહિયારા કાર્યથી અળગા નહિ કરી શકે."

એમ જ બનો!

આવા આત્મઘાતક વિખવાદની પૃષ્ઠભૂમિમાં રશિયાની ઘેરી આકૃતિ ઝૂમી રહી છે. મોસ્કોની સરકારે સામરિક મહત્ત્વની રેલવે હજી તાજી જ બાંધી લીધી હતી અને પ્રુથની દિશામાં સૈન્યોની જમાવટ શરૂ કરી દીધી હતી, એવી ઘડીએ હાલના યુદ્ધનો સંકેત આપવામાં આવ્યો તેમાં અમંગળ નિશાની છે. બોનાપાર્તપંથી આક્રમણની સામે જર્મનો ભલે ગમે એટલી હમદર્દીનો વાજબી દાવો કરતા હોય

તોપણ, પ્રશિયન સરકારને કઝ્ઝાકોની મદદ માગવા અથવા સ્વીકારવા દઈને, બધી હમદર્દી તરત ગુમાવી દેશે. તેઓ યાદ રાખે કે નેપોલિયન પહેલાની સામે તેમના સ્વાતંત્ર્ય યુદ્ધ પછી જર્મની ઝારનાં ચરણોમાં લાંબું થઈને પેઢીઓ સુધી પડી રહ્યું હતું.

અંગ્રેજ કામદાર વર્ગ ફ્રેંચ તથા જર્મન મહેનતકશ લોકોની સામે સાથીભાવનો હાથ લંબાવે છે. તેમને ઊંડી ખાતરી છે કે આગામી ભયાનક યુદ્ધ ભલે ગમે તેવી દિશામાં વળે તોયે બધા દેશોના મહેનતકશ વર્ગોની એકસંપી આખરે યુદ્ધને નાબૂદ કરી નાખશે. સત્તાવાર ફ્રાંસ તથા જર્મની બંધુઘાતક મારામારીમાં ધસી રહ્યા છે ત્યારે ફ્રાંસ અને જર્મનીના કામદારો પરસ્પર શાંતિ અને શુભેચ્છાના સંદેશાઓ પાઠવે છે, એ હકીકત જ, ભૂતકાળના ઈતિહાસમાં અજોડ એ હકીકત જ, વધારે તેજસ્વી ભવિષ્યની સંભાવના મોકળી કરી દે છે. તે સાબિત કરી દે છે કે આર્થિક વિપદાઓ તથા રાજકીય ઉન્માદનાં લક્ષણો ધરાવતા પુરાણા સમાજની સામે એવા નૂતન સમાજનો ઉદય થઈ રહ્યો છે કે જેનો આંતરરાષ્ટ્રીય નિયમ **શાંતિનો** હશે કારણ કે દરેક ઠેકાણે તેનો રાષ્ટ્રીય શાસક એકનો એક જ હશે — **શ્રમ!** આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ એ નૂતન સમાજના પહેલકનું સ્થાન ધરાવે છે.

૨૫૬, હાઈ હોલબોર્ન,
લંડન, વેસ્ટર્ન સેંટ્રલ,
૨૩ જુલાઈ, ૧૮૭૦

માર્ક્સ દ્વારા
૧૮૭૦ના જુલાઈની
૧૯મી અને ૨૩મી તારીખ
દરમિયાન લિખિત

૧૮૭૦ના જુલાઈમાં
અંગ્રેજી ભાષામાં
ચોપાનિયા તરીકે
અને ૧૮૭૦ના ઑગસ્ટ-સપ્ટેંબરમાં
જર્મન, ફ્રેંચ, તથા રૂસી ભાષામાં
ચોપાનિયાં તરીકે તેમ જ
અખબારોમાં પ્રકાશિત

## ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સંબંધમાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું બીજું સંબોધન

### યુરોપમાં અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સભ્યોને

જુલાઈની ૨૩મી તારીખના અમારા પ્રથમ જાહેરનામામાં અમે જણાવેલું: "બીજા સામ્રાજ્યનો મૃત્યુઘંટ પૅરિસમાં રણકી ચૂક્યો છે. તે જેવી રીતે શરૂ થયું હતું એવી રીતે જ અંત પામશે, હાસ્યાસ્પદ નકલમાં. પરંતુ આપણે ભૂલીએ નહિ કે લૂઈ બોનાપાર્ત માટે **પુન:સ્થાપિત સામ્રાજ્યનું** ખોફનાક ફારસ અઢાર વરસ દરમિયાન ખેલવાનું યુરોપની સરકારો તથા શાસક વર્ગોએ જ શક્ય બનાવ્યું હતું."

એ રીતે, યુદ્ધની કામગીરીઓ વાસ્તવમાં શરૂ થઈ તે પહેલાં જ અમે બોનાપાર્તપંથી પરપોટાને ભૂતકાળની બાબત તરીકે ગણાવી દીધો હતો.

અમે બીજા સામ્રાજ્યની જીવનશક્તિની બાબતમાં ભૂલ નહોતી કરી અને એવી બીક રાખવામાં પણ ભૂલ નહોતી કરી કે જર્મન યુદ્ધ કદાચ "નિર્ભેળ રક્ષણાત્મક સ્વરૂપ ખોઈ બેસે અને ભ્રષ્ટ બનીને ફ્રેંચ પ્રજા સામેનું યુદ્ધ બની જાય". હકીકતમાં, લૂઈ બોનાપાર્તે હાર માની લીધી ત્યારે, સેદાનની શરણાગતિ થઈ ત્યારે, પૅરિસમાં પ્રજાસત્તાકની ઘોષણા કરવામાં આવી ત્યારે, રક્ષણાત્મક યુદ્ધ પૂરું થઈ ગયું. પરંતુ પ્રશિયન લશ્કરી કારસ્તાની ટોળકીએ તો એ ઘટનાઓથી ઘણા વખત પહેલાં, સામ્રાજ્યવાદી શસ્ત્રસરંજામની તદ્દન કંગાલ દશા સાફ દેખાઈ આવી એ ઘડીએ જ, વિસ્તારો જીતી લેવાનો ફેંસલો કરી લીધો હતો. પરંતુ તેના માર્ગમાં કપરો અવરોધ ખડો હતો — **યુદ્ધના આરંભની વેળાએ રાજા વિલ્હેલ્મે પોતે કરેલી ઘોષણાઓ**. તેણે રાજગાદીએથી ઉત્તર જર્મન વિધાનસભા સમક્ષ કરેલા પ્રવચનમાં ગંભીર જાહેરાત કરી હતી કે યુદ્ધ ફ્રેંચ લોકોના સમ્રાટની સામે લડવાનું છે, ફ્રેંચ પ્રજાની સામે નહિ. તેણે ઑગસ્ટની ૧૧મી તારીખે ફ્રેંચ રાષ્ટ્રને સંબોધિત ઘોષણા પ્રગટ કરાવી હતી અને તેમાં જણાવ્યું હતું:

"ફ્રેંચ પ્રજાની સાથે શાંતિના સંજોગોમાં રહેવાની મંછા ધરાવતા રહેલા અને હજી ધરાવતા જર્મન રાષ્ટ્રની ઉપર સમ્રાટ નેપોલિયને જમીનમાર્ગે તથા સમુદ્રમાર્ગે હુમલો કર્યો હોવાથી મેં **તેના આક્રમણને મારી હઠાવવાના આશયે** જર્મન સૈન્યોની સરદારી મારે હસ્તક લીધી છે, **અને લશ્કરી ઘટનાઓને કારણે** મારે **ફ્રાંસની** સરહદો **ઓળંગવી પડી છે."**

પોતે જર્મન સૈન્યોની સરદારી પોતાને હસ્તક માત્ર **"આક્રમણને મારી હઠાવવાના આશયે"** લીધી હોવાના નિવેદન મારફત યુદ્ધના રક્ષણાત્મક સ્વરૂપની જાહેરાત કરીને તેને સંતોષ ન થયો એટલે તેણે ઉમેર્યું કે તેને ખાલી "લશ્કરી ઘટનાઓને કારણે" ફ્રાંસની સરહદો ઓળંગવી પડી હતી.

એવી રીતે એ નેક રાજા નિર્ભેળ રક્ષણાત્મક યુદ્ધ લડવા ફ્રાંસની તથા દુનિયાની સામે વચનથી બંધાઈ ગયેલો હતો. એવા પવિત્ર વચનથી તેને મુક્ત કેવી રીતે કરાવવો? રંગમંચના સંચાલકો તેને જર્મન રાષ્ટ્રના અદમ્ય આદેશની સામે અચકાતો અચકાતો નમતું મૂકી દેતો બતાવે તો જ એમ થઈ શકે. તેમણે તરત જર્મન ઉદારમતવાદી મધ્યમ વર્ગને, તેના પ્રોફેસરો, મૂડીદારો, નગરપતિઓ, તથા કલમબાજોને, સંકેત આપ્યો. ૧૮૪૬થી ૧૮૭૦ સુધી નાગરિક સ્વતંત્રતા માટેના પોતાના સંઘર્ષમાં અનિશ્ચિતતા, અશક્તિ, અને કાયરતાનું અજોડ દૃશ્ય પ્રદર્શિત કરતા રહેલા એ મધ્યમ વર્ગને જર્મન દેશાભિમાનના સિંહ તરીકે ગર્જનાઓ કરીને યુરોપના મેદાનમાં પોતાની હાક વગાડવામાં બેશક ભારે ખુશી થઈ. તેણે જર્મન સરકારની ઉપર ખુદ એ સરકારની જ છૂપી મુરાદો લાદી દેવાનો દેખાવ કરીને પોતાની નાગરિક સ્વતંત્રતા પાછી સ્થાપી દીધી. લૂઈ બોનાપાર્તની ભૂલ કદી થાય જ નહિ એવી તેની લાંબા વખત સુધી ચાલુ રહેલી તથા લગભગ ધાર્મિક શ્રદ્ધાનું પ્રાયશ્ચિત તે ફ્રેંચ પ્રજાસત્તાકના ભાગલાની માંગના બરાડા-પાડીને કરે છે. એવા બહાદુર દેશાભિમાનીઓની ખાસ દલીલો આપણે એક પળ સાંભળી લઈએ!

તેમને એવો ઢોંગ કરવાની હિંમત થાય જ નહિ કે આલ્સેસ તથા લોરેનના લોકો જર્મનીના આલિંગનમાં ભિડાઈ જવા તલસી રહ્યા છે, વાત એથી ઊલટી જ છે. એ લોકોના ફ્રેંચ દેશાભિમાનની સજા કરવા માટે સ્ટ્રાસબુર્ગની ઉપર, લડાઈનો સ્વતંત્ર કિલ્લો ધરાવતા શહેરની ઉપર, છ દિવસથી "જર્મન" વિસ્ફોટક ગોળાઓ નિરંકુશ તથા અમાનુષી રીતે વરસાવવામાં આવી રહ્યા છે, તેને આગનો ભોગ બનાવી દેવામાં આવે છે, તેના નિરાધાર રહેવાસીઓને



મોટી સંખ્યામાં મારી નાખવામાં આવે છે! પરંતુ એ પ્રાંતોની જમીન એક જમાનામાં ભૂતપૂર્વ જર્મન સામ્રાજ્યની માલિકીની હતી.[72] એટલે લાગે છે કે એ જમીન અને તેમાં ઊછરેલી માનવ હસ્તીઓને કાયમી ભોગવટાના હકની જર્મન મિલકત તરીકે જપ્ત કરી લેવી જ જોઈએ. પુરાતનતાની ભાવનાના આધારે યુરોપનો નકશો ફરી બનાવવાનો હોય તો આપણે કોઈ રીતે ભૂલવું ન જોઈએ કે બ્રાન્ડેનબુર્ગનો રાજા પ્રશિયન વિસ્તારોનો ઠાકોર હોવાથી પોલૅંડના પ્રજાસત્તાકનો ખંડિયો હતો.[73]

પરંતુ વધારે જાણકાર દેશાભિમાનીઓને ફ્રેંચ આક્રમણની વિરુદ્ધ "ભૌતિક ગૅરંટી" તરીકે લોરેનનો જર્મન ભાષા બોલતો હિસ્સો અને આલ્સેસ જોઈએ છે. નબળું માનસ ધરાવતા ઘણા લોકો એવી ધૃણાજનક દલીલથી અકળામણમાં અટવાઈ ગયા છે એટલે અમારે વધારે પૂર્ણ રૂપમાં તેની છણાવટ કરવી જ પડે એમ છે.

એ વાતમાં શંકાને સ્થાન નથી કે રાઈનના સામા કિનારાની સરખામણીમાં આલ્સેસની સામાન્ય ભૌગોલિક સ્થિતિ, અને બાઝેલ તથા ગેર્મેર્સહેઈમ વચ્ચે લગભગ અરધે રસ્તે સ્ટ્રાસબુર્ગ જેવા કિલ્લેબંધીવાળા મોટા શહેરની મોજૂદગી, ફ્રાંસ તરફથી દક્ષિણ જર્મની ઉપર ચડાઈ માટે બહુ જ સાનુકૂળ સંજોગો પૂરા પાડે છે, અને દક્ષિણ જર્મની તરફથી ફ્રાંસ ઉપર ચડાઈ માટે વિશિષ્ટ મુશ્કેલીઓ ઊભી કરે છે. વધુમાં, એ વાતમાં પણ શંકાને સ્થાન નથી કે આલ્સેસને તથા લોરેનના જર્મન ભાષા બોલતા હિસ્સાને દક્ષિણ જર્મનીમાં જોડી દેવામાં આવે તો તેની સરહદો ઘણી વધારે મક્કમ બની જાય કેમ કે વોસ્ગેસ પર્વતમાળાની આખી લંબાઈને આવરી લેતો શિખર વિસ્તાર તેમ જ ઉત્તર દિશામાં પર્વતમાળાના ઘાટોને આવરી લેતા કિલ્લાઓ તેના કાબૂમાં આવી જાય. વળી મેટ્ઝને પણ જોડી દેવામાં આવે તો ફ્રાંસના હાથમાંથી જર્મની સામેની કારવાઈના બે મુખ્ય મથકો હાલ પૂરતાં બેશક નીકળી જાય, પરંતુ એથી નાન્સી અથવા વેર્દેન ખાતે નવું મથક બાંધવામાં તેને કશો અંતરાય ન પડે. કોબ્લેન્ત્ઝ, માઈન્ટ્ઝ, ગેર્મેર્સહેઈમ, રાશ્તાત તથા ઉલ્મ, બધાં ફ્રાંસની સામે કારવાઈનાં મથકો, જર્મનીની માલિકીનાં છે, અને તેણે આ યુદ્ધમાં તેમનો પુષ્કળ ઉપયોગ કર્યો છે, એટલે જો ઇનસાફનો દેખાવ કરવો હોય તો સ્ટ્રાસબુર્ગ અને મેટ્ઝ, એ તરફ કશા મહત્ત્વના માત્ર બે જ કિલ્લા, ફ્રાંસના હાથમાં રહેવા દેવાની સામે તે વાંધો કેવી રીતે ઉઠાવી શકે? વધુમાં, દક્ષિણ જર્મનીની સ્થિતિ ઉત્તર જર્મનીથી અલગ સત્તા તરીકેની છે ત્યાં સુધી જ સ્ટ્રાસબુર્ગ દક્ષિણ જર્મની માટે જોખમ

બની રહે છે. ૧૭૯૨થી ૧૭૯૫ સુધી દક્ષિણ જર્મની ઉપર એ દિશાએથી ચડાઈ ક્યારેય નહોતી થઈ કેમ કે ફ્રેંચ ક્રાંતિ સામેના યુદ્ધમાં પ્રશિયા સામેલ હતું, પરંતુ પ્રશિયાએ ૧૭૯૫માં પોતાની જુદી સંધિ[74] કરી લીધી, અને દક્ષિણને પોતાનું ફોડી લેવા પડતું મૂકી દીધું, કે તરત સ્ટ્રાસબુર્ગના મથકેથી દક્ષિણ જર્મની ઉપરની ચડાઈઓ શરૂ થઈ ગઈ અને ૧૮૦૯ સુધી ચાલુ રહી. હકીકત એમ છે કે સંયુક્ત જર્મની પોતાનાં બધાં સૈન્યોની જમાવટ સાઆરલુઈ અને લાન્દાઉ વચ્ચેના વિસ્તારમાં કરે -- અને હાલના યુદ્ધમાં એમ જ કરવામાં આવ્યું હતું — તથા માઈન્ટ્ઝ અને મેટ્ઝ વચ્ચેની સડકની રેખાએ આગેકૂચ કરે અથવા લડી લે, તો સ્ટ્રાસબુર્ગને તેમ જ આલ્સેસમાંના કોઈ પણ ફ્રેંચ લશ્કરને બિનજોખમી બનાવી દઈ શકે. ત્યાં જર્મન સૈન્યોની જમાવટ કરવામાં આવી હોય તો સ્ટ્રાસબુર્ગ તરફથી દક્ષિણ જર્મનીમાં આગળ ધપતા કોઈ પણ ફ્રેંચ લશ્કરની એક બાજુ હુમલાનો ભોગ થઈ શકે અને તેનો સંદેશવ્યવહાર કપાઈ જવાનું જોખમ ઊભું થાય. હાલની લડાઈએ કોઈ બાબત સાબિત કરી દીધી હોય તો તે જર્મની તરફથી ફ્રાંસ ઉપર ચડાઈની સરળતાની છે.

પરંતુ નેકી જાળવી રાખવી હોય તો રાષ્ટ્રોની સરહદો નક્કી કરવામાં લશ્કરી ગણતરીઓને સિદ્ધાંત બનાવી દેવાની બાબત શું નરી બેહૂદગી તથા કાલવિપર્યાસ નથી? એવો નિયમ સ્થાપી દેવામાં આવે તો ઑસ્ટ્રિયાને હજી વેનેશિયાના તથા મીન્ચોની રેખાના અને ફ્રાંસને પૅરિસની રક્ષા માટે રાઈનની રેખાના કબજાનો હક મળી જાય. બર્લિન ઉપર દક્ષિણ-પશ્ચિમ તરફથી હુમલો જેટલો શક્ય છે તેના કરતાં પૅરિસ ઉપર ઉત્તર-પૂર્વ તરફથી હુમલો બેશક વધારે શક્ય છે. જો મર્યાદાઓ લશ્કરી હિતોના આધારે બાંધવાની હોય તો દાવાઓનો અંત જ ન આવે કેમ કે દરેક લશ્કરી રેખા આવશ્યક રૂપે ખામીવાળી હોય છે અને વધારાનો સરહદી પ્રદેશ કબજે કરી લઈને તેને સુધારી શકાય એમ હોય છે, વળી એવી મર્યાદાઓને અંતિમ રૂપમાં તથા ઇનસાફી રીતે કદી નક્કી ન કરી શકાય કારણ કે તેઓ હંમેશાં વિજેતા તરફથી પરાજિતની ઉપર લદાય અને એટલે તેમની અંદર નવાં યુદ્ધોનાં બીજ સમાયેલાં હોય.

સમગ્ર ઇતિહાસનો બોધપાઠ એવો છે. રાષ્ટ્રોની બાબતમાં તેમ જ વ્યક્તિઓની બાબતમાં એવું જ હોય છે. તેમની આક્રમણની શક્તિ હરી લેવા માટે તેમનાં રક્ષણનાં સાધનો હરી લેવાં પડે. કેવળ ફટકો મારીને બેહોશ બનાવી દેવાનું કૃત્ય નહિ પરંતુ ખૂન કરવું પડે. ક્યારેય વિજેતાએ કોઈ રાષ્ટ્રનાં અંગો છેદી નાખવા માટે "ભૌતિક ગૅરંટીઓ" લીધી હોય તો નેપોલિયન પહેલાએ



તીલસીતની સંધિમાં[75] તેમ જ પ્રશિયા તથા બાકીના જર્મનીની વિરુદ્ધ એ સંધિના અમલમાં એમ કર્યું હતું. પરંતુ થોડાંક વર્ષો પછી તેની રાક્ષસી તાકાતનો ડંડો જર્મન લોકોની ઉપર જાણે સડેલું રાડું હોય એવી રીતે ભાંગી ગયો. નેપોલિયન પહેલાએ જર્મની પાસેથી જે "ભૌતિક ગૅરંટીઓ" ઝૂંટવી લીધેલી તેની સરખામણીમાં પ્રશિયા બેહદ ઉન્માદી સ્વપ્નોમાં પણ ફ્રાંસની ઉપર કેવી "ભૌતિક ગૅરંટીઓ" લાદી શકે અથવા લાદવાની હિંમત કરે? પરિણામ જરાય ઓછું સત્યાનાશી સાબિત નહિ થાય. ઇતિહાસના બદલાનું માપ ફ્રાંસ પાસેથી જીતી લેવામાં આવેલા ચોરસ માઈલોના પ્રમાણથી નહિ પરંતુ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પ્રદેશો જીતવાની નીતિ ફરી ચાલુ કરવાના અપરાધની ઉગ્રતાના આધારે નિર્ધારિત થશે.

ટ્યુટોનિક દેશાભિમાનનાં[76] વાજિંત્રો જણાવે છે: પરંતુ જર્મનોને ફ્રાંસવાસીઓ જેવા સમજી લેવાનો ગોટાળો નથી કરવાનો. અમારે તો યશગૌરવ નહિ પણ સલામતી જોઈએ છે. બુનિયાદી રીતે જોતાં જર્મનો શાંતિપ્રેમી લોકો છે. તેમના ઠાવકા વાલીપણામાં ખુદ ફતેહ ભાવિ યુદ્ધના કારણમાંથી કાયમી શાંતિના વચનમાં પલટાઈ જાય છે. અઢારમી સદીની ક્રાંતિને બેયોનેટો વડે પીંખી નાખવાના ભવ્ય ઉદ્દેશ માટે ૧૭૯૨માં ફ્રાંસ ઉપર ચડાઈ જર્મનીએ બેશક નહોતી કરી. ઇટાલીને ગુલામીમાં જકડી લઈને, હંગેરી ઉપર જુલમની ઝડી વરસાવીને, અને પોલૅંડના ભાગલા પાડીને પોતાના હાથ ગંધારા કરનારા પણ કંઈ જર્મનો નહોતા. તેમની હાલની લશ્કરી પદ્ધતિ કે જે આખી પુખ્ત નર વસતિને બે હિસ્સામાં વહેંચી નાખે છે—એક હિસ્સો તૈયાર સ્થાયી સેનાનો, અને બીજો હિસ્સો લાંબી રજા પર રહેતી સ્થાયી સેનાનો, અને એ બન્ને સેનાઓ દિવ્ય અધિકારના આધારે સત્તા ધરાવતા શાસકોની મૂંગી તાબેદારીમાં— એવી લશ્કરી પદ્ધતિ બેશક શાંતિ જાળવી રાખવાની "ભૌતિક ગૅરંટી" છે અને સભ્યતા આણતી વૃત્તિઓનું અંતિમ લક્ષ્ય છે! બીજી દરેક જગ્યાની જેમ જ જર્મનીમાં પણ હયાત સત્તાધારીઓના ખુશામતિયાઓ મિથ્યાભિમાની આપવખાણના ઢોલ પીટીને લોકોનાં મનમાં ઝેર ભરે છે.

મેટ્ઝ તથા સ્ટ્રાસબુર્ગમાં ફ્રેંચ કિલ્લાઓ જોઈને ખીજનો ઢોંગ કરનારા એ જર્મન દેશાભિમાનીઓને વૉર્સો, મોદલીન, તથા ઇવાનગોરોદમાં મોસ્કોની કિલ્લેબંધીઓની વ્યાપક પદ્ધતિમાં કશી હાનિ નજરે નથી પડતી. તેઓ સામ્રાજ્યવાદી ચડાઈની ભયાનકતાઓને મેલી ખુશીની લાગણીથી જોતા રહે છે અને આપખુદશાહીના વાલીપણાના કલંકની બાબતમાં આંખમિચામણાં કરે છે.

જેવી રીતે ૧૮૬૫માં લૂઈ બોનાપાર્ત અને બિસ્માર્ક વચ્ચે વચનોની આપલે થઈ હતી એવી જ રીતે ૧૮૭૦માં ગોર્ચાકોવ અને બિસ્માર્ક વચ્ચે વચનોની આપલે થઈ છે. જેવી રીતે લૂઈ બોનાપાર્ત મનમાં ફુલાતો હતો કે ૧૮૬૬નું યુદ્ધ, ઑસ્ટ્રિયા તથા પ્રશિયાનું હીર એકસરખી રીતે ચૂસી લેનારું યુદ્ધ, પોતાને જર્મનીના સંબંધમાં સર્વોચ્ચ લવાદ બનાવી દેશે, એવી જ રીતે અલેક્સાન્દર મનમાં ફુલાતો હતો કે ૧૮૭૦નું યુદ્ધ, જર્મની તથા ફ્રાંસનું હીર એકસરખી રીતે ચૂસી લેનારું યુદ્ધ, પોતાને પશ્ચિમી ખંડમાં સર્વોચ્ચ લવાદ બનાવી દેશે. જેવી રીતે બીજા સામ્રાજ્યને ઉત્તર-જર્મન સંઘ પોતાના અસ્તિત્વ સાથે મેળ ખાતો નહોતો લાગતો એવી જ રીતે આપખુદશાહી રશિયાને પ્રશિયાની આગેવાની હેઠળના જર્મન સામ્રાજ્યથી પોતાનું અસ્તિત્વ જોખમાતું લાગે જ. પુરાણી રાજકીય પદ્ધતિનો નિયમ એવો છે. તેની સીમાઓની અંદર એક રાજ્યનો ફાયદો બીજા રાજ્યનું નુકસાન હોય છે. યુરોપમાં ઝારના સર્વોપરી પ્રભાવનું મૂળ જર્મની ઉપર તેના પરંપરાગત કાબૂમાં છે. ખુદ રશિયામાં જ્વાળામુખી જેવાં સામાજિક માધ્યમો આપખુદશાહીના પાયાને જ હચમચાવી નાખવાનું જોખમ ઊભું કરતાં હોય એવી વેળાએ ઝારને વિદેશોમાં પોતાની પ્રતિષ્ઠામાં એવી ઓટ સહી લેવાનું પાલવે ખરું? ૧૮૬૬ના યુદ્ધ પછી બોનાપાર્તપંથી સામયિકોએ વાપરેલી ભાષાનું પુનરાવર્તન મોસ્કોનાં સામયિકો ક્યારનાં કરવા લાગ્યાં છે. ટ્યુટોન દેશાભિમાનીઓ શું ખરેખર માને છે કે ફ્રાંસને રશિયાના બાહુપાશમાં ધકેલી દેવાથી જર્મનીને મુક્તિ તથા શાંતિની ગૅરંટી મળી રહેશે? શસ્ત્રાસ્ત્રોની વિપુલતા, સફળતાની ખુમારી, અને રાજવંશી કાવાદાવા જર્મનીને ફ્રાંસના ભાગલા પાડવાની હાલતમાં ધકેલી દેશે તો તેની સામે માત્ર બે જ માર્ગ ખુલ્લા રહેશે. કાં તો તે ગમે તેવા જોખમે પણ ફરી સત્તા-વિસ્તારનું **ઉઘાડું** સાધન બની જાય, અથવા અમુક ટૂંકા અવકાશ પછી ફરી નવા "રક્ષણાત્મક" યુદ્ધ માટે, નવી ઢબનાં "સ્થાનિક" યુદ્ધોમાંના એકને માટે નહિ પરંતુ **જાતિઓ વચ્ચેના યુદ્ધ** માટે, સંયુક્ત સ્લાવોનિયન તથા રોમન જાતિઓ સામેના યુદ્ધ માટે, તૈયાર થઈ જાય.

જર્મન કામદાર વર્ગે યુદ્ધને, જેને ફાટી નીકળતું રોકવાની શક્તિ તેનામાં નહોતી એવા યુદ્ધને, જર્મન સ્વતંત્રતાના યુદ્ધ તરીકે તેમ જ મહામારી સમા ઓથારથી, બીજા સામ્રાજ્યથી, ફ્રાંસ તથા યુરોપની મુક્તિના યુદ્ધ તરીકે મક્કમ ટેકો આપ્યો છે. જર્મન ઔદ્યોગિક કામદારોએ ગામોના મજૂરોની જોડે મળીને, અને પોતાનાં અધભૂખ્યાં કુટુંબોને રઝળતાં મૂકીને, પરાક્રમી લશ્કરોનાં અંગો તથા ઉપાંગો પૂરાં પાડયાં હતાં. તેઓ પરદેશોમાં લડાઈઓમાં ખુવારીના ભોગ



બન્યા હતા અને ફરી દેશની અંદર હાડમારીઓને લીધે ખુવારીના ભોગ બનશે. હવે વળતા કદમ તરીકે તેઓ "ગૅરંટીઓ" માગવા આગળ આવી રહ્યા છે, તેમને ગૅરંટીઓ જોઈએ છે કે તેમની પારાવાર કુરબાનીઓ એળે નથી ગઈ, તેમણે મુક્તિ હાંસલ કરી છે, બોનાપાર્તનાં સામ્રાજ્યવાદી સૈન્યો ઉપરના વિજયને ૧૮૧૫ની જેમ જર્મન જનતાના પરાજયમાં નહિ પલટાવી નાખવામાં આવે[77]; અને તેમાંની પહેલી ગૅરંટી તરીકે તેઓ **ફ્રાંસ માટે માનભરી સુલેહની તથા ફ્રેંચ પ્રજાસત્તાકને માન્યતા આપવાની** માગણી કરે છે.

જર્મન સમાજવાદી-લોકશાહીવાદી કામદાર પાર્ટીની કેંદ્રીય સમિતિએ સપ્ટેંબરની પાંચમી તારીખે જાહેરનામું પ્રગટ કરીને એવી ગૅરંટીઓનો તકાદો જુસ્સાથી કર્યો છે.

તેમાં જણાવવામાં આવ્યું છે કે

> "અમે આલ્સેસ તથા લોરેન કબજે કરી લેવાના કદમ સામે વિરોધ જાહેર કરીએ છીએ. અને અમે સભાન રીતે જર્મન કામદાર વર્ગ વતી બોલી રહ્યા છીએ. ફ્રાંસ તથા જર્મનીના સહિયારા હિતમાં, શાંતિ તથા મુક્તિના હિતમાં, પૂર્વની જંગલિયતની સામે પશ્ચિમી સભ્યતાના હિતમાં, કદમ ઉઠાવનારા જર્મન કામદારો આલ્સેસ તથા લોરેનની ઇજાફતને ચુપચાપ સાંખી નહિ લે... અમે સર્વહારા વર્ગના સહિયારા આંતરરાષ્ટ્રીય ધ્યેય ખાતર બધા દેશોના અમારા સાથી કામદારોની મદદમાં વફાદારીથી ખડા રહીશું!"

કમનસીબે અમે તેમની તાત્કાલિક સફળતાની આશા નથી રાખી શકતા. ફ્રેંચ કામદારો શાંતિના સંજોગોમાં આક્રમકને અટકાવી નહોતા શક્યા, તો પછી જર્મન કામદારો હથિયારોના ખણખણાટના સંજોગોમાં વિજેતાને અટકાવી શકે એવો સંભવ વધારે ગણાય ખરો? જર્મન કામદારોના જાહેરનામામાં લૂઈ બોનાપાર્તને સાધારણ ગુનેગાર તરીકે ફ્રેંચ પ્રજાસત્તાકના હાથમાં સોંપી દેવાની માગણી કરવામાં આવી છે. પરંતુ તેમના શાસકો તો એથી ઊલટું તેને, ફ્રાંસને તારાજ કરી નાખવા માટે ઉત્તમ આદમી તરીકે, ફરી પાછો તુઇલરીમાં[78] બેસાડી દેવાની સખત મહેનત ક્યારના કરવા લાગ્યા છે. એ ભલે ગમે તેમ હોય, પરંતુ જર્મન કામદાર વર્ગ કંઈ જર્મન મધ્યમ વર્ગની જેમ ઢીલીપોચી માટીનો બનેલો નથી. તે પોતાની ફરજ ચોક્કસ બજાવશે જ.

તેની જેમ અમે પણ ફ્રાંસમાં પ્રજાસત્તાકના ઉદયને આવકારીએ છીએ. પરંતુ અમારાં મનમાં આશંકાઓ ઘોળાય છે, અને અમે આશા રાખીએ

છીએ કે એ આશંકાઓ બિનપાયાદાર સાબિત થઈ જાય. પ્રજાસત્તાકે રાજગાદીને ઉથલાવી નથી પાડી પરંતુ કેવળ ખાલી પડેલું સ્થાન ભરી દીધું છે. પ્રજાસત્તાકને સામાજિક વિજય તરીકે નહિ પરંતુ રક્ષણના રાષ્ટ્રીય પગલા તરીકે ઘોષિત કરવામાં આવ્યું છે. તે એવી કામચલાઉ સરકારના હાથમાં છે કે જેનો અમુક હિસ્સો બદનામ ઓર્લિયનપંથીઓનો[79] છે અને અમુક હિસ્સો મધ્યમ વર્ગીય પ્રજાસત્તાક-પંથીઓનો છે, ૧૮૪૮ના જૂનના વિદ્રોહે એ પ્રજાસત્તાકપંથીઓમાંનાં કેટલાકને લગાવી દીધેલું કલંક કોઈ રીતે ભૂંસી શકાય એવું નથી. સરકારના સભ્યો વચ્ચે કામની વહેંચણી કઢંગી લાગે છે. ઓર્લિયનપંથીઓએ લશ્કર તથા પોલીસના ગઢ કબજે કરી લીધા છે, અને પ્રજાસત્તાકના હિમાયતીઓને ભાગે ખાલી વાતો કરવાનાં ખાતાં ગયાં છે. તેમનાં આરંભનાં કેટલાંક કદમો સાફ બતાવે છે કે તેમણે સામ્રાજ્ય પાસેથી માત્ર પાયમાલી જ નહિ પરંતુ કામદાર વર્ગની બીક પણ વારસામાં મેળવી છે. આખરી પૃથક્કરણમા અશક્યતાઓ બની રહે એવી માગણીઓ નિરંકુશ વાણીવિલાસમાં પ્રજાસત્તાક પાસેથી કરવામાં આવે છે, તેમાં શું "શક્ય" સરકાર માટેના પોકારની તૈયારી કરવાનો આશય નથી? પ્રજાસત્તાકના મધ્યમ વર્ગીય વ્યવસ્થાપકોમાંના કેટલાકનો ઇરાદો શું એવો નથી કે તેને ખાલી કામચલાઉ કદમ તરીકે અને ઓર્લિયનપંથી પુનઃસ્થાપના માટેના પુલ તરીકે ઉપયોગમાં લેવામાં આવે?

એટલે ફ્રેંચ કામદાર વર્ગ અત્યંત મુશ્કેલ સંજોગોમાં કામગીરી કરે છે. હાલની કટોકટીમાં, દુશ્મન જાણે પૅરિસનાં બારણાં ખખડાવી રહ્યો છે એવી વેળાએ, નવી સરકારમાં ભંગાણ પાડવાનો કોઈ પણ પ્રયત્ન ભયંકર મૂર્ખાઈ બની રહેશે. ફ્રેંચ કામદારોએ પોતાની ફરજો નાગરિકો તરીકે બજાવવી જોઈએ, પરંતુ સાથે સાથે જ, ફ્રેંચ કિસાનો જેવી રીતે પ્રથમ સામ્રાજ્યની રાષ્ટ્રીય પરંપરાઓથી ભ્રમના ભોગ બની રહ્યા હતા એવી રીતે, ૧૭૯૨ની રાષ્ટ્રીય પરંપરાઓથી ભ્રમના ભોગ ન જ બનવું જોઈએ. તેમને ભૂતકાળની યાદો વાગોળવાનું કામ નથી કરવાનું પરંતુ ભવિષ્યનું નિર્માણ કરવાનું છે. તેઓ પોતાના વર્ગીય સંગઠનના કાર્ય માટે પ્રજાસત્તાકના મુક્ત સંજોગોમાં મળતી તકો સુધારવા તથા વધારવાની મહેનત સ્વસ્થ અને મક્કમ રીતે કરે. એથી તેમને ફ્રાંસના પુનરુત્થાન માટે અને આપણા સહિયારા કર્તવ્ય માટે, શ્રમની મુક્તિ માટે, નવી વિરાટ શક્તિઓની બક્ષીસ મળશે. પ્રજાસત્તાકના ભવિષ્યનો આધાર તેમના જોમજુસ્સા તથા શાણપણ ઉપર છે.

અંગ્રેજ કામદારોએ ફ્રેંચ પ્રજાસત્તાકને માન્યતા આપવામાં પોતાની સરકારની



આનાકાનીને બહારના જોરદાર દબાણ મારફત પહોંચી વળવાની દિશાનાં કદમો ક્યારનાં ઉઠાવ્યાં છે.[80] બ્રિટિશ સરકાર હાલ જે ઢીલ કરી રહી છે તેમાં ઘણું કરીને ૧૭૯૨ના જેકોબિન-વિરોધી યુદ્ધનું તેમ જ સત્તાપલટાને મંજૂરી આપવામાં અગાઉ કરેલી અણછાજતી ઉતાવળનું પ્રાયશ્ચિત કરવાનો આશય છે.[81] અંગ્રેજ કામદારોએ પોતાની સરકારને ફ્રાંસના ભાગલાનો વિરોધ પૂરું જોર લગાવીને કરવાની હાકલ પણ કરી છે. અંગ્રેજ અખબારી આલમનો એક હિસ્સો એવા ભાગલાની તરફેણમાં દેકારા કરવા જેટલો બેશરમ છે. એ જ અખબારી આલમે લૂઈ બોનાપાર્તને યુરોપના સૌભાગ્ય તરીકે વીસ વરસ સુધી દેવ બનાવી રાખ્યો હતો, અમેરિકી ગુલામ-માલિકોના વિદ્રોહને જોરશોરથી બિરદાવ્યો હતો. એ સમયની જેમ આજે પણ તે ગુલામોના માલિકોનું ગદ્દાવૈતરું કરે છે.

તમામ દેશોમાં **આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના** વિભાગો મહેનતકશ વર્ગોને કદમ ઉઠાવવા જાગૃત કરી દે. તેઓ પોતાની ફરજ તજી દેશે, નિષ્ક્રિય રહેશે, તો હાલનું જબરજસ્ત યુદ્ધ એથીયે વધારે ઘાતક આંતરરાષ્ટ્રીય વિખવાદોનું અગ્રદૂત જ બની રહેશે, દરેક રાષ્ટ્રની અંદર કામદારની ઉપર તલવારના, જમીનના, તથા મૂડીના સ્વામીઓની નવી ફતેહમાં પરિણમશે.

પ્રજાસત્તાક ઝિંદાબાદ!

૨૫૬, હાઈ હોલબોર્ન,<br>
લંડન, વેસ્ટર્ન સૅંટ્રલ,<br>
૯ સપ્ટેંબર, ૧૮૭૦

માર્ક્સ દ્વારા<br>
૧૮૭૦ના સપ્ટેંબરની<br>
છઠ્ઠી અને નવમી તારીખ<br>
દરમિયાન લિખિત

૧૮૭૦ના સપ્ટેંબરની<br>
૧૧મી અને ૧૩મી તારીખ<br>
દરમિયાન અંગ્રેજીમાં ચોપાનિયા<br>
તરીકે, અને ૧૮૭૦ના<br>
સપ્ટેંબર-ડિસેંબર દરમિયાન<br>
જર્મન ભાષામાં પણ ચોપાનિયા<br>
તરીકે તેમ જ જર્મન તથા<br>
ફ્રેંચ અખબારોમાં પ્રકાશિત

## આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું સંબોધન

### યુરોપમાં અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં મંડળના બધા સભ્યોને

#### ૧

૧૮૭૦ના સપ્ટેંબરની ચોથી તારીખે પૅરિસના કામદારોએ પ્રજાસત્તાકની ઘોષણા કરી, તેને તત્ક્ષણ આખા ફ્રાંસમાં મતભેદના એક પણ અવાજ વગર વધાવી લેવામાં આવ્યું, ત્યારે પદલોલુપ વકીલોની એક ટોળકીએ નગર ભવન કબજે કરી લીધું. એ ટોળકીનો રાજકારણી હતો થિયેર, અને જનરલ હતો ત્રોશૂ. એ વખતે ટોળકીના માણસો ઐતિહાસિક કટોકટીના બધા યુગોમાં ફ્રાંસનું પ્રતિનિધિત્વ કરવાની પૅરિસની કામગીરીમાં એવી ઝનૂની નિષ્ઠાના રંગે રંગાયેલા હતા કે ફ્રાંસના વહીવટદારો તરીકેની તેમણે પચાવી પાડેલી પદવીઓને વાજબી ઠરાવવા માટે, પૅરિસના પ્રતિનિધિઓ તરીકેના જૂના રદ થઈ ચૂકેલા આદેશો રજૂ કરી દેવાનું, તેમણે એકદમ પૂરતું ગણી લીધું. ગત યુદ્ધના સંબંધમાં અમારા બીજા સંબોધનમાં, એ આદમીઓની ચડતી પછી પાંચ દિવસે, અમે જણાવ્યું હતું કે તેઓ કેવા માણસો છે. તેમ છતાં, વિસ્મયના ખળભળાટમાં, કામદાર વર્ગના ખરા આગેવાનો હજી બોનાપાર્તપંથી કેદખાનાંમાં ગોંધાયેલા હતા અને પ્રશિયનો પૅરિસ ઉપર ચડાઈ માટે આગેકૂચ કરવા લાગ્યા હતા એવા સંજોગોમાં, એ લોકો તરફથી સત્તા હાથમાં લઈ લેવાની બાબતને પૅરિસે એવી સાફ શરતે સહી લીધી કે સત્તાનો ઉપયોગ રાષ્ટ્રીય સંરક્ષણના એકમાત્ર હેતુ માટે જ કરવામાં આવે. પરંતુ કામદાર વર્ગને હથિયારો આપ્યા વગર, તેને અસરકારક દળમાં સંગઠિત કર્યા વગર, અને તેની હરોળોને લડાઈ દરમિયાન જ તાલીમ આપ્યા વગર પૅરિસનું રક્ષણ થઈ શકે એમ નહોતું. પૅરિસના હાથમાં હથિયારો એટલે ક્રાંતિના હાથમાં હથિયારો. પ્રશિયન આક્રમકની ઉપર પૅરિસનો વિજય પૅરિસના મૂડીદાર તથા રાજ્યમાં તેના પરજીવીઓની ઉપર ફ્રેંચ કામદારનો વિજય બની રહ્યો હોત. રાષ્ટ્રીય ફરજ અને વર્ગીય હિત વચ્ચેના એવા ઘર્ષણમાં રાષ્ટ્રીય



સંરક્ષણની સરકાર રાષ્ટ્રીય ભાગેડુપણાની સરકારમાં પલટાઈ જતાં એક પળ પણ અચકાઈ નહિ.

તેણે ઉઠાવેલું પહેલું કદમ થિયેરને યુરોપના બધા દરબારોમાં ભમવા, અને ત્યાં રાજાના બદલામાં પ્રજાસત્તાકને તજી દેવાની દરખાસ્ત કરીને મધ્યસ્થીની ભીખ માગવા, મોકલવાનું હતું. ઘેરાની શરૂઆત પછી ચાર મહિને, તેમને શરણાગતિનો પહેલો શબ્દ બોલવાની અનુકૂળ ઘડી આવી ગયેલી લાગી ત્યારે, પૅરિસના સુધરાઈ સભ્યોના સંમેલનમાં બોલતાં ત્રોશૂએ જ્યુલ ફાવ્રે તથા બીજા સહયોગીઓની હાજરીમાં નીચેના શબ્દો કહ્યા:

> "સપ્ટેંબરની ચોથી તારીખે જ સાંજે મારા સહયોગીઓએ મને પૂછેલો પહેલો સવાલ આવો હતો: પૅરિસ પ્રશિયનોના ઘેરાની સામે સફળતાથી ટકી રહે એવી કોઈ શક્યતા છે ખરી? હું તેનો જવાબ નકારમાં આપતાં જરાય અચકાયો નહિ. અહીંયાં હાજર મારા કેટલાક સહયોગીઓ મારા શબ્દોની સચ્ચાઈની અને મારા મક્કમ વલણની સાક્ષી પૂરશે. મેં તેમને સાફ શબ્દોમાં જણાવ્યું કે હાલના સંજોગોમાં પ્રશિયન લશ્કરના ઘેરાની સામે ટકી રહેવાનો પૅરિસનો પ્રયત્ન તો મૂર્ખાઈ જ ગણાશે. મેં ઉમેર્યું કે એ મૂર્ખાઈ પરાક્રમી હશે, પરંતુ બસ એટલું જ... ઘટનાઓએ (તેણે પોતે જ ઊભી કરેલી ઘટનાઓએ) મારી આગાહીને ખોટી સાબિત નથી કરી."

ત્રોશૂના એ મઝાના નાનકડા ભાષણને પછી મિસ્ટર કાર્બોને, એ વખતે હાજર સુધરાઈ સભ્યોમાંના એકે, પ્રગટ કર્યું હતું.

એ રીતે, પ્રજાસત્તાકની ઘોષણાના દિવસે જ સાંજે ત્રોશૂના સહયોગીઓની જાણમાં આવેલી તેની "યોજના" પૅરિસની શરણાગતિની હતી. જો રાષ્ટ્રીય સંરક્ષણની બાબત થિયેર, ફાવ્રે, અને કંપનીની અંગત સરકાર માટે ખાલી બહાના કરતાં કંઈ વધારે હોત તો ચોથી સપ્ટેંબરના લેભાગુઓએ પાંચમી તારીખે રાજકાજ તજી દીધું હોત, પૅરિસના લોકોને ત્રોશૂની "યોજના"માં સામેલ કરી દીધા હોત અને તરત શરણે થઈ જવાની હાકલ કરી હોત, અથવા તેમને પોતાનું પોતે જ ફોડી લેવા રઝળતા મૂકી દીધા હોત. પરંતુ બદનામ ધુતારાઓએ તેને બદલે પૅરિસની પરાક્રમી મૂર્ખાઈનું નિવારણ ભૂખમરાની તથા માથાં ફોડી નાખવાની રીતે કરવાનો માર્ગ લીધો, અને દરમિયાનમાં એવાં જાહેરનામાં રટીને પૅરિસને છેતરવાનો ફેંસલો કર્યો કે ત્રોશૂ, "પૅરિસનો વહીવટદાર, કદી શરણે

નહિ થાય" અને વિદેશ પ્રધાન જ્યુલ ફાવ્રે "આપણા પ્રદેશની એક તસુ જેટલીયે જગ્યા કે આપણા કિલ્લાઓનો એક પણ પથ્થર જતો નહિ કરે". એ જ જ્યુલ ફાવ્રેએ ગામ્બેત્તાને લખેલા પત્રમાં જણાવ્યું હતું કે તેઓ જેની સામે "રક્ષણ" કરતા હતા તે પ્રશિયન સિપાહીઓ નહિ પરંતુ પૅરિસના કામદારો હતા. ઘેરો ચાલુ રહ્યો તે પૂરા સમય દરમિયાન બોનાપાર્તપંથી હત્યારાઓ, ત્રોશૂએ પૅરિસના લશ્કરની સરદારી જેના હાથમાં સોંપી હતી એ હત્યારાઓ, સંરક્ષણના સાફ સમજવામાં આવતા ઢોંગ વિશે આત્મીય પત્રવ્યવહારમાં હલકટ ઠેકડીઓ કરતા હતા. (દાખલા તરીકે, પૅરિસના રક્ષણની સેનાના તોપદળના સર્વોચ્ચ સેનાપતિ અને લિજિયન ઓફ ઓનરનો ભવ્ય ચંદ્રક ધરાવનાર અદોલ્ફ સિમોન ગિઓ અને તોપદળની ડિવિઝનના જનરલ સુઝાન વચ્ચેનો પત્રવ્યવહાર જુઓ, એ પત્રવ્યવહાર કોમ્યુનના «Journal Officiel»[82]માં પ્રગટ થયો હતો.) ધુતાઈને ઢાંકી રાખતું મહોરું આખરે ૧૮૭૧ના જાન્યુઆરીની ૨૮મી તારીખે[83] કાઢી નાખવામાં આવ્યું. રાષ્ટ્રીય સંરક્ષણની સરકાર શરણાગતિ સ્વીકારી લેવામાં તદ્દન આત્મ-અધમતાનું અસલ સૂરતન દાખવીને બિસ્માર્કના કેદીઓની બનેલી ફ્રાંસની સરકાર તરીકે આગળ આવી, એ ભૂમિકા એટલી અધમ હતી કે ખુદ લૂઈ બોનાપાર્ત સેદાન ખાતે તેને સ્વીકારી લેતાં અચકાયો હતો. માર્ચની ૧૮મી તારીખની ઘટનાઓ પછી આંધળી દોટ મૂકીને વર્સાઈ ભાગી જતા શરણાગતિયાઓએ[84] પોતાના દેશદ્રોહની દસ્તાવેજી સાબિતી પૅરિસને હસ્તક રહેવા દીધી હતી. કોમ્યુને પ્રાંતોને સંબોધિત જાહેરનામામાં જણાવ્યું છે તે મુજબ, એવી સાબિતીને ખતમ કરી નાખવા માટે

> "એ માણસો પૅરિસને તોડીફોડીને કાટમાળના ઢગલામાં પલટાવી નાખતાં અને લોહીના સાગરમાં ડુબાવી દેતાં જરાય અચકાતા નથી."

એવા સમાપનનો નિર્ધાર ઉત્સુકતાથી કરી લેવામાં સરકારના કેટલાક મુખ્ય સભ્યો વધુમાં એકદમ અજબ આગવાં કારણો ધરાવતા હતા.

યુદ્ધવિરામ થઈ ગયા પછી થોડા સમયે, પૅરિસની રાષ્ટ્રીય સભાના એક સભ્ય મિસ્ટર મિલ્યેરે, હવે જ્યુલ ફાવ્રેના સાફ હુકમ મુજબ ગોળીએ ઉડાવી દેવામાં આવેલા માણસે, શ્રેણીબંધ અધિકૃત કાનૂની દસ્તાવેજો પ્રગટ કરીને સાબિત કરી દીધું હતું કે જ્યુલ ફાવ્રે અલ્જિયર્સના એક દારૂડિયા રહેવાસીની પત્ની જોડે આડા સંબંધો રાખતો હતો, તેણે કેટલાંય વરસો દરમિયાન બેહદ હિંમતભરી બનાવટો કરીને પોતાના વ્યભિચારનાં સંતાનોના નામે મોટો વારસો તફડાવી



લેવાનું કારસ્તાન કર્યું હતું, પરિણામે તે દોલતમંદ આદમી બની ગયો હતો, પછી કાયદેસર વારસદારોએ કરેલી અદાલતી કારવાઈમાં બોનાપાર્તપંથી અદાલતોની મદદને કારણે જ ફજેતીથી માંડ બચ્યો હતો. એ શુષ્ક કાનૂની દસ્તાવેજોને ગમે એટલા વાદવિવાદિયા જોરશોરથી કોઈ રીતે ખતમ કરી શકાય એમ નહોતા એટલે જ્યુલ ફાવ્રેએ જિંદગીમાં પહેલી જ વાર ચુપકી સાધી રાખી, આંતરવિગ્રહ ફાટી નીકળે ત્યાં સુધી મૂંગે મોઢે વાટ જોઈ, જેથી ત્યારે પૅરિસના લોકોને કુટુંબ, ધર્મ, વ્યવસ્થા, અને મિલકતની સામે નર્યું બંડ કરનારા ફરાર કેદીઓની ટોળકી તરીકે ઝનૂનથી ધુતકારવાનું બને. એ જ તરકટી આદમીઓ, સત્તા તેના હાથમાં હજી તો માંડ આવેલી ત્યારે, સપ્ટેંબરની ચોથી તારીખ પછી, પીક અને તાઈફેરને હમદર્દીથી છૂટા મૂકી દીધા હતા. પીક અને તાઈફેરને «Étendard»[85]ના શરમજનક મામલામાં સામ્રાજ્યના સંજોગોમાંયે તરકટના ગુના બદલ સજા થયેલી હતી. તેમાંથી એક આદમી તાઈફેરે કોમ્યુનના દિવસોમાં પૅરિસ પાછો ફરવાની હિંમત કરી ત્યારે તેને તરત ફરી કેદમાં ગોંધી દેવામાં આવ્યો હતો, અને પછી જ્યુલ ફાવ્રેએ રાષ્ટ્રીય સભાના મંચ પરથી જણાવ્યું હતું કે પૅરિસ બધા કેદી ગુનેગારોને છોડી મૂકે છે!

સામ્રાજ્યમાં ગૃહપ્રધાન બનવાની વ્યર્થ કોશિશ કર્યા પછી પ્રજાસત્તાકમાં પોતાને નાણાપ્રધાન નીમી દેનારો એર્નેસ્ટ પીકાર, રાષ્ટ્રીય સંરક્ષણની સરકારનો જો મીલર*, કોઈ આર્થર પીકારનો ભાઈ છે. આર્થર પીકારને પૅરિસના નાણાબજારમાંથી ધોકાબાજ તરીકે કાઢી મૂકવામાં આવ્યો હતો (૧૮૬૭ના જુલાઈની ૩૧મી તારીખનો પોલીસ વિભાગનો અહેવાલ જુઓ), અને Société Générale[86]ની એક શાખાના, પાલેસ્રો માર્ગે આવેલી પાંચ નંબરની શાખાના, સંચાલકના પદેથી, તેના પોતાના એકરાર મુજબ, ૩૦૦૦૦૦ ફ્રાંકની ચોરી બદલ તેને સજા થઈ હતી (૧૮૬૮ના ડિસેંબરની ૧૧મી તારીખનો પોલીસ વિભાગનો અહેવાલ જુઓ). એ આર્થર પીકારને એર્નેસ્ટ પીકારે પોતાના અખબાર «Electeur libre»[87]નો તંત્રી બનાવ્યો હતો. નાણા કાર્યાલયના એ અખબારનાં સત્તાવાર જૂઠાણાંથી સાધારણ આડતિયાઓ ખોટે માર્ગે દોરવાઈ જતા, પરંતુ આર્થર નાણા કાર્યાલય અને નાણાબજાર વચ્ચે દોડાદોડી કરતો રહેતો અને ફ્રેંચ લશ્કરને માથે વરસતી આફતોને વટાવી ખાતો. ભાઈઓની

---

*૧૮૭૧ અને ૧૮૯૧ની જર્મન આવૃત્તિઓમાં "કાર્લ ફોગ્ટ" છે, ૧૮૭૧ની ફ્રેંચ આવૃત્તિમાં "ફાલસ્ટાફ" છે.

એવી શાનદાર જોડીનો આખો નાણાકીય પત્રવ્યવહાર કોમ્યુનના હાથમાં આવી ગયો હતો.

સપ્ટેંબરની ચોથી તારીખ પહેલાં સાવ કડકા-બાલૂસ વકીલ જ્યુલ ફેરીએ ઘેરા દરમિયાન અછતની હાલતમાંથી પૅરિસના નગરપતિ તરીકે પારાવાર દોલત ભેગી કરી લીધી હતી. જે દિવસે તેને પોતાના ગેરવહીવટનો જવાબ આપવો પડયો હોત એ દિવસ તેને સજાનો દિવસ બની ગયો હોત.

તો એવા માણસોને પોતાની રજાચિઠ્ઠીઓ* માત્ર પૅરિસના કાટમાળમાં જ મળી શકે એમ હતી. બિસ્માર્કને બરાબર એવા માણસોની જ જરૂર હતી. અત્યાર સુધી સરકારને ગુપ્ત રીતે સૂચનાઓ આપતો થિયેર પત્તાંની થોડીક હેરફેરના આધારે હવે રજાચિઠ્ઠીવાળા આદમીઓને પ્રધાનો તરીકે લઈને મોખરે આવી ગયો.

થિયેરે, દાનવી વામણાએ, ફ્રેંચ મૂડીદાર વર્ગને લગભગ અરધી સદીથી મોહપાશમાં રાખ્યો છે કારણ કે તે મૂડીદારોની પોતાની વર્ગીય ભ્રષ્ટતાની એકદમ પરિપૂર્ણ અભિવ્યક્તિ રજૂ કરે છે. તેણે તૂઠાણાં ચલાવવાની પોતાની શક્તિઓ રાજપુરુષ બનતાં પહેલાં ઈતિહાસકાર તરીકે સાબિત કરી દીધી હતી. તેની જિંદગીની તવારીખમાં ફ્રાંસની કમનસીબીઓની યાદી છે. ૧૮૩૦ પહેલાં તે પ્રજાસત્તાકપંથીઓની ભેગો ભળી ગયો હતો, અને લૂઈ ફિલિપના શાસનમાં પોતાના રક્ષણહાર લાફીતનો જ દ્રોહ કરીને, પાદરીઓની વિરુદ્ધ લોકોનાં ધાડાંની હિંસા ઉશ્કેરવાના કરતૂત મારફત — એવી હિંસા દરમિયાન સેંટ-ઝેર્મેન-લે-ઓસેરુઆના દેવળમાં તથા આર્ચબિશપના મહેલમાં લૂંટ ચલાવવામાં આવી હતી — અને બેરીની ડચેસ[88] વિરુદ્ધ પ્રધાન-જાસૂસ તરીકેની તેમ જ તેની કારાવાસ-સુયાણી તરીકેની કામગીરી મારફત રાજાનો વહાલો બની જઈને, સરકારમાં ઘૂસી ગયો હતો. ટ્રાન્સ્નોને માર્ગે પ્રજાસત્તાકપંથીઓની કતલ અને ત્યાર પછી અખબારોની વિરુદ્ધ તથા સંગઠનના અધિકારની વિરુદ્ધ સપ્ટેંબરના કાળા કાયદાઓની સ્થાપનાનાં કુકર્મો તેનાં જ હતાં.[89] ૧૮૪૦ના માર્ચમાં પ્રધાનમંડળના

* ઇંગ્લૅંડમાં સાધારણ ગુનેગારોને સજાની મોટા ભાગની અવધિ વીતી ગયા પછી ઘણી વાર શરતી છુટકારો આપવામાં અને પછી પોલીસની નિગાહબાનીમાં રાખવામાં આવે છે. એવી રીતે છૂટતી વેળા તેમને રજાચિઠ્ઠી તરીકે ઓળખાતું સર્ટિફિકેટ મળે છે. એવું સર્ટિફિકેટ ધરાવનારા માણસોનો ઉલ્લેખ રજાચિઠ્ઠીવાળા તરીકે થાય છે. **(૧૮૭૧ની જર્મન આવૃત્તિમાં એંગેલ્સની નોંધ)**



અધ્યક્ષ તરીકે ફરી આગળ આવીને તેણે પૅરિસની કિલ્લેબંધીની યોજના[90] વડે ફ્રાંસને અચરજમાં ગરકાવ કરી દીધું હતું. તેની યોજનાને પૅરિસની મુક્તિ વિરુદ્ધ કુટિલ કારસ્તાન તરીકે ધુતકારી કાઢનારા પ્રજાસત્તાકપંથીઓને તેણે વિધાનસભાના મંચ પરથી આવો જવાબ આપ્યો હતો:

> "કેવી વાત! કિલ્લેબંધીનાં કોઈ કાર્યો કદી મુક્તિને જોખમમાં મૂકે એવો ખ્યાલ! અને કોઈ શક્ય સરકાર કોઈ દિવસ પાટનગરની ઉપર તોપમારો કરીને પોતાને ટકાવી રાખવાનો પ્રયત્ન કરે એમ ધારી લઈને તમે સૌથી પહેલાં એવી સરકારની બદગોઈ કરો છો... પરંતુ એવી સરકાર તો તેના વિજય પહેલાંની સરખામણીમાં વિજય પછી સો ગણી અશક્ય બની જાય."

ખરેખર, કિલ્લાઓમાંથી પૅરિસની ઉપર તોપમારો કરવાની હિંમત કોઈ સરકાર કદી ન કરે, માત્ર એવી સરકાર સિવાય કે જેણે અગાઉ એ કિલ્લાઓ પ્રશિયનોને હવાલે કરી દીધા હોય.

૧૮૪૮ના જાન્યુઆરીમાં રાજા તોપશાહે*[91] પાલેર્મો ઉપર હાથ અજમાવ્યો ત્યારે થિયેર, લાંબા વખતથી સરકારની બહાર રહેલો થિયેર, વળી પાછો વિધાનસભામાં ખડો થઈ ગયો:

> "સજજનો, તમે જાણો છો કે પાલેર્મો ખાતે શું બની રહ્યું છે. એક મોટા શહેરની ઉપર અડતાળીસ કલાક તોપમારો થવાની વાત સાંભળીને તમે, તમે સૌ, ત્રાસની લાગણીથી કંપી રહ્યા છો (સંસદીય અર્થમાં) — તોપમારો કોણે કર્યો છે? યુદ્ધના અધિકારોનો ઉપયોગ કરતા પરદેશી દુશ્મને? ના, સજજનો, તેની પોતાની સરકારે. અને શા માટે? કેમ કે એ કમનસીબ શહેરે પોતાના અધિકારોની માંગ ઉઠાવી હતી. ઠીક છે, તેના અધિકારોની માંગના બદલામાં તેને અડતાલીસ કલાકનો તોપમારો મળ્યો... યુરોપના પ્રજામતને અપીલ કરવાની મને રજા આપો. આપણે ખડા થઈને, અને આવાં કરતૂતોની સામે ખીજના કેટલાક શબ્દો (ખરેખર શબ્દો જ) કદાચ યુરોપના સૌથી મહાન મંચ પરથી ગુંજાવી દઈને, માનવજાતિની સેવા બજાવીશું... પોતાના દેશની સેવા કરી ચૂકેલા (મિસ્ટર થિયેરે કદી

* ફર્ડીનાન્ડ બીજો.

નથી કરી) રિજેન્ટ એસ્પાર્તેરોએ બાર્સેલોનાના વિદ્રોહને દબાવી દેવા માટે તેની ઉપર તોપમારો કરવાનો ઇરાદો ઘડયો ત્યારે દુનિયાના બધા ભાગોમાંથી ખીજનો સર્વસામાન્ય પોકાર થયો હતો."

અઢાર મહિના પછી રોમ ઉપર ફ્રેંચ લશ્કરના તોપમારાના એકદમ જોરદાર સમર્થકોમાં મિસ્ટર થિયેર સામેલ હતો[92]. હકીકતમાં રાજા તોપશાહનો વાંક માત્ર એ બાબતમાં જ સમાયેલો લાગે છે કે તેણે તોપમારાને અડતાળીસ કલાક પૂરતો સીમિત રાખ્યો હતો.

ગીઝોએ પદ અને પૈસાની દુનિયામાંથી લાંબી હદપારીમાં રાખેલો હોવાથી ધૂંધવાતા અને આગામી પ્રજાકીય ખળભળાટની ગંધ હવામાં પારખી લેતા થિયેરે, ફેબ્રુઆરીની ક્રાંતિથી થોડા દિવસ પહેલાં, તેને મિરાબો-માખી નામ અપાવનારી નકલી-શૂરાતની ઢબે વિધાનસભામાં જાહેરાત કરી હતી:

"હું કેવળ ફ્રાંસમાં જ નહિ પરંતુ યુરોપમાં ક્રાંતિની પાર્ટીનો છું. હું ઇચ્છું છું કે ક્રાંતિની સરકાર નરમપંથી માણસોના હાથમાં રહે... પરંતુ એ સરકાર જુસ્સાદાર માનસ ધરાવતા માણસોના, ભલે આમૂલ પરિવર્તનવાદીઓનાયે, હાથમાં પડી જાય તોપણ, તેમ છતાં, હું મારા ધ્યેયનો ત્યાગ નહિ કરું. હું સદા ક્રાંતિની પાર્ટીનો જ રહીશ."

ફેબ્રુઆરીની ક્રાંતિ આવી. તેણે ઠીંગણા આદમીના સ્વપ્ન મુજબ ગીઝોની સરકારને હઠાવી દઈને તેની, થિયેરની, સરકાર સ્થાપવાને બદલે લૂઈ ફિલિપના સ્થાને પ્રજાસત્તાકની સ્થાપના કરી. પ્રજાકીય વિજયના પહેલા દિવસે તે કાળજીથી છુપાઈને રહ્યો, ભૂલી ગયો કે તેની તરફ કામદારોની સૂગ આડશ બનીને તેને કામદારોની નફરતથી બચાવી રાખતી હતી. તેમ છતાં, તેણે પોતાની મશહૂર હિંમત દાખવીને જાહેર મંચથી શરમમાં વેગળા રહેવાનું ચાલુ રાખ્યું, અને તેની ઢબના કદમનો માર્ગ જૂનની ખૂનરેજીઓથી મોકળો થઈ ગયો ત્યાં સુધી તે વેગળો જ રહ્યો. પરંતુ પછી તે "વ્યવસ્થાની પાર્ટી"[93]નું તથા તેના સંસદીય પ્રજાસત્તાકનું માર્ગદર્શક માનસ બની ગયો. એ પ્રજાસત્તાક એવું અનામી રાજા-અંતરાલ હતું કે જેમાં શાસક વર્ગનાં બધાં હરીફ જૂથોએ ભેગાં મળીને જનતાને કચડી નાખવાનું કારસ્તાન કર્યું હતું, અને દરેકને પોતપોતાની રાજશાહી પાછી સુપરત કરાવી દેવા માટે એકબીજાની વિરુદ્ધ કારસ્તાનો કર્યાં હતાં. હાલની જેમ જ ત્યારે પણ થિયેરે પ્રજાસત્તાકપંથીઓને, પ્રજાસત્તાકને મક્કમ બનાવવાના



માર્ગમાં એકમાત્ર અવરોધ તરીકે, ધુતકારી કાઢયા હતા, હાલની જેમ જ ત્યારે પણ તેણે પ્રજાસત્તાકને, જલ્લાદે ડોન કાર્લોસને જણાવ્યું હતું તેમ, જણાવી દીધું હતું: "હું તારી હત્યા કરીશ, પરંતુ તારા પોતાના ભલાને ખાતર." ત્યારની જેમ હાલ પણ તેને તેના વિજય પછીના દિવસે બોલી ઊઠવું પડશે: "L'Empire est fait"—સામ્રાજ્ય સિદ્ધ થઈ ગયું છે. આવશ્યક આઝાદીઓ વિશે તેના દંભી ઉપદેશો છતાં, અને તેને બેવકૂફ બનાવનારા તથા સંસદવાદને લાત મારીને ફગાવી દેનારા—અને ઠીંગણા આદમીને ખબર છે કે સંસદવાદના કલ્પિત વાતાવરણની બહાર પોતે વિલય પામીને શૂન્યતામાં પલટાઈ જાય—લૂઈ બોનાપાર્તની સામે તેના વ્યક્તિગત ડંખ છતાં, બીજા સામ્રાજ્યનાં તમામ કાળાં કરતૂતોમાં, ફ્રેંચ સૈન્યો તરફથી રોમના કબજાથી લઈને જર્મન એકતાની—પ્રશિયન આપખુદશાહીના પડદા તરીકે નહિ પરંતુ જર્મન કુસંપમાં ફ્રાંસના સ્થાપિત અધિકાર ઉપર તરાપ તરીકે જર્મન એકતાની—વિરુદ્ધ જોરદાર નિંદાની ઝડી વરસાવીને તેણે ઉશ્કેરેલી પ્રશિયા સાથેની લડાઈ સુધીનાં તમામ કાળાં કરતૂતોમાં, તેનો હાથ હતો. પોતે જેનો ઐતિહાસિક બૂટપોલિશ કરનારો બની ગયો હતો એ નેપોલિયન પહેલાની તલવાર વામણા હાથ વડે યુરોપની સામે વીંઝવાના શોખીન એ આદમીની વિદેશ નીતિ, ૧૮૪૦ના લંડનના સંમેલનથી[94] લઈને ૧૮૭૧ની પૅરિસની શરણાગતિ અને હાલના આંતરવિગ્રહ—જેમાં તે બિસ્માર્કની ખાસ પરવાનગી લઈને સેદાન તથા મેટ્ઝના કેદીઓને પૅરિસની સામે લડવા ધકેલી રહ્યો છે[95]—સુધીની વિદેશ નીતિ, હંમેશાં ફ્રાંસની કારમી હીણપતમાં પરિણમી છે. એ આદમીની બહુમુખી પ્રતિભા અને પલટાતાં ધ્યેયો છતાં તે આખી જિંદગી એકદમ જુનવાણી ઘરેડને વળગેલો રહ્યો છે. આપોઆપ સાફ જોવા મળે છે કે આધુનિક સમાજના વધારે ઊંડા ભીતરી પ્રવાહો તેની નજરથી કાયમ છૂપા રહ્યા છે, પરંતુ જેનું સમગ્ર ચેતન જઈને જીભ ઉપર જામી ગયું છે એવા મગજને આધુનિક સમાજની સપાટી પરનાં અત્યંત સ્પષ્ટ પરિવર્તનો પણ ધૃણાજનક લાગતાં હતાં. પુરાણી ફ્રેંચ રક્ષણાત્મક પદ્ધતિમાંથી કોઈ પણ વિચલનને પાપ તરીકે ધુતકારી કાઢતાં તે કદી થાક્યો નથી. તે લૂઈ ફિલિપનો પ્રધાન હતો ત્યારે તેણે રેલવેને જંગલી દૈત્ય તરીકે ભાંડી હતી, અને લૂઈ બોનાપાર્તના શાસનમાં વિરોધી દળોમાં સામેલ હતો ત્યારે તેણે સડેલી ફ્રેંચ લશ્કરી પદ્ધતિમાં સુધારો કરવાના દરેક પ્રયત્નને નાપાક ગણાવ્યો હતો. તેની લાંબી રાજકીય કારકિર્દી દરમિયાન તે કશા અમલી ઉપયોગના એક પણ, નાનામાં નાનાયે, કદમનો કસૂરવાર નથી રહ્યો. થિયેર કેવળ સંપત્તિની લાલસાની અને

સંપત્તિ પેદા કરનારા માણસો તરફ નફરતની બાબતમાં જ સુસંગત રહ્યો છે. તે લૂઈ ફિલિપના શાસનમાં પહેલી વાર પ્રધાનમંડળમાં સામેલ થયો ત્યારે જોબ જેવો કંગાલ હતો, અને તેમાંથી છૂટો થયો ત્યારે લાખોપતિ હતો. એ જ રાજાના શાસનમાં તેની છેલ્લી સરકારે (૧૮૪૦ના માર્ચની પહેલી તારીખની) તેને વિધાનસભામાં ઉચાપતના જાહેર કટાક્ષોનો ભોગ બનાવ્યો હતો અને તેણે જવાબમાં આંસુ વહેતાં મૂકીને સંતોષ માની લીધો હતો, તે જ્યુલ ફાવ્રે અથવા બીજા કોઈ પણ મગરમચ્છના જેવી જ ઢબથી આંસુની લહાણી કરતો રહે છે. તોળાતી નાણાકીય પાયમાલીથી ફ્રાંસને ઉગારી લેવા માટે બોર્દોમાં તેનું પહેલું પગલું પોતાને વાર્ષિક ત્રણ મિલિયન ફ્રાંકની ભેટ, ૧૮૬૯માં પૅરિસના મતદારો સમક્ષ તેણે રજૂ કરેલા "આર્થિક પ્રજાસત્તાક"ના દૃશ્યનો પહેલો અને છેલ્લો શબ્દ અંકિત કરતી ભેટ, આપવાનું હતું. ૧૮૩૦ની વિધાનસભામાં તેના એક માજી સહયોગી, પોતે મૂડીવાદી હોવા છતાં પૅરિસ કોમ્યુનના નિષ્ઠાવાન સભ્ય, મિસ્ટર બેલેએ તાજેતરમાં જાહેર પોસ્ટરમાં થિયેરને નીચે મુજબનું સંબોધન કર્યું હતું:

> "મૂડી તરફથી શ્રમને ગુલામીમાં જકડી લેવાની બાબત હંમેશાં તમારી નીતિની આધારશિલા રહી છે, અને તમે જે દિવસે નગર ભવનમાં શ્રમનું પ્રજાસત્તાક સ્થપાઈ જતું જોયું ત્યારથી ફ્રાંસની સમક્ષ એવા દેકારા ક્યારેય બંધ નથી કર્યા કે આ તો ગુનેગારો છે!"

રાજ્યના સંબંધમાં પામર શઠતાનો ઉસ્તાદ, જૂઠાણાં તથા દગાખોરીનો કલાકાર, સંસદીય પ્રવૃત્તિમાં પાર્ટીઓ વચ્ચેની લડાઈઓના તમામ તુચ્છ કાવાદાવા, ખંધી હિકમતો, અને અધમ વિશ્વાસઘાતનો કસબી, સરકારની બહાર હોય ત્યારે ક્રાંતિ ઉશ્કેરવામાં અને રાજ્યનું સુકાન સંભાળતો હોય ત્યારે તેને લોહીમાં ડુબાવીને રૂંધી નાખવામાં નીતિનિષ્ઠાનો આંચકો બિલકુલ ન અનુભવતો, વિચારોને બદલે વર્ગીય પૂર્વગ્રહો અને દિલને બદલે મિથ્યાભિમાની ધરાવતો, જેટલું તિરસ્કારપાત્ર જાહેર જીવન જીવે છે એટલું જ બદનામ અંગત જીવન જીવતો—એ આદમી હાલ પણ, ફ્રૅંચ સુલ્લાનો ભાગ ભજવી રહ્યો છે ત્યારે પણ, તેના આડંબરથી ઉપહાસની લાગણી અને તેનાં કૃત્યોથી ઘૃણાની લાગણી ઉપજાવ્યા વગર રહી શકતો નથી.

સપ્ટેંબરની ચોથી તારીખે સત્તા પચાવી પાડનારાઓએ દુશ્મનની જોડે દેશદ્રોહના જે કાવાદાવા ખુદ ત્રોશૂના કથન મુજબ એ જ દિવસે શરૂ કર્યા



હતા અને લાંબા વખત સુધી ચાલુ રાખ્યા હતા તેનો પૅરિસની શરણાગતિએ, કેવળ પૅરિસ જ નહિ પરંતુ આખું ફ્રાંસ પ્રશિયાને શરણે કરી દઈને, અંત આણી દીધો. બીજી તરફ, તેઓ હવે પ્રશિયાની મદદના આધારે પ્રજાસત્તાકની સામે તથા પૅરિસની સામે જે આંતરવિગ્રહ લડવાના હતા તેની શરૂઆત પણ એ શરણાગતિએ કરાવી દીધી. તેનો ફાંસલો તો શરણાગતિની શરતોમાં જ ગોઠવી દેવામાં આવ્યો હતો. એ વખતે ત્રીજા ભાગથી વધારે પ્રદેશ દુશ્મનનાં હાથમાં હતો, પાટનગર અને પ્રાંતો વચ્ચેનો સંબંધ કપાઈ ગયો હતો, સંદેશવ્યવહાર તદ્દન ખોરવાઈ ગયો હતો. એવા સંજોગોમાં તૈયારીનો પૂરતો સમય ન મળે તો ફ્રાંસનું ખરું પ્રતિનિધિત્વ ચૂંટવાનું અશક્ય હતું. એ બાબતને નજરમાં રાખીને શરણાગતિમાં એવી કલમ સામેલ કરવામાં આવી હતી કે રાષ્ટ્રીય સભાની ચૂંટણી આઠ દિવસની અંદર થઈ જવી જોઈએ. તેના પરિણામે, આગામી ચૂંટણીની ખબર ફ્રાંસના ઘણા ભાગોમાં ચૂંટણીથી માત્ર એક જ દિવસ પહેલાં પહોંચી હતી. વધુમાં, શરણાગતિની એક સ્પષ્ટ કલમ મુજબ એ સભાને શાંતિ અને યુદ્ધનો ફેંસલો કરવાના એકમાત્ર હેતુ માટે અને અંતમાં શાંતિની સંધિ કરવા માટે ચૂંટવાની હતી. એથી લોકોને એવી લાગણી થયા વગર રહે જ નહિ કે યુદ્ધવિરામની શરતો યુદ્ધને ચાલુ રાખવાનું અશક્ય બનાવી દે છે અને બિસ્માર્કે લાદેલી સુલેહને બહાલી આપવા માટે ફ્રાંસના બદતરીન માણસો જ સર્વોત્તમ ગણાય. પરંતુ થિયેરને એવી સાવચેતીઓથી સંતોષ ન થયો એટલે યુદ્ધવિરામનું રહસ્ય પૅરિસમાં જાહેર કરવામાં આવ્યું તે પહેલાં જ તે પ્રાંતોમાં ચૂંટણીની ઝુંબેશના પ્રવાસે નીકળી પડયો. તેનો ઇરાદો વૈધતાવાદી પાર્ટીમાં[૧૭] ફરી ચેતન રેડવાનો હતો કારણ કે એ વખતે અશક્ય બોનાપાર્તપંથીઓનું સ્થાન હવે એ પાર્ટીએ ઓર્લિયનપંથીઓની જોડે મળીને લેવાનું હતું. તેને એ લોકોની બીક નહોતી. આધુનિક ફ્રાંસની સરકાર તરીકે અશક્ય અને એટલે હરીફો તરીકે ઘૃણાપાત્ર, અને જેનું કૃત્ય થિયેરના પોતાના શબ્દોમાં (વિધાનસભા, પાંચમી જાન્યુઆરી, ૧૮૩૩)

> "હંમેશાં પરદેશી ચડાઈ, આંતરવિગ્રહ, અને અરાજકતાના ત્રણ માર્ગો પૂરતું જ સીમિત રહ્યું હતું",

એવી પાર્ટી કરતાં બીજી કઈ પાર્ટી પ્રતિક્રાંતિના હાથા તરીકે વધારે લાયક ગણાય? તેઓ લાંબા સમયથી અપેક્ષિત પોતાની પૂર્વવ્યાપી સુવર્ણ સહસ્રાબ્દીના ઉદયમાં ગંભીરતાથી માનતા હતા. પરદેશી ચડાઈની એડીઓ ફ્રાંસને ચગદી રહી હતી, સામ્રાજ્યનું પતન થઈ ગયું

હતું, બોનાપાર્ત કેદમાં હતો, અને તેઓ પોતે હતા. ઇતિહાસનું ચક્ર દેખીતી રીતે ઊલટું ફરીને ૧૮૧૬ના «chambre introuvable»[97] પાસે અટકી ગયું હતું. ૧૮૪૮થી ૧૮૫૧ સુધી પ્રજાસત્તાકની સભાઓમાં તેમનું પ્રતિનિધિત્વ તેમના શિક્ષિત અને તાલીમ પામેલા સંસદીય સમર્થકોએ કર્યું હતું, હવે પાર્ટીના સાધારણ સભ્યો, ફ્રાંસના બધા પુર્સોન્યાકો*, અંદર ધસી આવ્યા.

એવી "ગામડિયાઓ"ની સભાનું[98] અધિવેશન બોર્દો ખાતે ભરાયું એટલે તરત થિયેરે તેમને સાફ જણાવી દીધું કે સુલેહની પ્રાથમિક શરતોને તત્કાળ, સંસદીય ચર્ચાઓના સંમાન વગર જ, બહાલી આપી દેવાની છે, પ્રશિયા માત્ર એવી શરતે જ તેમને પ્રજાસત્તાક તથા તેના ગઢ પૅરિસની સામે લડાઈ શરૂ કરવાની છૂટ આપશે. હકીકતમાં પ્રતિક્રાંતિને વખત વેડફવાનું જરાય પાલવે એમ નહોતું. બીજા સામ્રાજ્યે રાષ્ટ્રીય કરજને બમણાથીયે વધારે કરી દીધું હતું, અને બધાં મોટાં શહેરોને સુધરાઈનાં ભારે કરજોમાં ડુબાવી દીધાં હતાં. યુદ્ધે જવાબદારીઓને ભયાનક પ્રમાણમાં વધારી દીધી હતી, રાષ્ટ્રની સાધનસંપદાને નિષ્ઠુરતાથી લૂંટી લીધી હતી. પાયમાલીને પરાકાષ્ઠાએ પહોંચાડી દેવા પ્રશિયન શાયલોક તેના પાંચ લાખ સિપાહીઓને ફ્રેંચ ધરતી ઉપર રાખવાના ખર્ચની માગણી તેમ જ પાંચ અબજની જામીનગીરી તથા તેની ઉપર પાંચ ટકાના વ્યાજના બિનભરપાઈ હપતાઓનો તકાદો લઈને ખડો હતો. ચુકવણી કોણ કરવાનું હતું? સંપત્તિ પચાવી પાડનારાઓ તેમણે પોતે જ શરૂ કરેલા યુદ્ધનું ખર્ચ સંપત્તિ પેદા કરનારાઓને માથે લાદી દેવાની આશા કેવળ પ્રજાસત્તાકને જોરજુલમથી ઉથલાવી પાડીને જ રાખી શકે એમ હતા. એ રીતે, ફ્રાંસની જબરજસ્ત પાયમાલીએ જમીન તથા મૂડીના એ દેશાભિમાની પ્રતિનિધિઓને ચડાઈખોરની નજર સામે તથા તેની ઓથના આધારે પરદેશી યુદ્ધમાં આંતરવિગ્રહ, ગુલામોના માલિકોનો બળવો, જોડી દેવા ઉત્તેજિત કર્યા.

એવા કારસ્તાનમાં એક મોટો અવરોધ હતો—પૅરિસ. સફળતાની પહેલી શરત પૅરિસનાં હથિયારો ઉતરાવી લેવાની હતી. એટલે થિયેરે પૅરિસને હથિયારો ઉતારીને શરણે કરી દેવા જણાવ્યું. પછી "ગામડિયા" સભાના ઘેલછાભર્યા પ્રજાસત્તાક-વિરોધી દેખાવો તેમ જ પ્રજાસત્તાકના કાનૂની દરજ્જા વિશે થિયેરનાં પોતાનાં સંદિગ્ધ કથનોથી, પૅરિસનું મસ્તક વાઢી નાખવાની તથા તેને પાટનગર

*પુર્સોન્યાક—મોલિયેરની એક હાસ્યકૃતિનું પાત્ર. તેમાં જડભરત અને સંકુચિત માનસવાળા નાના જમીન-માલિક ઉમરાવોનું પ્રતીક અંકિત છે.



તરીકે મિટાવી દેવાની ધમકીથી, ઓર્લિયનપંથી રાજદૂતોની નિમણૂકથી, વ્યાપારી હૂંડીઓ તથા મકાનભાડાની બાકી ચુકવણીઓના સંબંધમાં—પૅરિસના વ્યાપાર તથા ઉદ્યોગની ઉપર તારાજી લાદી દેનારી બાબતોના સંબંધમાં—દુફોરના કાનૂનોથી,[99] દરેક કલ્પનીય પ્રકાશનની દરેક નકલ ઉપર પુયે-કેર્ત્યેના બે સેન્ટીમના કરથી, બ્લાંકી તથા ફ્લુરાંસને કરવામાં આવેલી મોતની સજાથી, પ્રજાસત્તાકપંથી સામયિકોને દબાવી દેવાના કૃત્યથી, રાષ્ટ્રીય સભાને વર્સાઈ ફેરવી નાખવાના કદમથી, પાલીકાઓએ જાહેર કરેલી અને સપ્ટેંબરની ચોથી તારીખે ખતમ થઈ ગયેલી ઘેરાની હાલતની ફરી જાહેરાતથી, અને પૅરિસના ગવર્નર તરીકે ડિસેંબર-શૂરા[100] વિનુઆની તથા પૅરિસના વડા પોલીસ અમલદાર તરીકે સામ્રાજ્યવાદી લશ્કરી પોલીસ વાલાન્તેનની તેમ જ પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળના સરસેનાપતિ તરીકે જેસુઇટ જનરલ ઓરેલ દ પાલાદીનની નિમણૂકથી પૅરિસ ખીજે ભરાઈ ગયું.

હવે અમારે મિસ્ટર થિયેરને અને રાષ્ટ્રીય સંરક્ષણના આદમીઓને, તેના તાબેદાર કારભારીઓને, એક સવાલ પૂછવાનો છે. જાણીતી વાત છે કે થિયેરે તેના નાણાપ્રધાન મિસ્ટર પુયે-કેર્ત્યે મારફત બે અબજની લોન લીધી હતી. તો નીચે જણાવવામાં આવ્યું છે તે સાચું છે કે નહિ—

૧. મામલો એવી રીતે ગોઠવી દેવામાં આવ્યો હતો કે થિયેર, જ્યુલ ફાવ્રે, એર્નેસ્ટ પીકાર, પુયે-કેર્ત્યે, અને જ્યુલ સિમોનના અંગત ફાયદા માટે કેટલાય સેંકડા મિલિયનની રકમ નક્કી કરવામાં આવી હતી. અને—

૨. પૅરિસને "શાંત" કરી દેવામાં આવે તે પહેલાં કોઈ રકમ ચૂકવવાની નહોતી.[101]

ગમે તેમ પણ બાબતમાં બહુ તાકીદનું કશુંક જરૂર રહ્યું હશે કારણ કે થિયેર અને જ્યુલ ફાવ્રેએ બોર્દો સભાની બહુમતી વતી બેશરમીથી કાકલૂદી કરી હતી કે પ્રશિયન સૈન્યો તત્કાળ પૅરિસને કબજે કરી લે. પરંતુ બિસ્માર્ક એવી રમત નહોતો રમવા માગતો, અને તે જર્મની પાછો ફર્યો ત્યારે તેણે તેનાં ગુણગાન ગાતા ફ્રૅંકફર્ટ-કૂપમંડૂકોને ઠેકડી ઉડાડતાં અને જાહેર રીતે એમ જણાવી દીધું હતું.

## ૨

પ્રતિક્રાંતિકારી કાવતરાના માર્ગમાં એકમાત્ર ગંભીર અવરોધ **હથિયારબંધ** પૅરિસનો હતો. એટલે પૅરિસનાં હથિયારો ઉતરાવી લેવાનાં હતાં. એ બાબતમાં

બોર્દો સભા જાણે સાક્ષાત નિખાલસતા જેવી હતી. તેના ગામડિયાઓના ગાજતા દેકારા પૂરતા પ્રમાણમાં સંભળાયા ન હોત તો થિયેર તરફથી પૅરિસને ડિસૉંબર-શૂરા વિનુઆ, બોનાપાર્તપંથી લશ્કરી પોલીસ વાલાન્તેન, અને જેસુઇટ જનરલ ઓરેલ દે પાલાદીનની ત્રિપુટીની દયામાયાને આશરે મૂકી દેવાના કૃત્યથી શંકાનું આખરી ઓઠું પણ ખતમ થઈ ગયું હોત. પરંતુ કારસ્તાનીઓએ પૅરિસનાં હથિયારો ઉતરાવી લેવાનો ખરો હેતુ અપમાનભરી રીતે પ્રદર્શિત કરતી વેળા એવું બહાનું કાઢીને પૅરિસને હથિયારો હેઠાં મૂકી દેવા જણાવ્યું કે જેમાં એકદમ ઉઘાડું અને એકદમ બેશરમ જૂઠાણું હતું. થિયેરે જણાવ્યું કે પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળનું તોપખાનું રાજ્યની માલિકીનું છે અને રાજ્યને પરત કરી દેવાનું છે. પરંતુ હકીકત આવી હતી: શરણાગતિના દિવસથી જ, બિસ્માર્કના કેદીઓએ ફ્રાંસની શરણાગતિના સંબંધમાં સહીઓ કરી પરંતુ પૅરિસને કચડી નાખવાના સાફ હેતુ ખાતર પોતાને માટે સંખ્યાબંધ અંગરક્ષકોનું દળ અનામત રાખ્યું એ દિવસથી જ, પૅરિસ સાવધાન હતું. રાષ્ટ્રીય રક્ષક દળે પોતાની પુનર્ઘટના સાધી લીધી અને સર્વોપરી નિયંત્રણ કેંદ્રીય સમિતિના હાથમાં, પુરાણી બોનાપાર્તપંથી ટુકડીઓના કેટલાક ખંડો સિવાય સમગ્ર સંઘટન તરફથી ચૂંટવામાં આવેલી કેંદ્રીય સમિતિના હાથમાં, સોંપી દીધું. પૅરિસમાં પ્રશિયનોના પ્રવેશની પૂર્વવેળાએ કેંદ્રીય સમિતિએ તોપ અને મશીનગનોને મોનમાર્ત્રે, બેલવિલ, તથા લા-વિલેતમાં ખસેડી દેવાનાં પગલાં લીધાં. શરણપંથીઓએ દગાખોરી કરીને એ હથિયારોને પ્રશિયનો જ્યાં મુકામ કરવાના હતા એ જ જગ્યામાં અથવા તેની આસપાસ પડતાં મૂકી દીધાં હતાં. એ તોપખાનું રાષ્ટ્રીય રક્ષક દળના ફાળાઓના આધારે વસાવવામાં આવેલું હતું. જાન્યુઆરીની ૨૮મી તારીખની શરણાગતિમાં તેને દળની ખાનગી મિલકત તરીકે સત્તાવાર માન્યતા આપવામાં આવી હતી, અને સામાન્ય શરણાગતિ મુજબ સરકારની માલિકીનાં હથિયારો વિજેતાને હવાલે કરી દેવાની શરતમાંથી એવી માન્યતાના આધારે જ બકાત રાખવામાં આવ્યું હતું. પૅરિસની સામે યુદ્ધ શરૂ કરવા માટે સાવ નજીવું બહાનુંયે ઘડી કાઢવાની બાબતમાં થિયેર એવી કારમી કંગાલ દશામાં હતો કે તેને રાષ્ટ્રીય રક્ષક દળનું તોપખાનું રાજ્યની મિલકત હોવાના ઉઘાડા જૂઠાણાનો આશરો લેવો પડયો!

પૅરિસનું તોપખાનું કબજે કરી લેવાનું કદમ દેખીતી રીતે જ પૅરિસના, અને એટલે સપ્ટેંબરની ચોથી તારીખની ક્રાંતિના, સામાન્ય નિ:શસ્ત્રીકરણના પ્રાથમિક કદમની કામગીરી બજાવવાનું હતું. પરંતુ એ ક્રાંતિએ ફ્રાંસના કાનૂની



દરજ્જાનું સ્થાન હાંસલ કરી લીધું હતું. તેની કામગીરી અંકિત કરતા પ્રજાસત્તાકને વિજેતાએ શરણાગતિની શરતોમાં માન્યતા આપી હતી. શરણાગતિ પછી બધી વિદેશી સત્તાઓએ તેને માન્યતા આપી હતી અને રાષ્ટ્રીય સભાની સ્થાપના તેના નામે જ કરવામાં આવી હતી. બોર્દોમાં સ્થાપિત રાષ્ટ્રીય સભા તથા તેની કાર્યવાહક સત્તા માટેનો એકમાત્ર કાનૂની પરવાનો સપ્ટેંબરની ચોથી તારીખે પૅરિસના કામદારોએ કરેલી ક્રાંતિમાં અંકિત હતો. એ ક્રાંતિ વગર તો રાષ્ટ્રીય સભાને પોતાનું સ્થાન તરત ખાલી કરી દેવું પડે, અને ૧૮૬૯માં પ્રશિયન નહિ પરંતુ ફ્રેંચ શાસન હેઠળ સાર્વજનીન મતાધિકારના આધારે ચૂંટાયેલી તથા ક્રાંતિની સત્તાએ બળજબરીથી વિખેરી નાખેલી વિધાનસભાને હવાલે કરી દેવું પડે. થિયેર અને તેના રજાચિઠ્ઠીવાળાઓને શરણું લેવું પડે, લૂઈ બોનાપાર્તની સહીવાળા સલામતી-પરવાના લેવા પડે, જેથી તેઓ કાઈયેનની[102] સફરથી બચી જાય. પ્રશિયાની જોડે સુલેહની શરતો નક્કી કરવાનું મુખત્યારનામું ધરાવતી રાષ્ટ્રીય સભા તો ક્રાંતિની કેવળ એક ઘટનાને જ અંકિત કરતી હતી, ક્રાંતિનું ખરું મૂર્ત રૂપ હજી હથિયારબંધ પૅરિસમાં જ અંકિત હતું. પૅરિસે જ તેને શરૂ કરી હતી, તેને ખાતર પાંચ મહિનાના ઘેરાની હાલત વેઠી હતી, ઘેરા દરમિયાન ભૂખમરાની ભયાનકતાઓ સહી લીધી હતી, અને ત્રોશૂની યોજના છતાં પોતાના પ્રતિકારને પ્રાંતોમાં મક્કમ સંરક્ષણ યુદ્ધનો આધાર બનાવ્યો હતો. હવે પૅરિસને કાં તો બોર્દોના બળવાખોર ગુલામ-માલિકોના અપમાનભર્યા હુકમ મુજબ હથિયારો હેઠાં મૂકી દેવાં પડે, અને કબૂલ કરી લેવું પડે કે સપ્ટેંબરની ચોથી તારીખની પોતાની ક્રાંતિનો અર્થ સત્તાની સાદી ફેરબદલી સિવાય, લૂઈ બોનાપાર્તના હાથમાંથી તેના શાહી હરીફોના હાથમાં ફેરબદલી સિવાય, બીજો કશો જ નહોતો; અથવા, બીજા સામ્રાજ્યે પેદા કરેલા અને તેની પોષક માવજતથી નર્યા ગંદવાડમાં પલટાઈ ગયેલા રાજકીય તથા સામાજિક સંજોગોને ક્રાંતિકારી રીતે ઉથલાવી પાડયા વગર પાયમાલીમાંથી જેનો ઉદ્ધાર અને પુનર્જીવન અશક્ય હતાં એવા ફ્રાંસના ત્યાગમૂર્તિ રક્ષણહાર તરીકે તેને મોખરે ખડા રહેવું પડે. પાંચ મહિનાના ભૂખમરાથી પૅરિસનું હીર ચુસાઈ ગયું હતું, પરંતુ તે એક પળ પણ અચકાયું નહિ. તેના પોતાના કિલ્લાઓ પરથી પ્રશિયન તોપો તેની સામે ઘૂરકી રહી હતી એવી હાલતમાં પણ તેણે ફ્રેંચ કારસ્તાનીઓનો સામનો કરવામાં સમાયેલાં તમામ જોખમો વહોરી લેવાનો ફેંસલો બહાદુરીથી કરી લીધો. તેમ છતાં, પૅરિસને જે આંતરવિગ્રહમાં ધકેલી દેવાનું હતું તેને અંગેની ઘૃણાને કારણે કેંદ્રીય સમિતિએ, રાષ્ટ્રીય સભાની ઉશ્કેરણીઓ અને કાર્યવાહક સત્તાની પચાવગીરીઓ તેમ જ

પૅરિસની અંદર તથા ફરતે સૈન્યોની જમાવટ છતાં, કેવળ રક્ષણાત્મક વલણને વળગી રહેવાનું ચાલુ રાખ્યું.

થિયૅરે વિનુઆની સરદારી હેઠળ સંખ્યાબંધ પોલીસો તથા કેટલીક લશ્કરી રેજિમેન્ટોને રાતની વેળાએ મોનમાર્ત્રે ઉપર હલ્લો કરવા મોકલીને આંતરવિગ્રહ શરૂ કરી દીધો. તેમાં ઈરાદો રાષ્ટ્રીય રક્ષક દળનું તોપખાનું અણધાર્યું કબજે કરી લેવાનો હતો. જાણીતી વાત છે કે રાષ્ટ્રીય રક્ષક દળ તરફથી સામનાના તેમ જ લશ્કરી સિપાહીઓ તરફથી જનતા જોડે બંધુભાવી વર્તનના સંજોગોમાં એ પ્રયત્ન કેવી રીતે ભાંગી પડ્યો. ઓરેલ દે પાલાદીને વિજયની જાહેરાત અગાઉથી જ છુપાવી રાખી હતી, અને થિયૅરે સત્તાપલટાનાં કદમોની જાહેરાત કરતાં પોસ્ટરો તૈયાર રાખ્યાં હતાં. હવે તેને બદલે થિયૅરની અપીલો પ્રગટ કરવામાં આવી. તેમાં રાષ્ટ્રીય રક્ષક દળને પોતાનાં હથિયારો રાખવાની છૂટ આપવાનો ઉદાર ફેંસલો જાહેર કરવામાં આવ્યો હતો, અને ખાતરી વ્યક્ત કરવામાં આવી હતી કે રાષ્ટ્રીય રક્ષક દળ એ હથિયારો સાથે સરકાર ફરતે એકત્રિત થઈને વિદ્રોહીઓનો સામનો કરશે. એ અપીલના જવાબમાં રાષ્ટ્રીય રક્ષક દળના ૩૦૦૦૦૦ સિપાહીઓમાંથી માત્ર ૩૦૦ સિપાહીઓ ખુદ પોતાની વિરુદ્ધ ઠીંગણા થિયૅર ફરતે એકત્રિત થયા. માર્ચની અઢારમી તારીખનો ગૌરવમય કામદાર ક્રાંતિની નિર્વિવાદ આણ પૅરિસમાં ફેલાઈ ગઈ. કેંદ્રીય સમિતિ તેની કામચલાઉ સરકાર હતી. યુરોપ જાણે પળભર શંકામાં પડી ગયું કે રાજ્ય તથા યુદ્ધના તેના તાજેતરના સનસનાટીભર્યા ખેલોમાં કશી વાસ્તવિકતા હતી કે પછી એ બધું લાંબા વખત પહેલાં વીતી ગયેલા ભૂતકાળનું ખાલી સ્વપ્ન જ હતું.

માર્ચની અઢારમી તારીખથી લઈને વર્સાઈનાં લશ્કરો પૅરિસમાં દાખલ થયાં ત્યાં સુધી સર્વહારા વર્ગીય ક્રાંતિ, ક્રાંતિઓમાં થતાં અને એથીયે વધારે તો "બહેતર વર્ગો"ની પ્રતિક્રાંતિઓમાં થતાં હિંસાનાં વ્યાપક કૃત્યોથી, એટલી બધી મુક્ત રહી હતી કે તેના વિરોધીઓને દેકારા કરવા માટે, જનરલો લેકોન્ત તથા ક્લેમાન થોમાની હત્યા અને વેન્દોમ ચોકના મામલા સિવાય, બીજી કોઈ હકીકતો મળી જ નહોતી.

રાતની વેળાએ મોનમાર્ત્રે ઉપર હલ્લો કરવાના પ્રયત્નમાં ભાગ લેનારા એક બોનાપાર્તપંથી અફસર જનરલ લેકોન્તેએ પીગાલે ચોકમાં બિનહથિયાર મેદની ઉપર ગોળીબાર કરવાનો હુકમ ૮૧મી લશ્કરી રેજિમેન્ટને ચાર વાર આપ્યો હતો, અને સિપાહીઓએ ઇનકાર કરી દીધો ત્યારે તેમનું ભયંકર અપમાન



કર્યું હતું. સ્ત્રીઓ અને બાળકોને ગોળીએ વીંધી નાખવાને બદલે તેના સિપાહીઓએ તેને જ ગોળીએ વીંધી નાખ્યો હતો. કામદાર વર્ગના દુશ્મનો તરફથી આપવામાં આવેલી તાલીમ દરમિયાન સિપાહીઓએ કેળવેલી રીઢી ટેવો, એ સિપાહીઓ પક્ષ બદલે એ જ ઘડીએ, બદલાઈ જાય એવો સંભવ બેશક નથી હોતો. એ જ સિપાહીઓએ ક્લેમાન થોમાની હત્યા કરી હતી.

"જનરલ" ક્લેમાન થોમા, અસંતોષથી ઊકળતો માજી ક્વાર્ટરમાસ્ટર સાર્જન્ટ, લૂઈ ફિલિપના શાસનના આખરી ગાળામાં પ્રજાસત્તાકપંથી અખબાર «*National*»[103]ના કાર્યાલયમાં ભરતી થઈ ગયો હતો, અને ત્યાં નામ પૂરતી જવાબદારી ધરાવતા જવાબદાર (gérant résponsable) આદમીનું તથા એ બહુ જ લડાયક અખબારના લડાઈખોર ગુંડાનું બેવડું કામ કરતો હતો. ફેબ્રુઆરી ક્રાંતિ પછી «*National*»ના માણસો સત્તાસ્થાને આવી ગયા, અને તેમણે જૂનની કત્લ પહેલાં એ માજી ક્વાર્ટરમાસ્ટર સાર્જન્ટને કાયાપલટ કરીને જનરલ બનાવી દીધો. જ્યુલ ફાવ્રેની જેમ જનરલ પણ કતલના કુટિલ કારસ્તાનીઓમાં સામેલ હતો અને એકદમ હિચકારો હત્યારો બની ગયો હતો. પછી તે તેના જનરલપણા ભેગો લાંબા વખત માટે ગાયબ થઈ ગયો, પરંતુ ૧૮૭૦ના નવેંબરની પહેલી તારીખે વળી પાછો સપાટીએ આવી ગયો. એક દિવસ પહેલાં, નગર ભવનમાં ઝડપાઈ ગયેલી સંરક્ષણ સરકારે, બ્લાંકી તથા ફ્લુરાંસ તેમ જ કામદાર વર્ગના બીજા પ્રતિનિધિઓના શરતી છુટકારાનું અને પોતે પચાવી પાડેલી સત્તા છોડી દઈને પૅરિસ તરફથી મુક્ત રીતે ચૂંટવામાં આવેલા કોમ્યુનના હાથમાં સુપરત કરી દેવાનું ગંભીર વચન આપ્યું હતું.[104] પરંતુ તેણે પોતાના વચનનું પાલન કરવાને બદલે ત્રોશૂના બ્રેતોનોને, હવે બોનાપાર્તના કોર્સીકનોની જગ્યા લઈ ચૂકેલા બ્રેતોનોને[105], પૅરિસમાં કેર વરસાવવા છૂટા મૂકી દીધા. એકલા જનરલ તામીઝીયેએ એવા વચનભંગનું કલંક પોતાના નામ ઉપર લાગવા દેવાનો ઇનકાર કરીને રાષ્ટ્રીય રક્ષક દળના સરસેનાપતિના પદેથી રાજીનામું આપી દીધું. તેની જગ્યાએ ક્લેમાન થોમા વળી પાછો જનરલ બની બેઠો. તેના સેનાપતિ પદના આખા ગાળા દરમિયાન તેણે પ્રશિયનોની સામે નહિ પરંતુ પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળની સામે લડાઈ ચલાવી. તેણે રાષ્ટ્રીય રક્ષક દળને સર્વસામાન્ય રીતે હથિયારો ધારણ કરતું અટકાવ્યું, કામદારોની બટેલિયનોની સામે મૂડીવાદી બટેલિયનોને ખડી કરી દીધી, ત્રોશૂની "યોજના"ના વિરોધી અફસરોને વીણીવીણીને હઠાવી દીધા, અને બરાબર એ જ સર્વહારા વર્ગીય બટેલિયનોને કાયરતાનું આળ ચડાવીને વિખેરી નાખી કે જેમના પરાક્રમે હવે

10—1415

એકદમ કટ્ટર દુશ્મનોને પણ હેરતમાં ગરકાવ કરી દીધા છે. ક્લેમાન થોમાને પૅરિસના કામદાર વર્ગના વ્યક્તિગત દુશ્મન તરીકેની જૂનની પોતાની ખ્યાતિ ફરી હાંસલ કરી લેવાનો ભારે ઘમંડ હતો. માર્ચની અઢારમી તારીખથી ફક્ત થોડાક જ દિવસ પહેલાં તેણે "પૅરિસના ધાડાના la fine fleurને (શિરમોરને) ખતમ કરી નાખવાની" પોતાની યોજના યુદ્ધપ્રધાન લેફ્‌લો સમક્ષ રજૂ કરી હતી. વિનુઆની સજ્જડ હાર પછી તે શિખાઉ જાસૂસની કોટિના આદમી તરીકે મેદાનમાં ચોક્કસ આવે ૮. વેઈલ્સની રાજકુમારીએ લંડનમાં પ્રવેશ કર્યો તે દિવસે જે લોકો કચડાઈને મરી ગયેલા તેમના અંજામની જવાબદારી જેટલી રાજકુમારીની હતી એટલી જ જવાબદારી ક્લેમાન થોમા તથા લેકોન્તની હત્યાની બાબતમાં કેંદ્રીય સમિતિ તથા પૅરિસના કામદારોની હતી.

વેન્દોમ ચોકમાં બિનહથિયાર નાગરિકોની કતલની વાત તો કપોળકલ્પિત કહાણી છે, અને મિસ્ટર થિયેર તથા ગામડિયાઓ સભામાં તેને લગાતાર અવગણતા રહ્યા હતા. તેમણે એ કહાણીના ફેલાવાનું કામ પૂરેપૂરું યુરોપી પત્રકારત્વની ચાકર કોટડીને સોંપી રાખ્યું હતું. "વ્યવસ્થાના આદમીઓ", પૅરિસના પ્રત્યાઘાતીઓ, માર્ચની અઢારમી તારીખના વિજયથી થરથરી ગયા હતા. તેમને તેમાં આખરે આંબી રહેલા પ્રજાકીય વેરનો સંકેત દેખાયો હતો. ૧૮૪૮ના જૂનના દિવસોથી લઈને છેક ૧૮૭૧ના જાન્યુઆરીની ૨૨મી તારીખ સુધી[108] તેમના હાથે મોતના ભોગ બનેલાઓનાં પ્રેત તેમનાં ડાચાં સામે ખડાં થઈ ગયાં હતાં. તેમની દહેશત જ તેમને માટે એકમાત્ર સજા બની રહી. પોલીસોને હથિયારો ઉતરાવી લઈને કેદમાં પૂરી દેવા જોઈતા હતા, તેને બદલે તેમની બાબતમાં પણ વર્સાઈ તરફ તેમની સલામત પીછેહઠ માટે પૅરિસના દરવાજા પૂરા ખોલી નાખવામાં આવ્યા હતા. "વ્યવસ્થાના આદમીઓ"ને કશી ઈજા નહોતી પહોંચાડવામાં આવી એટલું જ નહિ પરંતુ જમાવટ કરવાની તથા ચુપચાપ પૅરિસના કેંદ્રમાં જ એકથી વધારે જગ્યાઓ કબજે કરી લઈને અડ્ડાઓ બનાવી દેવાની તક આપવામાં આવી હતી. કેંદ્રીય સમિતિ તરફથી આપવામાં આવેલી છૂટને, હથિયારબંધ કામદારોની એવી દિલાવરીને, "વ્યવસ્થાની પાર્ટી"ની ટેવોથી અજબ રીતે નિરાળી વર્તણૂકને, એ પાર્ટીએ ખોટો અર્થ તારવીને કેવળ સભાન કમજોરીની નિશાનીઓ જ ગણી લીધી. એટલે, વિનુઆ તોપો અને મશીનગનો વડે જે નહોતો કરી શક્યો તે કરી બતાવવાની, બિનહથિયાર દેખાવના ઓઠા હેઠળ કરી બતાવવાની, કોશિશની મૂર્ખાઈભરી યોજના તેણે ઘડી કાઢી. માર્ચની ૨૨મી તારીખે વૈભવ છલકાતા લત્તાઓમાંથી ભપકાદાર માણસોનું



ધાંધલિયું ટોળું રવાના થયું. તેમાં બધા વરણાગિયાઓ હતા. મોખરે સામ્રાજ્યના નામીચા અને જાણીતા હેક્કેરેન, કેટલોગોન, આંરી દે પેને, વગેરે હતા. ખૂનનાં હથિયારો છૂપી રીતે લઈને નીકળેલી એ કચરાપટ્ટીએ શાંત દેખાવના કાયરતાભર્યા બહાના હેઠળ કૂચની કતારોમાં ગોઠવાઈ જઈને, રસ્તે મળતા છૂટાછવાયા રાષ્ટ્રીય રક્ષક દળના ગશ્તી અને બીજા સિપાહીઓનાં હથિયારો ઉતરાવી લઈને તથા તેમની જોડે ગેરવર્તન કરીને, શાંતિ માર્ગેથી આવતી વેળા "કેંદ્રીય સમિતિ મુર્દાબાદ! હત્યારાઓ મુર્દાબાદ! રાષ્ટ્રીય સભા સદા રહો!" એવા દેકારા કરીને, ત્યાં ગોઠવાયેલી કતારમાં ભંગાણ પાડવાની અને એ રીતે વેન્દોમ ચોકમાં રાષ્ટ્રીય રક્ષક દળનું વડું મથક અણધાર્યું કબજે કરી લેવાની કોશિશ કરી. તેમની પિસ્તોલોની ગોળીઓના જવાબમાં રીતસર Sommations[107] (ઈંગ્લૅંડના હુલ્લડ કાનૂન સમા ફ્રેંચ કાનૂન મુજબ) કરવામાં આવી, પરંતુ તેની કશી અસર ન પડી એટલે રાષ્ટ્રીય રક્ષક દળના કમાંડરે* ગોળીબાર કરવાનો હુકમ આપ્યો. એક વારના ગોળીબારથી મૂઢ વરણાગિયાઓ બેકાબૂ નાસભાગ કરતા વિખેરાઈ ગયા. તેમણે ધારણા રાખેલી કે જેવી અસર જેરિકોની દીવાલ ઉપર જોશુઆની તૂરીઓની પડી હતી એવી જ અસર પૅરિસની ક્રાંતિ ઉપર તેમના "મોભા"ના ખાલી પ્રદર્શનથી જ પડશે. એ લોકો પલાયન કરી ગયા ત્યારે રાષ્ટ્રીય રક્ષક દળના બે સિપાહીઓ હણાઈ ગયા હતા, નવ સિપાહીઓ સખત જખમી થઈ ગયા હતા (તેમાં કેંદ્રીય સમિતિનો એક સભ્ય સામેલ હતો), અને તેમના પરાક્રમના આખા મેદાનમાં "શાંત" દેખાવના "બિનહથિયાર" સ્વરૂપની સાબિતી તરીકે રિવોલ્વરો, કટારો, અને તલવાર-છડીઓ ઠેરઠેર પડી હતી. ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખે રાષ્ટ્રીય રક્ષક દળે રોમ ઉપર ફ્રેંચ લશ્કરોના ભયંકર ગુનાહિત હલ્લાની સામે વિરોધ જાહેર કરવા ખરેખરો શાંત દેખાવ કરેલો ત્યારે શાંગાર્નિયેએ, એ વખતે વ્યવસ્થાની પાર્ટીના જનરલે, એ બિનહથિયાર ઇન્સાનોની ઉપર ચોતરફથી પોતાનાં સૈન્યો વડે હુમલો કર્યો હતો, તેમને ગોળીએ વીંધી નાખ્યા હતા અને તલવારો વડે વાઢી નાખ્યા હતા, ઘોડાઓના પગ તળે ચગદી નાખ્યા હતા, અને તેના એવા કરતૂત બદલ રાષ્ટ્રીય સભાએ તથા ખાસ કરીને મિસ્ટર થિયેરે તેને સમાજના તારણહાર તરીકે બિરદાવ્યો હતો. એ વખતે પૅરિસમાં ઘેરાની હાલત જાહેર કરી દેવામાં આવી હતી. દુફોરે દમનના નવા કાનૂનો રાષ્ટ્રીય સભામાં ઉતાવળા બહાલ કરાવી લીધા હતા. નવી ગિરફતારીઓ, નવી

---

*બેર઼્ેરે.—સં.

હદપારીઓ — ત્રાસનું નવું સામ્રાજ્ય શરૂ થઈ ગયું હતું. પરંતુ એવી બાબતોમાં "નીચલા દરજ્જાઓ"ની રીત નિરાળી હોય છે. ૧૮૭૧ની કેંદ્રીય સમિતિએ તો "શાંત દેખાવ"ના બહાદુરોની સાવ અવગણના કરી, એટલી હદે કે માત્ર બે જ દિવસ પછી તેમને માટે ઍડમિરલ સૅસ્સેના સરદારી હેઠળ હથિયારબંધ દેખાવ કરવા, જેની પરાકાષ્ઠા વર્સાઈ તરફની પ્રખ્યાત નાસભાગમાં આવી હતી એ દેખાવ કરવા, એકઠા થવાનું શક્ય બન્યું હતું. મોનમાર્ત્રે ખાતે ધાડ પાડવાની થિયેરની કોશિશથી શરૂ કરવામાં આવેલા આંતરવિગ્રહને ચાલુ રાખવા અચકાતી કેંદ્રીય સમિતિએ એ વખતે તત્કાળ વર્સાઈની ઉપર, ત્યારે તદ્દન નિરાધાર વર્સાઈની ઉપર, કૂચ ન કરીને અને એ રીતે થિયેર તથા તેના ગામડિયાઓનાં કારસ્તાનોનો અંત ન આણી દઈને નિર્ણાયક ભૂલનો અપરાધ કર્યો હતો. તેને બદલે વ્યવસ્થાની પાર્ટીને માર્ચની ૨૬મી તારીખે, કોમ્યુનની ચૂંટણીના દિવસે, ચૂંટણીના મેદાનમાં પોતાની તાકાત અજમાવવાની તક આપવામાં આવી હતી. ત્યારે પૅરિસના મતવિસ્તારોમાં વ્યવસ્થાના "આદમીઓએ" વધારે પડતા ઉદાર વિજેતાઓની સાથે સુમેળના વિનમ્ર શબ્દોની આપલે કરી હતી, અને વેળા આવે ત્યારે તેમને ખતમ કરી નાખવાના ગંભીર શપથ મનમાં લીધા હતા.

હવે ચંદ્રકનું બીજું પાસું જુઓ. થિયેરે પૅરિસની વિરુદ્ધ બીજી ઝુંબેશ એપ્રિલના આરંભમાં ચાલુ કરી હતી. કેદી પૅરિસવાસીઓના પહેલા જૂથને વર્સાઈ આણવામાં આવ્યું ત્યારે તેની ઉપર ધૃણાજનક અત્યાચાર વરસાવવામાં આવ્યા હતા, એર્નેસ્ટ પીકાર પાટલૂનનાં ખીસાંમાં હાથ ભરાવીને તેમની ઠેકડી ઉડાડતો આંટા મારતો હતો, અને ઝરૂખામાં મોભાદાર બાનુઓથી (?) ઘેરાયેલી માદામ થિયેર તથા માદામ ફાવ્રે વર્સાઈના ધાડાના અત્યાચારોને તાળીઓથી વધાવી રહી હતી. કેદ પકડાયેલા લશ્કરી સિપાહીઓને ઘોર નિષ્ઠુરતાથી મારી નાખવામાં આવ્યા હતા, આપણા બહાદુર મિત્ર, લોખંડના કામદાર, જનરલ દુવાલને કોઈ જાતની અદાલતી કારવાઈ વગર ગોળીએ વીંધી નાખવામાં આવ્યો હતો. ગાલીફેએ, બીજા સામ્રાજ્યની રંગરાગની મહેફિલોમાં નિર્લજ્જ પ્રદર્શનો બદલ એકદમ નામીચી બની ગયેલી તેની પોતાની પત્નીના રાખેલા આદમીએ, એક ઘોષણાપત્રમાં ડંફાસ હાંકી હતી કે તેના નિશાનબાજોએ રાષ્ટ્રીય રક્ષક દળની એક નાનકડી ટુકડીની ઉપર અણધાર્યો હુમલો કરીને તેનાં હથિયારો ઉતરાવી લીધાં ત્યારે આખી ટુકડીને કૅપ્ટન તથા લેફ્ટેનન્ટ સહિત મારી નાખવાનો હુકમ તેણે આપ્યો હતો. પલાયન કરી જનારા વિનુઆને, સમવાયપંથીઓની કતારોમાંથી કેદ પકડાયેલા દરેક લશ્કરી સિપાહીને ગોળીએ વીંધી નાખવાના સામાન્ય હુકમ



બદલ, થિયેરે લિજિયન ઓફ ઓનરના ભવ્ય ક્રૉસના પદે નીમ્યો હતો. ૧૮૭૦ના ઑક્ટોબરની ૩૧મી તારીખે સંરક્ષણની સરકારના પ્રધાનોનાં માથાં બચાવી લેનારા ઉદારદિલ અને શૂરવીર ફ્લુરાંસને[108] દગાખોરીથી ખાટકીની જેમ કાપીને તેની કાયાના કકડા કરી નાખવા બદલ લશ્કરી પોલીસ દેમારેને ઇલકાબ આપવામાં આવ્યો હતો. તેની હત્યાની "પ્રોત્સાહક વિગતો"ને થિયેરે રાષ્ટ્રીય સભામાં વિજયની અદાથી સવિસ્તર વર્ણવી હતી. જેને ટૅમરલેનની ભૂમિકા ભજવવા દેવામાં આવતી હતી એવા સંસદીય ઠિંગુજીના હરખપદૂડા મિથ્યાભિમાનમાં તેણે, તેની વામનતાની સામે વિદ્રોહ કરનારાઓને, લડાઈની સભ્ય રીતનો એક પણ અધિકાર, એમ્બ્યુલન્સોની તટસ્થતાનો અધિકાર સુદ્ધાં, નહોતો આપ્યો. જેને પોતાની વાઘ-વૃત્તિઓ મોકળી મૂકી દેવાનો મોકો થોડા વખત પૂરતો મળી ગયો હોય એવા વાંદરા કરતાં, વોલ્ટૅરની કૃતિમાં આલેખિત વાંદર-વાઘ કરતાં,* વધારે ધૃણાજનક બીજું કશું ન હોઈ શકે.

એપ્રિલની ૭મી તારીખની ડિક્રી પછી, વળતી સજાનો આદેશ આપતી અને "વર્સાઈના ધાડપાડુઓનાં માનવભક્ષી કરતૂતોની સામે પૅરિસનું રક્ષણ કરવાની" બાબતને કોમ્યુનની ફરજ ગણાવતી તથા "આંખને બદલે આંખ અને દાંતને બદલે દાંત"નો[109] તકાદો કરતી ડિક્રી પછી, થિયેરે કેદીઓ જોડેનું જંગલી વર્તન બંધ નહોતું કર્યું પરંતુ વધારામાં પોતાની જાહેરાતોમાં તેમની ઉપર નીચે મુજબ અપમાન વરસાવ્યું હતું: "પતિત લોકશાહીની આનાથી વધારે પતિત મુદ્રાઓ ઉપર પ્રમાણિક માણસોની વ્યથિત નજરો અગાઉ ક્યારેય નથી પડી" — ખુદ થિયેર જેવા અને તેના પ્રધાનમંડળના રજાચિઠ્ઠીવાળા આદમીઓ જેવા પ્રમાણિક માણસોની. તેમ છતાં, કેદીઓને ગોળીએ વીંધી નાખવાનું થોડા વખત પૂરતું મુલતવી રાખી દેવામાં આવ્યું. પરંતુ થિયેર અને તેના ડિસેંબરપંથી જનરલોને ખબર પડી કે વળતી સજાને લગતી કોમ્યુનની ડિક્રી તો ઠાલી ધમકી જ છે, પૅરિસમાં રાષ્ટ્રીય રક્ષક દળના સિપાહીઓના સ્વાંગમાં પકડાતા તેમના લશ્કરી જાસૂસોને તથા દારૂગોળા સાથે પકડાતા પોલીસોને પણ જીવતા રહેવા દેવામાં આવે છે, એટલે તરત કેદીઓને સામૂહિક રીતે ગોળીએ વીંધી નાખવાનું ફરી ચાલુ થઈ ગયું અને છેક અંત સુધી અવિરત ચાલુ રહ્યું. રાષ્ટ્રીય રક્ષક દળના સિપાહીઓ ભાગીને જે મકાનોમાં ભરાઈ જતા તેમને લશ્કરી પોલીસો ઘેરી લેતા અને પેટ્રોલ છાંટીને (આ યુદ્ધમાં પહેલી વાર) સળગાવી દેતા. પછી

---

* વોલ્ટૅર, «*Candide*».

તેર્નના પ્રેસની સફાઈની ગાડી એ મકાનોમાંથી બળેલાં શબોને બહાર કાઢી લાવતી રાષ્ટ્રીય રક્ષક દળના ચાર સિપાહીઓ એપ્રિલની ૨૫મી તારીખે બેલ-એપાઈન ખાતે ઘોડેસવાર નિશાનબાજોની ટુકડીને શરણે થઈ ગયેલા. ટુકડીના કૅપ્ટને, ગાલીફેના લાયક આદમીએ, પછી તેમને એક એક કરીને ગોળીએ વીંધી નાખ્યા હતા. તેણે મરેલા માની લીધેલા ચાર શિકારમાંથી એક શેફેર કાયા ઘસડતો પૅરિસની સરહદી ચોકીએ પહોંચી ગયો અને ત્યાં તેણે કોમ્યુનના એક પંચ સમક્ષ હકીકતનું બયાન આપ્યું. એ પંચના અહેવાલના આધારે તોલેંને યુદ્ધપ્રધાનને સવાલ પૂછયો ત્યારે તેના અવાજને ગામડિયાઓએ દેકારામાં ડુબાવી દીધો અને લેફ્લોને જવાબ આપવાની મનાઈ કરી દીધી. તેમના "ગૌરવમય" લશ્કરનાં કરતૂતોની વાત કરવામાં આવે તો એ લશ્કરનું અપમાન થઈ જાય. મુલેં સાકેમાં નીંદરમાં પડેલા સમવાયપંથીઓને અણધાર્યા જ બૅયોનેટો વડે પીંખી નાખવાના, તથા ક્લામારમાં ગોળીબારની સંખ્યાબંધ ઝડીઓના, બનાવો વિશે થિયેરની જાહેરાતોનો આછકલો સૂર જોઈને તો બહુ સંવેદનશીલ નહિ એવા લંડન «*Times*»ના[110] જ્ઞાનતંતુઓને પણ આઘાત લાગ્યો હતો. પરંતુ પરદેશી ચડાઈના રક્ષણ હેઠળ પૅરિસની ઉપર તોપમારો કરનારાઓ તથા ગુલામોના માલિકોનો બળવો ઉશ્કેરનારાઓએ કરેલા ખાલી પ્રાથમિક અત્યાચારોને વર્ણવી બતાવવાનો પ્રયત્ન આજે હાસ્યાસ્પદ ગણાય. એવાં બધી ભયાનકતાઓના વાતાવરણમાં થિયેરે, પોતાના વામણા ખભાઓ પર લદાયેલી કપરી જવાબદારી વિશે પોતાનાં સંસદીય રોદણાં ભૂલી જઈને, પોતાની જાહેરાતમાં ડંફાસ હાંકી હતી કે l'Assemblée Siége Paisiblement (સભાનું અધિવેશન શાંતિના સંજોગોમાં ચાલુ છે), અને ક્યારેક ડિસેંબરપંથી જનરલોની સાથે તો ક્યારેક જર્મન રાજાઓની સાથે મહેફિલોની મોજ સતત માણતા રહીને સાબિત કરી દીધું હતું કે તેના પેટનું પાણીયે બિલકુલ હલતું નહોતું, લેકોન્ત અને ક્લેમાન થોમાનાં પ્રેત જોઈને પણ નહિ...

૩

માર્ચની અઢારમી તારીખે પરોઢિયે પૅરિસ "કોમ્યુન ઝિંદાબાદ!"ની ગાજવીજથી જાગી ગયું. કોમ્યુન, મૂડીવાદી માનસને પજવતો એ રાક્ષસરૂપ કોયડો, આખર છે શું?

માર્ચની અઢારમી તારીખે કેંદ્રીય સમિતિએ પોતાના ઘોષણાપત્રમાં જણાવ્યું કે "પૅરિસના સર્વહારાઓ, શાસક વર્ગોની નિષ્ફળતાઓ તથા દગાખોરીના સંજોગોમાં, સમજી ગયા છે કે જાહેર મામલાઓનું સંચાલન



પોતાના હાથમાં લઈને પરિસ્થિતિને ઉગારી લેવાની વેળા પાકી ગઈ છે... તેઓ સમજી ગયા છે કે સરકારી સત્તા કબજે કરી લઈને પોતાના ભાવિના સ્વામીઓ ખુદ બની જવાની બાબત તેમની બંધનકારી ફરજ તથા પૂર્ણ અધિકાર છે."

પરંતુ કામદાર વર્ગ તૈયાર રાજ્ય તંત્રને ખાલી પોતાના કબજામાં લઈને તેનો ઉપયોગ પોતાના હેતુઓ માટે ન કરી શકે.

સ્થાયી સેના, પોલીસ, નોકરશાહી, ધર્મસંસ્થા, તથા ન્યાયતંત્ર જેવાં સર્વવ્યાપક સંઘટનો, શ્રમના પદ્ધતિસર તથા સોપાનિક વિભાજનની યોજનાના આધારે ઘડાયેલાં સંઘટનો, ધરાવતી કેંદ્રીકૃત રાજ્ય સત્તાનો ઊગમ નિરંકુશ રાજશાહીના દિવસોમાં થયો હતો, અને ઊગતા મધ્યમ વર્ગીય સમાજ માટે તે સામંતશાહી સામેના સંઘર્ષોમાં પ્રબળ હથિયારની કામગીરી બજાવતી હતી. પરંતુ તરેહવાર મધ્યયુગીન કચરાપટ્ટી, જમીનદારી અધિકારો, સ્થાનિક વિશેષાધિકારો, સુધરાઈ તથા મહાજનની ઈજારદારીઓ, તથા પ્રાંતીય બંધારણોને લીધે તેનો વિકાસ અવરોધાતો રહ્યો હતો. અઢારમી સદીની ફ્રેંચ ક્રાંતિના ગંજાવર ઝાડુએ વીતેલા જમાનાના એ બધા અવશેષોને સાફ કરી નાખ્યા, અને આધુનિક રાજ્ય ઈમારતના ઉપલા માળખાને નડતા આખરી અવરોધોને પણ સાથોસાથ સામાજિક ધરતી પરથી હઠાવી દીધા. એ ઈમારત, આધુનિક ફ્રાંસની વિરુદ્ધ પુરાણા અર્ધસામંતી યુરોપનાં એકસંપીનાં યુદ્ધોના સંતાન પ્રથમ સામ્રાજ્યમાં, ખડી થયેલી હતી. ત્યાર પછીનાં શાસનો દરમિયાન, સંસદીય નિયંત્રણ હેઠળ—એટલે કે મિલકતદાર વર્ગોના સીધા નિયંત્રણ હેઠળ—મુકાઈ ગયેલી સરકાર જંગી રાષ્ટ્રીય કરજો તથા કમ્મરતોડ કરવેરાનો અડ્ડો, પદ તથા દોલત તથા ઓથનાં અદમ્ય પ્રલોભનો પેશ કરતો અડ્ડો, બની ગઈ એટલું જ નહિ, શાસક વર્ગોનાં હરીફ જૂથો તથા લેભાગુઓ વચ્ચે ટંટાનું કારણ બની ગઈ એટલું જ નહિ, પરંતુ સમાજનાં આર્થિક પરિવર્તનોની સાથે સાથે તેનું રાજકીય સ્વરૂપ પણ પલટાઈ ગયું. જ્યાં આધુનિક ઉદ્યોગની પ્રગતિએ મૂડી અને શ્રમ વચ્ચેની વિષમતાને વિકસાવી, ફેલાવી, અને વધારે ઉગ્ર બનાવી એ જગ્યાએ રાજ્ય સત્તા શ્રમની ઉપર મૂડીની રાષ્ટ્રીય સત્તાનું, સામાજિક ગુલામી લાદવા માટે સંઘટિત પ્રજાકીય તાકાતનું, વર્ગીય આપખુદશાહીના એંજિનનું, સ્વરૂપ વધારે ને વધારે પ્રમાણમાં ધારણ કરતી ગઈ. વર્ગસંઘર્ષમાં પ્રગતિશીલ તબક્કો અંકિત કરતી દરેક ક્રાંતિ પછી રાજ્ય સત્તાનું નર્યું દમનકારી સ્વરૂપ વધારે ને વધારે સાફ જોવા

મળે છે. સત્તાને જમીનદારોના હાથમાંથી મૂડીદારોના હાથમાં સુપરત કરી દેવામાં પરિણમેલી ૧૮૩૦ની ક્રાંતિએ સત્તાને કામદારોના વધારે દૂરના શત્રુઓના હાથમાંથી વધારે સીધા શત્રુઓના હાથમાં સુપરત કરી દીધી. રાજ્ય સત્તાને ફેબ્રુઆરી ક્રાંતિના નામે પોતાના હાથમાં લઈ લેનારા મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓએ તેનો ઉપયોગ જૂનની ખૂનરેજીઓ માટે કર્યો, જેથી કામદાર વર્ગને ખાતરી કરાવી શકાય કે "સામાજિક" પ્રજાસત્તાકનો અર્થ કામદારોની સામાજિક ગુલામી સુનિશ્ચિત બનાવતું પ્રજાસત્તાક છે, અને મૂડીદાર તથા જમીનદાર વર્ગના રાજવંશતરફી મોટા ભાગને ખાતરી કરાવી શકાય કે તે સરકારની ફિકરચિંતાઓ તથા પૈસાપગારને સલામત રીતે મૂડીવાદી "પ્રજાસત્તાકપંથીઓ"ના હાથમાં છોડી શકે છે. પરંતુ મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓને જૂનના બહાદુરીભર્યા એક પરાક્રમ પછી મોખરાના સ્થાનેથી "વ્યવસ્થાની પાર્ટી"ની પાછળ ભરાઈ જવું પડ્યું. હડપગીર વર્ગમાંનાં તમામ હરીફ જૂથો તથા પાર્ટીઓએ ઉત્પાદક વર્ગોની સામે હવે ખુલ્લંખુલ્લા ઘોષિત વિષમતાની સ્થિતિમાં એ પાર્ટીમાં જોડાણ સાધી લીધું હતું. તેમની જોઈન્ટ-સ્ટોક સરકારનું યોગ્ય રૂપ **સંસદીય પ્રજાસત્તાકનું** હતું અને તેનો પ્રમુખ લૂઈ બોનાપાર્ત હતો. તેમનું શાસન ઉઘાડા વર્ગીય ત્રાસનું અને "અધમ માનવટોળાં"ની ઉપર જાણીજોઈને અપમાન વરસાવવાનું હતું. મિસ્ટર થિયેરે જણાવ્યું હતું કે સંસદીય પ્રજાસત્તાક "અમને (શાસક વર્ગના તરેહવાર અંશોને) ઓછામાં ઓછા વિભાજિત કરે છે", પરંતુ સંસદીય પ્રજાસત્તાકે એ વર્ગ અને તેની પાંખી કતારોની બહારના આખા સમાજ વચ્ચે ખીણ પેદા કરી દીધી. તેમનાં પોતાનાં વિભાજનોએ અગાઉનાં શાસનોમાં જે મર્યાદાઓ થકી રાજ્ય સત્તાને હજી અંકુશમાં રાખી હતી એ મર્યાદાઓ તેમના જોડાણથી ખતમ થઈ ગઈ, અને સર્વહારા વર્ગની જોખમી ઊથલપાથલને લક્ષમાં લઈને તેમણે એ રાજ્ય સત્તાનો ઉપયોગ હવે શ્રમની સામે મૂડીના રાષ્ટ્રીય યુદ્ધ-ઍંજિન તરીકે નિર્દયતાથી અને ડોળદમામથી કર્યો. પરંતુ ઉત્પાદક લોકસમુદાયો સામેની તેમની અણથંભ જેહાદમાં તેમને દમનના સતત વધતા જતા અખત્યારો કાર્યવાહક સત્તાના હાથમાં આપવા પડ્યા એટલું જ નહિ પરંતુ, સાથે સાથે, તેમનો પોતાનો સંસદીય ગઢ—રાષ્ટ્રીય સભા—કાર્યવાહક સત્તાની સામે રક્ષણનાં જે સાધનો ધરાવતો હતો તેમને એક પછી એક જતાં પણ કરવાં પડ્યાં. લૂઈ બોનાપાર્તના રૂપમાં મૂર્ત થયેલી કાર્યવાહક સત્તાએ તેમને કાઢી મૂક્યા. "વ્યવસ્થાની પાર્ટી"ના પ્રજાસત્તાકનું કુદરતી સંતાન હતું બીજું સામ્રાજ્ય.

જન્મના પ્રમાણપત્ર તરીકે સત્તાપલટો, બહાલી તરીકે સાર્વજનીન



મતાધિકાર, અને રાજદંડ તરીકે તલવાર ધરાવતું સામ્રાજ્ય કિસાનપ્રજા ઉપર, મૂડી અને શ્રમના સંઘર્ષમાં સીધી રીતે ન સંકળાયેલા ઉત્પાદકોના વિશાળ સમુદાય ઉપર, આધારિત હોવાનો દાવો કરતું હતું. તે સંસદવાદને, અને તેની સાથે મિલકતદાર વર્ગોનાં ચરણોમાં સરકારની ઉઘાડી તાબેદારીને, તોડી નાખીને કામદાર વર્ગને ઉગારી લેવાનો દાવો કરતું હતું. તે કામદાર વર્ગની ઉપર મિલકતદાર વર્ગોના વર્ચસ્વનું સમર્થન કરીને તેમને બચાવી લેવાનો દાવો કરતું હતું, અને છેલ્લે, સૌને માટે રાષ્ટ્રીય ગૌરવની ભાવનાનું પુનરુત્થાન કરીને બધા વર્ગોને એકસૂત્રે સાંકળી લેવાનો દાવો કરતું હતું. પરંતુ તે વાસ્તવમાં તો, જ્યારે રાષ્ટ્રનું શાસન ચલાવવાની આવડત મૂડીદાર વર્ગે ખોઈ દીધી હતી અને કામદાર વર્ગે હજી હાંસલ નહોતી કરી ત્યારે, સરકારનું એકમાત્ર શક્ય રૂપ અંકિત કરતું હતું. તેને સમાજના રક્ષણહાર તરીકે આખી દુનિયામાં વધાવી લેવામાં આવ્યું હતું. તેના અમલમાં રાજકીય ફિકરચિંતાઓથી મુક્ત થઈ ગયેલા મૂડીવાદી સમાજે એટલો વિકાસ સાધી લીધો કે જેની ખુદ તેનેય ધારણા નહોતી. તેના ઉદ્યોગ તથા વ્યાપારે વિસ્તાર પામીને ગંજાવર પરિમાણો ધારણ કરી લીધાં, નાણાકીય છેતરપિંડીના સર્વદેશી રંગરાગ મનાવવામાં આવ્યા, ભપકાદાર અને આડંબરી તેમ જ અધમ વૈભવના નિર્લજ્જ પ્રદર્શનથી લોકસમુદાયોની કંગાલિયત વધારે સાફ તરી આવી. દેખીતી રીતે સમાજથી ખૂબ ઊંચે ઊડતી રાજ્ય સત્તા સાથે સાથે જ એ સમાજની બદતરીન ફજેતી અને તેના સમગ્ર ભ્રષ્ટાચારનું મથક બની રહી. તેના સડાને, અને તેણે ઉગારી લીધેલા સમાજના સડાને, પ્રશિયાની બૅયોનેટોએ, એ શાસનના સર્વોપરી સ્થાનને પૅરિસથી બર્લિન ખસેડવાનો ખંતીલો નિર્ધાર ધરાવતા પ્રશિયાની બૅયોનેટોએ, ઉઘાડો પાડી દીધો. ઊગતા મધ્યમ વર્ગીય સમાજે સામંતશાહીથી પોતાની મુક્તિના સાધન તરીકે જેનું ઘડતર શરૂ કર્યું હતું, અને પૂરા વિકસેલા મૂડીવાદી સમાજે જેને આખરે મૂડી તરફથી શ્રમને ગુલામીમાં જકડી લેવાના સાધનમાં પલટાવી નાખ્યો હતો, એવો સામ્રાજ્યવાદ એકીવેળાએ રાજ્ય સત્તાનું અત્યંત વ્યભિચારી અને અંતિમ રૂપ અંકિત કરે છે.

કોમ્યુન સામ્રાજ્યથી તદ્દન વિપરીત બાબત અંકિત કરતું હતું. પૅરિસના સર્વહારા વર્ગે ફેબ્રુઆરીની ક્રાંતિની શરૂઆત જે "સામાજિક પ્રજાસત્તાક"ની હાકલથી કરી હતી તેમાં એવા પ્રજાસત્તાકની કેવળ અસ્પષ્ટ આકાંક્ષા જ વ્યક્ત થઈ હતી કે જે વર્ગીય શાસનના માત્ર રાજશાહી રૂપનું જ નહિ પરંતુ ખુદ વર્ગીય શાસનનું સ્થાન લઈ લેવાનું હતું. કોમ્યુનમાં એવા પ્રજાસત્તાકનું પ્રત્યક્ષ રૂપ અંકિત હતું.

થિયેર તથા ગામડિયાઓને સામ્રાજ્ય પાસેથી વારસામાં મળેલી પુરાણી સરકારને ફરી સ્થાપવાના તથા ચાલુ રાખવાના પ્રયત્નનો પૅરિસે, એ પુરાણી સરકારી સત્તાના કેંદ્રીય મથક અને સાથે સાથે જ ફ્રેંચ કામદાર વર્ગના સામાજિક ગઢ પૅરિસે, હાથમાં હથિયારો લઈને સામનો કર્યો. પૅરિસ એકમાત્ર એ કારણે જ સામનો કરી શક્યું કે તેણે ઘેરાના પરિણામે સેનાથી છુટકારો હાંસલ કરી લઈને તેના સ્થાને રાષ્ટ્રીય રક્ષક દળને ગોઠવી દીધું હતું અને દળમાં મોટા ભાગના સિપાહીઓ કામદારો હતા. એ હકીકત હવે સંસ્થામાં રૂપાંતરિત થઈ જવાની હતી. એટલે કોમ્યુનની પહેલી ડિક્રી સ્થાયી સેનાને ખતમ કરી નાખવા અને તેનું સ્થાન હથિયારબંધ જનતાને આપવા સંબંધી હતી.

કોમ્યુનની રચના સુધરાઈના સભ્યોને લઈને કરવામાં આવી હતી. તેઓ સાર્વજનીન મતાધિકારના આધારે શહેરના વિવિધ વિસ્તારોમાંથી ચૂંટાયેલા તથા જવાબદાર હતા, અને તેમની ચૂંટણી ટૂંકા ગાળામાં રદ થઈ શકતી હતી. મોટા ભાગના સભ્યો સ્વાભાવિક રીતે જ કામદારો અથવા કામદાર વર્ગના માન્ય પ્રતિનિધિઓ હતા. કોમ્યુન સંસદીય નહિ પરંતુ કાર્ય કરતું સંઘટન, એકીવેળાએ કાર્યવાહક તથા વિધાનાત્મક સંઘટન, બની રહેવાનું હતું. પોલીસ તંત્રને કેંદ્રીય સરકારના સાધન તરીકે ચાલુ રાખવાને બદલે તેની રાજકીય કામગીરીઓ તત્કાળ ખતમ કરી નાખવામાં આવી અને તેને કોમ્યુનના એવા જવાબદાર સાધનમાં પલટાવી નાખવામાં આવ્યું કે જેના અખત્યારો ગમે ત્યારે રદ થઈ શકે. વહીવટની બીજી બધી શાખાઓના અમલદારોની બાબતમાં પણ એમ જ કરવામાં આવ્યું. કોમ્યુનના સભ્યોથી લઈને લાગતાવળગતા સૌએ સાર્વજનિક સેવાઓમાં **કામદારોનાં વેતન** જેટલું જ વળતર લઈને કામ કરવાનું હતું. રાજ્યના મોટા માંધાતાઓનાં સ્થાપિત હિતો અને પ્રતિનિધિત્વ ભથ્થાં મોટા માંધાતાઓની ભેગાં જ અદૃશ્ય થઈ ગયાં. જાહેર પદો ઉપર કેંદ્રીય સરકારના હાથાઓનો ખાનગી હક ખતમ થઈ ગયો. કેવળ સુધરાઈની વહીવટી કામગીરી જ નહિ પરંતુ અગાઉ રાજ્ય તરફથી કરવામાં આવતી બધી પહેલકદમી પણ કોમ્યુનને હસ્તક સોંપી દેવામાં આવી.

સ્થાયી સેના તથા પોલીસથી, પુરાણી સરકારના ભૌતિક બળનાં તત્ત્વોથી, છુટકારો હાંસલ કરી લીધા પછી કોમ્યુન તમામ ધર્મસંસ્થાઓનો રાજ્ય સાથેનો સંબંધ તોડી નાખીને, મિલકતદાર તંત્ર તરીકેની તેમની હસ્તીને ખતમ કરી નાખીને તથા તેમને આપવામાં આવતી નાણાકીય મદદ બંધ કરી દઈને, દમનના આધ્યાત્મિક બળને, "પાદરી-સત્તા"ને, તોડી નાખવા આતુર હતું. પાદરીઓને



પાછા અંગત જીવનના એકાંતમાં રહેવા અને તેમના પુરોગામીઓનું, દેવદૂતોનું, અનુકરણ કરીને નિષ્ઠાવાન લોકોની સખાવતના આધારે જીવન ગુજારવા મોકલી દેવામાં આવ્યા. તમામ શિક્ષણ સંસ્થાઓને લોકો માટે મફત ખુલ્લી મૂકી દેવામાં આવી અને સાથે સાથે જ તેમાં ધર્મસંસ્થા તથા રાજ્યની બધી દખલગીરીને ખતમ કરી નાખવામાં આવી. એ રીતે શિક્ષણને સૌની પહોંચમાં આણી દેવામાં આવ્યું એટલું જ નહિ પરંતુ સમગ્ર વિજ્ઞાનને પણ વર્ગીય પૂર્વગ્રહો તથા સરકારી બળે તેની ઉપર લાદેલા અંકુશોથી મુક્ત કરી દેવામાં આવ્યું.

ન્યાયતંત્રના કાર્યકર્તાઓની એવી દંભી સ્વતંત્રતાને ખતમ કરી નાખવાની હતી કે જે એક પછી એક આવતી સરકારોના, તેઓ જેમની તરફ વફાદારીના સોગન લેતા અને તોડતા રહ્યા હતા એવી સરકારોના, પગમાં તેમની અધમ તાબેદારીને છુપાવી રાખવાના મહોરાનું જ કામ કરતી હતી. બાકીના સરકારી નોકરોની જેમ મૅજિસ્ટ્રેટ તથા જજનાં પદોને પણ ચૂંટણી ઉપર આધારિત, જવાબદાર, તથા રદ થઈ શકે એવાં બનાવી દેવાનાં હતાં.

પૅરિસ કોમ્યુને બેશક ફ્રાંસનાં બધાં મોટાં ઔદ્યોગિક કેંદ્રો માટે નમૂનાની કામગીરી બજાવવાની હતી. કોમ્યુનનું શાસન પૅરિસમાં તથા ગૌણ કેંદ્રોમાં સ્થપાઈ ગયા પછી પ્રાંતોમાં પણ પુરાણી કેંદ્રીકૃત સરકારને પોતાનું સ્થાન ઉત્પાદકોની સ્વ-સરકાર માટે ખાલી કરી દેવું જ પડે. કોમ્યુને રાષ્ટ્રીય સંઘટનની કાચી રૂપરેખા ઘડી હતી પરંતુ તેને વિકસાવવાનો સમય કોમ્યુનને નહોતો મળ્યો. તેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે ગ્રામવિસ્તારમાં નાનામાં નાના ગામમાં પણ કોમ્યુનનું જ રાજકીય રૂપ સ્થાપવાનું હતું, ગ્રામવિસ્તારોમાં સ્થાયી સેનાની જગ્યાએ રાષ્ટ્રીય મિલિશિયાની સ્થાપના કરવાની હતી અને તેની સેવાની અવધિ એકદમ ટૂંકી રાખવાની હતી. દરેક જિલ્લાનાં ગ્રામ-કોમ્યુનોએ પોતાના સહિયારા મામલાઓનો વહીવટ કેંદ્રીય શહેરમાં ડેલિગેટોની સભાઓ મારફત ચલાવવાનો હતો, અને એ જિલ્લા સભાઓએ પાછા પોતાના પ્રતિનિધિઓ પૅરિસમાં રાષ્ટ્રીય પ્રતિનિધિ સભામાં મોકલવાના હતા, વળી એવા દરેક પ્રતિનિધિનો અખત્યાર ગમે ત્યારે રદ કરી શકવાની અને તેને પોતાના મતદારોના mandat impératifથી (રીતસરના આદેશોથી) બંધાયેલો રાખવાની જોગવાઈ કરવાની હતી. ત્યાર પછી પણ જે થોડીક પરંતુ મહત્ત્વની કામગીરીઓ કેંદ્રીય સરકાર માટે બાકી રહી જાય તેમને, ખોટી રીતે જણાવવામાં આવે છે તેમ, દબાવી નહોતી દેવાની પરંતુ કોમ્યુનનાં, અને એટલે ચોક્કસ રીતે જવાબદાર, સંઘટનો મારફત પાર પાડવાની હતી. રાષ્ટ્રની એકતા ખંડિત નહોતી થવાની પરંતુ એથી ઊલટું કોમ્યુનના

બંધારણ થકી સંગઠિત થવાની હતી અને રાજ્ય સત્તાના, ખુદ રાષ્ટ્રથી સ્વતંત્ર અને ચડિયાતી રીતે એવી એકતાનું મૂર્ત રૂપ હોવાનો દાવો કરતી પરંતુ રાષ્ટ્રના સંબંધમાં કેવળ પરજીવી ફાલતુ ગાંઠ બની રહેલી રાજ્ય સત્તાના, ખાતમાના પરિણામે વાસ્તવિકતા બની જવાની હતી. પુરાણી સરકારી સત્તાનાં ખાલી દમનકારી અંગોને વાઢી નાખવાનાં હતાં પરંતુ તેની વાજબી કામગીરીઓને ખુદ સમાજની ઉપર વર્ચસ્વ જમાવી બેઠેલો મુખત્યારીના હાથમાંથી ઝૂંટવીને પાછી સમાજનાં જવાબદાર સંઘટનોને હસ્તક સોંપી દેવાની હતી. શાસક વર્ગનો કયો સભ્ય સંસદમાં જનતાનું ખોટું પ્રતિનિધિત્વ કરે એ બાબત ત્રણ કે છ વરસમાં એક વાર નક્કી કરવાને બદલે સાર્વજનીન મતાધિકાર કોમ્યુનમાં સંઘટિત જનતાની સેવા બજાવવાનો હતો, જેવી રીતે પોતાના કામધંધા માટે કામદારો તથા મેનેજરોની તલાશ કરતા દરેક બીજા માલિકની સેવા વ્યક્તિગત મતાધિકાર બજાવતો હોય છે એવી રીતે. અને જાણીતી વાત છે કે વ્યક્તિઓની જેમ કંપનીઓ ખરા કામધંધાની બાબતોમાં સામાન્ય રીતે જાણતી હોય છે કે યોગ્ય માણસને યોગ્ય જગ્યાએ કેવી રીતે ગોઠવવો, અને તેમાં ક્યારેક ભૂલ થઈ જાય તો તેને કેવી રીતે તરત સુધારી લેવી. બીજી તરફ, સાર્વજનીન મતાધિકારને સ્થાને સોપાનિક પદોની ગોઠવણીની[111] બાબત કોમ્યુનની ભાવનાથી જેટલી વેગળી છે તેના કરતાં વધારે વેગળું બીજું કંઈ ન હોઈ શકે.

તદ્દન નવાં ઐતિહાસિક સર્જનોની સામાન્ય રીતે એવી દશા હોય છે કે તેમને, સામાજિક જીવનનાં પુરાણાં તથા નિષ્ક્રિય પણ બની ગયેલાં જે રૂપોની સાથે તેઓ અમુક પ્રમાણમાં સામ્ય ધરાવતાં હોય તેમનાં પ્રતિરૂપો, ભૂલથી ગણી લેવામાં આવે છે. એ રીતે, આધુનિક રાજ્ય સત્તાને તોડી નાખનારા આ નવા કોમ્યુનને ભૂલથી મધ્યયુગીન કોમ્યુનોના પુનર્સર્જન તરીકે ગણી લેવામાં આવ્યું છે. મધ્યયુગીન કોમ્યુનો તો પહેલાં એ જ રાજ્ય સત્તાનાં પુરોગામી હતાં અને પછી તેનો આધાર બની ગયાં હતાં. કોમ્યુનના બંધારણને મોન્તેસ્ક્યૂ તથા જિરોંદની[112] કલ્પનાનાં મોટાં રાષ્ટ્રોની એકતાનું, મૂળ તો રાજકીય બળથી સાધવામાં આવેલી પરંતુ હવે સામાજિક ઉત્પાદનનો જોરદાર ગુણાંક બની ગયેલી એકતાનું, નાનાં રાજ્યોના સમવાયતંત્રના રૂપમાં ખંડન કરી નાખવાનો પ્રયત્ન ભૂલથી ગણી લેવામાં આવે છે. રાજ્ય સત્તાની સામે કોમ્યુનના વિરોધને ભૂલથી અતિ-કેંદ્રીકરણ સામેના પ્રાચીન સંઘર્ષનું વિસ્તારિત રૂપ ગણી લેવામાં આવે છે. વિશિષ્ટ ઐતિહાસિક સંજોગોએ, ફ્રાંસમાં બનેલું તેમ, સરકારના મૂડીવાદી રૂપનો ક્લાસિકલ વિકાસ અટકાવ્યો હોય અને, ઈંગ્લૅંડમાં બનેલું તેમ, રાજાનાં



મોટાં કેંદ્રીય સંઘટનોને શહેરોમાં ધર્મસંસ્થાઓની ભ્રષ્ટાચારી કારોબારી મંડળીઓ, સ્વાર્થસાધુ સુધરાઈ સભ્યો, તથા ગરીબ-કાનૂનના ઝનૂની રખેવાળો તેમ જ ગ્રામવિસ્તારોમાં વાસ્તવમાં વંશપરંપરાગત મૅજિસ્ટ્રેટો મારફત પરિપૂર્ણ બનાવવા દીધાં હોય. સમાજનું ભક્ષણ કરતા અને સમાજની મુક્ત ગતિને અવરોધતા "રાજ્યરૂપી" પરજીવીએ આજ સુધી શોષી રાખેલાં તમામ પરિબળો કોમ્યુનના બંધારણે પાછાં સામાજિક સંઘટનને હવાલે કરી દીધાં હોત. એવા એક જ કૃત્યથી તેણે ફ્રાંસના પુનર્જીવનની શરૂઆત કરી દીધી હોત. ફ્રાંસના પ્રાંતીય મધ્યમ વર્ગને કોમ્યુનમાં પોતાના દરજ્જાનું વર્ચસ્વ, જે લૂઈ ફિલિપના શાસનમાં તે ધરાવતો હતો અને લૂઈ નેપોલિયનના શાસનમાં જેનું સ્થાન શહેરોની ઉપર ગ્રામવિસ્તારોના શાસનના ઢોંગે લઈ લીધું હતું એ વર્ચસ્વ, ફરી સ્થાપવાનો પ્રયત્ન દેખાયો. વાસ્તવમાં કોમ્યુનના બંધારણે ગ્રામવિસ્તારોના ઉત્પાદકોને તેમના જિલ્લાઓનાં કેંદ્રીય શહેરોની બૌદ્ધિક આગેવાની હેઠળ આણી દીધા હતા, અને એ શહેરોએ તેમનાં હિતોના સ્વાભાવિક વાલીઓ તેમને કામદારોના રૂપમાં પૂરા પાડ્યા હતા. કોમ્યુનની હયાતીમાં જ સ્થાનિક સુધરાઈની સ્વતંત્રતા સાધારણ ક્રમની બાબત તરીકે સામેલ હતી, પરંતુ હવે હઠાવી દેવામાં આવેલી રાજ્ય સત્તા ઉપરના અંકુશ તરીકે નહિ. ૧૭૯૧ની પુરાણી ફ્રેંચ સુધરાઈ સંઘટનાના ઠઠ્ઠાચિત્રને, પ્રશિયન રાજ્યના પોલીસ-તંત્રમાં શહેરી શાસનોને ખાલી ગૌણ ચક્રોની કક્ષાએ ઉતારી દેનારા પ્રશિયન સુધરાઈ બંધારણને, અનુરૂપ આકાંક્ષાઓ પૅરિસ કોમ્યુનમાં આરોપી દેવાનો ખ્યાલ તો માત્ર કોઈ બિસ્માર્કના ભેજામાં જ, લોહી અને લોખંડના કાવાદાવાઓમાં મશગૂલ ન હોય ત્યારે *«Kladderadatsch»*ના (બર્લિનના *«Punch»*ના)[113] લેખક તરીકેનો પોતાનો પુરાણો ધંધો, તેની માનસિક કાબેલિયતને બરાબર બંધબેસતો ધંધો, ફરી ચાલુ કરવાના શોખીન બિસ્માર્કના ભેજામાં જ, એવા ભેજામાં જ, આવી શકે.

કોમ્યુને ખર્ચનાં મોટામાં મોટાં બે કારણોને, સ્થાયી સેના તથા રાજ્યના કર્મચારીપણાને, ખતમ કરી નાખીને મૂડીવાદી ક્રાંતિઓના સંકેતસૂત્રને, સસ્તી સરકાર સંબંધી સંકેતસૂત્રને, વાસ્તવિકતામાં પલટાવી નાખ્યું. તેની હયાતીમાં જ રાજશાહીની, ઓછામાં ઓછું યુરોપમાં તો સામાન્ય બોજો અને વર્ગીય શાસનનો અનિવાર્ય પડદો બની રહેલી રાજશાહીની, બિનહયાતીની પૂર્વધારણા સામેલ હતી. તેણે પ્રજાસત્તાકને ખરેખરી લોકશાહીવાદી સંસ્થાઓનો આધાર પૂરો પાડયો. પરંતુ તેનું અંતિમ લક્ષ્ય નહોતું સસ્તી સરકારનું કે નહોતું "ખરા પ્રજાસત્તાક"નું, એ તો ખાલી તેનાં સહગામીઓ જ હતાં.

કોમ્યુનનાં જે સંખ્યાબંધ અર્થઘટનો કરવામાં આવ્યાં છે અને જે સંખ્યાબંધ હિતોએ તેને પોતાની તરફેણનું ગણી લીધું છે તે બતાવે છે કે કોમ્યુન એકદમ વિસ્તૃત રાજકીય રૂપ હતું, જ્યારે સરકારનાં અગાઉનાં બધાં રૂપો ચોક્કસ દમનકારી હતાં. તેનું ખરું રહસ્ય એ બાબતમાં હતું. તે તાત્ત્વિક દૃષ્ટિએ કામદાર વર્ગીય સરકારને, પચાવગીર વર્ગની સામે ઉત્પાદક વર્ગના સંઘર્ષની પેદાશને, જેમાં શ્રમની આર્થિક મુક્તિનું ઘડતર કરી શકાય એવા આખરે શોધી કાઢવામાં આવેલા રાજકીય રૂપને, અંકિત કરતું હતું.

તેમાંના છેલ્લા લક્ષણ વગર તો કોમ્યુનનું બંધારણ નરી અશક્યતા અને ભ્રમ જ બની રહ્યું હોત. ઉત્પાદકનું રાજકીય શાસન તેની સામાજિક ગુલામીને ચાલુ રાખવાની જોડાજોડ અસ્તિત્વમાં ન જ રહી શકે. એટલે કોમ્યુન એવા આર્થિક પાયાને, વર્ગોનું અને એટલે વર્ગીય શાસનનું અસ્તિત્વ જેની ઉપર આધારિત છે એવા પાયાને, ઉખેડી નાખવાની કળની કામગીરી બજાવવાનું હતું. શ્રમ મુક્ત થઈ જાય એટલે દરેક માનવી કામદાર ઇન્સાન બની જાય છે, અને ઉત્પાદક શ્રમ વર્ગીય લક્ષણ મટી જાય છે.

અજબ હકીકત છે. છેલ્લાં સાઠ વરસો દરમિયાન શ્રમની મુક્તિની બધી મોટી મોટી વાતો અને પારાવાર સાહિત્ય છતાં, ક્યાંય પણ કામદાર ઇન્સાનો નિર્ધાર કરીને એ વિષયને પોતાના હાથમાં લે કે તરત મૂડી તથા રોજી-ગુલામીના રૂપમાં બે છેડા ધરાવતા વર્તમાન સમાજના (જમીનદાર હવે મૂડીદારનો નિષ્ક્રિય ભાગીદાર જ છે) વાજિંત્રો તરફથી બચાવનો બધો વાણીવિલાસ ચાલુ થઈ જાય છે, જાણે કેમ મૂડીવાદી સમાજ હજી અક્ષત નિર્દોષતાની વિશુદ્ધ સ્થિતિમાં હોય, તેને અંગેના ભ્રમો હજી ભાંગી ન ગયા હોય, તેની વ્યભિચારી વાસ્તવિકતાઓ હજી ઉઘાડી ન પડી ગઈ હોય. તેઓ બોલી ઊઠે છે કે કોમ્યુન તો મિલકતને, સમગ્ર સભ્યતાના આધારને, નાબૂદ કરી નાખવાની મુરાદ રાખે છે! હા, સજ્જનો, અનેકના શ્રમને થોડાકની સંપત્તિ બનાવી દેનારી વર્ગીય મિલકતને નાબૂદ કરી નાખવાની મુરાદ કોમ્યુન જરૂર ધરાવતું હતું. તેનું લક્ષ્ય માલિકીહરણ કરનારાઓનું માલિકીહરણ કરવાનું હતું. તેની મંછા ઉત્પાદનનાં સાધનોને, જમીન તથા મૂડીને, હાલ શ્રમને ગુલામીમાં જકડી લેવાનાં તથા તેનું શોષણ કરતાનાં સાધનોને, કેવળ મુક્ત અને સહચારી શ્રમનાં જ સાધનોમાં પલટાવી નાખીને વ્યક્તિગત મિલકતને સત્ય હકીકત બનાવી દેવાની હતી. પણ આ તો સામ્યવાદ છે, "અશક્ય" સામ્યવાદ છે! અરે, શાસક વર્ગોના જે સભ્યો વર્તમાન પદ્ધતિને ચાલુ રાખવાની અશક્યતાને પારખી લેવા જેટલા બુદ્ધિમાન છે—અને તેઓ



ઘણાબધા છે—તેઓ વગર બોલાવ્યે અને જોરશોરથી સહકારી ઉત્પાદનની હિમાયત કરે છે. જો સહકારી ઉત્પાદનને દંભ તથા ફાંસલા જેવું ચાલુ ન રાખવું હોય, જો તે મૂડીવાદી પદ્ધતિનું સ્થાન લઈ લેવાનું હોય, અને જો સંયુક્ત સહકારી મંડળો સર્વસામાન્ય યોજનાના આધારે રાષ્ટ્રીય ઉત્પાદનનું નિયમન કરવાનાં હોય, તથા એ રીતે તેને પોતાના નિયંત્રણમાં રાખવાનાં હોય, તેમ જ મૂડીવાદી ઉત્પાદનના અનિવાર્ય અંજામ સમી સતત અરાજકતા તથા સમયાંતરી આંચકીઓનો અંત આણવાનાં હોય તો, સજ્જનો, તેમાં સામ્યવાદ સિવાય, "શક્ય" સામ્યવાદ સિવાય, બીજું શું હોય?

કામદાર વર્ગે કોમ્યુન પાસેથી ચમત્કારોની આશા નહોતી રાખી. કામદારો par décret du peuple* દાખલ કરી દેવાના કોઈ જાતના તૈયાર તરંગલોક નથી ધરાવતા. તેઓ જાણે છે કે પોતાની મુક્તિનું ઘડતર કરવા માટે, અને તેની સાથે સાથે એવા ઉચ્ચતર રૂપના ઘડતર માટે કે જેની દિશામાં સમાજ પોતાનાં જ આર્થિક સંઘટનો મારફત અદમ્ય રીતે જઈ રહ્યો છે, તેમને લાંબા સંઘર્ષોમાંથી, સંજોગો તથા માનવીઓને પલટાવી નાખતી હારબંધ ઐતિહાસિક પ્રક્રિયાઓમાંથી, પસાર થવું પડશે. તેઓ સિદ્ધ કરવાના કોઈ જાતના આદર્શો નથી ધરાવતા, તેઓ તો નવા સમાજનાં એવાં તત્ત્વોને મુક્ત કરી દેવા માગે છે કે જે પુરાણા અને તૂટી રહેલા મૂડીવાદી સમાજની અંદર જ સમાયેલાં છે. પોતાની ઐતિહાસિક કામગીરી અંગે પૂરી સભાનતા ધરાવતા અને તેને પાર પાડવાનો બહાદુરીભર્યો નિર્ધાર ધરાવતા કામદાર વર્ગને સજ્જનોના સજ્જન ચાકરો તરફથી, કલમ અને ખડિયા લઈને બેઠેલા આદમીઓ તરફથી, વરસાવવામાં આવતી અણઘડ બદગોઈને, તેમ જ વૈજ્ઞાનિક ક્ષતિરહિતતાના ગૂઢ સૂરમાં બોલાતી અજ્ઞાની તથા ચવાઈ ગયેલી વાતો અને સંકુચિત તરંગોની લહાણ કરતા સદ્ભાવી મૂડીવાદી-મતવાદીઓની ઉપદેશાત્મક મુરબ્બીગીરીને, હસી કાઢવાનું પાલવે એમ છે.

જ્યારે પૅરિસ કોમ્યુને ક્રાંતિનું સંચાલન પોતાને હસ્તક લઈ લીધું, પહેલી જ વાર સાધારણ કામદારોએ પોતાના "સ્વાભાવિક ઉપરીઓ"ના સહકારી વિશેષાધિકારનો ભંગ કરવાની હિંમત બતાવી, અને તે પણ અજોડ મુશ્કેલીઓના સંજોગોમાં બતાવી, પોતાની કામગીરીઓ નમ્રતાથી, ખંતથી, અને કાબેલિયતથી બજાવી—વધારેમાં વધારે પગાર એટલો લઈને બજાવી કે જે વિજ્ઞાનના ક્ષેત્રમાં

* જનતાના ફરમાનથી

ઊંચી અધિકારી વ્યક્તિના કથન મુજબ, મહાનગરના અમુક શાળા પંચના મંત્રી માટે ઓછામાં ઓછો આવશ્યક છે—ત્યારે પુરાણી દુનિયા નગર ભવન ઉપર લહેરાતા લાલ ઝંડાને, શ્રમના પ્રજાસત્તાકના પ્રતીકને, જોઈને ક્રોધમાં આંચકીઓ ખાતી મરડાવા લાગી.

તેમ છતાં, એ ક્રાંતિ પહેલી જ એવી ક્રાંતિ હતી કે જેમાં કામદાર વર્ગને સામાજિક પહેલકદમીની શક્તિ ધરાવતા એકમાત્ર વર્ગ તરીકે ઉઘાડી માન્યતા મળી હતી, પૅરિસના મધ્યમ વર્ગના—દુકાનદારો, કારીગરો, તથા વેપારીઓના—ભારે મોટા હિસ્સા તરફથી પણ એવી માન્યતા મળી હતી, એકમાત્ર અપવાદ દોલતમંદ મૂડીદારોનો હતો. ખુદ મધ્યમ વર્ગોની અંદર જ વિખવાદના સતત ઊભા થતા કારણને—કરજદારો અને લેણદારોના હિસાબોને[114]—શાણપભરી રીતે પતાવી દઈને કોમ્યુને તેમને ઉગારી લીધા હતા. મધ્યમ વર્ગના એ જ હિસ્સાએ ૧૮૪૮ના જૂનના કામદારોના વિદ્રોહને દબાવી દેવામાં મદદ કરેલી ત્યાર પછી એ વખતની બંધારણસભાએ જરાય આનાકાની વગર તેને બાલિદાનના બકરા તરીકે લેણદારોના હાથમાં સોંપી દીધો હતો[115]. પરંતુ આ વખતે તેઓ કામદાર વર્ગ ફરતે એકત્રિત થઈ ગયા તેમાં એકમાત્ર કારણ એ નહોતું. તેમને લાગ્યું કે વિકલ્પ માત્ર એક જ છે--કાં તો કોમ્યુન, અથવા સામ્રાજ્ય, પછી સામ્રાજ્ય ભલે ગમે એવું નામ લઈને ફરી ખડું થઈ જાય. સામ્રાજ્યે પ્રજાકીય સંપત્તિનો દાટ વાળી નાખીને, સંખ્યાબંધ નાણાકીય છેતરપિંડીઓને પોષીને, અને મૂડીના કૃત્રિમ રીતે પ્રવેગિત કેંદ્રીકરણને તથા તેની સાથે સંકળાયેલા તેમની પોતાની હરોળોના માલિકીહરણને ટેકા પૂરા પાડીને તેમને આર્થિક પાયમાલીમાં ધકેલી દીધા હતા. સામ્રાજ્યે તેમને રાજકીય ક્ષેત્રે દબાવી દીધા હતા, નૈતિક ક્ષેત્રે રંગરાગની મહેફિલો મારફત આઘાત પહોંચાડયો હતો, તેમનાં બાળકોનું શિક્ષણ frères ignorantinsને[116] સોંપી દઈને તેમની વોલ્ટેરપંથની ભાવનાનું અપમાન કર્યું હતું, તેમને યુદ્ધમાં ધસમસાટ હડસેલી દઈને ફ્રાંસવાસીઓ તરીકેની તેમની રાષ્ટ્રીય લાગણીને ધક્કો પહોંચાડયો હતો, એવા યુદ્ધમાં હડસેલી દઈને કે જેણે સર્જેલી પાયમાલીનો છેદ માત્ર એક જ બાબત ઉડાવી દઈ શકે એમ હતી—સામ્રાજ્યના ખાતમાની બાબત. હકીકતમાં, પૅરિસમાંથી ઊંચા દરજ્જાના બોનાપાર્તપંથી તથા મૂડીવાદી સ્વેચ્છાચારીઓની હિજરત પછી ખરી મધ્યમ વર્ગીય વ્યવસ્થાની પાર્ટી «Union Républicaine»ના [117] રૂપમાં આગળ આવી અને તેણે, કોમ્યુનના ઝંડા હેઠળ સ્થાન લઈને, થિયેર તરફથી કરવામાં આવતી નાલેશી સામે કોમ્યુનનો બચાવ કર્યો. સમય જ બતાવશે



કે મધ્યમ વર્ગના એ વિશાળ સમુદાયની અહેસાનની લાગણી હાલની કપરી કસોટીમાંથી પાર ઊતરશે કે નહિ.

કોમ્યુને કિસાનોને એકદમ સાચી વાત જણાવી દીધી હતી કે "તેમને માટે એકમાત્ર આશા તેના વિજયમાં જ છે." જે બધાં જૂઠાણાં વર્સાઈમાં ઘડી કાઢવામાં આવ્યાં હતાં અને જેના પડઘા એક લીટીની એક પેનીના હિસાબે લખતા ગૌરવમય યુરોપી કલમબાજોનાં લખાણોમાં પડતા હતા, તેમાં બેહદ મોટું એક જૂઠાણું એવું હતું કે ગામડિયાઓ ફ્રેંચ કિસાનોના પ્રતિનિધિઓ છે. ૧૮૧૫ પછી ફ્રેંચ કિસાનો જે માણસોને નુકસાનીના એક અબજ ચૂકવવાની[118] હાલતમાં ધકેલાઈ ગયેલા તેમની તરફ કિસાનોના પ્રેમનો વિચાર કરો. ફ્રેંચ કિસાનની નજરમાં તો મોટા જમીનદારની હયાતી જ ૧૭૮૯ની કિસાન ફતેહોની ઉપર તરાપ અંકિત કરે છે. ૧૮૪૮માં મૂડીદારોએ કિસાનની જમીનના પ્લોટ ઉપર એક ફ્રાંકમાંથી પિસ્તાળીસ સેન્ટનો કર લાદી દીધો હતો, પરંતુ તેમણે ક્રાંતિના નામે એમ કર્યું હતું; જ્યારે હવે પ્રશિયનોને ચૂકવવાની નુકસાનીના પાંચ અબજનો મોટા ભાગનો બોજો કિસાનોને માથે લાદી દેવા માટે તેમણે ક્રાંતિની વિરુદ્ધ આંતરવિગ્રહ ઉશ્કેર્યો હતો. એથી ઊલટું, કોમ્યુને પોતાની પ્રથમ ઘોષણાઓમાંની એકમાં સાફ જાહેરાત કરી હતી કે યુદ્ધનું ખર્ચ યુદ્ધ શરૂ કરવાના ખરા ગુનેગારો પાસેથી વસૂલ કરવામાં આવશે. કોમ્યુને કિસાનને લોહી-કરથી છુટકારો અપાવ્યો હોત—સસ્તી સરકાર આપી હોત, હાલ તેનું લોહી ચૂસનારાઓને—નોટરી, વકીલ, જપ્તી અમલદારો, અને ન્યાયતંત્રનાં બીજાં લોહીતરસ્યાં વાગોળોને—કોમ્યુનના એવા પગારદાર માણસોમાં પલટાવી નાખ્યા હોત કે જે ખુદ કિસાન તરફથી ચૂંટાયેલા અને કિસાનને જવાબદાર હોય. કોમ્યુને કિસાનને ગામના પોલીસ, લશ્કરી પોલીસ, અને વડા પોલીસ અમલદારની જુલમશાહીથી છોડાવ્યો હોત, પાદરી તરફથી મૂઢતા ભરવાની પદ્ધતિના સ્થાને શાળાશિક્ષક તરફથી શિક્ષણ આપવાની પદ્ધતિ મૂકી હોત. અને ફ્રેંચ કિસાન સૌપ્રથમ તો સમજદારી ધરાવતો આદમી હોય છે. તેને વાત એકદમ વાજબી લાગે જ કે પાદરીની આવક કર વસૂલ કરનારાઓ મારફત તફડાવી લેવાને બદલે વિસ્તારમાં વસતા લોકોની ધાર્મિક વૃત્તિઓથી પ્રેરિત મરજિયાત દાનદક્ષિણા ઉપર જ આધારિત હોવી જોઈએ. કોમ્યુનનું શાસન—અને એકમાત્ર એ શાસન જ—કિસાનપ્રજાને એવાં મહત્ત્વનાં તાત્કાલિક વરદાન આપતું હતું. એટલે, વધારે જટિલ પરંતુ પ્રાણભૂત જે સમસ્યાઓને કોમ્યુન એકલું જ ઉકેલી શકે એમ હતું અને ઉકેલવા ફરજથી બંધાયેલું હતું તેની સવિસ્તર છણાવટ અહીંયાં સાવ નકામી છે—દાખલા

તરીકે, કિસાનની જમીનના ટુકડાને ભૂતની જેમ ચોંટી રહેલું ગીરો-કરજ, એ જમીનમાં દરરોજ વધતા જતા prolétariat foncier (ગ્રામ-સર્વહારાઓ), અને આધુનિક ખેતીવાડીના વિકાસ તથા મૂડીવાદી ખેતીની હરીફાઈના પરિણામે એ જમીનના સંબંધમાં તેને માથે વધારે ને વધારે ઝડપી વેગે લદાતું જતું માલિકીહરણ.

ફ્રેંચ કિસાને લૂઈ બોનાપાર્તને પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે ચૂંટયો હતો, પરંતુ સામ્રાજ્યનું સર્જન વ્યવસ્થાની પાર્ટીએ કર્યું હતું. ફ્રેંચ કિસાનને ખરેખર શું જોઈતું હતું તે બતાવવાની શરૂઆત તેણે ૧૮૪૯ તથા ૧૮૫૦માં સરકારના વડા પોલીસ અમલદારના વિરોધમાં પોતાના મુખીને, સરકારના પાદરીના વિરોધમાં પોતાના શાળાશિક્ષકને, અને સરકારની લશ્કરી પોલીસના વિરોધમાં ખુદ પોતાને મૂકીને કરી હતી. ૧૮૫૦ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરીમાં વ્યવસ્થાની પાર્ટીએ ઘડેલા બધા કાનૂનોમાં કિસાનની ઉપર દમન વરસાવવાનાં ઉઘાડાં કદમો અંકિત હતાં. કિસાન બોનાપાર્તપંથી હતો કારણ કે મહાન ક્રાંતિથી તેને મળેલા બધા ફાયદાઓ સહિત એ ક્રાંતિ તેની નજરમાં તો નેપોલિયનના રૂપમાં જ મૂર્ત થયેલી હતી. એ ભ્રમ, બીજા સામ્રાજ્યમાં ઝડપથી ભાંગતો રહેલો એ ભ્રમ (અને રૂપલક્ષણોમાં જ ગામડિયાઓનો દુશ્મન), ભૂતકાળનો એ પૂર્વગ્રહ, કોમ્યુન તરફથી કિસાનપ્રજાનાં જીવંત હિતો તથા તાકીદની જરૂરિયાતોની હિમાયતની સામે કેવી રીતે ટકી રહી શકે?

"ગામડિયાઓ" જાણતા હતા (અને હકીકતમાં તેમને મોટી બીક એ વાતની જ હતી) કે કોમ્યુનનો અમલ ધરાવતું પૅરિસ પ્રાંતો સાથે ત્રણ મહિના મુક્ત સંદેશવ્યવહાર રાખી શકશે તો તેનું પરિણામ કિસાનોના સામાન્ય વિદ્રોહમાં આવશે, એટલે તેઓ પૅરિસ ફરતી પોલીસની નાકાબંધી સ્થાપવા ઉત્સુક હતા, જેથી મરકીના ફેલાવાને અટકાવી શકાય.

એ રીતે કોમ્યુન ફ્રેંચ સમાજનાં સઘળાં નીરોગી તત્ત્વોનું પ્રતિનિધિ હતું, એટલે ખરેખરી રાષ્ટ્રીય સરકાર અંકિત કરતું હતું, અને સાથે સાથે જ કામદારોની સરકાર તરીકે, શ્રમની મુક્તિના હિંમતવાન સમર્થક તરીકે, ચોક્કસ રૂપે આંતરરાષ્ટ્રીય પણ હતું. બે ફ્રેંચ પ્રાંતોને જર્મનીમાં જોડી દેનારા પ્રશિયન લશ્કરની નજર સામે કોમ્યુને આખી દુનિયાના મહેનતકશ લોકોને ફ્રાંસની સાથે સાંકળી લીધા હતા.

બીજું સામ્રાજ્ય સર્વદેશી કામદાર-દ્રોહના ઉત્સવ જેવું હતું, બધા દેશોના બદફેલો તેની હાકલના જવાબમાં તેની રંગરાગની મહેફિલોમાં તેમ જ ફ્રેંચ



પ્રજાને લૂંટવાના કરતૂતમાં ભાગ લેવા ધસમસાટ આવતા હતા. એ ઘડીએ પણ થિયેરનો જમણો હાથ ગંધારો વાલાચિઅન ગાનેસ્કૂ હતો, અને ડાબો હાથ રૂસી જાસૂસ માર્કોવ્સ્કી હતો. કોમ્યુને અમર ધ્યેયને ખાતર મોતને ભેટવાનું ગૌરવ હાંસલ કરવા તમામ પરદેશીઓને આવકાર્યા હતા. મૂડીદાર વર્ગને, તેની દગાખોરીને લીધે પરાજયમાં પરિણમેલા પરદેશી યુદ્ધ અને પરદેશી ચડાઈખોરની જોડે તેના કારસ્તાનથી ઉશ્કેરવામાં આવેલા આંતરવિગ્રહ વચ્ચેના ગાળામાં, ફ્રાંસમાં વસતા જર્મનોને પકડી લેવાની પોલીસની ઝુંબેશનું સંગઠન કરીને, પોતાનું દેશાભિમાન પ્રદર્શિત કરવાનો વખત મળ્યો હતો. કોમ્યુને એક જર્મન કામદારને* પોતાનો મજૂર-પ્રધાન બનાવ્યો હતો. થિયેરે, મૂડીદાર વર્ગે, બીજા સામ્રાજ્યે, પોલૅંડમાં હમદર્દીના જોરદાર દાવાઓના ધોધ સતત વહેવડાવ્યા હતા, પરંતુ વાસ્તવમાં તેને દગો દીધો હતો અને રશિયાનું ગલીચ કામ કરી આપ્યું હતું. કોમ્યુને પોલૅંડના બહાદુર સુપુત્રોને** પૅરિસના રક્ષકોને મોખરે ગોઠવીને માન આપ્યું હતું. અને કોમ્યુને ઇતિહાસના નવા યુગનો, જેની શરૂઆત પોતે કરી હોવા અંગે તે સભાન હતું એવા યુગનો, સ્પષ્ટ સંકેત જાહેર કરવા માટે લશ્કરી ગૌરવના જંગી પ્રતીક વેન્દોમ સ્તંભને,[119] એક તરફ વિજેતા પ્રશિયનો અને બીજી તરફ બોનાપાર્તપંથી જનરલોની આગેવાની હેઠળના બોનાપાર્તપંથી લશ્કરની નજર સામે, પાડી નાખ્યો.

કોમ્યુનનું મોટું સામાજિક કદમ તેની પોતાની પ્રવૃત્તિમય હયાતીમાં અંકિત હતું. તેનાં ખાસ કદમો તો જનતા થકી જનતાની સરકારની વૃત્તિનાં કેવળ પ્રતીકો જ હોઈ શકે. એવાં કદમો હતાં—કારીગર ભઠિયારાઓ માટે રાતપાળીની નાબૂદી, અનેક જાતનાં બહાનાંના આધારે મહેનતકશ લોકોને માથે દંડ લાદી દઈને રોજી ઘટાડી નાખવાની માલિકોની રીતની નાબૂદી, અને હુકમનો ભંગ કરનારને સજા કરવાની જોગવાઈ. એવી પ્રક્રિયામાં માલિક પોતે જ કાયદો ઘડનારો, ઇનસાફ કરનારો, અને જપ્તી કરનારો બની બેસતો અને પાછો લટકામાં પૈસા તફડાવી લેતો. એવા પ્રકારનું બીજું એક કદમ તમામ બંધ પડેલાં કારખાનાં તથા વર્કશોપો કામદારોનાં મંડળોને સુપરત કરી દેવાનું હતું, સંબંધિત મૂડીદારો ભાગી ગયા હોય કે તેમણે કામ બંધ કરી દેવાનું પસંદ કર્યું હોય એ બાબતને લક્ષમાં લીધા વગર સુપરત કરી દેવાનું હતું, અને તેમાં વળતરની જોગવાઈ રાખવામાં આવી હતી.

* લીઓ ફ્રાંકેલ.

** યારોસ્લાવ દોમ્બ્રોવ્સ્કી અને વાલેરી વ્રૂબ્લેવ્સ્કી.

કોમ્યુનનાં નાણાકીય કદમો, શાણપણ અને નરમ વલણની દૃષ્ટિએ નોંધપાત્ર કદમો, ઘેરામાં સપડાયેલા શહેરની હાલત જોડે બંધબેસે એવાં હતાં. ઓસ્માનના* રક્ષણ હેઠળ મોટી નાણાકીય કંપનીઓ તથા ઠેકેદારોએ કરેલી પૅરિસ શહેરની જંગી લૂંટોને ધ્યાનમાં લેતાં કોમ્યુનને તેમની મિલકત જપ્ત કરી લેવાનો હક, ઓર્લિયન પરિવારના સંબંધમાં લૂઈ નેપોલિયનના એવા હક કરતાં, બેહદ વધારે હતો. હોહેનઝોલ્લેર્ન તથા અંગ્રેજ અલ્પતંત્રોએ પોતાની જાગીરોનો સારો એવો હિસ્સો ધર્મસંસ્થાને લૂંટીને હાંસલ કર્યો છે, પરંતુ કોમ્યુને ધર્મનિરપેક્ષીકરણમાંથી કેવળ ૮૦૦૦ ફ્રાંક મેળવેલા એથી પણ તેમને બેશક સખત આઘાત લાગ્યો હતો.

વર્સાઈની સરકારે જરાક જોમ અને તાકાત પાછાં હાંસલ કરી લીધાં કે તરત કોમ્યુનની સામે અત્યંત જુલમી રીતો અખત્યાર કરી, આખા ફ્રાંસમાં અભિપ્રાયોની મુક્ત અભિવ્યક્તિને દબાવી દીધી, એટલે સુધી કે મોટાં શહેરોમાં પ્રતિનિધિઓની સભાઓ ભરવાની પણ મનાઈ કરી દીધી, વર્સાઈમાં તથા બાકીના ફ્રાંસમાં બીજા સામ્રાજ્યના કરતાંયે ઘણી વધારે કડક જાસૂસી લાદી દીધી, પૅરિસમાં છપાયેલાં બધાં અખબારોને પોતાની લશ્કરી પોલીસ મારફત બાળી નખાવ્યાં અને પૅરિસથી આવતા તથા પૅરિસ જતા તમામ કાગળપત્રોને તપાસી જોવાની રીત અમલમાં મૂકી, રાષ્ટ્રીય સભામાં પૅરિસની તરફેણમાં બોલવાના સાવ ઢીલા પ્રયાસોને પણ એવી રીતે દેકારામાં ડુબાવી દેવામાં આવ્યા કે જે ૧૮૧૬ની «Chambre introuvable»માં પણ ક્યારેય નહોતી અજમાવવામાં આવી, વર્સાઈ તરફથી પૅરિસની બહાર જંગલી લડાઈ ચલાવવામાં આવતી હતી અને પૅરિસની અંદર ભ્રષ્ટાચાર તથા કારસ્તાનોના પ્રયાસો કરવામાં આવતા હતા, ત્યારે કોમ્યુને જાણે ગહન શાંતિના સંજોગો હોય એમ ઉદારમતવાદના સમગ્ર શિષ્ટાચાર તથા રીતભાત ચાલુ રાખવાનો દેખાવ કરીને શું શરમજનક વિશ્વાસઘાત ન કર્યો હોત? કોમ્યુનની સરકાર જો મિસ્ટર થિયેરની સરકારને મળતી આવતી હોત તો જેવી રીતે વર્સાઈમાં કોમ્યુનનાં અખબારોને દબાવી દેવાનું કશું કારણ ન હોત એવી જ રીતે પૅરિસમાં વ્યવસ્થાની પાર્ટીનાં અખબારોને દબાવી દેવાનું કશું કારણ ન હોત.

---

* બીજા સામ્રાજ્ય દરમિયાન બારોન ઓસ્માન (હાઉસમાન), સેઈન વિરતારનો, એટલે પૅરિસ શહેરનો, વડો પોલીસ અમલદાર હતો. તેણે કામદારોના વિદ્રોહોને કચડી નાખવાનું સરળ બનાવવાના આશયે શહેરની રચનામાં સંખ્યાબંધ ફેરફાર કરાવ્યા હતા. **(વ્લા. ઈ. લેનિન દ્વારા સંપાદિત ૧૯૦૫ની રૂસી આવૃત્તિમાંની નોંધ)**



"ગામડિયાઓ"ને ખરેખર ખીજ ચડાવી દેનારી બાબત એવી હતી કે જે ઘડીએ તેમણે ફરી ધર્મસંસ્થાનો આશરો લેવાના માર્ગને ફ્રાંસના ઉદ્ધારના એકમાત્ર ઉપાય તરીકે જાહેર કર્યો ત્યારે જ નાસ્તિક કોમ્યુને પીકપસના સાધ્વી-મઠ તથા સેંટ લાઉરેન્ટના દેવળનાં[120] અજબ રહસ્યો ઉઘાડાં પાડયાં. મિસ્ટર થિયેરના સંબંધમાં વ્યંગ બની રહેલી બાબત એવી હતી કે તે બોનાપાર્તપંથી જનરલોને લડાઈઓ હારી જવાની, શરણાગતિઓમાં સહીઓ કરવાની, તથા વિલ્હેલ્મસ્હોયેમાં સિગરેટો વાળવાની તેમની ઉસ્તાદીની કદર તરીકે તેમને ભવ્ય ક્રૉસની પદવીઓ એનાયત કરતો હતો ત્યારે કોમ્યુન તેના જનરલોને ફરજના સંબંધમાં બેદરકારીની શંકા પડતાં જ બરતરફ અથવા ગિરફતાર કરતું હતું. કોમ્યુનનો એક સભ્ય ખોટા નામે દાખલ થઈ ગયો હતો અને સાદા દેવાળા બદલ ૬ દિવસ લ્યોન્સમાં કેદમાં રહી ચૂકેલો હતો. તેને કોમ્યુનમાંથી કાઢી મૂકવામાં આવ્યો અને ગિરફતાર કરી લેવામાં આવ્યો.* એ હકીકતમાં શું તરકટિયા જ્યુલ ફાવ્રેની ઉપર, હજી ફ્રાંસનો વિદેશ પ્રધાન બની રહેલા અને હજી ફ્રાંસને બિસ્માર્કના હાથમાં વેચી રહેલા તથા હજી બેલ્જિયમની પેલી આદર્શ સરકારને હુકમો આપતા બનાવટખોર જ્યુલ ફાવ્રેની ઉપર, જાણીજોઈને ઝીંકવામાં આવેલું અપમાન નહોતું? પરંતુ પુરાણી છાપની બધી સરકારોનું અચૂક લક્ષણ અંકિત કરતી ક્ષતિરહિતતાનો ડોળ કોમ્યુન બેશક નહોતું કરતું. તે પોતાનાં બધાં કૃત્યો તથા કથનો પ્રગટ કરતું હતું, પોતાની બધી ખામીઓ જનતાને જણાવતું હતું.

દરેક ક્રાંતિમાં તેના ખરા વાહકોના પક્ષે નિરાળી છાપના માણસો સામેલ થઈ જતા હોય છે. તેમાંના કેટલાક અગાઉની ક્રાંતિઓમાંથી બચી રહેલા અને ક્રાંતિઓ તરફ નિષ્ઠા ધરાવતા માણસો હોય છે. તેમને વર્તમાન આંદોલન અંગે કશી સૂઝ નથી હોતી, પરંતુ તેમની જાણીતી ઈમાનદારી તથા હિંમતને કારણે અથવા ખાલી પરંપરાના જોરને લીધે લોકો ઉપર તેમનો પ્રભાવ જળવાઈ રહેલો હોય છે. બીજા કેટલાક ખાલી વાણીશૂરા હોય છે. તેમણે હયાત સરકારની વિરુદ્ધ એકસરખા દેકારા વરસ પછી વરસ કરતા રહીને પ્રથમ કોટિના ક્રાંતિવાદીઓ તરીકેની નામના હાંસલ કરી લીધેલી હોય છે. માર્ચની અઢારમી તારીખ પછી એવા થોડાક માણસો પણ આગળ આવી ગયા અને અમુક દાખલાઓમાં તેમણે મોખરાની ભૂમિકાઓ ભજવવાની હિકમતો કરી. જેવી રીતે એવી જાતના

---

* બ્લાંશે.

માણસોએ અગાઉની દરેક ક્રાંતિના પૂર્ણ વિકાસને અવરોધ્યો હતો એવી જ રીતે તેમણે પણ કામદાર વર્ગની ખરી કામગીરીને તેમનાથી બની એટલી અવરોધી. એવા માણસો અનિવાર્ય અનિષ્ટ હોય છે, વખત જતાં તેમને ખંખેરી નાખવામાં આવતા હોય છે, પરંતુ કોમ્યુનને એટલો વખત નહોતો મળ્યો.

કોમ્યુને પૅરિસમાં આણેલું પરિવર્તન ખરેખર અદ્ભુત હતું! બીજા સામ્રાજ્યના ડોળદમામ છલકાતા પૅરિસની કોઈ નિશાની બાકી નહોતી રહી. પૅરિસ હવે બ્રિટિશ જમીનદારો, બેઠાડુ આઈરિશ જમીનદારો, અમેરિકાના માજી ગુલામ-માલિકો તથા હલકટ માણસો, રશિયાના માજી ખેતગુલામ-માલિકો, અને વાલાચિયન બોયાર્ડોનું મિલનસ્થાન નહોતું રહ્યું. હવે શબઘરમાં મડદાં નજરે નહોતાં પડતાં, રાતની વેળાએ ખાતર નહોતાં પડતાં, જવલ્લે જ કોઈ લૂંટફાટ થતી. હકીકતમાં, ૧૮૪૮ના ફેબ્રુઆરીના દિવસો પછી પહેલી જ વાર પૅરિસના રસ્તાઓ પર લોકો સલામતીથી આવજા કરતા હતા, અને તે પણ કોઈ જાતના પોલીસ બંદોબસ્ત વગર.

> કોમ્યુનના એક સભ્યે કહેલું કે "અમને હવે ખૂન, ચોરી, અને વ્યક્તિગત હુમલાઓની વાતો સાંભળવા નથી મળતી, ખરેખર લાગે છે કે પોલીસ વર્સાઈ જતી વેળા પોતાના બધા રૂઢિચુસ્ત દોસ્તોને ભેગા ઢસડી ગઈ છે."

કુલટાઓ તેમના રક્ષણહારોની, કુટુંબ તથા ધર્મ અને સૌપ્રથમ તો મિલકતના ફરાર આદમીઓની, ગંધ પારખીને તેમની પાછળ પાછળ ચાલી ગઈ હતી. તેમની જગ્યાએ પૅરિસની ખરી સ્ત્રીઓ, પુરાતન જમાનાની નારીઓ જેવી બહાદુર, ઉમદા, અને નિષ્ઠાવાન સ્ત્રીઓ, પાછી સપાટી પર આવી ગઈ હતી. મહેનત કરતું, વિચાર કરતું, લડતું, લોહી નીગળતું પૅરિસ, નવા સમાજના બીજાંકુરને પોષતી વેળા દરવાજે ખડા માનવભક્ષીઓને લગભગ ભૂલી ગયેલું, ઐતિહાસિક પહેલકદમીના ઉત્સાહમાં ઝળહળાટ કરતું પૅરિસ!

પૅરિસની એ નવી દુનિયાના વિરોધમાં વર્સાઈની પુરાણી દુનિયાને જુઓ; મરી પરવારેલાં બધાં શાસનોના પિશાચોના, રાષ્ટ્રના મડદાને ભરખી જવા પડાપડી કરતા પિશાચોના, વૈધતાવાદીઓ તથા ઓર્લિયનપંથીઓના, જમેલાને જુઓ; રાષ્ટ્રીય સભામાં પોતાની હાજરીથી ગુલામ-માલિકોના બળવાને બહાલી આપતા, પોતાના સંસદીય પ્રજાસત્તાકની જાળવણી માટે તેના જરાગ્રસ્ત ઊંટવૈદ આગેવાનના મિથ્યાભિમાન ઉપર આધાર રાખતા, અને પોતાની ભૂતાવળ જેવી સભાઓ Jeu de Paume*માં ભરીને ૧૭૮૯નું ઠઠ્ઠાચિત્ર રજૂ કરતા જુનવાણી પ્રજાસત્તાકપંથીઓરૂપી પૂંછડી ધરાવતી પુરાણી દુનિયાને જુઓ. ત્યાં ફ્રાંસમાં મૃત સર્વકંઈનું પ્રતિનિધિત્વ કરતી અને બીજા કશાને ટેકે નહિ પરંતુ માત્ર લૂઈ બોનાપાર્તપંથી જનરલોની તલવારોને ટેકે ચેતન જેવું કંઈક ધરાવતી સભા જોવા મળે છે. પૅરિસ એટલે પૂરું સત્ય, વર્સાઈ એટલે નર્યું જૂઠાણું. અને એ જૂઠાણું થિયેરના હોઠેથી નીકળેલું છે.

થિયેરે સેઇન-એત-ઓઈસેના સુધરાઈ સભ્યોના પ્રતિનિધિમંડળને કહ્યું હતું:

> "મારા વેણ ઉપર ભરોસો રાખો, મેં મારા વેણનો ભંગ કદી નથી કર્યો!"

તેણે સભામાં જણાવ્યું હતું કે "આ તો ફ્રાંસને કદીયે મળેલી એકદમ મુક્ત રીતે ચૂંટાયેલી અને અત્યંત ઉદારમતવાદી સભા છે", તેણે પોતાના પચરંગી સિપાહીઓને જણાવ્યું હતું કે "તમે તો આખી દુનિયામાં વખણાયેલું અને ફ્રાંસે કદીયે ધરાવેલું સરસમાં સરસ લશ્કર છો", તેણે પ્રાંતોને જણાવ્યું હતું કે પૅરિસ ઉપર તોપમારાની વાત તો કપોળકલ્પિત કહાણી છે:

> "થોડાક તોપગોળાઓ છોડવામાં આવ્યા હોય તો એ કૃત્ય વર્સાઈના લશ્કરનું નથી પરંતુ કેટલાક એવા વિદ્રોહીઓનું છે કે જે લડતા હોવાનો ઢોંગ કરે છે પરંતુ પોતાનાં મોઢાં બતાવવાની હિંમત કરતા નથી."

તેણે ફરી પ્રાંતોને જણાવ્યું હતું કે

> "વર્સાઈની તોપો પૅરિસની ઉપર ગોળા નથી વરસાવતી પરંતુ માત્ર કૂચ કરે છે."

તેણે પૅરિસના આર્ચબિશપને જણાવ્યું હતું કે વર્સાઈના સિપાહીઓની ઉપર જે હત્યાઓ તથા દમનકારી પગલાંનાં (?) આળ મૂકવામાં આવે છે એ બધી વાહિયાત વાતો છે. તેણે પૅરિસને જણાવ્યું હતું કે પોતાને તો "પૅરિસની ઉપર જુલમ વરસાવતા ખોફનાક જુલમગારોથી પૅરિસને છોડાવવાની" જ ફિકર છે, અને હકીકતમાં કોમ્યુનનું પૅરિસ તો માત્ર "ગણતર ગુનેગારો" જ છે.

---

* Jeu de Paume: ૧૭૮૯ની રાષ્ટ્રીય સભાએ જ્યાં પોતાના પ્રખ્યાત નિર્ણયો[121] અપનાવ્યા હતા એ ટેનિસ-મેદાન. **(૧૮૭૧ની જર્મન આવૃત્તિમાંની નોંધ)**

મિસ્ટર થિયેરનું પૅરિસ "અધમ માનવટોળાં"નું ખરું પૅરિસ નહોતું પરંતુ ભૂતિયું પૅરિસ હતું, francs-fileursનું[122] પૅરિસ હતું, તરુમાર્ગોએ ભટકતાં સ્ત્રીપુરુષોનું પૅરિસ હતું—અમીર, મૂડીદાર, ચળકતું, આળસુ પૅરિસ હતું; જેના ખાંધિયાઓ, દગાખોરો, સાહિત્યિક સ્વેચ્છાચારીઓ, અને કુલટાઓનાં ટોળાં વર્સાઈ, સેંટ-ડૅનિ, રુએઈ, તથા સેંટ-ઝેર્મેનમાં ઘૂમતાં હતાં એ પૅરિસ હતું; આંતરવિગ્રહને મનગમતી મોજ ગણતું, ચાલી રહેલી લડાઈને દૂરબીનોમાંથી નીરખતું, તોપના ધડાકાઓની ગણતરી કરતું, અને પોતાની ઈજ્જતના તેમ જ પોતાની વેશ્યાઓની ઈજ્જતના કસમ ખાઈને એવી જાહેરાત કરતું પૅરિસ હતું કે અગાઉ પોર્ટ સેંટ માર્ટીનમાં થતા ખેલ કરતાં આ ખેલ ઘણો વધારે સારો છે, ઢળી પડતા આદમીઓ ખરેખર મરી ગયેલા હોય છે, જખમી થઈ જતા આદમીઓના ચિત્કારોમાં અસલ પીડાનો રણકાર હોય છે, અને આખું નાટક એકદમ ઐતિહાસિક છે.

જેમ કોબ્લેન્ત્ઝનું વિદેશગમન મિસ્ટર દ કાલોનનું[123] ફ્રાંસ હતું એમ મિસ્ટર થિયેરનું પૅરિસ એવું હતું.

૪

ગુલામ-માલિકોના કારસ્તાનમાં પ્રશિયનોના હાથે પૅરિસ કબજે કરાવી દઈને પૅરિસને દબાવી દેવાનો પહેલો પ્રયત્ન બિસ્માર્કના ઈનકારને લીધે નાકામયાબ થઈ ગયો. માર્ચની અઢારમી તારીખે કરવામાં આવેલા બીજા પ્રયત્નના પરિણામે લશ્કરને સજ્જડ હાર મળી અને સરકારને વર્સાઈ ભાગી જવું પડ્યું, સરકારે આખા વહીવટી તંત્રને ખંડિત થઈને સરકારને પગલે પગલે વર્સાઈ પહોંચી જવાનો હુકમ કર્યો. પૅરિસ જોડે વાટાઘાટોના દેખાવ મારફત થિયેરે પૅરિસની વિરુદ્ધ લડાઈની તૈયારી માટે વખત મેળવી લીધો. પરંતુ લશ્કર ક્યાંથી મેળવવું? લશ્કરી રૅજિમેન્ટોના અવશેષો સંખ્યાની દૃષ્ટિએ કમજોર અને રૂપલક્ષણોની દૃષ્ટિએ બિનસલામત હતા. તેણે પ્રાંતોને રાષ્ટ્રીય રક્ષક દળ તથા વૉલંટિયર સિપાહીઓ વર્સાઈની વહારે મોકલવાની તાકીદની અપીલ કરી પરંતુ જવાબમાં સાફ ઈનકાર મળ્યો. એકલા બ્રેતાનપ્રદેશ તરફથી ગણતર Chouans[124] મોકલવામાં આવ્યા, તેઓ સફેદ વાવટા હેઠળ લડતા હતા, તેમાંનો દરેક આદમી સફેદ કાપડમાંથી કોતરેલું ઈસુનું દિલ છાતીએ ટાંકીને આવ્યો હતો, અને «Vive le Roi!»ના (રાજા ઝિંદાબાદ!) પોકાર કરતો હતો. એટલે થિયેરને ભારે ઉતાવળમાં ખલાસીઓ, નૌસૈનિકો, પોપના ઝુઆવો, વાલાન્તેનના લશ્કરી પોલીસો, અને પિયેત્રીના પોલીસો તથા જાસૂસોનો પચરંગી જમેલો એકઠો કરવો પડ્યો. પરંતુ સામ્રાજ્યવાદના યુદ્ધકેદીઓ બની ગયેલા બોનાપાર્તપંથી સિપાહીઓના ક્રમવાર જથ્થાઓની પુરવણી વગર તો એવું લશ્કર હાસ્યાસ્પદ રીતે નકામું સાબિત થઈ ગયું હોત. બિસ્માર્કે એવા જથ્થાઓ માત્ર એટલી સંખ્યાઓમાં પૂરા પાડ્યા કે જેથી આંતરવિગ્રહ ચાલતો રહે અને વર્સાઈની સરકારને તદ્દન પ્રશિયાના અવલંબનમાં જ રહેવું પડે. યુદ્ધ દરમિયાન વર્સાઈની પોલીસને વર્સાઈના લશ્કરની દેખરેખ રાખવી પડતી હતી, લશ્કરી પોલીસોને જોખમની બધી જગ્યાઓએ આગળ આવીને લશ્કરને ઢસડવું પડતું હતું. જે કિલ્લાઓ શરણે થઈ ગયા તેમને જીતવામાં નહોતા આવ્યા પરંતુ ખરીદવામાં આવ્યા હતા. સમવાયપંથીઓના પરાક્રમે થિયેરને ખાતરી કરાવી દીધી કે પોતાની સામરિક પ્રતિભાથી અને પોતાને હસ્તક બૅયોનેટોથી પૅરિસના પ્રતિકારને તોડી નાખવાનું અશક્ય છે.

દરમિયાનમાં પ્રાંતો સાથેના તેના સંબંધો વધારે ને વધારે મુશ્કેલ બનતા ગયા. થિયેરને તથા તેના ગામડિયાઓને ખુશીની ભેટ આપવા બહાલીનું એક પણ સંબોધન ક્યાંયથી આવ્યું જ નહિ. એથી સાવ ઊલટું બન્યું. પ્રજાસત્તાકને અસંદિગ્ધ માન્યતા આપવાના આધારે પૅરિસ જોડે સુમેળ સાધી લેવાની, કોમ્યુનની સ્વતંત્રતાઓને બહાલી આપવાની, અને જેને મળેલા આદેશની અવધિ ખતમ થઈ ચૂકી હતી એ રાષ્ટ્રીય સભાનું વિસર્જન કરી નાખવાની માગણી કરતાં પ્રતિનિધિમંડળો તથા સંબોધનો બધી બાજુએથી ધોધમાર આવતાં હતાં. તેમની સંખ્યા એટલી મોટી હતી કે થિયેરના ન્યાય પ્રધાન દુફોરે એપ્રિલની ૨૩મી તારીખે સરકારી વકીલોને મોકલેલા પરિપત્રમાં "સુમેળના દેકારાને" ગુનો ગણવાનું ફરમાન કર્યું હતું! પરંતુ થિયેરે પોતાની લડાઈની સાવ નમાલી સંભાવનાને લક્ષમાં લઈને વ્યૂહ બદલવાનો ફેંસલો કર્યો અને પોતે જ રાષ્ટ્રીય સભાને માથે લાદેલા નવા સુધરાઈ કાનૂનના આધારે આખા દેશમાં એપ્રિલની ૩૦મી તારીખે સુધરાઈની ચૂંટણીઓ કરવાનો હુકમ આપ્યો. તેને પૂરી ઉમેદ હતી કે પોલીસ અમલદારોના કાવાદાવા અને પોલીસની ધાકધમકીઓના આધારે પ્રાંતોનાં ચૂંટણી પરિણામો મારફત રાષ્ટ્રીય સભામાં એવી નૈતિક શક્તિ રેડી શકાશે કે જે તેણે કદી નહોતી ધરાવી, અને પૅરિસને જીતી લેવા માટે જરૂરી ભૌતિક બળ પ્રાંતોમાંથી આખરે મેળવી શકાશે.

થિયેર પૅરિસની વિરુદ્ધ પોતાની ધાડપાડુ જેવી અને પોતાની જાહેરાતોમાં બિરદાવવામાં આવતી લડાઈની સાથે સાથે, તેમ જ આખા ફ્રાંસમાં ત્રાસનું સામ્રાજ્ય ફેલાવી દેવાના તેના પ્રધાનોના પ્રયત્નોની સાથે સાથે, સુમેળની થોડીક

વધારાની રમત રમવાની મુરાદ શરૂઆતથી જ ધરાવતો હતો. એવી રમતમાં તેની નેમ એકથી વધારે હેતુઓ પાર પાડવાની હતી. તેને આશા હતી કે એથી પ્રાંતોને ભોળવી શકાશે, પૅરિસના મધ્યમ વર્ગીય તત્ત્વને ફોસલાવી શકાશે, અને રાષ્ટ્રીય સભાની અંદરના આપજાહેર પ્રજાસત્તાકપંથીઓને તક આપી શકાશે કે તેઓ થિયેરમાં પોતાની નિષ્ઠાનો આધાર લઈને પૅરિસ વિરુદ્ધ પોતાની દગાખોરીને છુપાવી શકે. માર્ચની ૨૧મી તારીખે, જ્યારે તેની પાસે લશ્કર હજી હતું જ નહિ ત્યારે, તેણે રાષ્ટ્રીય સભામાં જાહેરાત કરી હતી:

"ગમે તેમ થાય તોપણ હું પૅરિસની સામે લડવા લશ્કર નહિ મોકલું."

માર્ચની ૨૭મી તારીખે તેણે ફરી જણાવ્યું હતું:

"હું પ્રજાસત્તાકને સિદ્ધ થઈ ચૂકેલી હકીકત ગણું છું અને મેં તેના જતનનો મક્કમ ફેંસલો કરી લીધો છે."

વાસ્તવમાં તેણે લ્યોન તથા માર્સેલમાં[125] ક્રાંતિને પ્રજાસત્તાકના નામે દબાવી દીધી હતી, અને વર્સાઈમાં ગામડિયાઓએ પ્રજાસત્તાકના ઉલ્લેખ સુદ્ધાંને ગર્જનાઓમાં ડુબાવી દીધો હતો. એવા પરાક્રમ પછી તેણે "સિદ્ધ થઈ ચૂકેલી હકીકતને" ઉતારી પાડીને ધારી લીધેલી હકીકત બનાવી દીધી. તેણે સાવચેતીથી ઓર્લિયન રાજાઓને બોર્દોથી વેગળા રહેવાનું જણાવી દીધું હતું, પરંતુ પછી દ્રીયો ખાતે કાનૂનનો ઉઘાડો ભંગ કરીને કાવાદાવા કરવાની છૂટ આપી. થિયેરે પૅરિસના તથા પ્રાંતોના પ્રતિનિધિઓ સાથેની અંતહીન મુલાકાતોમાં રજૂ કરેલી છૂટછાટોમાં, સમય તથા સંજોગો મુજબ સતત ફેરફાર થતા હોવા છતાં, હકીકતમાં

"લેકોન્ત તથા ક્લેમાન થોમાના ખૂનમાં ગંડોવાયેલા ગણતર ગુનેગારો"

ઉપર વેરની સંભવિત મર્યાદાથી વધારે કશું ક્યારેય નહોતું, અને તે બરાબર સમજવામાં આવેલા એવા આધારે કે પૅરિસ અને ફ્રાંસ મિસ્ટર થિયેરને શક્ય પ્રજાસત્તાકોમાંના સર્વોત્તમ તરીકે સ્વીકારી લે, તેણે પોતે લૂઈ ફિલિપના સંબંધમાં કરેલું તેમ. તે એવી છૂટછાટોની બાબતમાં પણ સભામાં તેના પ્રધાનો મારફત સત્તાવાર કથનો થકી તેમને શંકાસ્પદ બનાવી દેવાની કાળજી રાખવા પૂરતો જ સીમિત નહોતો રહ્યો. તેણે દુફોર પાસેથી કામગીરી કરાવી. પુરાણો ઓર્લિયનપંથી વકીલ દુફોર હંમેશાં ઘેરાની હાલતના ન્યાયતંત્ર સમો બની રહ્યો હતો, આ વખતે ૧૮૭૧માં થિયેરના શાસનમાં, એવી જ રીતે ૧૮૩૯માં લૂઈ ફિલિપના



શાસનમાં, અને ૧૮૪૯માં લૂઈ બોનાપાર્તના પ્રમુખપદના દિવસોમાં. તે જ્યારે સરકારમાં સામેલ ન હોય ત્યારે પૅરિસના મૂડીદારો માટે વકીલાતનું કામ કરીને અઢળક દોલત કમાતો અને ખુદ પોતે જ ઘડેલા કાનૂનોની વિરુદ્ધ વકીલાત કરીને રાજકીય મૂડી ભેગી કરતો. તેણે પૅરિસના પતન પછી ફ્રાંસમાં પ્રજાસત્તાકીય સ્વતંત્રતાના આખરી અવશેષોને સમૂળગા ખતમ કરી નાખે એવા દમનકારી કાનૂનો રાષ્ટ્રીય સભામાં ઉતાવળે બહાલ કરાવી લીધા એટલું જ નહિ પરંતુ તેની નજરમાં લશ્કરી કાનૂનની બેહદ ધીમી કારવાઈને ટૂંકી બનાવીને[126] તેમ જ હદપારીનો નવતર ઘાતકી કાનૂન ઘડીને પૅરિસના ભાવિ ઉપર પહેલેથી જ કાળો પડછાયો ફેલાવી દીધો. ૧૮૪૮ની ક્રાંતિએ રાજકીય અપરાધો બદલ મોતની સજા નાબૂદ કરી નાખીને હદપારીની સજા નક્કી કરી. લૂઈ બોનાપાર્તને શિરચ્છેદનું શાસન ફરી સ્થાપવાની હિંમત ન થઈ, ઓછામાં ઓછું સિદ્ધાંતમાં તો ન જ થઈ. પૅરિસવાસીઓ વિદ્રોહીઓ નહિ પરંતુ હત્યારા હોવાનો ઇશારોયે કરવાની હિંમત ગામડિયા સભા હજી નહોતી ધરાવતી, એટલે તેને પૅરિસની ઉપર વેર વાળવાની તૈયારીઓ દુફોરના નવા હદપારી કાનૂન પૂરતી સીમિત રાખવી પડી. એવા બધા સંજોગોમાં, જો થિયેરના સુમેળના ફારસે તેના ઇરાદા મુજબ ગામડિયા સભાના સભ્યોના, જડ માનસને લીધે એવા ખેલને ન સમજતા અને તેમાં સમાયેલ દંભ, ધોરણપલટા, તથા ઢીલની આવશ્યકતાઓને પણ ન સમજતા સભ્યોના, રોષના બરાડા પેદા ન કર્યા હોત તો તે એવું ફારસ ચાલુ ન રાખી શક્યો હોત.

એપ્રિલની ૩૦મી તારીખે થનારી સુધરાઈ ચૂંટણીઓને ધ્યાનમાં રાખીને થિયેરે સુમેળના નાટકનું ભવ્ય દૃશ્ય રજૂ કર્યું. લાગણી છલકાતા વાદવિવાદના પૂરના સંજોગોમાં તેણે સભાના મંચ પરથી એલાન કર્યું:

"પ્રજાસત્તાકની વિરુદ્ધ પૅરિસના કાવતરા સિવાય બીજું કોઈ કાવતરું અસ્તિત્વમાં છે જ નહિ. પૅરિસ અમને ફ્રેંચ લોહી વહેવડાવવાની ફરજ પાડે છે. એ નાપાક હથિયારો તેમને પકડી રાખતા હાથમાંથી નીચે પડી જવા દો, પછી સજાની કારવાઈને સુલેહના કૃત્ય થકી તત્કાળ થંભાવી દેવામાં આવશે, માત્ર નાનકડી સંખ્યાના ગુનેગારોને જ એવી ગોઠવણમાંથી બકાત રાખવામાં આવશે."

ગામડિયાઓ તરફથી ખલેલના જોરદાર દેકારાઓના જવાબમાં તેણે કહ્યું:

"સજ્જનો, બોલો, હું તમને આજીજી કરું છું કે બોલો, શું મારી વાત ખોટી છે? ગુનેગારો માત્ર ગણતર જ હોવાનું સત્ય હું જણાવી શક્યો તેનો તમને ખરેખર અફસોસ થાય છે? આપણી કમનસીબીઓની હાલતમાં શું એ વાત ખુશનસીબીની નથી કે ક્લેમાન થોમા અને જનરલ લેકોન્તનું લોહી વહેવડાવી શકનારા આદમીઓ કેવળ વિરલ અપવાદો જ છે?"

પરંતુ થિયેર જેને સંસદીય વાંસળીનું ગીત ગણીને ફુલાતો હતો તેને સાંભળવાનો ફ્રાંસે ઈનકાર કરી દીધો. ફ્રાંસમાં હજી બાકી રહેલાં ૩૫૦૦૦ કોમ્યુનો તરફથી ચૂંટવામાં આવેલા ૭૦૦૦૦૦ સુધરાઈ સભ્યોમાંથી વૈધતાવાદીઓ, ઓર્લિયનપંથીઓ, તથા બોનાપાર્તપંથીઓના મળીને ૮૦૦૦ સભ્યો પણ નહોતા. ત્યાર પછી થયેલી પૂરક ચૂંટણીઓ તો એનીયે વધારે ચોક્કસ રૂપમાં વિરોધી સાબિત થઈ ગઈ. એ રીતે, રાષ્ટ્રીય સભા પોતાને તાકીદે જરૂરી ભૌતિક શક્તિ પ્રાંતોમાંથી મેળવવાને બદલે પોતાની નૈતિક શક્તિનું આખરી બહાનું પણ, પોતે દેશના સાર્વજનીન મતાધિકારની અભિવ્યક્તિ હોવાનું બહાનું પણ, ખોઈ બેઠી. તેની અકળામણ જાણે અધૂરી હોય એમ તેને પૂરી કરી દેવા ફ્રાંસનાં બધાં શહેરોની નવી ચૂંટાયેલી સુધરાઈ પરિષદોએ વર્સાઈની પચાવગીર સભાના વિરોધમાં બોર્દો ખાતે બીજી સભા સ્થાપવાની ઉઘાડી ધમકી આપી.

પછી બિસ્માર્ક તરફથી નિર્ણાયક કદમની જે ઘડીની ધારણા લાંબા વખતથી રાખવામાં આવતી હતી તે આવી પહોંચી. તેણે થિયેરને અફર આદેશ આપીને સુલેહની આખરી પતાવટ માટે પરમાધિકારી પ્રતિનિધિઓ ફ્રેંકફર્ટ મોકલવાની તાકીદ કરી. થિયેરે માલિકના ફરમાનનું નમ્રતાથી પાલન કરીને પોતાના વિશ્વાસુ જ્યુલ ફાવ્રેને ઝટપટ રવાના કરી દીધો અને ટેકા માટે ભેગો પુયે-કેર્ત્યેને મોકલ્યો. રુઆનના સૂતરનો "જાણીતો" ઉદ્યોગપતિ પુયે-કેર્ત્યે બીજા સામ્રાજ્યનો જોશીલો અને દાસ જેવો તરફદાર હતો. તેને બીજા સામ્રાજ્યમાં ઈંગ્લૅંડ જોડેની વ્યાપારી સંધિ[127] સિવાય, તેના પોતાના ધંધાના હિતને ધક્કો પહોંચાડતી સંધિ સિવાય, બીજી કોઈ ખામી ક્યારેય નહોતી દેખાઈ. તે બોર્દો ખાતે થિયેરના નાણાપ્રધાન તરીકે હજી તો માંડ ગોઠવાયો હતો એટલામાં તેણે એ "નાપાક" સંધિને ધુતકારી કાઢી હતી, તેને નજીકના ભવિષ્યમાં રદ કરી નાખવાની બાબતનો ઈશારો કર્યો હતો, અને આલ્સેસની વિરુદ્ધ પુરાણા રક્ષણાત્મક કરવેરા તત્કાળ લાગુ કરવાની કોશિશ, જોકે વ્યર્થ કોશિશ (બિસ્માર્કને ધ્યાનમાં ન રાખ્યો હોવાથી), જેવી



ગુસ્તાખી પણ એમ જણાવીને કરી હતી કે અગાઉની કોઈ જાતની સંધિઓ તેમાં આડી નથી આવતી. પ્રતિક્રાંતિને રુઆન ખાતે રોજી ઘટાડી દેવાનું સાધન ગણતા અને ફ્રેંચ પ્રાંતો દુશ્મનને હવાલે કરી દેવાની બાબતને ફ્રાંસમાં પોતાના માલની કિંમત વધારી દેવાનું સાધન ગણતા **એ આદમીને** થિયેર પોતાના છેલ્લા તથા ટોચના દેશદ્રોહમાં જ્યુલ ફાવ્રેના મદદગાર તરીકે પસંદ કરે, એ બાબત શું પહેલેથી નિયત નહોતી?

પરમાધિકારી પ્રતિનિધિઓની એવી ઉમદા જોડી ફ્રેંકફર્ટ પહોંચી કે તરત ગુંડા બિસ્માર્કે તેની સામે હુકમ જેવો વિકલ્પ રજૂ કરી દીધો: કાં તો સામ્રાજ્યની ફરી સ્થાપના અથવા મેં ઘડેલા સુલેહનામાની બિનશરતી સ્વીકૃતિ! એ સુલેહનામાની શરતોમાં યુદ્ધની નુકસાની ભરવાના હપતાઓ વચ્ચેના સમય ટૂંકાવવાની અને ફ્રાંસની હાલત વિશે બિસ્માર્કને સંતોષની લાગણી ન થાય ત્યાં સુધી પૅરિસના કિલ્લાઓ પ્રશિયન લશ્કરના કબજામાં ચાલુ રાખવાની, એ રીતે ફ્રાંસના આંતરિક રાજકારણમાં પ્રશિયાને સર્વોપરી લવાદ તરીકે માન્ય કરી લેવાની, બાબતો સામેલ હતી! તેના બદલામાં બિસ્માર્કે કેદી બોનાપાર્તપંથી લશ્કરને પૅરિસના નિકંદન માટે મોકળું મૂકી દેવાની અને તેમાં સમ્રાટ વિલ્હેલ્મનાં સૈન્યોની સીધી મદદ પૂરી પાડવાની તૈયારી બતાવી. તેણે પોતાના નેક ઈરાદાની સાબિતી તરીકે નુકસાનીના પહેલા હપતાની ચુકવણીને પૅરિસમાં "શાંતિની સ્થાપના" ઉપર આધારિત બનાવી. થિયેર અને તેના પરમાધિકારી પ્રતિનિધિઓએ એવા પ્રલોભનને બેશક આતુરતાથી ઝડપી લીધું. તેમણે મે માસની ૧૦મી તારીખે શાંતિની સંધિમાં સહીઓ કરી અને ૧૮મી તારીખે તેને વર્સાઈની સભામાં બહાલ કરાવી લીધી.

સુલેહ કરી લેવામાં આવી ત્યાર પછી બોનાપાર્તપંથી કેદીઓ આવી પહોંચે ત્યાં સુધીના વચગાળામાં થિયેરને પોતાનું સુમેળનું ફારસ ફરી ચાલુ કરી દેવાનું બહુ આવશ્યક લાગ્યું કારણ કે તેના પ્રજાસત્તાકપંથી ખાંધિયાઓને પૅરિસના હત્યાકાંડની તૈયારીઓના સંબંધમાં આંખમિચામણાં કરવા માટે બહાનાની સખત જરૂર હતી. તેણે મે માસની છેક આઠમી તારીખે મધ્યમ વર્ગીય સુધરાઈ સભ્યોને આવો જવાબ આપ્યો હતો:

> "વિદ્રોહીઓ શરણે થઈ જવાનું નક્કી કરી લે કે તરત જનરલો ક્લેમાન થોમા અને લેકોન્તના ખૂનીઓ સિવાય બાકીના સૌને માટે પૅરિસના દરવાજા એક અઠવાડિયું પૂરેપૂરા ઉઘાડા રાખવામાં આવશે."

થોડાક દિવસો પછી એવાં વચનોના સંબંધમાં ગામડિયાઓએ જોરશોરથી ખલેલના દેકારા કર્યા ત્યારે તેણે કોઈ જાતના ખુલાસા આપવાનો ઈનકાર કર્યો, પરંતુ તેમને આવો અગત્યનો ઈશારો કર્યા વગર તો નહિ જ:

"હું તમને કહું છું કે તમારી અંદર અધીરા માણસો છે, બેહદ ઉતાવળિયા માણસો છે. હજી આઠ દિવસ જવા દો, એ આઠ દિવસ પછી કોઈ જાતનું જોખમ બાકી નહિ રહે, અને કર્તવ્ય તેમની હિંમત તથા શક્તિઓને છાજતું હશે."

પોતે થોડા વખતમાં પૅરિસમાં દાખલ થઈ શકશે એવી ખાતરી મૅક-માહોન થિયેરને આપી શક્યો એટલે તરત થિયેરે સભામાં જાહેરાત કરી કે

"તે હાથમાં **કાનૂનો** લઈને પૅરિસમાં દાખલ થશે, અને સિપાહીઓની જિંદગીનું બલિદાન આપનારાઓ તથા જાહેર સ્મારકોને તોડી નાખનારા કંગાલોના પૂરા પ્રાયશ્ચિતની માગણી કરશે."

નિર્ણયની ઘડી નજીક આવી એટલે તેણે સભાને જણાવ્યું કે "હું જરાય દયા બતાવવાનો નથી!", પૅરિસને પરખાવી દીધું કે તે ચોક્કસ ખતમ થઈ જવાનું છે, અને બોનાપાર્તપંથી લૂંટારાઓને કહ્યું કે તમને ધરવ થઈ જાય એટલું વેર પૅરિસની ઉપર વાળવાનો પરવાનો રાજ્ય તરફથી આપવામાં આવે છે.

આખરે દગાખોરીના પરિણામે પૅરિસના દરવાજા મે માસની ૨૧મી તારીખે જનરલ દુએ માટે ખૂલી ગયા એટલે ૨૨મી તારીખે થિયરે સુમેળના સંબંધમાં પોતાના ફારસનું "લક્ષ્ય" ગામડિયાઓને, તેને સમજવાનો ભારે હઠીલાઈથી ઈનકાર કરતા રહેલા ગામડિયાઓને, બતાવી દીધું:

"મેં તમને થોડાક દિવસ પહેલાં જણાવ્યું હતું કે આપણે **લક્ષ્યની** નજીક પહોંચી રહ્યા છીએ, આજે હું તમને કહેવા આવ્યો છું કે **લક્ષ્ય** સાધી લેવામાં આવ્યું છે. વ્યવસ્થા, ઈનસાફ, અને સભ્યતાનો વિજય આખરે હાંસલ થઈ ગયો છે!"

વાત એમ જ હતી. મૂડીવાદી પદ્ધતિના ગુલામો તથા વેઠિયાઓ જ્યારે જ્યારે પોતાના માલિકોની સામે ખડા થઈ જાય ત્યારે ત્યારે એ પદ્ધતિની સભ્યતા અને ઈનસાફ કૂડા પ્રકાશમાં પ્રગટ થઈ જાય છે. ત્યારે એ સભ્યતા અને ઈનસાફ ઉઘાડી જંગલિયત અને બેકાયદે ખુન્નસ તરીકે સામે આવી જાય છે.



હડપગીર અને ઉત્પાદક વચ્ચેના વર્ગસંઘર્ષની દરેક નવી કટોકટી એ હકીકતને વધારે ઝળકતા રૂપમાં પેશ કરી દે છે. ૧૮૭૧ના અવર્ણનીય કુકર્મની સામે તો ૧૮૪૮ના જૂનમાં મૂડીદારોએ કરેલા અત્યાચારો પણ સાવ ઝાંખા પડીને જાણે ઓસરી જાય છે. સિપાહીઓ જે સભ્યતાના ભાડૂતી રખેવાળો છે તેની સહજ લાક્ષણિકતાનું જેટલું પ્રતિબિંબ તેમનાં રાક્ષસી કૃત્યોમાં અંકિત છે એટલા જ પ્રમાણમાં પૅરિસના લોકોના ધ્યેયની ભવ્યતાનું પ્રતિબિંબ તેમણે — પુરુષો, સ્ત્રીઓ, અને બાળકોએ — પૅરિસમાં વર્સાઈપંથીઓના ધસારા પછી આઠ દિવસ સુધી લડાઈમાં દાખવેલા ત્યાગમય પરાક્રમમાં અંકિત છે. ખરેખર ગૌરવમય સભ્યતા, જેની સામે મોટો કોયડો એવો છે કે લડાઈ પૂરી થઈ ગયા પછી પોતે હણી નાખેલાં માણસોનાં મડદાંના ખડકલાઓનો નિકાલ કેવી રીતે કરવો!

થિયેર અને તેના લોહીતરસ્યા હાથિયાઓના વર્તનનો જોટો ગોતવો હોય તો આપણે પાછા સુલ્લાના તથા રોમની બે શાસક ત્રિપુટીઓના જમાનામાં[128] જવું પડે. એવી જ નિષ્ઠુર કતલેઆમ, કતલમાં ઉંમરની અને નરનારીના ભેદની એવી જ અવગણના, કેદીઓની ઉપર અત્યાચાર વરસાવવાની એવી જ રીત, એવું જ દમન, પરંતુ આ વખતે આખા વર્ગની ઉપર, છુપાયેલા આગેવાનોમાંથી એક પણ છટકી ન જાય એટલા માટે તેમની એવી જ જંગલી તલાશ, રાજકીય તથા અંગત દુશ્મનોનો એવો જ ધુતકાર, ટંટામાં કોઈ રીતે ન સંકળાયેલાં માણસોની કતલના સંબંધમાં એવી જ ઉદાસીનતા. ફરક માત્ર એટલો જ છે કે મોતની સજા પામેલાઓને ટોળાબંધ વીંધી નાખવા માટે રોમનો પાસે મશીનગનો નહોતી, તેમણે "કાનૂન હાથમાં" નહોતો રાખ્યો, અને તેમના હોઠેથી "સભ્યતા"ની ગર્જના નહોતી નીકળતી.

અને એવી ભયાનકતાઓ પછી, મૂડીવાદી સભ્યતાનાં પોતાનાં અખબારોએ આલેખેલી તેની બીજી, એથીયે વધારે ખોફનાક, સૂરત જુઓ!

લંડનના ટોરી અખબારના પૅરિસના સંવાદદાતાએ લખ્યું છે કે

"છૂટાછવાયા ગોળીબારના ધડાકા દૂરથી હજી સંભળાતા હોય, અને પેર-લાશેઝની કબરોની આસપાસ રેઢા પડેલા જખમી કંગાલોને મોત ભરખી જતું હોય — ત્રાસના ભોગ બનેલા અને હતાશાની કારમી પીડા વેઠતા ૬૦૦૦ વિદ્રોહીઓ ભોંયરાંની ભુલભુલામણીઓમાં ભટકતા હતા અને રસ્તાઓ પર ઉતાવળા જતા કંગાલોને મશીનગનો વડે કોડીબંધ હિસાબે વીંધી નાખવામાં આવતા હતા — ત્યારે જોઈને ચીતરી ચડતી હતી કે દારૂના

તેમ જ બિલિયર્ડ તથા ડોમીનોની રમતોના શોખીનો હોટેલોને ખીચોખીચ ભરી દેતા હતા, બદચાલ ઓરતો તરુમાર્ગોએ આંટાફેરા કરતી રહેતી હતી, અને ફૅશનેબલ રેસ્તરાંઓની ખાસ કૅબિનોમાં ચાલતા રંગરાગનો શોરબકોર રાતની શાંતિને ચીરતો રહેતો હતો."

કોમ્યુને દબાવી દીધેલા વર્સાઈપંથી સામયિક «*Journal de Paris*»[129]માં મિસ્ટર એડુઅર્ડ હેર્વેએ લખ્યું છે:

"પૅરિસની વસતિએ ગઈ કાલે પોતાનો સંતોષ જે રીતે વ્યક્ત કરેલો તેમાં બેશક આછકલાઈથી કશુંક વધારે હતું, અને અમને ડર છે કે વખત જતાં હાલત બદતર બનશે. પૅરિસનો દેખાવ હાલ તહેવારના દિવસ જેવો છે, દિલગીરી સાથે કહેવું પડે કે અણછાજતો છે, અને આપણે આપણને પતિત પૅરિસવાસીઓ ન કહેવડાવવા હોય તો આવી હાલતનો અંત આણવો જ પડશે."

અને તેણે ટાસીટસનો ફકરો ટાંક્યો છે:

"તેમ છતાં, એ ભયાનક સંઘર્ષ પછીના દિવસે, સંઘર્ષ સાવ પૂરો થઈ જાય તે પહેલાં જ, અવનત અને ભ્રષ્ટ રોમ એવા ભોગવિલાસના કીચડમાં ફરી આળોટવા લાગ્યું કે જે તેની કાયાને ખતમ કરી નાખતો હતો અને તેના આત્માને દૂષિત બનાવતો હતો—alibi proelia et vulnera, alibi balneae popinaeque (અહીંયાં લડાઈઓ અને જખમો, ત્યાં હમામો અને ખાનપાનની મહેફિલો)."

મિસ્ટર હેર્વે એટલું જણાવવાનું ભૂલી ગયો છે કે તેણે જે પૅરિસનો ઉલ્લેખ કર્યો છે એ તો માત્ર મિસ્ટર થિયેરનું પૅરિસ છે—વર્સાઈ, સેંટ-ડેની, રુએઈ, અને સેંટ-ઝેર્મેનથી ટોળાબંધ પાછા ફરતા francs-fileursનું પૅરિસ છે—**વાસ્તવમાં** "પતનનું" પૅરિસ છે.

શ્રમની ગુલામી ઉપર આધારિત નાપાક સભ્યતા નવા અને બહેતર સમાજના આત્મત્યાગી સમર્થકોની ઉપર પોતાની તમામ ખૂનખાર ફતેહોમાં તેના શિકાર બનેલાઓના ઊંહકારાઓને નાલેશીના શોરગુલમાં, આખી દુનિયામાં પડઘા ગજાવતા શોરગુલમાં, ડુબાવી દે છે. કોમ્યુનના જમાનાનું સ્વસ્થ કામદારોનું પૅરિસ અચાનક "વ્યવસ્થા"ના લોહીતરસ્યા ડાઘિયાઓની ધાંધલધમાલમાં પલટાઈ



જાય છે. અને એવો જબરજસ્ત પલટો બધા દેશોના મૂડીવાદી માનસને શું સાબિત કરી આપે છે? અરે, એમ કે કોમ્યુને સભ્યતાની વિરુદ્ધ કાવતરું કર્યું છે! પૅરિસના લોકો કોમ્યુનને ખાતર એવી મોટી સંખ્યાઓમાં જોમથી મોતને ભેટે છે કે જેનો જોટો ઇતિહાસમાં કોઈ પણ લડાઈમાં જોવા મળતો નથી. એથી શું સાબિત થાય છે? અરે, એમ કે કોમ્યુન જનતાની પોતાની સરકાર નહિ પરંતુ ગણતર ગુનેગારોની પચાવગીરી અંકિત કરતું હતું! પૅરિસની નારીઓ નાકાબંધીઓએ અને મોતને માંચડે ઉમંગના રંગમાં જિંદગી કુરબાન કરી દે છે. એથી શું સાબિત થાય છે? અરે, એમ કે કોમ્યુનના દૈત્યે તેમને મેગાએરાઓ અને હેકાટેઓમાં પલટાવી નાખી છે! કોમ્યુને બે મહિનાના નિર્વિવાદ અમલ દરમિયાન દાખવેલા નરમ વલણનો જોટો કેવળ તેની રક્ષાના પરાક્રમમાં જ જોવા મળે છે. એથી શું સાબિત થાય છે? અરે, એમ કે કોમ્યુને પોતાની રાક્ષસી વૃત્તિઓમાં સમાયેલી લોહીની તરસને નરમ વલણ તથા માનવતાના મહોરા હેઠળ મહિનાઓ સુધી કાળજીથી છુપાવી રાખી હતી, પોતાની વેદનાની ઘડીએ મોકળી મૂકી દેવા માટે!

કામદારોના પૅરિસે પોતાના પરાક્રમી આત્મદહનનું કદમ ઉઠાવીને તેની જ્વાળાઓમાં ઇમારતો તથા સ્મારકોને આવરી લીધાં હતાં. સર્વહારા વર્ગના શાસકો તેની સજીવ કાયાને પીંખી અને વાઢી નાખતી વેળા પોતાના આવાસોના અખંડ સ્થાપત્યમાં પાછા વિજયી પ્રવેશ કરવાની ધારણા ન જ રાખી શકે. વર્સાઈની સરકાર પોકારી ઊઠે છે—"દહનવૃત્તિ!" પછી તે એવો સંકેત પોતાના તમામ દલાલોને, અત્યંત દૂરનાં ગામોમાંયે, હળવેથી આપી દે છે, દરેક ઠેકાણે તેના દુશ્મનોને ધંધાદારી દહનનું આળ મૂકીને પકડી લેવાની હિદાયત આપે છે. આખી દુનિયાનો મૂડીદાર વર્ગ લડાઈ પછીની કતલેઆમને આત્મસંતોષની લાગણીથી જોતો રહે છે, પરંતુ ઈંટો તથા ડામરને ભ્રષ્ટ કરવાનું કૃત્ય જોઈને ત્રાસની આંચકીઓ ખાય છે!

સરકારો પોતાનાં નૌકાદળોને "હત્યા કરવાના, **બાળી નાખવાના**, અને ખતમ કરી નાખવાના" પરવાના રાજ્ય તરફથી આપે ત્યારે તેમાં શું દહનવૃત્તિ માટેના પરવાના હોય છે? બ્રિટિશ લશ્કરોએ સ્વચ્છંદી રીતે વૉશિંગ્ટનમાં કેપિટોલને અને ચીની સમ્રાટના ગ્રીષ્મ મહેલને[130] આગ લગાવી દીધેલી ત્યારે તેમાં શું દહનવૃત્તિ હતી? પ્રશિયનોએ લશ્કરી કારણોસર નહિ પરંતુ ખાલી વેરના ઝનૂનને લીધે શાતોદેન જેવા શહેરને તેમ જ અસંખ્ય ગામોને પેટ્રોલ છાંટીને બાળી નાખેલાં ત્યારે તેમાં શું દહનવૃત્તિ હતી? થિયેરે છ અઠવાડિયાં દરમિયાન પૅરિસની

ઉપર એવું બહાનું કાઢીને તોપમારો કરેલો કે તેનો ઈરાદો માત્ર લોકોના વસવાટવાળાં ઘરોને જ આગ લગાવવાનો હતો, ત્યારે તેમાં શું દહનવૃત્તિ હતી? યુદ્ધમાં આગ તો બીજા કોઈ સાધન જેવું જ વાજબી સાધન હોય છે. દુશ્મનોના કબજાની ઈમારતોને આગ લગાવવાના આશયે તેમની ઉપર તોપગોળા છોડવામાં આવે છે. તેમના રક્ષકોને ભાગી જવું પડે ત્યારે તેઓ પોતે જ આગ ચાંપીને ભડકા કરી દેતા હોય છે, જેથી હુમલો કરનારાઓ એ ઈમારતોનો ઉપયોગ ન કરી શકે. દુનિયાનાં બધાં રીતસરનાં લશ્કરોની લડાઈમાં સામે ખડી ઈમારતોનો અનિવાર્ય અંજામ હંમેશાં બળીને ખંડેર બની જવાનો જ રહ્યો છે. પરંતુ ગુલામીમાં જકડી લેનારાઓની સામે ગુલામીમાં જકડાયેલાઓના યુદ્ધમાં, ઈતિહાસના એકમાત્ર વાજબી યુદ્ધમાં, એ બાબત કોઈ રીતે લાગુ ન થાય! કોમ્યુને આગનો ઉપયોગ માત્ર રક્ષણના સાધન તરીકે જ કર્યો હતો. તેણે તેનો ઉપયોગ લાંબા સીધા તરુમાર્ગોએ, હાઉસમાન તરફથી તોપમારાનું ખાસ નિશાન બનાવવામાં આવેલા તરુમાર્ગોએ, વર્સાઈનાં લશ્કરોનો સામનો કરવા માટે કર્યો હતો. તેણે તેનો ઉપયોગ પોતાની પીછેહઠને રક્ષણ પૂરું પાડવા માટે કર્યો હતો, જેવી રીતે વર્સાઈપંથીઓએ પોતાની આગેકૂચમાં તોપમારાનો, કોમ્યુનની આગથી જેટલી ઈમારતો ખતમ થઈ ગઈ હતી એટલી તો ઓછામાં ઓછી ખતમ કરી નાખનારા તોપમારાનો, ઉપયોગ કર્યો હતો એવી જ રીતે. કઈ ઈમારતોને બચાવ કરનારાઓએ અને કઈ ઈમારતોને હુમલો કરનારાઓએ આગ લગાવેલી, એ બાબત વિશે તો આજે પણ વિવાદ છે. વળી વર્સાઈનાં લશ્કરોએ કેદીઓની સામૂહિક હત્યા શરૂ કરી દીધી હતી ત્યારે જ બચાવ કરનારાઓએ આગની રીત અજમાવી હતી એ ઉપરાંત, કોમ્યુને લાંબા વખત પહેલાં એકદમ ખુલ્લી જાહેરાત કરી હતી કે તેને આખરી હદ સુધી ધકેલી દેવામાં આવશે તો તે પોતાને પૅરિસના કાટમાળમાં દટાઈ જવા દેશે, પૅરિસને બીજું મોસ્કો[131] બનાવી દેશે; અગાઉ રાષ્ટ્રીય સંરક્ષણની સરકાર પણ એવી જાહેરાત કરી ચૂકી હતી, પરંતુ માત્ર તેના દેશદ્રોહને ઢાંકી રાખવાના પડદા તરીકે જ. એવા હેતુ માટે ત્રોશૂએ તેને પેટ્રોલ પૂરું પાડ્યું હતું. કોમ્યુન જાણતું હતું કે તેના વિરોધીઓને પૅરિસના લોકોની જિંદગીની ફિકર બિલકુલ નથી, માત્ર પૅરિસની તેમની પોતાની ઈમારતોની જ મોટી ફિકર છે. બીજી તરફ, થિયેર જણાવી ચૂક્યો હતો કે પોતે જરાય દયા વગર વેર વાળવાનો છે. એક તરફ તેણે પોતાનું લશ્કર તૈયાર કરી લીધું અને બીજી તરફ પ્રશિયનોએ ફાંસલો ભીડો દીધો કે તરત તેણે ઘોષણા કરી: "હું જરાય દયા બતાવવાનો નથી! પ્રાયશ્ચિત પૂરું અને ઇનસાફ કડક!" પૅરિસના



કામદારોનાં કૃત્યોમાં જંગલીપણું હોય તો હતાશ થઈ ગયેલા બચાવ કરનારાઓનું જંગલીપણું હતું, ફતેહનું નહોતું, ખ્રિસ્તીઓએ અવરધર્મી પુરાતનતાના ખરેખરા અમૂલ્ય કલા ભંડારોની ઉપર વરસાવેલા જંગલીપણા જેવું નહોતું; અને એ જંગલીપણાને પણ ઈતિહાસકારે ભાંગી પડતા પુરાણા સમાજ અને ઉદય પામતા નવા સમાજ વચ્ચેના વિરાટ સંઘર્ષની અનિવાર્ય તથા પ્રમાણમાં નજીવી સહગામી બાબત તરીકે વાજબી ઠરાવ્યું છે. એ તો લફંગાઓના પૅરિસ માટે જગ્યા ખાલી કરવા ખાતર ઐતિહાસિક પૅરિસને ભોંયભેગું કરી નાખનારા હાઉસમાનના જંગલીપણાથી ઓછું જ છે!

પરંતુ કોમ્યુન તરફથી બાનના ચોસઠ આદમીઓની હત્યા, અને તેમાં પૅરિસનો આર્ચબિશપ મોખરે હતો! યુદ્ધના સંચાલનમાં લાંબા વખતથી અદૃશ્ય થઈ ગયેલા રિવાજને, નિરાધાર કેદીઓને ગોળીએ વીંધી નાખવાના રિવાજને, મૂડીદાર વર્ગે તથા તેના લશ્કરે ૧૮૪૮ના જૂનમાં ફરી સ્થાપી દીધો. ત્યારથી યુરોપ અને હિંદુસ્તાનમાં બધી પ્રજાકીય હિલચાલોને દબાવી દેનારાઓ એ રિવાજનું વધારે કે ઓછું કડક પાલન કરતા રહ્યા છે, અને એ રીતે સાબિત કરતા રહ્યા છે કે તેમાં "સભ્યતાની પ્રગતિ" અંકિત છે. બીજી તરફ, ફ્રાંસમાં પ્રશિયનોએ લોકોને બાન તરીકે રાખવાની રીત ફરી સ્થાપી દીધી તેમાં નિર્દોષ માણસોને બીજા લોકોનાં કૃત્યોનો બદલો પોતાની જિંદગી વડે ચૂકવવો પડે છે. આપણે જોયું છે તે મુજબ થિયેરે ઘર્ષણની શરૂઆતથી જ કેદ પકડાયેલા કોમ્યુનના માણસોને ગોળીએ વીંધી નાખવાની માનવતામય રીત અમલમાં મૂકી હતી, એટલે કોમ્યુનને પોતાના માણસોની જિંદગીની રક્ષા કાજે લોકોને બાન તરીકે રાખવાની પ્રશિયન રીતનો આશરો લેવો પડયો. વર્સાઈ તરફથી કેદીઓને લગાતાર ગોળીએ વીંધી નાખવામાં આવતા હોવાથી બાન રખાયેલા માણસોની જિંદગીની બાજી તો એક વાર નહિ પણ અનેક વાર હારી જવામાં આવી હતી. તો પછી મૅક-માહોનના પ્રીટોરિયનોએ[132] પૅરિસમાં પોતાનો પ્રવેશ જે ખૂનરેજીથી ઊજવ્યો હતો તેને જોયા પછી એ માણસોને જીવતા કેવી રીતે રહેવા દેવાય? મૂડીવાદી સરકારોના બેઈમાન ઝનૂન ઉપરના આખરી અંકુશને પણ—માણસોને બાન તરીકે રાખવાના ઉપાયને પણ—શું ખાલી ઢોંગ જ બનાવી દેવો કે? આર્ચબિશપ દાર્બુઆનો ખરો હત્યારો થિયેર છે. કોમ્યુને એ વખતે થિયેરના હાથમાં કેદ એકલા બ્લાંકીના બદલામાં આર્ચબિશપને, અને વધુમાં બીજા ઘણા પાદરીઓને પણ, છોડી મૂકવાની દરખાસ્ત ફરીફરીને કરી હતી. પરંતુ થિયેર હઠીલાઈથી તેને નકારતો રહ્યો. તે સમજતો હતો કે પોતે બ્લાંકીને છૂટો કરીને તો કોમ્યુનને આગેવાન

પૂરો પાડે, પરંતુ પોતાનો હેતુ પાર પાડવામાં આર્ચબિશપ મડદાના રૂપમાં બહુ સરસ રીતે ઉપયોગી થાય. થિયેરે કાવેન્યાકના દાખલા મુજબનું વલણ લીધું. ૧૮૪૮ના જૂનમાં કાવેન્યાક અને તેના વ્યવસ્થાપંથી આદમીઓએ વિદ્રોહીઓને આર્ચબિશપ આફ્રેના હત્યારાઓ તરીકે વગોવીને કેવા ત્રાસના દેકારા કરેલા! એ લોકોને બરાબર ખબર હતી કે આર્ચબિશપને વ્યવસ્થાના સિપાહીઓએ જ ગોળીએ વીંધી નાખ્યો હતો. એ વખતે આર્ચબિશપનો સામાન્ય પ્રતિનિધિ ઝાક્મે ત્યાં હાજર હતો, અને તેણે એ મુજબની જુબાની પછી તરત આપી હતી.

વ્યવસ્થાની પાર્ટી લોહીના ખેલમાં પોતાના શિકારોની વિરુદ્ધ નાલેશીના જે બધા દેકારા કરવાનું કદી ચૂકતી નથી તે માત્ર એટલું જ સાબિત કરે છે કે આપણા જમાનાનો મૂડીદાર પોતાને પુરાણા જમાનાના ઉમરાવનો, સાધારણ માણસની વિરુદ્ધ પોતાના હાથમાં દરેક હથિયારને વાજબી પરંતુ સાધારણ માણસના હાથમાં કોઈ પણ જાતના હથિયારને ગુનો ગણનારા ઉમરાવનો, રીતસરનો વારસદાર ગણે છે.

પરદેશી ચડાઈખોરની ઓથ હેઠળ આંતરવિગ્રહ મારફત ક્રાંતિને ખતન કરી નાખવાનું શાસક વર્ગનું કારસ્તાન, જેનું પગેરું અમે છેક સપ્ટેંબરની ચોથી તારીખથી લઈને સેંટ-ક્લૂના દરવાજેથી મેક-માહોનના પ્રીટોરિયનોના પ્રવેશ સુધી કાઢ્યું છે એ કારસ્તાન, આખરે પૅરિસની કતલેઆમમાં પરિણમ્યું. બિસ્માર્ક પૅરિસનાં ખંડેરોને જોઈને હરખઘેલો થઈ ગયો છે, તેમાં તેને મોટાં શહેરોના સર્વસામાન્ય ખાતમાના સ્વપ્નનો, તે ૧૮૪૯ની પ્રશિયન Chambre introuvable[133]માં હજી સાદો ગામડિયો સભ્ય હતો ત્યારે સેવેલા સ્વપ્નનો, પહેલો તબક્કો કદાચ દેખાય છે. તે પૅરિસના સર્વહારાઓનાં મડદાં જોઈને હરખઘેલો થઈ ગયો છે. તેની નજરમાં એ કંઈ ખાલી ક્રાંતિનું નિકંદન જ નથી પરંતુ ફ્રાંસનું, હવે વાસ્તવમાં જેનું મસ્તક વઢાઈ ગયું છે એવા ફ્રાંસનું, અને ફ્રેંચ સરકારે પોતે જ આણેલું, વિલોપન છે. બધા સફળ રાજપુરુષોનું લાક્ષણિક છીછરાપણું જાહેર કરીને તે આ જબરજસ્ત ઐતિહાસિક ઘટનાની માત્ર સપાટીને જ જુએ છે. વિજેતા પોતાને પરાજિત સરકારના ખાલી લશ્કરી પોલીસમાં જ નહિ પરંતુ ભાડૂતી હત્યારામાંયે પલટાવી નાખીને પોતાના વિજયની ઉપર કળશ ચડાવી દેતો હોય, એવું દૃશ્ય ઇતિહાસે અગાઉ ક્યારે પ્રદર્શિત કર્યું છે? પૅરિસ કોમ્યુન અને પ્રશિયા વચ્ચે કોઈ જાતની લડાઈ નહોતી. એથી ઊલટું, કોમ્યુને સુલેહની પ્રાથમિક શરતો સ્વીકારી લીધી હતી અને પ્રશિયાએ પોતાની તટસ્થતા જાહેર કરી હતી. એટલે પ્રશિયા યુદ્ધમાં દુશ્મન નહોતું. તેણે નીચ



હત્યારાની ભૂમિકા ભજવી કારણ કે તેમાં કશું જોખમ નહોતું, ભાડૂતી હત્યારાની ભૂમિકા ભજવી કારણ કે પૅરિસના પતન પછી હત્યાકાંડની લોહીયાળ કિંમત તરીકે ૫૦૦ મિલિયન પોતાને ચૂકવી દેવાની શરત તેણે પહેલેથી કરાવી લીધી હતી. એ રીતે યુદ્ધનું, નાસ્તિક અને દુરાચારી ફ્રાંસને ધર્મનિષ્ઠ અને સદાચારી જર્મની તરફથી સજા તરીકે વિધાતાએ નિર્ધારિત કરેલા યુદ્ધનું, ખરું સ્વરૂપ જાહેર થઈ ગયું! રાષ્ટ્રોના કાનૂનનો, પુરાણી દુનિયાના ધારાશાસ્ત્રીઓ તેને જેવી રીતે સમજે છે એવી સમજણ મુજબ પણ, એવો અજોડ ભંગ યુરોપની "સભ્ય" સરકારોને જાગૃત નથી કરી દેતો કે તેઓ ઘોર અપરાધી પ્રશિયન સરકારને, સેંટ પિટર્સબર્ગના પ્રધાનમંડળના કેવળ હાથાને, રાષ્ટ્રોની સામે બહારવટું કરનારી સરકાર તરીકે જાહેર કરી દે, પરંતુ તેને બદલે તેમને એવો વિચાર કરવાની ઉશ્કેરણી જ પૂરી પાડે છે કે પૅરિસ ફરતા બેવડા ઘેરામાંથી છટકી જનારા થોડાક શિકારોને પાછા વર્સાઈના જલ્લાદના હાથમાં સોંપી દેવા કે નહિ!

આધુનિક યુગના એકદમ જબરજસ્ત યુદ્ધ પછી વિજેતા અને પરાજિત ધાડાં સહિયારી રીતે સર્વહારા વર્ગની કતલ ચલાવવા માટે હેતપ્રીતથી ભેગાં થઈ જાય— એવો અજોડ બનાવ બિસ્માર્ક ધારે છે તેમ નવા સમાજને, ઉદય પામી રહેલા નવા સમાજને, અંતિમ રૂપે દબાવી દેવાની સ્થિતિનો નિર્દેશ નથી કરતો પરંતુ મૂડીવાદી સમાજ ભાંગી પડીને ધૂળમાં મળી જવાની સ્થિતિનો નિર્દેશ કરે છે. પુરાણો સમાજ જે વધારેમાં વધારે પરાક્રમી પ્રયાસની શક્તિ હજી ધરાવે છે તે રાષ્ટ્રીય યુદ્ધનો પ્રયાસ છે, પરંતુ એ પ્રયાસ પણ હવે સરકારી ધતિંગ તરીકે, વર્ગોના સંઘર્ષને ટાળવાના અને વર્ગસંઘર્ષ આંતરવિગ્રહના રૂપમાં ફાટી નીકળે કે તરત પડતા મૂકી દેવાના ધતિંગ તરીકે, સાબિત થઈ ગયો છે. વર્ગીય શાસન હવે પોતાને રાષ્ટ્રીય લેબાસમાં છુપાવી શકતું નથી, સર્વહારા વર્ગની સામે રાષ્ટ્રીય સરકારો બધી **એક** છે!

૧૮૭૧ના વિટ-સન્ડેના તહેવાર પછી ફ્રાંસના કામદારો અને તેમની પેદાશ હડપ કરી જનારાઓ વચ્ચે કોઈ જાતની સુલેહશાંતિ કે જંગમોકૂફી શક્ય જ નથી. ભાડૂતી સિપાહીઓનો લોખંડી હાથ કદાચ થોડા વખત પૂરતો બન્ને વર્ગોને સર્વસામાન્ય જુલમમાં જકડાયેલો રાખે. પરંતુ લડાઈ વધતાં જતાં પરિમાણોમાં ફરીફરીને ફાટી નીકળવાની જ, અને આખરે કોણ વિજય હાંસલ કરશે — થોડાક હડપગીરો કે પારાવાર બહુસંખ્યા ધરાવતા મહેનતકશ લોકો — તેમાં શંકા જેવું કંઈ હોઈ શકે જ નહિ. અને ફ્રેંચ કામદાર વર્ગ તો આધુનિક સર્વહારા વર્ગની કેવળ અગ્રિમ ટુકડી જ છે.

યુરોપની સરકારો એવી રીતે વર્ગીય શાસનના આંતરરાષ્ટ્રીય સ્વરૂપને પૅરિસના સંદર્ભે સાબિત કરે છે પરંતુ આંતરરાષ્ટ્રીય કામદાર મંડળને, મૂડીના સર્વદેશી કાવતરા સામે શ્રમના વળતા આંતરરાષ્ટ્રીય સંગઠનને, બધી આફતોના મુખ્ય ફુવારા તરીકે વગોવે છે. થિયેરે તેને શ્રમના આપખુદશાહ તરીકે ધુતકારી કાઢ્યું હતું અને પોતે શ્રમનો મુક્તિદાતા હોવાનો ઢોંગ કર્યો હતો. પીકારે ફ્રાંસનાં આંતરરાષ્ટ્રીય સંગઠનો અને પરદેશોનાં એવાં સંગઠનો વચ્ચેનો સંદેશવ્યવહાર તદ્દન ખતમ કરી નાખવાનો હુકમ આપ્યો હતો. થિયેરના ૧૮૩૫ના મમીકૃત મળતિયા કાઉન્ટ ઝોબેરે તેને નીંદી કાઢવાની બાબતને તમામ સભ્ય સરકારોની મોટી સમસ્યા તરીકે ગણાવી છે. ગામડિયાઓ તેની સામે ગર્જનાઓ કરે છે, અને આખી યુરોપી અખબારી આલમ સમૂહગાનમાં જોડાઈ જાય છે. એક માનનીય ફ્રેંચ લેખકે*, અમારા મંડળથી તદ્દન વેગળા લેખકે, નીચે મુજબ જણાવ્યું છે:

> "રાષ્ટ્રીય રક્ષક દળની કેંદ્રીય સમિતિના સભ્યો તેમ જ કોમ્યુનના મોટા ભાગના સભ્યો આંતરરાષ્ટ્રીય કામદાર મંડળનાં અત્યંત સક્રિય, બુદ્ધિશાળી, તથા જોશીલાં માનસો છે... એવા માણસો છે કે જે પૂરેપૂરા પ્રમાણિક, નિખાલસ, બુદ્ધિશાળી, નિષ્ઠાવાન, નિષ્કલંક, અને શબ્દના સારા અર્થમાં ઝનૂની છે."

પોલીસના રંગે રંગાયેલું મૂડીવાદી માનસ સ્વાભાવિક રીતે જ આંતરરાષ્ટ્રીય કામદાર મંડળને છૂપા કારસ્તાનની રીતે કામ કરતું સંગઠન, જેનું કેંદ્રીય ઘટક સમયાંતરે જુદા જુદા દેશોમાં ધડાકા કરવાના હુકમો આપતું હોય એવું સંગઠન, કલ્પી લે છે. હકીકતમાં અમારું મંડળ સભ્ય દુનિયાના વિવિધ દેશોના વધારેમાં વધારે અગ્રગામી કામદારો વચ્ચેના આંતરરાષ્ટ્રીય સંબંધ સિવાય બીજું કશું જ નથી. જ્યાં જ્યાં ગમે તેવા ઘાટમાં અને ગમે તેવા સંજોગોમાં વર્ગસંઘર્ષ કોઈ જાતની સુસંગતતા ધારણ કરી લે ત્યાં બધે ઠેકાણે અમારા મંડળના સભ્યો મોખરે હોય એ વાત તો સાવ સ્વાભાવિક છે. જે જમીનમાંથી તેનો ઉગમ થાય છે એ તો ખુદ આધુનિક સમાજ જ છે. તેને ગમે એટલી કતલેઆમથી નાબૂદ કરી શકાય એમ નથી. તેને નાબૂદ કરી નાખવા માટે સરકારોને શ્રમની

*સ્પષ્ટ છે કે રોબિને.



ઉપર મૂડીની આપખુદશાહી, તેમની પોતાની હયાતીની શરત, નાબૂદ કરી નાખવી પડશે.

કામદારોના પૅરિસના કોમ્યુનને હંમેશાં નૂતન સમાજના ગૌરવમય અગ્રદૂત તરીકે બિરદાવવામાં આવશે. તેના શહીદોનાં સ્મારકો કામદાર વર્ગના વિશાળ હૃદયમાં અંકિત થઈ ગયેલાં છે. તેને ખતમ કરી નાખનારાઓને ઇતિહાસે ક્યારના કાયમી હેડબેડીમાં જકડી લીધા છે, અને તેમના પાદરીઓ ગમે એટલી પ્રાર્થનાઓ કરે તોયે તેમને એ હેડબેડીમાંથી છોડાવી નહિ શકે.

૨૫૬, હાઈ હોલબોર્ન, લંડન,
વેસ્ટર્ન સેંટ્રલ, ૩૦ મે, ૧૮૭૧

## નોંધો

### ૧

"કેદીઓની કતાર ઉરીક તરુમાર્ગે થંભી ગઈ. તેમને પગથી ઉપર, રસ્તા તરફ મોં રાખીને, એકની પાછળ બીજી એમ ચારપાંચ હારમાં ગોઠવી દેવામાં આવ્યા. જનરલ માર્કીસ દે ગાલીફે અને તેના માણસોએ ઘોડાઓ પરથી ઊતરીને ડાબી બાજુએથી નિરીક્ષણ શરૂ કર્યું. ધીરે ધીરે ચાલતો અને કતારોની ઉપર નજર ફેરવતો જનરલ ક્યાંક ક્યાંક ઊભો રહી જતો, કોઈ માણસને ખભે ટાપલી મારતો અથવા ઇશારો કરીને પાછળની કતારોમાંથી માણસોને બોલાવતો. એવી રીતે નોખા તારવવામાં આવતા માણસોને મોટા ભાગના દાખલાઓમાં કશી વાતચીત વગર કૂચ કરાવીને રસ્તાની વચ્ચોવચ લઈ જવામાં આવ્યા. એવી રીતે ત્યાં થોડી વારમાં નાની પૂરક કતાર રચાઈ ગઈ... સાફ જણાતું હતું કે તેમાં ભૂલની શક્યતા સારી પેઠે હતી. કોઈ ઘોડેસવાર અફસરે જનરલ ગાલીફેને એક પુરુષ અને એક ઓરત ખાસ ગુનો કરનાર તરીકે બતાવ્યાં. ઓરત કતારમાંથી ધસતી આવીને ગોઠણભેર થઈ ગઈ અને હાથ લાંબા કરીને લાગણીવશ શબ્દોમાં પોતાની નિર્દોષતા જાહેર કરવા લાગી. જનરલે તેની વાત ક્યાંક અટકે ત્યાં સુધી વાટ જોઈ અને પછી એકદમ ભાવશૂન્ય ચહેરે તથા લાગણીશૂન્ય અદાથી કહ્યું: 'માદામ, હું પૅરિસના દરેક થિયેટરમાં જઈ આવ્યો છું,

તમારી અદાકારીની કશી અસર મારી ઉપર પડે એમ નથી' (ce n'est pas la peine de jouer la comédie)... એ દિવસે ધ્યાન ખેંચાય એટલા પ્રમાણમાં પોતાના પાડોશીઓ કરતાં વધારે ઊંચા, વધારે ગંદા, વધારે સ્વચ્છ, વધારે મોટા, કે વધારે બદસૂરત દેખાવામાં જરાય સારાવાટ નહોતી. એક માણસની બાબતમાં મને ખાસ લાગ્યું કે તેને નાકે જખમની નિશાની હતી એટલે જ કદાચ આ જગતની ખરાબીઓથી ઝટપટ છુટકારો મળી ગયો... એવી રીતે એકસોથી વધારે માણસોને નોખા તારવી લીધા પછી ગોળીબારની ટુકડીને હુકમ આપવામાં આવ્યો, અને કતાર તેમને ત્યાં જ રહેવા દઈને આગળ રવાના થઈ ગઈ. થોડીક મિનિટો બાદ અમારી પાછળના ભાગમાં ગોળીબાર શરૂ થઈ ગયા અને પા કલાકથી વધારે વખત ચાલુ રહ્યા. ઝડપી કારવાઈ મારફત ગુનેગાર ઠરાવી દેવામાં આવેલા એ કંગાલોને ગોળીએ ઉડાવી દેવામાં આવ્યા." (*«Daily News»*)[134]ના પૅરિસ સંવાદદાતાનો અહેવાલ, ૮મી જૂન.)

એ ગાલીફે, "બીજા સામ્રાજ્યની રંગરાગની મહેફિલોમાં નિર્લજ્જ પ્રદર્શનો બદલ ખૂબ નામચીન તેની પત્નીનો રાખેલો આદમી," યુદ્ધ દરમિયાન ક્રૂર "પીસ્તોલ અફસર"ના નામે ઓળખાતો હતો.

"*«Temps»*[135] સચેત સામયિક છે, સનસનાટીની રીત નથી અપનાવતું. તેમાં લાપરવા ગોળીબારના ભોગ બનેલા અને જિંદગી ઓસરી જતાં પહેલાં જ દફનાવી દેવામાં આવેલા લોકો વિશેનો ખોફનાક અહેવાલ છપાયો છે. ઘણાબધા માણસોને સેંટ-ઝાક-લા-બૂશ્રી ફરતા ચોકમાં દફનાવી દેવામાં આવ્યા હતા, તેમાંથી કેટલાકને સાવ છીછરા ખાડામાં દાટી દેવામાં આવ્યા હતા. દિવસ દરમિયાન રસ્તાઓ પરની ધમાલને લીધે કોઈનું ધ્યાન ન ખેંચાયું, પરંતુ આસપાસનાં મકાનોમાં રહેતા લોકો રાતની નીરવતામાં દૂરથી કાને પડતા ઊંહકારાઓને લીધે જાગી ગયા, અને સવારે મુઠ્ઠી વાળેલો એક હાથ જમીનમાંથી બહાર નીકળી આવેલો નજરે પડ્યો. તેના પરિણામે કબરો ખોદીને તપાસ કરવાનો હુકમ આપવામાં આવ્યો... મને એ વાતમાં જરાય શંકા નથી કે ઘણા જખમીઓને જીવતા દાટી દેવામાં આવ્યા હતા. એક દાખલા વિશે તો હું ખાતરીબંધ કહી શકું એમ છું. ગયા મહિનાની ચોવીસમી તારીખે બ્રૂનેલ અને તેની રખાતને વેન્દોમ ચોકના એક મકાનના આંગણમાં ગોળીએ વીંધવામાં આવ્યાં ત્યાર પછી ૨૭મી તારીખના બપોર



પછીના વખત સુધી શબ ત્યાં જ પડી રહ્યાં હતાં. દફન કરનારા માણસો શબ હઠાવવા આવ્યા ત્યારે તેમને બાઈ હજી જીવતી જોવા મળી અને તેમણે તેને એમ્બ્યુલન્સ સુધી પહોંચાડી. તેને ચાર ગોળીઓ વાગી હતી પરંતુ હવે તે જોખમમાં નથી." (*«Evening Standard»*[136]ના પૅરિસ સંવાદદાતાનો અહેવાલ, ૮મી જૂન.)

## ૨

*«Times»*માં (લંડન) જૂનની ૧૩મી તારીખે નીચેનો પત્ર[137] પ્રગટ થયો હતો:

*«Times»*ના તંત્રીને:

સાહેબ,

૧૮૭૧ના જૂનની છઠ્ઠી તારીખે મિસ્ટર જ્યુલ ફાવ્રેએ બધી યુરોપી સત્તાઓને એક પરિપત્ર મોકલીને આંતરરાષ્ટ્રીય કામદાર મંડળને દબાવી દેવાની દરખાસ્ત કરી હતી. એ દસ્તાવેજનાં રૂપલક્ષણોને જાહેર કરવા માટે થોડીક બાબતો પૂરતી થઈ રહેશે.

અમારી નિયમાવલિના આમુખમાં જ જણાવવામાં આવ્યું છે કે ઈન્ટરનેશનલની સ્થાપના "૧૮૬૪ના સપ્ટેંબરની ૨૮મી તારીખે લંડનમાં લૉંગ એકરના સેંટ માર્ટીન હૉલમાં ભરવામાં આવેલી જાહેર સભામાં" કરવામાં આવી હતી. જ્યુલ ફાવ્રે પોતાના હેતુઓ ખાતર તેના ઉદયની તારીખને પાછળ ખસેડીને ૧૮૬૨ જણાવે છે.

તે અમારા સિદ્ધાંતોનું વિવરણ કરવા માટે "તેનું (ઈન્ટરનેશનલનું) ૧૮૬૯ના માર્ચની ૨૫મી તારીખનું ચોપાનિયું" ટાંકવાનો દાવો કરે છે. અને પછી તે શું ટાંકે છે? એવા કોઈ સમાજનું કે જે ઈન્ટરનેશનલ નથી. તે એવી ચાલાકી અગાઉ પણ, હજી પ્રમાણમાં જુવાન વકીલ હતો ત્યારે, કાબેએ *«National»* અખબારની ઉપર ચલાવેલા બદનક્ષીના મુકદ્દમામાં અખબારનો બચાવ કરતી વેળા, અજમાવી ચૂક્યો છે. એ વખતે તેણે ખુદ પોતે જ ઘસી કાઢેલાં લખાણો વાંચતી વેળા જાણે કાબેની પુસ્તિકાઓમાંથી અવતરણો વાંચતો હોય એવો ઢોંગ કર્યો હતો. એ ચાલાકી હજી અદાલત બેઠી હતી ત્યારે જ ઉઘાડી પડી ગયેલી, અને કાબેએ દિલાવરી ન દાખવી હોત તો તેની સજા તરીકે પૅરિસના વકીલ

મંડળમાંથી જ્યુલ ફાવ્રેની હકાલપટ્ટી થઈ ગઈ હોત. તેણે ઇન્ટરનેશનલના દસ્તાવેજો તરીકે ટાંકેલા બધા દસ્તાવેજોમાંથી એક પણ ઇન્ટરનેશનલનો નથી. દાખલા તરીકે, તે જણાવે છે:

> "૧૮૬૯માં લંડનમાં રચવામાં આવેલી સામાન્ય પરિષદ જણાવે છે કે એકસંપી પોતાને નાસ્તિક જાહેર કરે છે."

સામાન્ય પરિષદે એવો દસ્તાવેજ ક્યારેય જાહેર નથી કર્યો. એથી ઊલટું, તેણે એક દસ્તાવેજ* જાહેર કરીને તેમાં 'એકસંપી'ની—જીનીવાની «*L'Alliance de la Démocratie Socialiste*»ની—નિયમાવલિને, જ્યુલ ફાવ્રેએ ટાંકેલી નિયમાવલિને, રદ કરી નાખી હતી.

જ્યુલ ફાવ્રેએ તેના આખા પરિપત્રમાં, જેના અમુક અંશોમાં તે સામ્રાજ્યની વિરુદ્ધ લક્ષ્યાંકિત હોવાનો ઢોંગ પણ જોવા મળે છે એવા પરિપત્રમાં, ઇન્ટરનેશનલની વિરુદ્ધ સામ્રાજ્યના સરકારી વકીલોની પોલીસ-બનાવટો જ ફરીફરીને દોહરાવી છે, અને એ બનાવટો તો સામ્રાજ્યની અદાલતોમાં પણ તદ્દન બિનપાયેદાર સાબિત થઈ ગઈ હતી.

જાણીતી વાત છે કે ઇન્ટરનેશનલની સામાન્ય પરિષદે ગત યુદ્ધ સંબંધી બે સંબોધનોમાં (ગયા જુલાઈ અને સપ્ટેંબરનાં) ફ્રાંસની વિરુદ્ધ પ્રશિયાની ફતેહની યોજનાઓને ધુતકારી કાઢી હતી. ત્યાર બાદ જ્યુલ ફાવ્રેના ખાનગી મંત્રી મિસ્ટર રેંટલેંજરે સામાન્ય પરિષદના કેટલાક સભ્યોને બિસ્માર્કની વિરુદ્ધ તથા રાષ્ટ્રીય સંરક્ષણની સરકારની તરફેણમાં દેખાવનું આયોજન કરવાની દરખાસ્ત, જોકે વ્યર્થ દરખાસ્ત, કરી હતી; અને તમને પ્રજાસત્તાકનો ઉલ્લેખ ન કરવાની ખાસ વિનંતિ કરવામાં આવી હતી. લંડનમાં જ્યુલ ફાવ્રેના અપેક્ષિત આગમનના સંબંધમાં દેખાવની તૈયારીઓ—બેશક એકદમ નેક ઇરાદાઓ સાથે—સામાન્ય પરિષદની નામરજી છતાં કરવામાં આવી હતી, સામાન્ય પરિષદે તો સપ્ટેંબરની ૯મી તારીખના સંબોધનમાં પૅરિસના કામદારોને જ્યુલ ફાવ્રે અને તેના સંગાથીઓની વિરુદ્ધ સાફ ચેતવણી પહેલેથી જ આપી હતી.

ઇન્ટરનેશનલ વળતા કદમ તરીકે યુરોપનાં બધાં પ્રધાનમંડળોને જ્યુલ ફાવ્રે વિશે પરિપત્ર મોકલે, અને તેમાં મરહૂમ મિસ્ટર મિલ્યેર તરફથી પૅરિસમાં પ્રગટ કરવામાં આવેલા દસ્તાવેજો તરફ તેમનું ખાસ ધ્યાન ખેંચે, તો જ્યુલ ફાવ્રે શું કહેશે?

આપનો, સાહેબ, આજ્ઞાંકિત સેવક,

**જોન હેલ્સ**
મંત્રી, સામાન્ય પરિષદ,
આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ"

૨૫૬, હાઈ હોલબોર્ન, લંડન,
વેસ્ટર્ન સેંટ્રલ, ૧૨મી જૂન

પેલા નેક જાસૂસ લંડન «*Spectator*»[139]માં 'આંતરરાષ્ટ્રીય સમાજ અને તેનાં લક્ષ્યો' સંબંધી એક લેખમાં (૨૪મી જૂન) એવી જ બીજી ચાલાકીઓની સાથે "એકસંપી"ના ઉપરોક્ત દસ્તાવેજને ઇન્ટરનેશનલની કૃતિ તરીકે જ્યુલ ફાવ્રેના કરતાંયે વધારે વિસ્તારપૂર્વક ટાંકવામાં આવ્યો છે, અને તે પણ «*Times*»માં રદિયો પ્રગટ થયા પછી અગિયારમે દિવસે. અમને એથી આશ્ચર્ય નથી થયું. મહાન ફ્રેડરિક કહેતો કે બધા જેસુઇટોમાં બદતરીન પ્રોટેસ્ટંટ જેસુઇટો હોય છે.

માર્ક્સ દ્વારા ૧૮૭૧ના
એપ્રિલ-મે દરમિયાન લિખિત

પુસ્તિકાના રૂપમાં લંડનમાં
૧૮૭૧ના જૂનના મધ્યમાં
અને યુરોપના કેટલાય
દેશોમાં તથા અમેરિકાનાં
સંયુક્ત રાજ્યોમાં ૧૮૭૧-૭૨
દરમિયાન પ્રકાશિત

---

*જુઓ, કાર્લ માર્ક્સ, 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ અને સમાજવાદી લોકશાહીવાદી એકસંપી'[138].

### ફ્રેડરિક એંગેલ્સ

## કામદાર વર્ગીય રાજકીય કદમના સંબંધમાં

આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના લંડન સંમેલનમાં પ્રવચન
૨૧ સપ્ટેંબર, ૧૮૭૧[140]

રાજકીય કદમનો તદ્દન પરિત્યાગ અશક્ય છે. પરિત્યાગપંથી અખબારો દરરોજ રાજકારણમાં ભાગ લેતાં હોય છે. સવાલ માત્ર એટલો જ છે કે કદમ કેવી રીતે ઉઠાવવું, રાજકારણ કેવી રીતે ચલાવવું. બાકીના સંબંધમાં અમારે માટે પરિત્યાગ અશક્ય છે. હવે તો મોટા ભાગના દેશોમાં કામદાર વર્ગીય પાર્ટી રાજકીય પાર્ટી તરીકે કામગીરી કરે છે, અને પરિત્યાગનો ઉપદેશ આપીને તેને પાયમાલ કરી નાખવાનું કામ અમારું નથી. જીવંત અનુભવ, હયાત સરકારો તરફથી વરસાવવામાં આવતો રાજકીય જુલમ, કામદારોને રાજકારણ ચલાવવાની ફરજ પાડે છે, પછી ભલે કામદારોને એ ગમે કે ન ગમે, અને તેમનાં લક્ષ્યો રાજકીય હોય કે સામાજિક હોય. પરિત્યાગનો ઉપદેશ આપવો એટલે તેમને મૂડીવાદી રાજકારણના આલિંગનમાં ધકેલી દેવા. સર્વહારા વર્ગીય રાજકીય કદમને તાત્કાલિક અમલની બાબત બનાવી દેનારા પૅરિસ કોમ્યુન પછીના દિવસની સવારથી પરિત્યાગનો સવાલ બિલકુલ રહેતો જ નથી.

આપણી મુરાદ વર્ગોને નાબૂદ કરી નાખવાની છે. એમ કઈ રીતે થઈ શકે? એકમાત્ર રીત સર્વહારા વર્ગનું રાજકીય વર્ચસ્વ સ્થાપવાની છે. તેમ છતાં, એ વાતને હવે તમામ લોકોએ માન્ય કરી લીધી છે ત્યારે, આપણને રાજકારણમાં માથું ન મારવાનું કહેવામાં આવે છે. પરિત્યાગપંથીઓ પોતાને ક્રાંતિકારીઓ ગણાવે છે એટલું જ નહિ પરંતુ સર્વશ્રેષ્ઠ ક્રાંતિકારીઓ પણ ગણાવે છે. પરંતુ ક્રાંતિ તો સર્વોચ્ચ રાજકીય કદમ છે, અને જેમને ક્રાંતિ જોઈતી હોય તેમને ક્રાંતિ સિદ્ધ કરવાની રીતની, એટલે કે રાજકીય કદમની, જરૂર પડે જ, રાજકીય કદમ ક્રાંતિની ભૂમિકાને તૈયાર કરે છે અને કામદારોને રાજકીય તાલીમ પૂરી પાડે છે, એવી રાજકીય તાલીમ વગર તો કામદારો લડાઈ પછીના દિવસની



સવારે ફાવ્રેઓ તથા પિઆઓની છેતરપિંડીના શિકાર ચોક્કસ બની જ જાય. પરંતુ આપણું રાજકારણ કામદાર વર્ગીય રાજકારણ જ હોવું જોઈએ. કામદાર વર્ગની પાર્ટીએ કોઈ પણ મૂડીવાદી પાર્ટીની પૂંછડી કદી ન જ બનવું જોઈએ, તે સ્વતંત્ર હોવી જોઈએ અને પોતાનું લક્ષ્ય તથા પોતાની નીતિ ધરાવતી હોવી જોઈએ.

રાજકીય સ્વતંત્રતાઓ, સંમેલન તથા સંગઠનનો અધિકાર અને અખબારી આઝાદી—આપણાં હથિયારો એવાં છે. કોઈ આપણી પાસેથી એ હથિયારો ઝૂંટવી લેવાની કોશિશ કરે ત્યારે આપણે શું મૂંગા બેસી રહીને પરિત્યાગના જાપ જપવા? કહેવામાં આવે છે કે આપણે રાજકીય કદમ ઉઠાવીએ તો તેમાં હયાત પરિસ્થિતિ સ્વીકારી લીધી હોવાનો અર્થ સૂચિત થાય. વાત એથી ઊલટી છે, જ્યાં સુધી હાલની પરિસ્થિતિ આપણને તેનો વિરોધ કરવાની રીત પૂરી પાડતી રહે ત્યાં સુધી એ રીતના ઉપયોગમાં એવો અર્થ સૂચિત નથી થતો કે આપણે પ્રવર્તિત વ્યવસ્થાને સ્વીકારી લઈએ છીએ.

પૂરી વાચના પહેલી વાર
*«The Communist International»*
સામયિકમાં પ્રકાશિત,
અંક ૨૯, ૧૯૩૪

## કાર્લ માર્ક્સ

# ગોથા કાર્યક્રમની મીમાંસા[141]

## ફ્રેડરિક એંગેલ્સની પ્રસ્તાવના[142]

અહીંયાં પ્રગટ કરવામાં આવતી — બ્રાક્કેને સંબોધિત પત્ર તેમ જ કાર્યક્રમના ખરડાની મીમાંસાને આવરી લેતી — હસ્તપ્રત ૧૮૭૫માં ગોથાની એકતા કોંગ્રેસથી[143] થોડા વખત પહેલાં બ્રાક્કેને એવા હેતુએ મોકલવામાં આવી હતી કે તે ગેઈબ, આઉએર, બેબેલ, અને લીબ્કનેખ્તને પહોંચાડવામાં આવે અને પછી માર્ક્સને પરત કરવામાં આવે. હાલ્લેની પાર્ટી કોંગ્રેસે[144] ગોથા કાર્યક્રમની ચર્ચાને પાર્ટીની વિષયસૂચિમાં સામેલ કરી છે એટલે ચર્ચા જોડે સંબંધ ધરાવતા મહત્ત્વના, કદાચ સૌથી વધારે મહત્ત્વના, આ દસ્તાવેજને હું પ્રગટ ન કરું તો બાબતને દબાવી દેવાનો અપરાધી બનું.

પરંતુ હસ્તપ્રતનું બીજું અને વધારે દૂરગામી મહત્ત્વ પણ છે. લાસાલે પોતાની ચળવળમાં છેક આરંભથી જ અપનાવેલા ધોરણના સંબંધમાં તેના આર્થિક સિદ્ધાંતો તેમ જ કાર્યનીતિ વિશે, બન્ને બાબતો વિશે, માર્ક્સનું વલણ અહીંયાં પહેલી જ વાર સ્પષ્ટ અને દૃઢ રૂપમાં રજૂ થયું છે.

અહીંયાં કાર્યક્રમના કાચા ખરડાનું પૃથક્કરણ જે સખત નિષ્ઠુરતાથી કરવામાં આવ્યું છે અને જે બેરહમીથી તેનાં પરિણામોની રજૂઆત કરવામાં આવી છે તથા ખરડાની ખામીઓને ઉઘાડી પાડવામાં આવી છે — એ બધું આજે, પંદર વર્ષ પછી, મનદુખ પેદા કરે એવી શક્યતા નથી. વિશિષ્ટ લાસાલપંથીઓ તો હવે કેવળ પરદેશોમાં જ છૂટાછવાયા ભંગારના રૂપમાં અસ્તિત્વ ધરાવે છે, અને હાલ્લેમાં ગોથા કાર્યક્રમને તેના સર્જકોએ પણ તદ્દન અપૂરતા કાર્યક્રમ તરીકે તજી દીધો હતો.

તેમ છતાં, મેં અમુક આકરા વ્યક્તિગત નિર્દેશો અને મૂલ્યાંકનો મને જ્યાં બિનમહત્ત્વનાં લાગ્યાં ત્યાંથી હઠાવી દીધાં છે અને તેમની જગ્યાએ ટપકાં



મૂક્યાં છે. માર્ક્સે હસ્તપ્રત આજના સમયમાં પ્રગટ કરી હોત તો પોતે પણ એમ જ કર્યું હોત. કેટલાક ફકરાઓમાં ભાષાનું ઝનૂન બે સંજોગોને કારણે ઉશ્કેરાયેલું હતું. પહેલી વાત એ કે માર્ક્સ અને હું બીજા કોઈ આંદોલન કરતાં જર્મન આંદોલન સાથે વધારે નિકટતાથી સંકળાયેલા હતા, એટલે કાર્યક્રમના ખરડામાં વ્યક્ત થયેલું શંકારહિત પ્રતિગામી કદમ જોઈને અમને ખાસ બેચેની ચોક્કસ થાય જ. અને બીજી વાત એ કે એ વખતે, ઇન્ટરનેશનલની હેગ કોંગ્રેસ[145] પછી માંડ બે વરસે, અમે બાકૂનિન અને તેના અરાજકતાવાદીઓની સામે એકદમ જોરદાર સંઘર્ષ લડી રહ્યા હતા, જર્મનીના કામદાર આંદોલનમાં જે કંઈ બનતું તે બધાને માટે તેઓ અમને જવાબદાર ગણાવતા હતા, એટલે અમારે ધારણા રાખવી જ પડેલી કે એ કાર્યક્રમના ગુપ્ત જનક હોવાનું આળ પણ અમારે માથે લાદી દેવામાં આવશે. એવી બધી ગણતરીઓ હવે અસ્તિત્વમાં નથી અને એટલે સંબંધિત ફકરાઓની કશી જરૂર નથી.

વળી પ્રકાશન કાનૂનમાંથી ઊભાં થતાં કારણોસર અમુક વાક્યોને ખાલી ટપકાંથી નિર્દેશિત કરવામાં આવ્યાં છે. મારે જ્યાં વધારે હળવા શબ્દોની પસંદગી કરવી પડી છે ત્યાં તેમને ચોરસ કૌંસમાં મૂકવામાં આવ્યા છે. એ સિવાય વાચનાને અહીંયાં મૂળના એક એક શબ્દ મુજબ ફરી રજૂ કરવામાં આવી છે.

લંડન, ૬ જાન્યુઆરી, ૧૮૯૧ — ફ્રેડરિક એંગેલ્સ

૧૮૯૦-૯૧માં *«Die Neue Zeit»*
સામયિકના પ્રથમ ગ્રંથના
૧૮મા અંકમાં પ્રકાશિત

## કાર્લ માર્ક્સ

# વિલ્હેલ્મ બ્રાકને પત્ર

પ્રિય બ્રાક્ક, લંડન, ૫ મે, ૧૮૭૫

એકતા કાર્યક્રમના સંબંધમાં નીચેની ટીકાત્મક નોંધો તમે વાંચી લો પછી મહેરબાની કરીને ગેઈબ તથા આઉએરને તેમ જ બેબેલ તથા લીબ્કનેખ્તને પરીક્ષણ માટે મોકલી આપજો. હું બેહદ કામમાં રહું છું અને ડૉક્ટરોએ મારે માટે બાંધેલી કામની મર્યાદાઓને મારે બહુ વધારે તોડવી પડે છે. એટલે આટલું લાંબું નીરસ લખાણ લખવામાં મને "ખુશી" તો કોઈ રીતે નહોતી જ થઈ. પરંતુ તે જરૂરી હતું, જેથી આગળ જતાં મારા તરફથી ઉઠાવવામાં આવનારાં કદમોની બાબતમાં પાર્ટીની અંદરના આપણા મિત્રોને ગેરસમજણ ન થાય. આ લખાણ તેમને માટે લખવામાં આવ્યું છે. એકતા કૉંગ્રેસ ભરાઈ જાય પછી એંગેલ્સ અને હું એવા મતલબનું ટૂંકું નિવેદન પ્રગટ કરીશું કે અમારું ધોરણ સિદ્ધાંતોના ઉલ્લેખિત કાર્યક્રમથી તદ્દન વેગળું છે અને અમારે એ કાર્યક્રમ જોડે કશો જ સંબંધ નથી.

એમ કરવું અનિવાર્ય છે કારણ કે કહેવાતી આઈઝેનાખ પાર્ટીના[143] આંદોલનને અમારા તરફથી ગુપ્ત માર્ગદર્શન અપાતું હોવાનો ખ્યાલ, તદ્દન ગલત ખ્યાલ, પરદેશોમાં ફેલાયેલો છે અને પાર્ટીના દુશ્મનો તેને ભારે જોમથી પોષી રહ્યા છે. તાજેતરમાં પ્રગટ થયેલા એક રૂસી પુસ્તકમાં[147] બાકૂનિન, દાખલા તરીકે, કેવળ એ પાર્ટીના બધા કાર્યક્રમો વગેરે માટે જ નહિ પરંતુ લોક પાર્ટી સાથે લીબ્કનેખ્તના સહકારના પહેલા દિવસથી જ તેણે ઉઠાવેલા દરેક કદમ માટે પણ, હજી મને જ જવાબદાર ગણાવે છે.

એ ઉપરાંત, મારી ફરજ છે કે મારા ખ્યાલ મુજબ પાર્ટીને હતાશામાં ધકેલી દેતા એકદમ વાંધાજનક કાર્યક્રમને હું માન્યતા ન આપું, કુનેહભરી ચુપકી સેવીને પણ ન આપું.

ખરા આંદોલનનું દરેક કદમ ડઝન જેટલા કાર્યક્રમોથી વધારે મહત્ત્વનું હોય છે. એટલે, જો આઈઝેનાખ કાર્યક્રમથી **આગળ** જવાનું શક્ય ન હોય — અને એ વખતના સંજોગો આગળ જવાની છૂટ નહોતા આપતા — તો ખાલી સહિયારા દુશ્મનની સામે કદમ ઉઠાવવા પૂરતી સમજણ કરી લેવી જોઈતી હતી. પરંતુ સિદ્ધાંતોનો કાર્યક્રમ ઘડી કાઢીને (સહિયારી પ્રવૃત્તિના સારા એવા ગાળા દરમિયાન તેની તૈયારી થાય ત્યાં સુધી તેને ઘડવાનું મુલતવી રાખવાને બદલે) તો આખી દુનિયાની સામે સીમાસ્તંભો રજૂ કરી દેવામાં આવે છે અને દુનિયા તેના આધારે પાર્ટીના આંદોલનના સ્તરનું માપ કાઢે છે.



લાસાલપંથી આગેવાનો આવ્યા કારણ કે સંજોગોએ તેમને એવી ફરજ પાડી. જો તેમને અગાઉથી જણાવી દેવામાં આવ્યું હોત કે સિદ્ધાંતો વિશે રકઝક થવાની છે તો તેમને પ્રવૃત્તિના કાર્યક્રમથી અથવા સહિયારી પ્રવૃત્તિ માટે સંગઠનની યોજનાથી સંતોષ માની લેવો **પડયો** હોત. તેને બદલે, તેમને આદેશો હાથમાં લઈને આવવાની છૂટ આપવામાં આવે છે, એ આદેશોને બંધનકારી માની લેવામાં આવે છે, અને એ રીતે એવા લોકોનું બિનશરતી શરણું લેવામાં આવે છે કે જેમને પોતાને મદદની જરૂર છે. અધૂરામાં પૂરું, એ લોકો **તડજોડની કૉંગ્રેસ પહેલાં** કૉંગ્રેસ ભરે છે, પરંતુ અહીંયાં પોતાની પાર્ટીની કૉંગ્રેસ બધું પતી ગયા પછી ભરવામાં આવે છે.[148] તેમાં બધી ટીકાને રૂંધી નાખવાની અને ખુદ પોતાની પાર્ટીને વિચાર કરવાની તક ન આપવાની મંછા દેખીતી છે. પોતાને ખબર હોય છે કે એકીકરણની ખાલી હકીકત જ કામદારોને સંતોષ આપે છે, પરંતુ એમ માની લેવામાં ભૂલ છે કે અલ્પજીવી સફળતાની કિંમત વધારે પડતી નથી ચૂકવવામાં આવી.

બાકીનાના સંબંધમાં કહેવું પડે કે લાસાલપંથીઓ માટે જે બાબતો નિષ્ઠાની છે તેમને કાર્યક્રમમાં પુનિત બનાવી દેવામાં આવી છે, પરંતુ એ સિવાય પણ કાર્યક્રમ સાવ નકામો છે.

'મૂડી'ની ફ્રેંચ આવૃત્તિના છેલ્લા ભાગો હું **તમને** નજીકના ભવિષ્યમાં મોકલીશ. ફ્રેંચ સરકાર તરફથી પ્રતિબંધને લીધે મુદ્રણ સારા એવા વખત સુધી બંધ રહ્યું હતું, પરંતુ હવે આ અઠવાડિયામાં કે આવતા અઠવાડિયાની શરૂઆતમાં તૈયાર થઈ જશે. તમને અગાઉના છ ભાગ મળી ગયેલા ને? મને બેર્નહાર્ડ બેક્કેરનું **સરનામું** મોકલજો. મારે છેલ્લા ભાગો એમને પણ મોકલવાના છે.

*«Volksstaat»***ની પુસ્તકની દુકાનની** કામ કરવાની રીતો અજબ છે. દાખલા તરીકે, 'કોલોનનો સામ્યવાદી મુકદ્દમો'ની નકલ મને આ ઘડી સુધી નથી મોકલવામાં આવી.

ઊંડા આદર સાથે,
તમારો
કાર્લ **માર્ક્સ**

## કાર્લ માર્ક્સ

# જર્મન કામદાર પાર્ટીના કાર્યક્રમ વિશે નોંધો

## ૧

૧. "શ્રમ સમગ્ર સંપત્તિ અને સમગ્ર સંસ્કૃતિનો સ્રોત છે, **અને** ઉપયોગી શ્રમ માત્ર સમાજમાં તથા સમાજની મારફત જ શક્ય છે, એટલે શ્રમની નીપજ અણઘટ રૂપમાં સમાન અધિકારના આધારે સમાજના સઘળા સભ્યોની માલિકીની છે."

**ફકરાનો પહેલો ભાગ:** "શ્રમ સમગ્ર સંપત્તિ અને સમગ્ર સંસ્કૃતિનો સ્રોત છે."

શ્રમ સમગ્ર સંપત્તિનો સ્રોત નથી. પ્રકૃતિ શ્રમના જેટલા જ પ્રમાણમાં ઉપયોગ-મૂલ્યોનો (અને ઉપયોગ-મૂલ્યો એટલે જ ભૌતિક સંપત્તિ) સ્રોત છે, અને ખુદ શ્રમ પ્રકૃતિના બળની, માનવીય શ્રમશક્તિની, અભિવ્યક્તિ છે. ઉપરનું વાક્ય બધી બાળપોથીઓમાં જોવા મળે છે અને એટલા અર્થ પૂરતું ખરું છે કે શ્રમ તેની જોડે સંકળાયેલી વસ્તુઓ તથા ઓજારો થકી કરવામાં આવે છે. પરંતુ એવાં મૂડીવાદી વાક્યોને જે સંજોગો એકલા જ અર્થ આપતા હોય છે તેમને ચુપચાપ અવગણવાની બાબત સમાજવાદી કાર્યક્રમમાં ન ચલાવી લેવાય. માનવી પ્રકૃતિના, શ્રમનાં તમામ ઓજારો તથા વસ્તુઓના પ્રાથમિક સ્રોતના, સંબંધમાં આરંભથી જ માલિક જેવું વર્તન કરતો હોય છે, તેને પોતાની માલિકીની ગણતો હોય છે, એટલે તેનો શ્રમ ઉપયોગ-મૂલ્યોનો, એ કારણે સંપત્તિનો પણ, સ્રોત બને છે. મૂડીવાદીઓ શ્રમમાં **અતિપ્રાકૃતિક સર્જનાત્મક શક્તિના** ખોટા આરોપણ માટે બહુ સબળ કારણો ધરાવે છે કેમ કે શ્રમનો આધાર પ્રકૃતિ ઉપર હોવાની હકીકતમાંથી, ચોક્કસ રૂપે એ હકીકતમાંથી, ફલિત થાય છે કે પોતાની શ્રમશક્તિ સિવાય બીજી કશી મિલકત ન ધરાવતા ઇન્સાનને સમાજ અને સંસ્કૃતિના સઘળા સંજોગોમાં એવા બીજા ઇન્સાનોનો



ગુલામ બની રહેવું પડે કે જેઓ શ્રમના ભૌતિક સંજોગોના સ્વામીઓ બની બેઠા હોય. એ ઇન્સાન માત્ર પેલા બીજા ઇન્સાનોની પરવાનગીથી જ કામ કરી શકે, એટલે માત્ર તેમની પરવાનગીથી જ જીવી શકે.

હવે આપણે વાક્યને તે જેવી રીતે ખડું છે, અથવા સમજો કે લંગડાય છે, એવી જ સ્થિતિમાં રહેવા દઈએ તો કેવા નિષ્કર્ષની ધારણા રાખી શકાય? દેખીતી રીતે આવા નિષ્કર્ષની:

"શ્રમ સમગ્ર સંપત્તિનો સ્રોત છે એટલે સમાજમાં કોઈ માણસ સંપત્તિને શ્રમની પેદાશ સિવાય બીજા કશા રૂપમાં હડપ ન કરી શકે. એટલે જો તે પોતે કામ ન કરતો હોય તો બીજા લોકોના શ્રમના આધારે જીવતો હોય, અને પોતાની સંસ્કૃતિ પણ બીજા લોકોના શ્રમના ભોગે હાંસલ કરતો હોય."

તેને બદલે "**અને**... એટલે"**ના** શાબ્દિક રિવેટ મારફત બીજું વિધાન એવા ઇરાદે ઉમેરવામાં આવ્યું છે કે નિષ્કર્ષ પહેલા વિધાનમાંથી નહિ પરંતુ એ બીજા વિધાનમાંથી કાઢવામાં આવે.

**ફકરાનો બીજો ભાગ:** "ઉપયોગી શ્રમ માત્ર સમાજમાં અને સમાજની મારફત જ શક્ય છે."

પહેલા વિધાન મુજબ શ્રમ સમગ્ર સંપત્તિનો અને સમગ્ર સંસ્કૃતિનો સ્રોત હતો, એટલે શ્રમ વગર કોઈ જાતનો સમાજ શક્ય જ નથી. હવે આપણને એથી ઊલટી વાત જાણવા મળે છે કે કોઈ જાતનો "ઉપયોગી" શ્રમ સમાજ વગર શક્ય નથી.

એવી જ રીતે કહી શકાયું હોત કે માત્ર સમાજમાં જ નકામો શ્રમ અને સામાજિક દૃષ્ટિએ હાનિકારક શ્રમ પણ લાભદાયક કારોબારની શાખા બની શકે, માત્ર સમાજમાં જ આળસુ રહીને જીવી શકાય, વગેરે વગેરે—ટૂંકમાં કહીએ તો એવી જ રીતે રુસોના સમગ્ર લખાણની નકલ કરી શકાઈ હોત.

અને "ઉપયોગી" શ્રમ એટલે શું? ચોક્કસ કેવળ એવો શ્રમ કે જે વાંછિત ઉપયોગી પરિણામ પેદા કરે. પથ્થર વડે જનાવરને મારી નાખનારો, ફળો વીણનારો, વગેરે કરનારો જંગલી—અને માનવી વાનર મટી ગયો ત્યાર પછી જંગલી હતો—"ઉપયોગી" શ્રમ કરે છે.

**ત્રીજો ભાગ. નિષ્કર્ષ:** "અને ઉપયોગી શ્રમ માત્ર સમાજમાં તથા સમાજની મારફત જ શક્ય છે એટલે શ્રમની નીપજ અણઘટ રૂપમાં સમાન અધિકારના આધારે સમાજના સઘળા સભ્યોની માલિકીની છે."

મઝાનો નિષ્કર્ષ! જો ઉપયોગી શ્રમ માત્ર સમાજમાં તથા સમાજનાં મારફત જ શક્ય હોય તો શ્રમની નીપજ સમાજની માલિકીની—અને વ્યક્તિગત કામદારને તેમાંથી માત્ર એટલું જ મળે છે કે જે શ્રમની "શરત"ને, સમાજને, જાળવી રાખવા માટે જરૂરી ન હોય.

હકીકતમાં, કોઈ ચોક્કસ સમયે **પ્રવર્તિત સમાજની સ્થિતિના સમર્થકો** આ વિધાનનો ઉપયોગ બધો વખત કરતા રહ્યા છે. પહેલાં સરકાર અને તેને વળગેલા સર્વકંઈના તકાદા આવે છે કારણ કે સરકાર સામાજિક વ્યવસ્થાની જાળવણી માટેનું સામાજિક સંઘટન હોય છે, પછી ખાનગી મિલકતના જુદા જુદા પ્રકારોના તકાદા આવે છે કારણ કે ખાનગી મિલકતના જુદા જુદા પ્રકારો સમાજના પાયાઓ હોય છે, વગેરે. સાફ જોવા મળે છે કે એવાં પોકળ વાક્યોને મરજી પડે તેમ વાળી તથા મચડી શકાય.

ફકરાના પહેલા અને બીજા ભાગ વચ્ચે માત્ર નીચેના શબ્દોમાં જ કશુંક બુદ્ધિગમ્ય જોડાણ છે:

"શ્રમ સંપત્તિનો અને સંસ્કૃતિનો સ્રોત માત્ર સામાજિક શ્રમ તરીકે જ, અથવા એ જ વાત કે 'સમાજમાં તથા સમાજની મારફત', બને છે".

આ નિર્વિવાદ રીતે સાચું છે કેમ કે અલગ અલગ શ્રમ (તેના ભૌતિક સંજોગો પૂર્વધારિત) ઉપયોગ-મૂલ્યો પેદા કરી શકે પરંતુ સંપત્તિ કે સંસ્કૃતિનું સર્જન ન કરી શકે.

પરંતુ આ બીજું વિધાન પણ એટલું જ નિર્વિવાદ છે:

"જેટલા પ્રમાણમાં શ્રમ સામાજિક રૂપે વિકસે અને એ રીતે સંપત્તિનો તથા સંસ્કૃતિનો સ્રોત બને એટલા પ્રમાણમાં કામદારોની અંદર ગરીબી તથા કંગાલિયત અને બિનકામદારોની અંદર સંપત્તિ તથા સંસ્કૃતિ વિકસે."

અત્યાર સુધીના સમગ્ર ઇતિહાસનો નિયમ એવો છે. એટલે અહીંયાં "શ્રમ" અને "સમાજ" વિશે સામાન્ય વાક્યો રજૂ કરવાને બદલે જરૂર તો વાસ્તવિક રૂપમાં સાબિત કરી દેવાની હતી કે એ સામાજિક શાપને ખતમ કરી નાખવાનું કામદારો માટે શક્ય અને ફરજિયાત બનાવે એવા ભૌતિક વગેરે સંજોગો વર્તમાન મૂડીવાદી સમાજમાં આખરે કેવી રીતે પેદા થઈ ગયા છે.

પરંતુ હકીકતમાં તો શૈલી તથા અંતરાર્થની બાબતમાં ગોટાળિયો આખો ફકરો માત્ર એવા ઇરાદે ઘડી કાઢવામાં આવ્યો છે કે "શ્રમની અણઘટ નીપજ"ના લાસાલપંથી સંકેતશબ્દોને પાર્ટીના ધ્વજમાં સૌથી ઉપર સૂત્ર તરીકે અંકિત કરી દેવામાં આવે. "શ્રમની નીપજ", "સમાન અધિકાર", વગેરેની છણાવટ હું



આગળ જતાં કરીશ કારણ કે થોડાઘણા જુદા રૂપમાં એ જ વાત આગળ ફરી આવે છે.

> ૨. "વર્તમાન સમાજમાં શ્રમનાં સાધનોની ઇજારદારી મૂડીદાર વર્ગના હાથમાં છે, તેમાંથી પરિણમતી કામદાર વર્ગની પરવશતા તમામ રૂપોની કંગાલિયત અને દાસતામાં કારણભૂત છે."

ઇન્ટરનેશનલના નિયમોમાંથી તફડાવી લેવામાં આવેલું આ વાક્ય આવા "સુધારેલા" રૂપમાં ગલત છે.

વર્તમાન સમાજમાં શ્રમનાં સાધનોની ઇજારદારી જમીનદારોના (જમીનની મિલકતની ઇજારદારી મૂડીની ઇજારદારીનો આધાર પણ છે) **અને** મૂડીદારોના હાથમાં છે. ઇન્ટરનેશનલના નિયમોના સંબંધિત ફકરામાં ઇજારદારોના એક અથવા બીજા વર્ગનો ઉલ્લેખ નથી. તેમાં "**શ્રમનાં સાધનોની**", **એટલે કે "જીવનના સ્રોતોની", "ઇજારદારી જમાવનાર"નો** ઉલ્લેખ છે. વધુમાં, "જીવનના સ્રોતો"થી પૂરતા પ્રમાણમાં સ્પષ્ટ થઈ જાય છે કે શ્રમનાં સાધનોમાં જમીનને સામેલ કરવામાં આવી છે.

સુધારો એટલા માટે કરવામાં આવ્યો હતો કે હવે સામાન્ય રીતે જાણીતાં બની ગયેલાં કારણોસર લાસાલ **માત્ર** મૂડીદાર વર્ગની ઉપર પ્રહાર કરતો હતો, જમીનદારોની ઉપર નહિ. ઇંગ્લૅંડમાં સામાન્ય રીતે મૂડીદારના કારખાનાની જમીન પણ તેની માલિકીની નથી હોતી.

> ૩. "શ્રમની મુક્તિ શ્રમનાં સાધનોને સમાજની સહિયારી મિલકત બનાવી દેવાનો અને કુલ શ્રમના એવા સહકારી નિયમનનો તકાદો કરે છે કે જેમાં શ્રમની નીપજની ઇનસાફી વહેંચણી થતી હોય."

"શ્રમનાં સાધનોને સહિયારી મિલકત બનાવી દેવાનો" (!) અર્થ દેખીતી રીતે જ તેમને "સહિયારી મિલકતમાં પલટાવી નાખવાનો" થવો જોઈએ, પરંતુ આ વાત તો ખાલી પ્રાસંગિક જ છે.

"**શ્રમની નીપજ**" એટલે શું? શ્રમની પેદાશ કે તેનું મૂલ્ય? અને મૂલ્ય હોય તો પેદાશનું કુલ મૂલ્ય કે પછી મૂલ્યનો માત્ર એટલો હિસ્સો કે જે ઉત્પાદનનાં વપરાઈ ગયેલાં સાધનોના મૂલ્યમાં શ્રમ તરફથી નવો ઉમેરવામાં આવ્યો હોય?

"શ્રમની નીપજ" બિનચોક્કસ ખ્યાલ છે, લાસાલે ચોક્કસ આર્થિક વિભાવનાઓની જગ્યાએ તેને મૂકી દીધો છે.

"ઇનસાફી વહેંચણી" એટલે શું?

મૂડીવાદીઓ દલીલ નથી કરતા કે હાલની વહેંચણી "ઇનસાફી" છે? અને હકીકતમાં તે ઉત્પાદનની હાલની રીતના આધારે એકમાત્ર "ઇનસાફી" વહેંચણી નથી? આર્થિક સંબંધોનું નિયમન કાનૂની વિભાવનાઓના આધારે થાય છે કે પછી, એથી ઊલટું, કાનૂની સંબંધો આર્થિક સંબંધોમાંથી ઉદ્‌ભવ નથી પામતા? સંકુચિત દૃષ્ટિવાળા સમાજવાદીઓ પણ "ઇનસાફી" વહેંચણી વિશે એકદમ નિરનિરાળા ખ્યાલો નથી ધરાવતા?

આ સંબંધમાં "ઇનસાફી વહેંચણી" શબ્દોમાં કેવો અર્થ સૂચિત છે તે સમજવા માટે આપણે પહેલા ફકરાને અને આ ફકરાને ભેગા લેવા જોઈએ. આ ફકરામાં એવા સમાજની પૂર્વધારણા છે કે જેમાં "શ્રમનાં સાધનો સહિયારી મિલકત હોય અને કુલ શ્રમનું નિયમન સહકારી રીતે થતું હોય", અને પહેલા ફકરામાંથી આપણને જાણવા મળે છે કે "શ્રમની નીપજ અણઘટ રૂપમાં સમાન અધિકારના આધારે સમાજના સઘળા સભ્યોની માલિકીની છે."

"સમાજના સઘળા સભ્યોની"? કામ ન કરતા હોય એવા માણસોની પણ? તો પછી "શ્રમની અણઘટ નીપજ"નો શો અર્થ બાકી રહે છે? સમાજના માત્ર એવા સભ્યોની કે જે કામ કરતા હોય? તો પછી સમાજના સઘળા સભ્યોના "સમાન અધિકાર"નો શો અર્થ બાકી રહે છે?

પરંતુ દેખીતું છે કે "સમાજના સઘળા સભ્યો" અને "સમાન અધિકાર" તો ઠાલા શબ્દો જ છે. ખરો મર્મ તો એમ છે કે એવા સામ્યવાદી સમાજમાં દરેક કામદારને "અણઘટ રૂપમાં" લાસાલપંથી "શ્રમની અણઘટ નીપજ" મળવી જોઈએ.

આપણે "શ્રમની નીપજ" શબ્દોને પહેલાં શ્રમની પેદાશના અર્થમાં લઈએ. તેમાં શ્રમની સહકારી નીપજ **કુલ સામાજિક પેદાશ** બની રહે છે.

તેમાંથી હવે આટલું બાદ કરવું પડે:

**એક**—ઉત્પાદનનાં વપરાઈ ગયેલાં સાધનોની ખોટ પૂરી દેવા માટે જરૂરી હિસ્સો.

**બે**—ઉત્પાદનના વિસ્તરણ માટે વધારાનો હિસ્સો.

**ત્રણ**—અકસ્માતો, કુદરતી આફતો, વગેરેને લીધે પેદા થતી અવ્યવસ્થાની ખોટ પૂરી દેવા માટે અનામત અથવા સુરક્ષા ભંડોળોનો હિસ્સો.



"શ્રમની અણઘટ નીપજ"માંથી બાદ કરવાના એવા હિસ્સાઓમાં આર્થિક જરૂરત અંકિત હોય છે અને તેમનું પરિમાણ મોજૂદ સાધનસામગ્રી તથા શક્તિઓ મુજબ તથા અમુક અંશે સંભાવનાઓની ગણતરીના આધારે નિર્ધારિત કરવાનું હોય છે, પરંતુ તેમનો હિસાબ ઇનસાફી ધોરણના આધારે કોઈ રીતે ન લગાવી શકાય.

હવે કુલ પેદાશમાંથી એવો હિસ્સો બાકી રહે છે કે જેને વપરાશનાં સાધનોની કામગીરી બજાવવાની છે.

તેને અલગ અલગ વ્યક્તિઓમાં વહેંચી દેતાં પહેલાં વળી તેમાંથી આટલું બાદ કરવું પડે:

**એક—ઉત્પાદન જોડે સંકળાયેલો ન હોય એવા વહીવટનું સામાન્ય ખર્ચ.**

આ હિસ્સો હાલના સમાજની સરખામણીમાં આરંભથી જ સારા પ્રમાણમાં મર્યાદિત રહેશે અને જેમ જેમ નવો સમાજ વિકસતો જાય તેમ તેમ પ્રમાણસર ઘટતો રહેશે.

**બે—સહિયારી જરૂરિયાતો સંતોષવા માટે રાખવાનો હિસ્સો**, દાખલા તરીકે શાળાઓ, આરોગ્ય સેવાઓ, વગેરે.

આ હિસ્સો હાલના સમાજની સરખામણીમાં આરંભમાં જ વધી જશે અને જેમ જેમ નવો સમાજ વિકસતો જાય તેમ તેમ પ્રમાણસર વધતો રહેશે.

**ત્રણ—કામ ન કરી શકતા લોકો માટેનાં ભંડોળો વગેરેનો હિસ્સો**, ટૂંકમાં આજે કહેવાતી ગરીબો માટેની સત્તાવાર રાહતમાં સામેલ બાબતોને લગતાં ભંડોળોનો હિસ્સો.

માત્ર હવે જ આપણે "વહેંચણી"ની વાત પર પહોંચીએ છીએ. તેને કાર્યક્રમમાં લાસાલપંથી અસર હેઠળ કેવળ સંકુચિત રીતે ખ્યાલમાં રાખવામાં આવી છે, અર્થાત્ વપરાશનાં સાધનોના એવા હિસ્સા તરીકે ખ્યાલમાં રાખવામાં આવી છે કે જેને સહકારી સમાજના અલગ અલગ ઉત્પાદકોમાં વહેંચી દેવાનો છે.

"શ્રમની અણઘટ નીપજ" ખબર જ ન પડે એવી રીતે "ઘટી ગયેલી" નીપજમાં પલટાઈ ચૂકી છે, જોકે ખાનગી વ્યક્તિ તરીકે ઉત્પાદક પાસેથી જે કંઈ લઈ લેવામાં આવે છે તેનો લાભ સમાજના સભ્ય તરીકે તેને સીધી કે આડકતરી રીતે મળે છે.

જેવી રીતે "શ્રમની અણઘટ નીપજ" શબ્દો અદૃશ્ય થઈ ગયા એવી જ રીતે હવે "શ્રમની નીપજ" શબ્દો તદ્દન અદૃશ્ય થઈ જાય છે.

ઉત્પાદનનાં સાધનોની સહિયારી માલિકી ઉપર આધારિત સહકારી સમાજની

અંદર ઉત્પાદકો પોતાની પેદાશોની આપલે નથી કરતા, પેદાશોમાં લગાવવામાં આવતો શ્રમ અહીંયાં એ પેદાશોના મૂલ્ય તરીકે, તેમની ભૌતિક ગુણાત્મકતા તરીકે, બહુ ઓછો નજરે પડે છે કારણ કે મૂડીવાદી સમાજથી વિપરીત હવે વ્યક્તિગત શ્રમ આડકતરી રીતે અસ્તિત્વમાં નથી રહ્યો પરંતુ કુલ શ્રમના સંઘટક ભાગ તરીકે સીધી રીતે અસ્તિત્વમાં છે. આજે પણ અસ્પષ્ટતાને કારણે વાંધાજનક શબ્દો "શ્રમની નીપજ" બધો અર્થ ખોઈ બેસે છે.

અહીંયાં આપણી સામે સવાલ એવા સામ્યવાદી સમાજનો નથી કે જે પોતાના પાયાઓ ઉપર **વિકાસ પામેલો** હોય, પરંતુ એથી ઊલટું મૂડીવાદી સમાજમાંથી **ઉદય પામતી** વેળાના સામ્યવાદી સમાજનો છે: એ રીતે તેની ઉપર દરેક દૃષ્ટિએ, આર્થિક, નૈતિક, અને બૌદ્ધિક દૃષ્ટિએ, પુરાણા સમાજની, જેની ભીતરથી તે ઉદય પામે છે એ સમાજની, જન્મજાત નિશાનીઓ હજી અંકિત હોય છે. એ મુજબ, સમાજ પાસેથી વ્યક્તિગત ઉત્પાદકને બરાબર તેણે આપ્યું હોય એટલું કપાતો બાદ થઈ ગયા પછી — પાછું મળી જાય છે. તેણે સમાજને જે આપ્યું હોય છે તે તેનો વ્યક્તિગત શ્રમ-રાશિ હોય છે. દાખલા તરીકે, સામાજિક કામ-દિન કામના વ્યક્તિગત કલાકોના કુલ સરવાળાનો બનેલો હોય છે. વ્યક્તિગત ઉત્પાદકનો વ્યક્તિગત શ્રમ-સમય સામાજિક કામ-દિનનો તેણે પૂરો પાડેલો અંશ હોય છે, સામાજિક કામ-દિનમાં તેનો હિસ્સો હોય છે. તેને સમાજ પાસેથી સર્ટિફિકેટ મળે છે કે તેણે શ્રમનો અમુક રાશિ (સહિયારાં ભંડોળો માટેનો શ્રમ બાદ કરી લીધા પછી) પૂરો પાડયો છે, અને એ સર્ટિફિકેટના આધારે તે વપરાશનાં સાધનોના સામાજિક જથ્થામાંથી એટલું મેળવે છે કે જેની લાગત શ્રમનો એટલો રાશિ હોય. તેણે સમાજને જેટલો શ્રમ-રાશિ એક રૂપમાં આપ્યો હોય એટલો જ શ્રમ-રાશિ તેને બીજા રૂપમાં પાછો મળે છે.

અહીંયાં દેખીતી રીતે એ જ સિદ્ધાંતનો અમલ છે કે જે પણ્યોના* વિનિમયનું નિયમન કરતો હોય છે કારણ કે આ બાબતમાં સમાન મૂલ્યોનો વિનિમય અંકિત છે. અંતસ્તત્ત્વ અને રૂપ પલટાઈ જાય છે કારણ કે બદલાયેલા સંજોગોમાં કોઈ પોતાના શ્રમ સિવાય બીજું કશું આપી શકે નહિ અને બીજી તરફ વપરાશનાં વ્યક્તિગત સાધનો સિવાય બીજું કશું વ્યક્તિઓની માલિકીનું બની શકે નહિ. પરંતુ વ્યક્તિગત ઉત્પાદકોમાં વપરાશનાં સાધનોની વહેંચણીના સંબંધમાં એ જ સિદ્ધાંત અમલી બને છે કે જે પણ્ય-તુલ્યાંકોના વિનિમયમાં

*પણ્ય એટલે વેચવાની ચીજ.



અમલી હોય છે: એક રૂપમાં શ્રમના અમુક રાશિનો વિનિમય બીજા રૂપમાં શ્રમના એટલા જ રાશિ જોડે કરવામાં આવે છે.

એટલે અહીંયાં **સમાન અધિકાર** હજી સિદ્ધાંતની દૃષ્ટિએ **મૂડીવાદી અધિકાર** છે, જોકે હવે સિદ્ધાંત અને અમલ વચ્ચે ટક્કર નથી રહી, પરંતુ પણ્ય વિનિમયમાં તુલ્યાંકોનો વિનિમય વ્યક્તિગત દાખલામાં નથી હોતો, કેવળ **સરેરાશ** જ હોય છે.

એટલી આગેકૂચ છતાં, એ **સમાન અધિકારમાં** હજી મૂડીવાદી મર્યાદાનું કલંક સતત લાગેલું જ રહે છે. ઉત્પાદકોનો અધિકાર તેમના તરફથી પૂરા પાડવામાં આવતા શ્રમ જોડે **સમપ્રમાણ** હોય છે, સમાનતા એ હકીકતમાં હોય છે કે માપણી **સમાન ધોરણ** વડે, શ્રમ વડે, કરવામાં આવે છે.

પરંતુ એક માણસ બીજા માણસ કરતાં શારીરિક અથવા માનસિક દૃષ્ટિએ ચડિયાતો હોય છે અને એ કારણે એકસરખા વખતમાં વધારે શ્રમ પૂરો પાડે છે અથવા શ્રમમાં વધારે સમય લગાવી શકે છે, અને શ્રમનો ઉપયોગ માપણીના ધોરણ તરીકે કરવો હોય તો તેનું નિર્ધારણ અવધિ અને તીવ્રતાના આધારે કરવું જોઈએ, નહિતર તે માપણીનું ધોરણ મટી જાય. એ **સમાન અધિકાર** અસમાન શ્રમ માટેનો અસમાન અધિકાર છે. તેમાં કોઈ જાતના વર્ગીય તફાવતોને માન્યતા નથી આપવામાં આવતી કારણ કે દરેક માણસ બીજા દરેક માણસ જેવો કામદાર જ હોય છે, પરંતુ અસમાન વ્યક્તિગત ગુણને અને એ રીતે ઉત્પાદક શક્તિને કુદરતી વિશેષાધિકારો તરીકે મૂક માન્યતા આપવામાં આવે છે. **એટલે તે દરેક અધિકારની જેમ અંતસ્તત્ત્વની દૃષ્ટિએ અસમાનતાનો અધિકાર** છે. અધિકારનાં રૂપલક્ષણ જ એવાં હોય છે કે તે સમાન ધોરણના અમલમાં સમાયેલો હોય છે, પરંતુ અસમાન વ્યક્તિઓની (અને તેઓ અસમાન ન હોય તો જુદી જુદી વ્યક્તિઓ ન હોઈ શકે) માપણી કેવળ સમાન ધોરણના આધારે એટલા પૂરતી જ થઈ શકે કે તેમને એક જ દૃષ્ટિકોણ હેઠળ આણવામાં આવે, એક **ચોક્કસ** બાજુએથી જ નીરખવામાં આવે, દાખલા તરીકે, પ્રસ્તુત બાબતમાં તેમને **માત્ર કામદારો** જ ગણવામાં આવે અને તેમના સંબંધમાં બીજું કશું ધ્યાનમાં ન લેવામાં આવે, બીજું બધું અવગણવામાં આવે. વધુમાં, એક કામદાર પરણેલો હોય અને બીજો પરણેલો ન હોય, એકને બીજાં કરતાં વધારે બાળકો હોય, વગેરે વગેરે. એ રીતે, સમાન શ્રમ કરવામાં આવ્યો હોય અને એટલે સામાજિક વપરાશ ભંડોળમાં સમાન હિસ્સો હોય તોપણ વાસ્તવમાં એકને બીજા કરતાં વધારે મળે, એકની સમૃદ્ધિ બીજા કરતાં વધારે હોય, વગેરે. એવી બધી

ખામીઓને હઠાવી દેવી હોય તો અધિકાર સમાન હોવાને બદલે અસમાન હોવો જોઈએ.

પરંતુ મૂડીવાદી સમાજમાંથી પ્રસવની લાંબી પીડા પછી તાજે જ ઉદય પામેલો સામ્યવાદી સમાજ પ્રથમ તબક્કામાં હોય છે, અને પ્રથમ તબક્કામાં એવી ખામીઓ અનિવાર્ય હોય છે. અધિકાર સમાજના આર્થિક માળખાથી અને એ માળખા થકી નિર્ધારિત થતા સાંસ્કૃતિક વિકાસથી ઊંચી કક્ષાએ કદી ન જ હોઈ શકે.

સામ્યવાદી સમાજના ઉચ્ચતર તબક્કામાં, વ્યક્તિને કરવી પડતી અને તેને ગુલામીમાં જકડી લેતી શ્રમના વિભાજનની તાબેદારી તથા સાથે સાથે શારીરિક અને માનસિક શ્રમ વચ્ચેનો વિરોધ અદૃશ્ય થઈ જાય ત્યાર પછી, શ્રમ કેવળ જીવન ટકાવી રાખવાનું સાધન જ નહિ પરંતુ જીવનની પ્રથમ આવશ્યકતા પણ બની જાય ત્યાર પછી, વ્યક્તિના સર્વાંગી વિકાસની સાથે ઉત્પાદક શક્તિઓ પણ વૃદ્ધિ પામી હોય અને સહકારી સંપદાનાં બધાં ઝરણાં વધારે ને વધારે છલકાતાં વહેવા લાગે ત્યાર પછી — ત્યારે જ મૂડીવાદી અધિકારની સાંકડી ક્ષિતિજોને પૂરેપૂરી પાર કરી શકાય અને સમાજ પોતાના ધ્વજોમાં આવું આલેખન કરી શકે: દરેક પાસેથી તેની શક્તિ મુજબ, દરેકને તેની જરૂરિયાતો મુજબ!

મેં એક તરફ "શ્રમની અણઘટ નીપજ"ની અને બીજી તરફ "સમાન અધિકાર" તથા "ઇનસાફી વહેંચણી"ની છણાવટ વધારે લંબાણથી કરી છે તે એટલું બતાવી આપવા માટે કે એક તરફ તો ચોક્કસ ગાળામાં થોડોક અર્થ ધરાવતા પરંતુ હવે કાલગ્રસ્ત શાબ્દિક કચરો બની ગયેલા વિચારોને આપણી પાર્ટી ઉપર મતવાદો તરીકે લાદી દેવાનો, અને બીજી તરફ ભારે જહેમતોના ભોગે પાર્ટીની અંદર સીંચવામાં આવેલા તથા હવે મૂળ નાખી ચૂકેલા વાસ્તવલક્ષી દૃષ્ટિકોણને, અધિકારના સંબંધમાં વૈચારિક બકવાદ વડે તેમ જ લોકશાહીવાદીઓ તથા ફ્રેંચ સમાજવાદીઓમાં બહુ ફેલાઈ ગયેલા બીજા નકામા ખ્યાલો વડે, વિકૃત બનાવી દેવાનો, પ્રયત્ન કેવો ગુનો બની રહે છે.

અહીંયાં આપવામાં આવેલા પૃથક્કરણથી સાવ અલગ ઉલ્લેખ પણ કરવો જોઈએ કે કહેવાતી **વહેંચણી** વિશે ધમાલ મચાવી દેવામાં અને મુખ્ય ભાર તેની ઉપર મૂકવામાં સામાન્ય રીતે ભૂલ જ હતી.

વપરાશનાં સાધનોની કોઈ પણ જાતની વહેંચણી ઉત્પાદનના સંજોગોની વહેંચણીનું જ કેવળ પરિણામ હોય છે. પરંતુ ઉત્પાદનના સંજોગોની વહેંચણી ઉત્પાદનની રીતનું જ એક લક્ષણ હોય છે. દાખલા તરીકે, ઉત્પાદનની મૂડીવાદી



રીત એવી હકીકત ઉપર આધારિત હોય છે કે ઉત્પાદનના ભૌતિક સંજોગો મૂડી તથા જમીનને લગતી મિલકતના રૂપમાં બિનકામદારોને હસ્તક હોય છે અને લોકસમુદાયો કેવળ ઉત્પાદનના અંગત સંજોગના જ, શ્રમશક્તિના જ, માલિકો હોય છે. ઉત્પાદનનાં તત્ત્વોની વહેંચણી એવી હોય તો વપરાશનાં સાધનોની વર્તમાન વહેંચણી તેમાંથી જ આપમેળે પરિણમે છે. જો ઉત્પાદનના ભૌતિક સંજોગો કામદારોની પોતાની સહિયારી મિલકત હોય તો એવી જ રીતે વપરાશનાં સાધનોની વર્તમાન વહેંચણીથી નિરાળી વહેંચણી પરિણમે છે. અણઘડ સમાજવાદે (અને વળતી અસર તરીકે તેની પાસેથી લોકશાહીવાદના એક વિભાગે) વહેંચણીનો વિચાર તથા છણાવટ ઉત્પાદનની રીતથી સ્વતંત્ર રીતે કરવાનું, અને એટલે સમાજવાદને મુખ્યત્વે વહેંચણીના આધારે ઘૂમતો બતાવવાનું, વલણ મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ પાસેથી અપનાવી લીધું છે. ખરો સંબંધ લાંબા વખત પહેલાં સ્પષ્ટ થઈ ગયો હોવા છતાં ફરી પ્રતિગમન શા માટે?

> ૪. "શ્રમની મુક્તિનું કાર્ય કામદાર વર્ગનું હોવું જોઈએ, જેના સંબંધમાં બીજા બધા વર્ગો કેવળ એક **પ્રત્યાઘાતી સમુદાય** છે."

પહેલો હિસ્સો ઇન્ટરનેશનલના નિયમોની ભૂમિકાના શબ્દોમાંથી લેવામાં આવ્યો છે, પરંતુ "સુધારીને". ભૂમિકામાં જણાવવામાં આવ્યું છે: "કામદાર વર્ગની મુક્તિનું કદમ કામદારોનું પોતાનું હોવું જોઈએ." અહીંયાં એથી ઊલટું "કામદાર વર્ગે" મુક્તિ અપાવવાની છે — કોને? "શ્રમ"ને. જે કોઈ સમજી શકે તે ભલે સમજે.

બીજી તરફ, બાકીનો હિસ્સો જાણે વળતર તરીકે વિશુદ્ધ લાસાલમાંથી અવતરણ છે: "જેના (કામદાર વર્ગના) સંબંધમાં બીજા બધા વર્ગો કેવળ એક **પ્રત્યાઘાતી સમુદાય** છે."

'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં જણાવવામાં આવ્યું છે: "આજે મૂડીદાર વર્ગની સામે જે બધા વર્ગો ખડા છે તેમાં એકલો સર્વહારા વર્ગ જ **ખરેખરો ક્રાંતિકારી વર્ગ** છે. આધુનિક ઉદ્યોગના વિકાસ દરમિયાન બીજા વર્ગોની અંદર સડો પેસે છે અને તેઓ આખરે ખતમ થઈ જાય છે, સર્વહારા વર્ગ તેની તાત્ત્વિક પેદાશ છે."

અહીંયાં સામંતી ઉમરાવો અને મધ્યમ વર્ગના સંબંધમાં મૂડીદાર વર્ગની ધારણા ક્રાંતિકારી વર્ગ તરીકે — મોટા પાયાના ઉદ્યોગના વાહકના રૂપમાં — કરવામાં આવી છે. સામંતી ઉમરાવો અને મધ્યમ વર્ગની મુરાદ ઉત્પાદનની

કાલગ્રસ્ત રીતો થકી સર્જાયેલી બધી સામાજિક સ્થિતિઓને જાળવી રાખવાની છે. એ રીતે તેઓ **મૂડીદાર વર્ગની સાથે** મળીને માત્ર એક જ પ્રત્યાઘાતી સમુદાય નથી રચતા.

બીજી તરફ, મૂડીદાર વર્ગના સંબંધમાં સર્વહારા વર્ગ ક્રાંતિકારી છે કારણ કે તે પોતે મોટા પાયાના ઉદ્યોગના આધારે વિકસેલો છે અને ઉત્પાદનમાંથી મૂડીવાદી રૂપલક્ષણોને, મૂડીદાર વર્ગ જેને ચાલુ રાખવાની કોશિશ કરે છે એ રૂપલક્ષણોને, હઠાવી દેવાની જહેમતો કરે છે. પરંતુ 'જાહેરનામું'માં ઉમેરવામાં આવેલું છે કે "મધ્યમ વર્ગ સર્વહારા વર્ગની અંદર (તેની) આગામી ભરતીને લક્ષમાં લેતાં" ક્રાંતિકારી બની રહ્યો છે.

એટલે એ દૃષ્ટિએ જોતાં, એવું કથન ફરી બકવાદ જ ઠરે છે કે કામદાર વર્ગના સંબંધમાં તે મૂડીદાર વર્ગની સાથે મળીને, અને લટકામાં સામંતી ઉમરાવોની સાથે મળીને, "કેવળ એક પ્રત્યાઘાતી સમુદાય" રચે છે.

છેલ્લી ચૂંટણીઓ દરમિયાન કારીગરો, નાના કારખાનદારો, વગેરે અને **કિસાનો** સામે એવી ઘોષણા કરવામાં આવી છે ખરી કે અમારા સંબંધમાં તમે મૂડીદાર વર્ગ તથા સામંતી ઉમરાવોની સાથે મળીને કેવળ એક જ પ્રત્યાઘાતી સમુદાય રચો છો?

લાસાલે લખેલા ધર્માદેશો તેના વફાદાર ચેલાઓને જેવી રીતે મોઢે યાદ હોય છે એવી જ રીતે લાસાલને 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું' મોઢે યાદ હતું. એટલે તેની આટલી નરદમ ખોટી રજૂઆત તેણે મૂડીદાર વર્ગની સામે આપખુદ તથા સામંતી વિરોધીઓની સાથે પોતાની એકસંપીને મઝાનો ઓપ ચડાવી દેવાના આશયે જ કરી છે.

વધુમાં, ઉપરોક્ત ફકરામાં તેની ભવિષ્યવાણીને ઇન્ટરનેશનલના નિયમોમાંના "સુધારેલા" અવતરણ સાથે કશા સંબંધ વગર બળજોરીથી અંદર ઘુસાડી દેવામાં આવી છે. એ રીતે અહીંયાં તે ખાલી ગુસ્તાખી જ છે, ખરેખર હેર બિસ્માર્કને જરાય અણગમતી નહિ એવી ગુસ્તાખી જ છે, બર્લિનનો મારાત* જેની ફેરિયાગીરી કરે છે એવી સસ્તી તુમાખીનો નમૂનો જ છે.

૫. "કામદાર વર્ગ પોતાની મુક્તિની જહેમતો સૌપ્રથમ તો **વર્તમાન રાષ્ટ્રીય રાજ્યના માળખાની** અંદર કરે છે, તે સભાન હોય છે કે પોતાના

*"બર્લિનનો મારાત" શબ્દોમાં દેખીતી રીતે જ «*Neuer Social-Demokrat*»ના મુખ્ય તંત્રી હાસેલમાન તરફ વ્યંગભર્યો નિર્દેશ છે.—સં.



પ્રયાસો, સઘળા સભ્ય દેશોના કામદારોની બાબતમાં સર્વસામાન્ય પ્રયાસો, પ્રજાઓના આંતરરાષ્ટ્રીય ભાઈચારામાં પરિણમશે."

'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું' તેમ જ અગાઉના સમગ્ર સમાજવાદના વિરોધમાં લાસાલે કામદારોના આંદોલનની ધારણા વધારેમાં વધારે સંકુચિત રાષ્ટ્રીય દૃષ્ટિકોણથી કરી હતી.—તેનું જ અનુકરણ કરવામાં આવે છે, અને તે પણ ઇન્ટરનેશનલની કામગીરી પછી!

એ તો આપમેળે તદ્દન સ્પષ્ટ છે કે કામદાર વર્ગે લડવા જરાય શક્તિમાન બનવું હોય તો વતનમાં **વર્ગ તરીકે** સંગઠિત બનવું જોઈએ અને તેનો પોતાનો દેશ જ તેના સંઘર્ષનું તાત્કાલિક મેદાન હોય છે. એટલા પ્રમાણમાં તેનો વર્ગસંઘર્ષ રાષ્ટ્રીય હોય છે, સારતત્ત્વની દૃષ્ટિએ નહિ પરંતુ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં જણાવવામાં આવ્યું છે તેમ "રૂપની દૃષ્ટિએ". પરંતુ "વર્તમાન રાષ્ટ્રીય રાજ્યનું માળખું", દાખલા તરીકે જર્મન સામ્રાજ્ય, પોતે જ પાછું આર્થિક દૃષ્ટિએ "વિશ્વ બજારના માળખાની અંદર" અને રાજકીય દૃષ્ટિએ "રાજ્યોની પદ્ધતિના માળખાની અંદર" છે. દરેક વ્યાપારી જાણે છે કે જર્મન વ્યાપાર સાથે સાથે જ વિદેશી વ્યાપાર પણ છે, અને હેર બિસ્માર્કની મહાનતા ચોક્કસ રૂપે તેની એક જાતની **આંતરરાષ્ટ્રીય** નીતિમાં જ ખરેખર સમાયેલી છે.

અને જર્મન કામદારોની પાર્ટી પોતાના આંતરરાષ્ટ્રવાદને શેમાં ઉતારી પાડે છે? એવી સભાનતામાં કે તેના પ્રયાસો **"પ્રજાઓના આંતરરાષ્ટ્રીય ભાઈચારા" માં** પરિણમશે. એ વાક્ય મૂડીવાદી શાંતિ અને આઝાદી સંઘ[149] પાસેથી તફડાવી લેવામાં આવ્યું છે, અને ઇરાદો તેને શાસક વર્ગો તથા તેમની સરકારો સામેના સંયુક્ત સંઘર્ષમાં મહેનતકશ વર્ગોના આંતરરાષ્ટ્રીય ભાઈચારાના સમાનાર્થ તરીકે ચલાવી દેવાનો છે. એટલે જર્મન કામદાર વર્ગની **આંતરરાષ્ટ્રીય કામગીરીઓ** વિશે એક શબ્દ પણ નથી! અને તે ખુદ પોતાના મૂડીદાર વર્ગને, તેની સામે બીજા બધા દેશોના મૂડીદારોની જોડે ક્યારના સંકળાઈ ચૂકેલા મૂડીદાર વર્ગને, અને હેર બિસ્માર્કની કારસ્તાનની આંતરરાષ્ટ્રીય નીતિને, એવી રીતે પડકારવાનો છે!

હકીકતમાં કાર્યક્રમનો આંતરરાષ્ટ્રવાદ મુક્ત વ્યાપાર પાર્ટીના આંતરરાષ્ટ્રવાદથીયે **અસીમ પ્રમાણમાં નીચલી કોટિનો** છે. મુક્ત વ્યાપાર પાર્ટી પણ દાવો કરે છે કે તેના પ્રયાસો "પ્રજાઓના આંતરરાષ્ટ્રીય ભાઈચારા"માં પરિણમશે. પરંતુ તે વ્યાપારને આંતરરાષ્ટ્રીય બનાવવાની દિશામાં પણ કંઈક કરે છે, અને એવી

સભાનતાથી કોઈ રીતે સંતોષ નથી માની લેતી કે બધી પ્રજાઓ પોતપોતાના દેશોમાં વ્યાપાર ચલાવી રહી છે.

મહેનતકશ વર્ગોની આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિ **'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ના** અસ્તિત્વ ઉપર કોઈ રીતે આધાર નથી રાખતી. એ તો એવી પ્રવૃત્તિ માટે કેંદ્રીય સંઘટનનું સર્જન કરવાનો કેવળ પ્રથમ પ્રયત્ન જ હતો, તેણે આણેલા જોશને કારણે તેમાં કાયમી સફળતા અંકિત થઈ હતી, પરંતુ પૅરિસ કોમ્યુનના પતન પછી તે **પ્રથમ ઐતિહાસિક રૂપમાં** સાધ્ય નહોતો રહ્યો.

બિસ્માર્કના «*Norddeutsche*»[150] અખબારે કરેલી જાહેરાતમાં તેના માલિકને સંતોષ આપતું કથન તદ્દન ખરું હતું કે જર્મન કામદારોની પાર્ટીએ નવા કાર્યક્રમમાં આંતરરાષ્ટ્રવાદને તિલાંજલિ આપી દીધી છે.

૨

"જર્મન કામદારોની પાર્ટી આ મૂળભૂત સિદ્ધાંતોથી શરૂ કરીને **મુક્ત રાજ્ય** — **અને** — સમાજવાદી સમાજની દિશામાં સઘળા કાનૂની ઉપાયો મારફત જહેમતો કરે છે: રોજીના **લોખંડી નિયમની સાથે** રોજીની પદ્ધતિની — અને — શોષણના દરેક રૂપની નાબૂદી, સમગ્ર સામાજિક તથા રાજકીય અસમાનતાનું નિવારણ."

"મુક્ત" રાજ્યની છણાવટ હું આગળ જતાં કરીશ.

તો ભવિષ્યમાં જર્મન કામદારોની પાર્ટીને લાસાલના "રોજીના લોખંડી નિયમ"માં માનવું પડશે! તેને ચૂકી ન જવાય એટલા ખાતર "રોજીના લોખંડી નિયમની **સાથે** રોજીની પદ્ધતિની" (આમ વંચાવું જોઈએ: મજૂરીની પદ્ધતિની) "નાબૂદી"ની વાતનો બકવાદ કરવામાં આવ્યો છે. હું મજૂરીને નાબૂદ કરી નાખું તો સ્વાભાવિક રીતે જ તેના નિયમોને પણ નાબૂદ કરી નાખું, પછી એ નિયમો "લોખંડી" હોય કે પોચા રબરના હોય. પરંતુ મજૂરીની ઉપર લાસાલનો પ્રહાર લગભગ એકમાત્ર રીતે આ કહેવાતા નિયમની ઉપર થાય છે. એટલે, લાસાલના પંથની જીત સાબિત કરવા માટે "રોજીની પદ્ધતિ"ને "રોજીના લોખંડી નિયમની **સાથે**", તેના વગર નહિ, નાબૂદ કરી નાખવી જોઈએ.

જાણીતી વાત છે કે "રોજીના લોખંડી નિયમ"માં એક શબ્દ "લોખંડી" સિવાય બીજું કશું લાસાલનું નથી, અને એ શબ્દ ગેટેના "મહાન સનાતન



લોખંડી નિયમો"માંથી* તફડાવેલો છે. **"લોખંડી"** શબ્દ તો એક નિશાની છે જેના વડે ખરા આસ્તિકો એકબીજાને ઓળખી કાઢે છે. પરંતુ મારે નિયમને લાસાલની મહોર સાથે, અને એટલે તેના અર્થ સાથે, ધ્યાનમાં લેવો હોય તો તેના સંબંધમાં લાસાલનું પ્રમાણ પણ ભેગું ધ્યાનમાં લેવું પડે. અને એ પ્રમાણ શું છે? લાસાલના અવસાન પછી થોડાક વખતે લાંગેએ બતાવી આપેલું તેમ એ પ્રમાણ છે વસતિના સંબંધમાં માલ્થસનો સિદ્ધાંત[151] (લાંગેએ પોતે ઉપદેશેલો). પરંતુ એ સિદ્ધાંત સાચો હોય તો હું મજૂરીને ફરીફરીને એકસો વાર નાબૂદ કરી નાખવા છતાંયે "લોખંડી નિયમને" નાબૂદ ન કરી શકું કારણ કે એવા સંજોગોમાં નિયમ કેવળ મજૂરીની પદ્ધતિનું જ નહિ પરંતુ દરેક સામાજિક પદ્ધતિનું સંચાલન પણ કરે છે. અર્થશાસ્ત્રીઓ સીધી રીતે તેના આધારે જ પચાસ વરસ કરતાં વધારે સમયથી સાબિત કરતા રહ્યા છે કે સમાજવાદ ગરીબીને નાબૂદ કરી શકે નહિ, **ગરીબીનો પાયો તો પ્રકૃતિમાં છે**, કેવળ તેને **સર્વસામાન્ય** બનાવી શકે, એકીસાથે સમાજની આખી સપાટી ઉપર વહેંચી દઈ શકે!

પરંતુ એ બધું મુખ્ય નથી બની રહેતું. નિયમના **ખોટા** લાસાલપંથી નિરૂપણથી **સાવ અલગ રીતે** ખરેખરું ઘોર પ્રતિગમન તો નીચેની બાબતમાં સમાયેલું છે:

લાસાલના અવસાન પછી **આપણી** પાર્ટીમાં એવી વૈજ્ઞાનિક સમજણ સ્થપાઈ ગઈ છે કે રોજી જેવી **દેખાય છે** એવી નથી, એટલે કે **શ્રમનું મૂલ્ય** કે **કિંમત** નથી, પરંતુ **શ્રમશક્તિના મૂલ્ય** કે **કિંમત** માટેનું આવૃત રૂપ છે. તેના પરિણામે અત્યાર સુધીની રોજીની આખી મૂડીવાદી વિભાવનાને તેમ જ એ વિભાવનાની વિરુદ્ધ હાલ સુધી અંકિત સમગ્ર ટીકાને કાયમને માટે ફગાવી દેવામાં આવી અને સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે રોજી-કામદાર અમુક વખત મૂડીદાર માટે (અને એટલે વધારાના મૂલ્યની બાબતમાં મૂડીદારના સહ-ઉપભોક્તાઓ માટે પણ) મફત કામ કરે તો જ તેને પોતાના ગુજરા ખાતર કામ કરવાની, એટલે કે જીવવાની, છૂટ મળે છે, ઉત્પાદનની આખી મૂડીવાદી પદ્ધતિ કામ-દિનને લંબાવીને અથવા ઉત્પાદકતાને વિકસાવીને, એટલે કે શ્રમશક્તિની તીવ્રતાને વધારીને, વગેરે રીતે એ મફત શ્રમની વૃદ્ધિના આધારે ચાલતી રહે છે, એટલે મજૂરીની પદ્ધતિ ગુલામીની પદ્ધતિ છે, અને ખરેખર એવી ગુલામીની કે જે શ્રમની સામાજિક ઉત્પાદક શક્તિઓના વિકાસના પ્રમાણમાં વધારે સખત બનતી

* ગેટેના «*Das Gottliche*»માંથી અવતરણ.

જાય છે, પછી ભલે કામદારને ચુકવણી બહેતર થતી હોય કે બદતર થતી હોય, અને એવી સમજણ આપણી પાર્ટીમાં વધારે ને વધારે મક્કમ બનતી રહી છે ત્યાર પછી ફરી વાર લાસાલના મતવાદો અપનાવી લેવામાં આવે છે, જોકે એટલી જાણકારી તો હોય જ કે રોજી શું છે તેની લાસાલને **ખબર નહોતી**, તેણે તો મૂડીવાદી અર્થશાસ્ત્રીઓને પગલે પગલે બાબતના દેખાવને સારતત્ત્વ તરીકે ગણી લીધો હતો.

આ તો જાણે એવી વાત છે કે ગુલામીનું રહસ્ય કળી ચૂકેલા અને વિદ્રોહનું કદમ ઉઠાવી ચૂકેલા ગુલામોમાંથી હજી જકડાયેલો કોઈ ગુલામ વિદ્રોહના કાર્યક્રમમાં આવા કાલગ્રસ્ત ખ્યાલો અંકિત કરે: ગુલામીને નાબૂદ કરી નાખવી જોઈએ કારણ કે ગુલામીની પદ્ધતિમાં ગુલામોને ખવડાવવાનું નીચા ધોરણના ચોક્કસ અધિકતમથી વધી ન શકે!

આપણી પાર્ટીના પ્રતિનિધિઓ આપણી પાર્ટીના સમુદાયની અંદર ફેલાયેલી સમજણની ઉપર એવો રાક્ષસી હુમલો કરવા શક્તિમાન હતા એટલી હકીકત જ શું સાબિત નથી કરી દેતી કે તેઓ આ તડજોડિયો કાર્યક્રમ ઘડવાના કામમાં કેવી ગુનાહિત હલકટતાથી અને કેવી બેઈમાનીથી લાગી ગયા હતા!

ફકરામાંના "સમગ્ર સામાજિક તથા રાજકીય અસમાનતાનું નિવારણ" જેવા બિનચોક્કસ અંતિમ શબ્દોને બદલે જણાવવું જોઈતું હતું કે વર્ગીય તફાવતોની નાબૂદીની સાથે તેમની અંદરથી પેદા થતી સમગ્ર સામાજિક તથા રાજકીય અસમાનતા આપમેળે અદૃશ્ય થઈ જશે.

## ૩

"જર્મન કામદારોની પાર્ટી **સામાજિક સવાલના ઉકેલનો માર્ગ તૈયાર કરવાના આશયે** માંગ ઉઠાવે છે કે રાજ્ય**ની મદદના આધારે અને મહેનતકશ લોકોના લોકશાહીવાદી નિયંત્રણ** હેઠળ ઉત્પાદકોનાં સહકારી મંડળો સ્થાપવામાં આવે. ઉદ્યોગ અને ખેતીવાડીના સંબંધમાં ઉત્પાદકોનાં સહકારી મંડળોને એવા પાયા ઉપર **અસ્તિત્વમાં આણવાનાં** છે કે કુલ **શ્રમની સમાજવાદી સંઘટના તેમની અંદરથી ઉદય પામે**."

લાસાલપંથી "રોજીના લોખંડી નિયમ" પછી ઓલિયાનો ઈલાજ. "માર્ગ" છાજતી રીતે "તૈયાર કરવામાં" આવ્યો છે. હયાત વર્ગસંઘર્ષની જગ્યાએ



અખબારી કલમશૂરાના શબ્દો આવી જાય છે: "સામાજિક **સવાલ**", જેના "ઉકેલ" માટે "માર્ગ તૈયાર કરવામાં" આવે છે. "કુલ શ્રમની સમાજવાદી સંઘટના" સમાજના રૂપાંતરની ક્રાંતિકારી પ્રક્રિયામાંથી ઉદય પામવાને બદલે રાજ્ય તરફથી ઉત્પાદકોનાં સહકારી મંડળોને, જેને કામદાર નહિ પરંતુ **રાજ્ય "અસ્તિત્વમાં આણે છે"** એવાં મંડળોને, આપવામાં આવતી "રાજ્યની મદદ" માંથી ઉદય પામે છે. લાસાલની કલ્પના જોડે બંધબેસતી વાત છે કે નવી રેલવેની જેમ જ નવા સમાજનું નિર્માણ પણ રાજ્યની લોનોના આધારે કરી શકાય!

રહીસહી શરમની લાગણીને લીધે "રાજ્યની મદદ"ને "મહેનતકશ લોકો"ના લોકશાહીવાદી નિયંત્રણ હેઠળ મૂકવામાં આવી છે.

પહેલી વાત તો એ કે જર્મનીમાં "મહેનતકશ લોકો"ની બહુસંખ્યા સર્વહારાઓની નહિ પરંતુ કિસાનોની છે.

બીજી વાત એ કે "લોકશાહીવાદી" શબ્દનો અર્થ જર્મન ભાષામાં "Volksherrschaftlich" ("જન-શાસનથી") થાય છે. પરંતુ "મહેનતકશ લોકોના જન-શાસનથી નિયંત્રણ" એટલે શું? અને ખાસ તો એવા મહેનતકશ લોકોની બાબતમાં કે જે રાજ્યની સામે પોતે રજૂ કરેલી આ માંગો મારફત પૂરી સભાનતા જાહેર કરી દે છે કે પોતે શાસન કરતા નથી અને શાસન કરવા જેટલા પાકટ હજી થયા નથી!

લૂઈ ફિલિપના શાસન દરમિયાન બુશેએ ફ્રેંચ સમાજવાદીઓના **વિરોધમાં** રજૂ કરેલા અને «*Atelier*»ના[152] પ્રત્યાઘાતી કામદારોએ સ્વીકારેલા નૂસખાની ટીકાની છણાવટ કરવાનું અહીંયાં બિનજરૂરી ગણાશે. મુખ્ય અપરાધ કાર્યક્રમમાં એ વિશિષ્ટ ઊંટવૈદું અંકિત કરવામાં નથી પરંતુ સામાન્ય રીતે વર્ગીય આંદોલનના દૃષ્ટિકોણ પરથી ખસીને સંકુચિત આંદોલનના દૃષ્ટિકોણનું પ્રતિગામી ડગલું ભરવામાં છે.

પોતાના દેશમાં સામાજિક પાયા પર, અને સૌપ્રથમ રાષ્ટ્રીય પાયા પર, સહકારી ઉત્પાદનના સંજોગો સ્થાપવાની કામદારોની મંછાનો અર્થ એવો છે કે તેઓ ઉત્પાદનના હાલના સંજોગોમાં ક્રાંતિ આણવાની મહેનત કરે છે, અને તેમાં રાજ્યની મદદના આધારે સહકારી મંડળો સ્થાપવાની બાબત જોડે કશી જ સમાનતા નથી. હાલનાં સહકારી મંડળો માત્ર એટલા પૂરતાં જ મૂલ્ય ધરાવે છે કે તેઓ સરકારો અથવા મૂડીદારોનાં આશ્રિત નથી પરંતુ કામદારોનાં સ્વતંત્ર સર્જનો છે.

૪

હવે હું લોકશાહી સંબંધી વિભાગની છણાવટ કરીશ.

ક. "રાજ્યનો મુક્ત આધાર."

સૌથી પહેલી વાત તો એ કે બીજા વિભાગ મુજબ જર્મન કામદારોની પાર્ટી "મુક્ત રાજ્ય"ની દિશામાં જહેમત કરે છે.

મુક્ત રાજ્ય—એ શું?

રાંક પ્રજાની સંકુચિત મનોવૃત્તિને તિલાંજલિ આપી ચૂકેલા કામદારોનું લક્ષ્ય રાજ્યને "મુક્ત" કરી દેવાનું કોઈ રીતે નથી જ. જર્મન સામ્રાજ્યમાં "રાજ્ય" લગભગ રશિયામાંના રાજ્ય જેટલું જ "મુક્ત" છે. મુક્તિ તો રાજ્યને સમાજની ઉપર લાદી દેવામાં આવેલી સંઘટનામાંથી પૂર્ણ રૂપે સમાજને આધીન સંઘટનામાં પલટાવી નાખવામાં રહેલી છે, અને આજે પણ રાજ્યનાં રૂપો "રાજ્યની મુક્તિ"ને જેટલા પ્રમાણમાં મર્યાદિત રાખતાં હોય એટલા પ્રમાણમાં વધારે મુક્ત અથવા ઓછાં મુક્ત હોય છે.

જર્મન કામદારોની પાર્ટી—ઓછામાં ઓછું જો કાર્યક્રમને અપનાવી લે તો તો ચોક્કસ—બતાવે છે કે તેના સમાજવાદી વિચારો તસુ જેટલાયે ઊંડા નથી કારણ કે તે ચાલુ સમાજને (કોઈ ભાવિ સમાજને પણ) ચાલુ **રાજ્યનો** (અથવા ભાવિ સમાજની બાબતમાં ભાવિ રાજ્યનો) "**આધાર**" ગણવાને બદલે રાજ્યને જાણે પોતાના જ "**બૌદ્ધિક, નૈતિક, તથા મુક્તિ સંબંધી આધારો**" ધરાવતી સ્વતંત્ર હસ્તી ગણે છે.

વળી કાર્યક્રમમાં "**વર્તમાન રાજ્ય**" તથા "**વર્તમાન સમાજ**" શબ્દોના કરવામાં આવેલા ધાંધલિયા ગેરઉપયોગની બાબતમાં, અને જેની સામે તે પોતાની માંગો રજૂ કરે છે એ રાજ્યના સંબંધમાં પેદા કરવામાં આવતા એથીયે વધારે ધાંધલિયા ખોટા ખ્યાલોની બાબતમાં, શું કહેવું?

"વર્તમાન સમાજ" મૂડીવાદી સમાજ છે જે બધા સભ્ય દેશોમાં મધ્યયુગીન ભેળસેળથી વધારે કે ઓછા મુક્ત, દરેક દેશના વિશિષ્ટ ઐતિહાસિક વિકાસના આધારે વધારે કે ઓછા બદલાયેલા, અને વધારે કે ઓછા વિકસિત રૂપમાં અસ્તિત્વમાં છે. બીજી તરફ, "વર્તમાન રાજ્ય" તો દેશ દેશની સરહદોની પાર નિરનિરાળું હોય છે. તે જેવું સ્વિટ્ઝરલૅંડમાં છે તેનાથી પ્રશિયા-જર્મન



સામ્રાજ્યમાં નિરાળું છે અને જેવું અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં છે તેનાથી ઇંગ્લૅંડમાં નિરાળું છે. એટલે "વર્તમાન રાજ્ય" તો ખાલી તરંગ જ છે.

પરંતુ વિવિધ સભ્ય દેશોનાં વિવિધ રાજ્યો રૂપનું પચરંગી વૈવિધ્ય ધરાવતાં હોવા છતાં એ બધાંમાં એક બાબત સામાન્ય છે, તેઓ મૂડીવાદી દૃષ્ટિએ વધારે કે ઓછા વિકસિત આધુનિક મૂડીવાદી સમાજ ઉપર આધારિત છે. એટલે તેઓ **અમુક** તાત્ત્વિક લક્ષણો પણ સર્વસામાન્ય રીતે ધરાવે છે. એવા **અર્થમાં** ભવિષ્યની સરખામણીમાં "વર્તમાન રાજ્ય"ની વાત કરવાનું શક્ય છે કારણ કે ભવિષ્યમાં તેના વર્તમાન મૂળનો, મૂડીવાદી સમાજનો, લોપ થઈ ગયો હશે.

એટલે આવો સવાલ ઊભો થાય છે: સામ્યવાદી સમાજમાં રાજ્ય કેવું રૂપાંતર પામશે? બીજા શબ્દોમાં કહીએ તો રાજ્યની વર્તમાન કામગીરીઓને મળતી આવતી હોય એવી કઈ કઈ સામાજિક કામગીરીઓ સામ્યવાદી સમાજમાં અસ્તિત્વમાં રહેશે? એ સવાલનો જવાબ કેવળ વૈજ્ઞાનિક રીતે જ આપી શકાય, અને "રાજ્ય" શબ્દની જોડે "લોકો" શબ્દનાં હજાર હજાર જોડાણો કરવામાં આવે તોપણ એક તસુ જેટલુંયે સમસ્યાની નિકટતામાં નથી પહોંચાતું.

મૂડીવાદી સમાજ અને સામ્યવાદી સમાજ વચ્ચે એકમાંથી બીજામાં ક્રાંતિકારી રૂપાંતરનો ગાળો હોય છે. તેની સાથે સાથે રાજકીય સંક્રમણનો ગાળો પણ હોય છે, અને તેમાં રાજ્ય **સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી** સિવાય બીજું કંઈ ન હોઈ શકે.

કાર્યક્રમમાં તેની અથવા સામ્યવાદી સમાજના ભાવિ રાજ્યની છણાવટ નથી કરવામાં આવી.

કાર્યક્રમની રાજકીય માંગોમાં સૌને જાણીતાં પુરાણાં લોકશાહીવાદી ભજનકીર્તનથી વધારે કશું જ નથી: સાર્વજનીન મતાધિકાર, સીધું વિધાન નિર્માણ, પ્રજાકીય અધિકારો, લોક-મિલિશિયા, વગેરે. તેમાં મૂડીવાદી લોક પાર્ટીનો, શાંતિ અને આઝાદી સંઘનો, ખાલી પડઘો જ સાંભળવા મળે છે. એ બધી માંગો તો એવી છે કે કલ્પનાતીત રજૂઆતમાં અતિશયોક્તિ ન કરવામાં આવે તો ક્યારની **સિદ્ધ થઈ ચૂકેલી** છે. ફરક માત્ર એટલો જ છે કે તેઓ જે રાજ્યની સાથે સંકળાયેલી છે એ રાજ્ય જર્મન સામ્રાજ્યની સરહદોમાં નથી પરંતુ સ્વિટ્ઝરલૅંડ, અમેરિકાનાં સંયુક્ત રાજ્યો, વગેરેમાં છે. એવી જાતનું "ભાવિ રાજ્ય" **વર્તમાન રાજ્ય** જ છે, જોકે જર્મન સામ્રાજ્યના "માળખાની" બહાર અસ્તિત્વ ધરાવતું રાજ્ય છે.

પરંતુ એક વાત ભુલાઈ ગઈ છે. જર્મન કામદારોની પાર્ટી સાફ જાહેર

કરે છે કે પોતે "વર્તમાન રાષ્ટ્રીય રાજ્યની", મતલબ કે ખુદ પોતાના રાજ્યની, પ્રશિયા-જર્મન સામ્રાજ્યની, ભીતર પ્રવૃત્તિ ચલાવે છે—નહિતર તેની માંગો મોટે ભાગે નિરર્થક જ બની રહેત કેમ કે માંગ તો પોતાની પાસે જે ન હોય તેની જ ઉઠાવવામાં આવે—એટલે તેણે મુખ્ય વાત ભૂલવી નહોતી જોઈતી કે એ બધા રૂપકડા નાનકડા અલંકારો જનતાની કહેવાતી સર્વોપરીતા ઉપર આધારિત હોય છે અને એટલે કેવળ **લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં** જ બંધબેસતા થાય છે.

લૂઈ ફિલિપના શાસનમાં અને લૂઈ નેપોલિયનના શાસનમાં ફ્રેંચ કામદારોના કાર્યક્રમોમાં ઉઠાવવામાં આવી હતી એવી લોકશાહીવાદી પ્રજાસત્તાકની માંગ ઉઠાવવાની હિંમત ન હોય (અને એવી હિંમત ન કરવામાં જ ડહાપણ છે કેમ કે સંજોગો સાવચેતી માગી લે છે) તો માત્ર લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં જ અર્થ ધરાવતી માંગો આવા રાજ્ય પાસેથી ઉઠાવવાની ન "પ્રમાણિક" કે ન શિષ્ટ હિકમત નહોતી અજમાવવી જોઈતી, આ રાજ્ય તો પોલીસની રખેવાળી ધરાવતી, સંસદીય રૂપો વડે શણગારવામાં આવેલી, સામંતી ભેળસેળવાળી, મૂડીદાર વર્ગની અસર હેઠળ આવી ચૂકેલી, અને નોકરશાહીની રીતે ગોઠવી દેવામાં આવેલી લશ્કરી આપખુદશાહી સિવાય બીજું કંઈ નથી. વળી લટકામાં આ રાજ્યને ખાતરી આપવામાં આવી છે કે તેની ઉપર આવી બાબતો "કાનૂની રીતે" લાદી દેવાની ધારણા રાખવામાં આવે છે.

જેને લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં સુવર્ણ યુગ દેખાય છે, અને જેને બિલકુલ ખ્યાલ નથી કે મૂડીવાદી સમાજના રાજ્યના એ અંતિમ રૂપમાં જ વર્ગસંઘર્ષ આખરી ફેંસલા સુધી લડી લેવાનો હોય છે, એવી અણઘડ લોકશાહી પણ, તે પણ, આવી જાતના લોકશાહીવાદથી, પોલીસની પરવાનગી ઉપર આધારિત પરંતુ તર્કના આધારે વર્જિત મર્યાદાઓની ભીતર રહેતા લોકશાહીવાદથી, પહાડો જેટલી ઊંચી કક્ષાએ છે.

હકીકતમાં "રાજ્ય" શબ્દનો અર્થ સરકારી તંત્ર, અથવા જેટલા પ્રમાણમાં તે શ્રમના વિભાજન મારફત સમાજથી અલગ ખાસ સંઘટના બની રહે છે એટલા પ્રમાણમાં રાજ્ય, કરવામાં આવે છે, એ તો આ શબ્દોમાં સ્પષ્ટ જોવા મળે છે: "જર્મન કામદારોની પાર્ટી **રાજ્યના આર્થિક આધાર તરીકે** માગણી કરે છે—એક જ વૃદ્ધિશીલ આવકવેરો," વગેરે. સરકારી તંત્રનો આધાર કરવેરા જ હોય છે, બીજું કશું નહિ. ભવિષ્યના રાજ્યમાં, સ્વિટ્ઝરલૅંડમાં અસ્તિત્વ ધરાવતા રાજ્યમાં, એ માંગ સરસ રીતે પૂરી થઈ ગયેલી છે. આવકવેરામાં વિવિધ



સામાજિક વર્ગોની આવકના વિવિધ સ્રોતોની, અને એટલે મૂડીવાદી સમાજની, પૂર્વધારણા હોય છે. તેથી એ વાતમાં કશું જ અસાધારણ નથી કે કાર્યક્રમમાં જે માંગ ઉઠાવવામાં આવી છે એ જ માંગ લીવરપૂલના નાણાકીય સુધારકો, ગ્લૅડ્સ્ટનના ભાઈની આગેવાની હેઠળના મૂડીદારો, ઉઠાવી રહ્યા છે.

ખ. "જર્મન કામદારોની પાર્ટી રાજ્યના બૌદ્ધિક અને નૈતિક આધાર તરીકે માગણી કરે છે:

"૧. રાજ્ય તરફથી સાર્વત્રિક અને સમાન પ્રાથમિક શિક્ષણ. શાળામાં ફરજિયાત હાજરી. મફત શિક્ષણ."

**સમાન પ્રાથમિક શિક્ષણ**? આ શબ્દોની પાછળ કેવો ખ્યાલ છે? શું એમ માનવામાં આવે છે કે વર્તમાન સમાજમાં (અને અહીંયાં સવાલ માત્ર તેનો જ છે) શિક્ષણ બધા વર્ગો માટે **સમાન** હોઈ શકે? અથવા શું એવી માંગ ઉઠાવવામાં આવે છે કે ઉપલા વર્ગોને પણ અલ્પ શિક્ષણની, પ્રાથમિક શિક્ષણની, કેવળ રોજી-કામદારોની જ નહિ પરંતુ કિસાનોની બાબતમાં પણ જે એકમાત્ર શિક્ષણ સુસંગત છે તેની, કક્ષાએ ઉતારી પાડવામાં આવે?

"શાળામાં ફરજિયાત હાજરી. મફત શિક્ષણ." પહેલી બાબત તો જર્મનીમાં પણ અસ્તિત્વમાં છે, અને બીજી બાબત પ્રાથમિક શાળાઓના સંબંધમાં સ્વિટ્ઝરલૅંડમાં તથા અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં અસ્તિત્વમાં છે. અમેરિકાનાં અમુક રાજ્યોમાં માધ્યમિક શિક્ષણસંસ્થાઓમાં પણ શિક્ષણ "મફત" આપવામાં આવે છે, પરંતુ તેનો અર્થ વાસ્તવમાં કેવળ એટલો જ છે કે ઉપલા વર્ગોના શિક્ષણનું ખર્ચ કરવેરાની સામાન્ય આવકમાંથી ચૂકવવામાં આવે છે. અહીંયાં ઉલ્લેખ કરીએ કે એ જ વાત કની પાંચમી કલમમાં ઉઠાવવામાં આવેલી "ઇનસાફની મફત વ્યવસ્થા"ની માંગને પણ લાગુ થાય છે. ફોજદારી ઇનસાફની વ્યવસ્થા દરેક ઠેકાણે મફત છે, દીવાની ઇનસાફની વ્યવસ્થા લગભગ પૂર્ણ રૂપે મિલકતના ઝઘડાઓ સાથે સંકળાયેલી હોય છે અને એટલે બહુ મોટે ભાગે તો માત્ર મિલકતદાર વર્ગોને જ અસર કરે છે. તો તેમને પોતાના મુકદ્દમાઓ શું રાષ્ટ્રીય ખજાનાના ખર્ચે ચલાવવા દેવામાં આવે?

શાળાઓ સંબંધી ફકરામાં પ્રાથમિક શાળાઓ જોડે સમન્વિત ટેકનિકલ શાળાઓની (સૈદ્ધાંતિક તથા અમલી ટેકનિકલ શાળાઓની) માગણી તો ઓછામાં ઓછી કરવી જ જોઈતી હતી.

**"રાજ્ય તરફથી પ્રાથમિક શિક્ષણ"** એકદમ વાંધાજનક છે. સામાન્ય કાનૂન થકી પ્રાથમિક શાળાઓનું ખર્ચ, અધ્યાપનના સ્ટાફની યોગ્યતાઓ, શિક્ષણની શાખાઓ, વગેરે નિર્ધારિત કરવાની અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં છે તેમ રાજ્યના નિરીક્ષકો તરફથી એવી કાનૂની જોગવાઈઓની દેખરેખની વ્યવસ્થા કરવાની બાબત, રાજ્યને લોકોના શિક્ષણદાતા તરીકે નિયુક્ત કરી દેવાની બાબતથી, બહુ નિરાળી છે! સરકાર અને ધર્મસંસ્થાને શાળાની ઉપર અસર પાડવાની સ્થિતિથી અળગી રાખવામાં જ સારાવાટ છે. ખાસ કરીને પ્રશિયા-જર્મન સામ્રાજ્યમાં (અને એવી ગંધારી ચાલાકીનો આશરો ન જ લેવો જોઈએ કે "ભવિષ્યના રાજ્ય"ની વાત થઈ રહી છે, આપણે જોયું છે કે એ બાબતમાં સ્થિતિ કેવી છે) તો એથી ઊલટું રાજ્યને લોકો તરફથી બહુ કડક શિક્ષણની જરૂર છે.

પરંતુ કાર્યક્રમના બધા લોકશાહીવાદી ખણખણાટ છતાં તેમાં રાજ્યના સંબંધમાં લાસાલપંથની દાસતાભરી નિષ્ઠાનો અથવા એથી જરાય બહેતર નહિ એવી ચમત્કારોમાં લોકશાહીવાદી નિષ્ઠાનો રંગ ઓતપ્રોત છે, અથવા સમજો કે ચમત્કારોમાં નિષ્ઠાના એ બે પ્રકારો, સમાજવાદથી એકસરખા વેગળા પ્રકારો, વચ્ચેની તડજોડ અંકિત છે.

પ્રશિયાના બંધારણના એક ફકરામાં જણાવવામાં આવ્યું છે—**"વિજ્ઞાનની સ્વતંત્રતા"**. તો પછી અહીંયાં કેમ?

**"અંતઃકરણની સ્વતંત્રતા"!** "કુલ્તુરકામ્ફ"ના સંઘર્ષની[153] આ વેળાએ ઉદારમતવાદને તેનાં પુરાણાં સંકેતસૂત્રો યાદ કરાવવાનું મન હોય તો એમ ચોક્કસ માત્ર નીચેના રૂપમાં કરી શકાયું હોત: દરેક માણસ પોતાની ધાર્મિક તથા શારીરિક જરૂરિયાતો પોલીસની દખલગીરી વગર પૂરી કરી શકે. પરંતુ કામદારોની પાર્ટીએ આ સંબંધમાં ગમે તેમ પણ એ હકીકત વિશે પોતાની સભાનતા વ્યક્ત કરવી જોઈતી હતી કે મૂડીવાદી "અંતઃકરણની સ્વતંત્રતા"માં **અંતઃકરણની ધાર્મિક સ્વતંત્રતાના** બધા શક્ય પ્રકારોને સહી લેવા સિવાય બીજું કશું નથી હોતું, અને તે પોતાના તરફથી અંતઃકરણને ધર્મના વશીકરણથી મુક્ત કરાવવાના પ્રયાસો કરે છે. પરંતુ "મૂડીવાદી" કક્ષાની સીમાઓને ન ઓળંગવાનું પસંદ કરવામાં આવે છે.

હું અંત સુધી પહોંચી ગયો છું કેમ કે કાર્યક્રમમાં હવે આવતું પરિશિષ્ટ તેનું લાક્ષણિક ઘટક નથી બની રહેતું અને મારે માટે બહુ સંક્ષિપ્ત છણાવટ શક્ય છે.



૨. **"ધોરણસરનો કામ-દિન."**

બીજા કોઈ પણ દેશમાં કામદારોની પાર્ટીએ પોતાનું ધોરણ આવી બિનચોક્કસ માંગ પૂરતું જ સીમિત નથી રાખ્યું પરંતુ હયાત સંજોગોમાં પોતાની દૃષ્ટિએ ધોરણસરના કામ-દિનની લંબાઈ હંમેશાં નક્કી કરી છે.

૩. "સ્ત્રીઓના શ્રમની મર્યાદાનું નિર્ધારણ અને બાળકોના શ્રમની મનાઈ."

કામ-દિનનું ધોરણ નિધારિત કરતી વેળા સ્ત્રીઓના શ્રમની મર્યાદા, કામ-દિનની સમયાવધિ તથા વચ્ચેના વિરામો જોડે સંબંધિત હોય એટલા પ્રમાણમાં, સામેલ હોવી જ જોઈએ, નહિતર તેનો અર્થ સ્ત્રીઓના શ્રમને ઉદ્યોગની એવી શાખાઓમાંથી બકાત રાખવાનો જ થાય કે જે સ્ત્રીના શરીરના આરોગ્યને ખાસ હાનિકર હોય અથવા સ્ત્રી જાતિના સંબંધમાં નૈતિક દૃષ્ટિએ વાંધાજનક હોય. ઉદ્દેશ એવો હોય તો એમ જણાવવું જોઈતું હતું.

**"બાળકોના શ્રમની મનાઈ."** અહીંયાં **ઉંમરની મર્યાદા** જણાવવાનું એકદમ આવશ્યક હતું.

બાળકોના શ્રમની **સામાન્ય મનાઈ** મોટા પાયાના ઉદ્યોગના અસ્તિત્વ જોડે મેળ નથી ખાતી અને એટલે ઠાલી નેક મંછા જ બની રહે છે.

તેની સિદ્ધિ—શક્ય હોય તો—પ્રત્યાઘાતી ગણાય કેમ કે જુદાં જુદાં વય-જૂથો મુજબ કામના સમયના કડક નિયમનની તથા બાળકોના રક્ષણ માટે બીજાં સલામતીનાં પગલાંની સાથે ઉત્પાદક શ્રમ અને શિક્ષણનો વહેલો સમન્વય વર્તમાન સમાજના રૂપાંતરના એકદમ જોરદાર ઉપાયોમાં સામેલ છે.

૪. "કારખાના, કસબકારીગરી, અને ઘરેલુ ઉદ્યોગ ઉપર રાજ્યની દેખરેખ."

પ્રશિયા-જર્મન રાજ્યને લક્ષમાં રાખતાં ચોક્કસ માંગ ઉઠાવવી જોઈતી હતી કે નિરીક્ષકોને માત્ર કાનૂનની અદાલત જ હઠાવી શકે, ફરજના સંબંધમાં બેપરવાઈ બદલ કોઈ પણ કામદાર તેમની ઉપર અદાલતી કારવાઈ કરાવી શકે, તેઓ તબીબી વ્યવસાયના માણસો હોવા જોઈએ.

૫. "કારાવાસના શ્રમનું નિયમન."

સામાન્ય રૂપે કામદારોના કાર્યક્રમમાં તુચ્છ માંગ. પરંતુ એટલું તો સાફ

જણાવવું જ જોઈતું હતું કે હરીફાઈની બીકને લીધે સાધારણ ગુનેગારોની જોડે તેઓ પશુ હોય એવું વર્તન ચલાવી લેવાનો કોઈ ઇરાદો નથી, ખાસ કરીને તેમને જિંદગી બહેતર બનાવવાના એકમાત્ર સાધનથી, ઉત્પાદક શ્રમથી, વંચિત બનાવી દેવાની કોઈ મુરાદ નથી. સમાજવાદીઓ પાસેથી ઓછામાં ઓછી એટલી આશા તો ચોક્કસ રાખવામાં આવે જ.

### ૬. “અસરકારક જવાબદારી કાનૂન.”

જણાવવું જોઈતું હતું કે “અસરકારક” જવાબદારી કાનૂનનો અર્થ શો કરવામાં આવે છે.

અહીંયાં નોંધ લેવી ઘટે કે ધોરણસરના કામ-દિનની વાત કરતી વેળા કારખાનાં સંબંધી કાનૂનનો એ ભાગ ધ્યાનમાં નથી લેવામાં આવ્યો કે જેમાં આરોગ્યને લગતા નિયમો તથા સલામતીને લગતાં પગલાં વગેરે નિરૂપિત છે. જવાબદારી કાનૂન તો જ્યારે એ નિયમોનો ભંગ કરવામાં આવ્યો હોય ત્યારે જ લાગુ થાય.

ટૂંકમાં, આ પરિશિષ્ટ પણ સંપાદનમાં બેદરકારીનું ખાસ લક્ષણ ધરાવે છે.

મેં મારે કહેવાનું કહી દીધું છે અને એ રીતે મારા આત્માને ઉગારી લીધો છે.

૧૮૭૫ના એપ્રિલમાં
અથવા મેના આરંભમાં
લિખિત

સંક્ષિપ્ત વાચના
૧૮૯૦-૯૧માં *«Die Neue Zeit»*
સામયિકના પહેલા ગ્રંથના ૧૮મા અંકમાં
પ્રકાશિત

## ફ્રેડરિક એંગેલ્સ

## આઉગુસ્ટ બેબેલને પત્ર[154]

લંડન, ૧૮-૨૮ માર્ચ, ૧૮૭૫

પ્રિય બેબેલ,

મને તમારો ૨૩મી ફેબ્રુઆરીનો પત્ર મળ્યો છે અને જાણીને ખુશી થઈ છે કે તમારી તબિયત સરસ છે.

તમે પૂછો છો કે એકીકરણ વિશે અમારા ખ્યાલો કેવા છે. કમનસીબે અમે પણ તમારા જેવી જ હાલતમાં છીએ. લીબ્કનેખ્તે અથવા બીજા કોઈએ અમને કશી માહિતી મોકલી નથી, એટલે અમે પણ જેટલું અખબારોમાં છપાયું છે એટલું જ જાણીએ છીએ, અને લગભગ અઠવાડિયા પહેલાં કાર્યક્રમનો ખરડો પ્રગટ કરવામાં આવ્યો ત્યાં સુધી અખબારોમાં કશું જ નહોતું આવતું! આ ખરડાએ અમારાં મનમાં ઓછું અચરજ પેદા નથી કર્યું એમાં શંકા નહિ.

આપણી પાર્ટીએ લાસાલપંથીઓને સુમેળની અથવા ઓછામાં ઓછું સહકારની દરખાસ્તો એટલી બધી વાર કરી છે અને હાસેનકલેવેરો, હાસેલમાનો, તથા ટેલ્કેઓ તરફથી આપણી પાર્ટીને એટલી બધી વાર ઘૃણાથી ધુતકારી કાઢવામાં આવી છે કે કોઈ બાળક પણ નીચે મુજબની જ તારવણી કરે: હવે આ સજ્જનો પોતે સામે ચાલીને સુમેળની દરખાસ્ત કરે છે એટલે તેઓ ભારે મોટી મુશ્કેલીમાં હોવા જોઈએ. પરંતુ એ લોકોના જાણીતા ચારિત્રને લક્ષમાં લેતાં આપણી ફરજ છે કે તેમની મુશ્કેલીને દરેક શક્ય ગૅરંટી અંકિત કરાવવા ઉપયોગમાં લઈએ, જેથી કામદારોની નજરમાં હલકી પડી ગયેલી તેમની સ્થિતિને તેઓ આપણી પાર્ટીના ભોગે સુધારી ન લે. તેમની તરફ અત્યંત લાગણીશૂન્ય તથા અવિશ્વાસનું વલણ અપનાવવું જોઈતું હતું અને એકતાને એ બાબત ઉપર આધારિત રાખવી

જોઈતી હતી કે તેઓ પોતાનાં સંકુચિત સૂત્રો તથા "રાજ્યની મદદ"ને તજી દેવા તેમ જ ૧૮૬૯ના આઈઝેનાખ કાર્યક્રમનાં મૂળતત્ત્વોને અથવા વર્તમાન સમયને બંધબેસતી તેની સુધારેલી આવૃત્તિને સ્વીકારવા કેટલી હદે તૈયાર થાય છે. આપણી પાર્ટીને સૈદ્ધાંતિક ક્ષેત્રે અને એટલે કાર્યક્રમ માટે જે કંઈ નિર્ણાયક છે તેના સંબંધમાં લાસાલપંથીઓ પાસેથી **શીખવાનું કશું જ નથી**, પરંતુ લાસાલપંથીઓને આપણી પાર્ટી પાસેથી શીખવાનું કંઈક ચોક્કસ છે જ. એકતાની પહેલી શરત એવી હોવી જોઈએ કે તેઓ સંકુચિત ધોરણ તજી દે, લાસાલપંથીઓ મટી જાય, અને સૌથી મોટી વાત એ કે તમામ રોગોની દવા તરીકે રાજ્યની મદદને તેઓ સાવ છોડી ન દે તો ઓછામાં ઓછું એક ગૌણ સંક્રમણાત્મક પગલા તરીકે ગણે, બીજાં બધાં શક્ય પગલામાંના એક અને સંગાથી પગલા તરીકે ગણે. કાર્યક્રમનો ખરડો બતાવે છે કે આપણા લોકો સૈદ્ધાંતિક દૃષ્ટિએ લાસાલપંથી આગેવાનોથી સો ગણા ચડિયાતા છે, પરંતુ રાજનૈતિક ખંધાઈની બાબતમાં તેમનાથી એટલા જ પ્રમાણમાં ઊતરતા છે, અપ્રમાણિક માણસોએ "પ્રમાણિક"* માણસોને ફરી વાર નિષ્ઠુરતાથી છેતર્યા છે.

પહેલી વાત તો એ કે લાસાલના આડંબરી પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ ખોટા વિધાનને સ્વીકારી લેવામાં આવ્યું છે: કામદાર **વર્ગ**ના સંબંધમાં બીજા બધા વર્ગો કેવળ એક જ પ્રત્યાઘાતી સમુદાય છે. એ વિધાન માત્ર થોડાક અપવાદરૂપ દાખલાઓમાં જ સાચું ગણાય: ઉદાહરણ તરીકે કોમ્યુન જેવી સર્વહારા વર્ગની ક્રાંતિમાં, અથવા એવા દેશમાં કે જ્યાં રાજ્ય તથા સમાજને મૂડીદાર વર્ગ પોતાના સ્વરૂપ મુજબનો ઘાટ આપ્યો હોય એટલું જ નહિ પરંતુ તેને પગલે પગલે લોકશાહીવાદી નીચલો મૂડીદાર વર્ગ પણ એવું નવઘડતર આખરી પરિણામો સુધી કરી ચૂક્યો હોય. દાખલા તરીકે, જર્મનીમાં લોકશાહીવાદી નીચલો મૂડીદાર વર્ગ એ પ્રત્યાઘાતી સમુદાયમાં સામેલ હોય તો સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી વર્ષો સુધી તેના, લોક પાર્ટીના, સંગાથમાં કેવી રીતે હોય? *«Volkstaat»* પોતાનાં રાજકીય વિષયવસ્તુઓ લગભગ આખેઆખાં *«Frankfurter Zeitung»*[155]માંથી કેવી રીતે લઈ શકે? અને એવું કેવી રીતે બન્યું છે કે આ કાર્યક્રમમાં સામેલ કરવામાં આવેલી ઓછામાં ઓછી સાત માંગો લોક પાર્ટીના તથા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદના કાર્યક્રમને સીધી તથા શાબ્દિક રીતે મળતી આવે છે? મારો નિર્દેશ એકથી પાંચ અને એકથી બે મળીને સાત

---

*આઈઝેનાખપંથીઓના સંબંધમાં વાપરવામાં આવેલો શબ્દ.



રાજકીય માંગો તરફ છે. તેમાં એક પણ માંગ એવી નથી કે જે **મૂડીવાદી-લોકશાહીવાદી ન** હોય.[156]

બીજી વાત એ કે કામદારોનું આંદોલન આંતરરાષ્ટ્રીય આંદોલન હોવાના સિદ્ધાંતને વર્તમાન સમય માટે વાસ્તવમાં સાવ તિલાંજલિ આપી દેવામાં આવી છે, અને તે પણ એવા લોકો તરફથી કે જેમણે પૂરાં પાંચ વર્ષ અત્યંત મુશ્કેલ સંજોગોમાં અત્યંત ગૌરવમય રીતે એ સિદ્ધાંતનું સમર્થન કર્યું છે. યુરોપી આંદોલનમાં જર્મન કામદારોનું મોખરાનું સ્થાન **તાત્ત્વિક દૃષ્ટિએ** યુદ્ધ દરમિયાન તેમના ખરેખરા આંતરરાષ્ટ્રીય વલણ ઉપર આધારિત છે,[157] બીજો કોઈ સર્વહારા વર્ગ એવું સરસ વર્તન ન કરી શક્યો હોત. અને હવે તેઓ એ સિદ્ધાંતને એવી ઘડીએ તિલાંજલિ આપવાના છે કે જ્યારે પરદેશોમાં બધે ઠેકાણે કામદારો તેની ઉપર ભાર મૂકી રહ્યા છે, જેટલા પ્રમાણમાં સરકારો કોઈ પણ સંગઠનમાં તેની અભિવ્યક્તિના દરેક પ્રયાસને દબાવી દેવાની જહેમતો કરી રહી છે એટલા જ પ્રમાણમાં ભાર મૂકી રહ્યા છે! તો પછી કામદારોના આંદોલનના આંતરરાષ્ટ્રવાદમાંથી બાકી શું રહે છે? ઝાંખી સંભાવના—યુરોપી કામદારોના પોતાની મુક્તિ માટેના ભાવિ સહકાર સુદ્ધાંની નહિ પરંતુ ભવિષ્યમાં "પ્રજાઓના આંતરરાષ્ટ્રીય ભાઈચારા"ની, શાંતિ સંઘના મૂડીવાદીઓનાં "યુરોપનાં સંયુક્ત રાજ્યો"ની!

ઈન્ટરનેશનલનો ખુદનો ઉલ્લેખ બેશક સાવ બિનજરૂરી હતો. પરંતુ સાવ ઓછામાં ઓછું એટલું તો થઈ જ શક્યું હોત કે ૧૮૬૯ના કાર્યક્રમના સંબંધમાં બિલકુલ પીછેહઠ ન કરવામાં આવે અને નીચે મુજબ જણાવવામાં આવે: જોકે જર્મન કામદારોની પાર્ટી **સૌપ્રથમ** તો તેને માટે નિર્ધારિત રાજ્ય-સરહદોની ભીતર કામગીરી કરે છે (તેને યુરોપી સર્વહારા વર્ગ વતી બોલવાનો કશો અધિકાર નથી, અને ખાસ તો કંઈ **જૂઠું** બોલવાનો કશો અધિકાર નથી), પરંતુ તે બધા દેશોના કામદારોની જોડે પોતાના ઐક્ય વિશે સભાન છે અને એ ઐક્યને કારણે પોતાને શિરે આવતી જવાબદારીઓ પૂરી કરવા જેવી રીતે અત્યાર સુધી તત્પર રહ્યો છે એવી જ રીતે હવે પછી પણ હંમેશાં તત્પર રહેશે. પોતાને ઈન્ટરનેશનલના ભાગ તરીકે ઘોષિત કર્યા વગર કે ગણ્યા વગર પણ એવા પ્રકારની જવાબદારીઓ અસ્તિત્વમાં રહે જ છે, દાખલા તરીકે હડતાલોમાં મદદ કરવી અને હડતાલ તોડવાનાં કરતૂતોમાં ભાગ ન લેવો, કાળજી રાખવી કે પાર્ટીનાં મુખપત્રો વિદેશોમાં ચાલતા આંદોલનની માહિતી જર્મન કામદારોને આપતાં રહે, રાજવંશી યુદ્ધોના જોખમ અથવા વિસ્ફોટની સામે ચળવળ ચલાવવામાં આવે, એવાં યુદ્ધો દરમિયાન એવું વર્તન અપનાવવામાં આવે કે જે ૧૮૭૦ અને

૧૮૭૧માં આદર્શ રીતે અપનાવવામાં આવેલા વર્તનને મળતું આવતું હોય.

ત્રીજી વાત એ કે આપણા લોકોએ લાસાલપંથી "રોજીનો લોખંડી નિયમ", સાવ જરીપુરાણા આર્થિક દૃષ્ટિકોણ ઉપર આધારિત નિયમ, પોતાને માથે લદાઈ જવા દીધો છે. એ નિયમ એવો છે કે કામદારને સરેરાશ તો કેવળ **ન્યૂનતમ** રોજી જ મળે છે કેમ કે વસતિના સંબંધમાં માલ્થસના સિદ્ધાંત મુજબ કામદારો હંમેશાં વધારે પડતી મોટી સંખ્યામાં હોય છે (લાસાલની દલીલ એવી હતી). હવે માર્ક્સે મૂડીમાં વિગતવાર સાબિત કરી દીધું છે કે રોજીનું સંચાલન કરતા નિયમો બહુ જટિલ હોય છે, સંજોગો અનુસાર ક્યારેક એક તો ક્યારેક બીજો નિયમ વર્ચસ્વી બની જાય છે, એટલે એ નિયમો કોઈ પણ અર્થમાં લોખંડી નથી હોતા પરંતુ એથી ઊલટું બહુ લચીલા હોય છે, અને લાસાલે ધારી લીધેલું એમ બાબતને થોડાક શબ્દોમાં પતાવી દેવાનું કોઈ રીતે શક્ય નથી. નિયમના સમર્થનમાં લાસાલે માલ્થસ તથા રિકાર્ડોનાં લખાણોમાંથી નકલ કરેલી (રિકાર્ડોના લખાણને વિકૃત બનાવીને) માલ્થસપંથી દલીલનું, દાખલા તરીકે «*Arbeiter-lesebuch*»માં પાંચમા પૃષ્ઠમાં જોવા મળતી અને લાસાલની બીજી પુસ્તિકામાંથી ટાંકવામાં આવેલી દલીલનું, માર્ક્સે "મૂડીનો સંચય" વિભાગમાં વિગતવાર ખંડન કર્યું છે. એટલે લાસાલનો "લોખંડી નિયમ" અપનાવીને આપણે ખોટું પ્રમાણ ધરાવતી ખોટી થિસિસથી બંધાઈ જઈએ છીએ.

ચોથી વાત એ કે કાર્યક્રમમાં લાસાલ છાપની રાજ્યની મદદને અત્યંત ઉઘાડા રૂપમાં, લાસાલે બુશેના લખાણમાંથી ચોરી લીધેલી એવા જ રૂપમાં, **એકમાત્ર સામાજિક** માંગ તરીકે રજૂ કરવામાં આવી છે, અને તે પણ બ્રાક્કેએ એ માંગની નરી વ્યર્થતા બહુ સારી રીતે ઉઘાડી પાડી દીધી છે[158] ત્યાર પછી, અને આપણી પાર્ટીના બધા નહિ તો લગભગ બધા વક્તાઓને લાસાલપંથીઓ સામેની લડતમાં એ "રાજ્યની મદદ"નો વિરોધ કરવો પડયો છે ત્યાર પછી! આપણી પાર્ટી માટે ખુદ પોતાને માથે એથી વધારે હીણપત લાદવાનું શક્ય જ નથી. આંતરરાષ્ટ્રવાદને આમાન્દ ગોગની કક્ષાએ અને સમાજવાદને મૂડીવાદી પ્રજાસત્તાકપંથી બુશેની, **સમાજવાદીઓને છેતરવાના** ઇરાદે તેમના વિરોધમાં એ માંગ રજૂ કરનારા બુશેની, કક્ષાએ ઉતારી પાડવામાં આવ્યો છે!

પરંતુ "રાજ્યની મદદ" લાસાલપંથી અર્થમાં બહુ બહુ તો અમુક લક્ષ્ય સાધવા માટે ઘડી કાઢવામાં આવેલાં ઘણાં પગલાંમાંનું કેવળ **એક** છે, અને અહીંયાં કરવામાં આવેલા નબળા વર્ણન મુજબ એ લક્ષ્ય "સામાજિક સવાલના ઉકેલનો માર્ગ તૈયાર કરવાનું" છે, જાણે કેમ સૈદ્ધાંતિક દૃષ્ટિએ **અણઉકલ્યો** સામાજિક **સવાલ** આપણે માટે હજી અસ્તિત્વમાં હોય! એટલે જો કહેવામાં આવે કે "જર્મન કામદારોની પાર્ટી ઉદ્યોગમાં તથા ખેતીવાડીમાં તથા રાષ્ટ્રીય પાયા ઉપર સહકારી ઉત્પાદનની સ્થાપના કરીને મજૂરીની નાબૂદીની જહેમતો કરે છે, એ લક્ષ્યની સિદ્ધિ માટે સમુચિત દરેક કદમને ટેકો આપે છે!"—તો એક પણ લાસાલપંથી તેનો વિરોધ કોઈ રીતે ન કરી શકે.

પાંચમી વાત એ કે ટ્રેડ યુનિયનો મારફત કામદાર વર્ગનું સંગઠન એક વર્ગ તરીકે કરવા વિશે એક શબ્દ પણ નથી. અને એ મુદ્દો બહુ અગત્યનો છે કેમ કે એવું સંગઠન સર્વહારા વર્ગનું ખરું વર્ગીય સંગઠન હોય છે, તેમાં તે મૂડી સામેનો પોતાનો રોજિંદો સંઘર્ષ લડે છે તથા તાલીમ હાંસલ કરે છે, અને આજકાલ તો વધારેમાં વધારે સખત પ્રત્યાઘાતના સંજોગોમાં (હાલ પૅરિસમાં છે એવા સંજોગોમાં) પણ તેને ખતમ કરી નાખવાનું હવે શક્ય જ નથી રહ્યું. એવા સંગઠને જર્મનીમાં પણ જે મહત્ત્વ ધારણ કરી લીધું છે તેને લક્ષમાં લેતાં અમારા ખ્યાલ મુજબ કાર્યક્રમમાં તેનો ઉલ્લેખ કરવાનું અને શક્ય હોય તો પાર્ટી સંગઠનમાં તેને માટે જગ્યા ખુલ્લી રાખવાનું એકદમ જરૂરી છે.

લાસાલપંથીઓને રાજી કરવા આપણા લોકોએ આ બધું કર્યું છે. પણ બીજા પક્ષે શી છૂટ મૂકી છે? એટલી કે બહુ ગોટાળા ભરેલી **નિર્ભેળ લોકશાહીવાદી માંગોનો** ગંજ કાર્યક્રમમાં અંકિત થયો છે, તેમાંની કેટલીક માંગો તો ખાલી ફૅશનની બાબત જ છે, દાખલા તરીકે સ્વિટઝરલૅંડમાં અસ્તિત્વ ધરાવતું "જનતા તરફથી વિધાન નિર્માણ" કોઈ રીતે કંઈ કરતું હોય તો ફાયદા કરતાં નુકસાન વધારે કરે છે. "જનતા તરફથી વહીવટ"—એમાં કદાચ કંઈક હોય. સમગ્ર આઝાદીની પહેલી શરત પણ એવી જ રીતે સામેલ નથી કરવામાં આવી—કે બધા અમલદારો પોતાનાં સત્તાવાર કદમોના સંબંધમાં સાધારણ અદાલતોમાં અને સામાન્ય કાનૂન મુજબ દરેક નાગરિકને જવાબદાર રહેશે. હું એ હકીકત વિશે કશું વધારે અહીંયાં નહિ કહું કે વિજ્ઞાનની સ્વતંત્રતા અને અંતઃકરણની સ્વતંત્રતા જેવી માંગો તો દરેક ઉદારમતવાદી મૂડીવાદી કાર્યક્રમમાં અંકિત હોય છે અને આ કાર્યક્રમમાં થોડીક વિચિત્ર લાગે છે.

મુક્ત લોક રાજ્યનું રૂપાંતર મુક્ત રાજ્યમાં કરી નાખવામાં આવ્યું છે. વ્યાકરણની દૃષ્ટિએ અર્થ તારવીએ તો મુક્ત રાજ્ય એટલે એવું રાજ્ય કે જે તેના નાગરિકોના સંબંધમાં મુક્ત હોય, એટલે આપખુદ સરકાર ધરાવતું રાજ્ય હોય. રાજ્યની બધી વાતો પડતી મૂકી દેવી જોઈએ, ખાસ કરીને તો કોમ્યુન પછી, અને કોમ્યુન શબ્દના ખરા અર્થમાં રાજ્ય નહોતું. અરાજકતાવાદીઓ નફરત

થઈ જાય એટલી હદે આપણી સામે "લોક **રાજ્ય**"ને ઉછાળતા રહ્યા છે, જોકે પ્રુધોંની વિરુદ્ધ માર્ક્સના પુસ્તકમાં અને ત્યાર બાદ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં સીધું જાહેર થઈ ચૂક્યું છે કે સમાજની સમાજવાદી વ્યવસ્થા દાખલ થતાં રાજ્ય આપમેળે વિઘટન પામશે અને અદૃશ્ય થઈ જશે. એટલે, રાજ્ય તો સંઘર્ષમાં, ક્રાંતિમાં, હરીફોને જોરજુલમથી દબાવી રાખવા માટે ઉપયોગમાં લેવાતી કેવળ સંક્રમણાત્મક સંસ્થા હોવાથી મુક્ત લોક રાજ્યની વાતો નર્યો બકવાદ જ છે: સર્વહારા વર્ગ જ્યાં સુધી રાજ્યનો ઉપયોગ કરતો રહે ત્યાં સુધી આઝાદીના હિતમાં નહિ પરંતુ પોતાના હરીફોને દબાવી દેવા માટે કરે છે, અને આઝાદીની વાત કરવાનું શક્ય બને કે તરત રાજ્ય તરીકે રાજ્યનું અસ્તિત્વ મટી જાય છે. એટલે અમે દરેક ઠેકાણે "**રાજ્ય**"ને બદલે મઝાનો પુરાણો જર્મન શબ્દ «Gemeinwesen» મૂકવાની દરખાસ્ત કરીએ છીએ, તેમાં ફ્રેંચ શબ્દ «Commune»નો અર્થ બહુ સારી રીતે સૂચિત થાય છે.

"બધા વર્ગીય તફાવતોની નાબૂદી"ના જગ્યાએ "સમગ્ર સામાજિક તથા રાજકીય અસમાનતાનું નિવારણ" શબ્દો પણ બહુ વિવાદાસ્પદ છે. એક અને બીજા દેશ વચ્ચે, એક અને બીજા પ્રાંત વચ્ચે, તથા એક અને બીજા વિસ્તાર વચ્ચે પણ જીવનના સંજોગોમાં અમુક અસમાનતા હંમેશાં અસ્તિત્વમાં રહેવાની જ, તેને ઘટાડીને સાવ ઓછી કરી નાખવાનું શક્ય બનશે પરંતુ તદ્દન હઠાવી દેવાનું કદી શક્ય નહિ બને. પહાડોમાં વસતા લોકોના જીવનના સંજોગો સપાટ પ્રદેશોમાં વસતા લોકોની સરખામણીમાં સદા નિરાળા રહેવાના જ. સમાજવાદી સમાજને **સમાનતાની** દુનિયા ગણવાનો ખ્યાલ તો પુરાતન "મુક્તિ, સમાનતા, બંધુભાવ" ઉપર આધારિત એકાંગી ફ્રેંચ ખ્યાલ છે. અગાઉની સમાજવાદી વિચારધારાઓના બધા એકાંગી ખ્યાલોની જેમ એ ખ્યાલ તેના જમાનામાં અને સ્થળે વાજબી હતો, પરંતુ હવે તેને તજી દેવો જોઈએ કેમ કે તે લોકોનાં ભેજાંમાં ખાલી ગોટાળા જ પેદા કરે છે. અને બાબતની રજૂઆતની વધારે ચોક્કસ રીતો હવે શોધી કાઢવામાં આવી છે.

આ કાર્યક્રમના લગભગ દરેક શબ્દની ટીકા કરી શકાય એમ છે, વળી તેની રચના નીરસ અને નિસ્તેજ શૈલીમાં કરવામાં આવી છે, પરંતુ હું આટલેથી જ પૂરું કરું છું. તેનું સ્વરૂપ એવું છે કે તેને અપનાવી લેવામાં આવશે તો તેના આધારે સ્થપાયેલી **નવી** પાર્ટીમાં હું અને માર્ક્સ કદી **નહિ** ભળી શકીએ, અને અમારે બહુ ગંભીર વિચાર કરવો પડશે કે તેના સંબંધમાં કેવું વલણ અપનાવવું, જાહેરમાં પણ. તમારે યાદ રાખવાનું છે કે જર્મન સામાજિક-



લોકશાહીવાદી કામદાર પાર્ટીના દરેકે દરેક કથન અને કદમ માટે પરદેશોમાં **અમને** જવાબદાર ગણવામાં આવે છે. એ રીતે, «*Demokratisches Wochenblatt*»[159]શરૂ થયું ત્યાર પછી લીબ્કનેખ્તે ઉચ્ચારેલા અથવા લખેલા દરેક અવિચારી શબ્દ માટે બાકૂનિને પોતાની કૃતિ 'રાજ્યત્વ અને અરાજકતા'માં અમને જ જવાબદાર ગણાવ્યા છે. લોકોને ધારી લેવાનું ગમે છે કે આખો કારોબાર અમે જ અહીંથી ચલાવી રહ્યા છીએ, પરંતુ જેમ હું જાણું છું એમ જ તમે પણ જાણો છો કે પાર્ટીના આંતરિક મામલાઓમાં કોઈ જાતની દખલગીરી અમે ભાગ્યે જ ક્યારેય કરી છે, અને જ્યારે કરી છે ત્યારે તેમાં આશય માત્ર એટલો જ રહ્યો છે કે અમને લાગેલા છબારડાઓને, અને કેવળ **સૈદ્ધાંતિક** છબરડાઓને જ, સુધારી લેવામાં આવે. પરંતુ તમને સમજાઈ જશે કે આ કાર્યક્રમ એવો વળાંક અંકિત કરે છે કે જે આ કાર્યક્રમને સ્વીકારી લેનારી પાર્ટીના સંબંધમાં કોઈ પણ અને દરેક જાતની જવાબદારી નકારી કાઢવાની ફરજ અમારી ઉપર બહુ સહેલાઈથી પાડે એવો છે.

સામાન્ય રીતે પાર્ટીનો સત્તાવાર કાર્યક્રમ પાર્ટી જે કંઈ કરતી હોય તેનાથી ઓછા મહત્ત્વનો હોય છે. પરંતુ નવો કાર્યક્રમ તો આખર જાહેર રીતે લહેરાવવામાં આવેલો ઝંડો હોય છે અને બહારની દુનિયા પાર્ટીની મુલવણી તેના આધારે કરે છે. એટલે તેણે પીછેહઠ કોઈ રીતે ન જ કરવી જોઈએ, પરંતુ આ કાર્યક્રમ આઈઝેનાખ કાર્યક્રમની સરખામણીમાં પીછેહઠ કરે છે. વળી એ બાબત લક્ષમાં લેવી જોઈએ કે બીજા દેશોના કામદારો આ કાર્યક્રમના સંબંધમાં શું કહેશે, સમગ્ર જર્મન સમાજવાદી સર્વહારા વર્ગ લાસાલપંથની આવી કદમબોસી કરે તેની કેવી છાપ પડશે.

સાથે સાથે જ મને ખાતરી છે કે આવા આધારે કરવામાં આવેલું જોડાણ એક વરસ પણ નહિ ટકે. આપણી પાર્ટીના સર્વોત્તમ માનસો શું રોજીના લોખંડી નિયમ તથા રાજ્યની મદદ સંબંધી લાસાલપંથી ઉપદેશને મોઢે કરી લઈને ફરીફરીને રટતા રહેશે? દાખલા તરીકે, મારે જોવું છે કે તમે એમ કરો! અને તેઓ એમ કરશે તો શ્રોતાઓ તેમના હુરિયા બોલાવશે. અને મને ખાતરી છે કે એક રતલ માંસના લેણદાર યહૂદી શાયલોકની* જેમ લાસાલપંથીઓ કાર્યક્રમના એ *જ* મુદ્દાઓને ચોંટી રહેવાનો તકાદો કરશે. પાછું વિભાજન આવશે જ, પરંતુ દરમિયાનમાં આપણે હાસેલમાન, હાસેનક્લેવેર, ટેલ્કે, અને તેમના સોબતીઓને

* શેક્સપિયર, «*The Merchant of Venice*».

ફરી "પ્રમાણિક" બનાવી દીધા હશે, વિભાજનમાં આપણે કમજોર બની ગયા હોઈશું અને લાસાલપંથીઓ વધુ જોરાવર બની ગયા હશે, આપણી પાર્ટીની રાજકીય નિષ્કલંકતા ખતમ થઈ ગઈ હશે અને થોડા વખત માટે પોતાના ઝંડામાં અંકિત કરી દીધેલાં લાસાલપંથી સૂત્રોનો વિરોધ તે ફરી કદી ખુલ્લા દિલે નહિ કરી શકે, અને લાસાલપંથીઓ વળી પોતે જ એકદમ ખરી એકમાત્ર કામદારોની પાર્ટી હોવાનો દાવો કરે તથા આપણા લોકોને મૂડીવાદી ગણાવે તો તેની સાબિતીમાં કાર્યક્રમ મોજૂદ હશે. કાર્યક્રમમાં સઘળાં સમાજવાદી પગલાં તેમનાં છે, અને તેમાં આપણી પાર્ટીએ જે કંઈ સામેલ કર્યું છે તે નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદની માગણીઓ પૂરતું જ સીમિત છે, તેમ છતાં એ જ કાર્યક્રમમાં નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદને વળી **આપણી પાર્ટીએ જ** "પ્રત્યાઘાતી સમુદાય"ના એક ભાગ તરીકે પણ ગણાવ્યો છે.

મેં આ પત્ર અહીંયાં પડયો રહેવા દીધો હતો કેમ કે એપ્રિલની પહેલી તારીખે બિસ્માર્કના જન્મદિવસના પ્રસંગે તમે છૂટવાના છો, અને તે પહેલાં પત્ર જેલમાં પહોંચાડવાની કોશિશ દરમિયાન કદાચ ઝડપાઈ જાય એવા જોખમની સ્થિતિ મારે નહોતી વહોરી લેવી. અને હવે બ્રાક્કેનો પત્ર હમણાં જ આવ્યો છે. તેમને પણ કાર્યક્રમના સંબંધમાં ગંભીર શંકાઓ છે અને અમારો અભિપ્રાય જાણવાની ઇચ્છા છે. એટલે આ પત્ર હું તેમને મોકલું છું, તમને પહોંચાડી દેવા, જેથી તેમને પણ વાંચવા મળી જાય અને મારે આ બધું ફરી લખવાની જરૂર ન રહે. વળી મેં રામ્મને પણ નિર્ભેળ સત્ય જણાવી દીધું છે. લીબ્કનેખ્તને મેં માત્ર ટૂંકાણમાં જ લખ્યું છે. રામજી કે વધારે પડતું મોડું થઈ ગયું ત્યાં સુધી આખા મામલા વિશે એક શબ્દ પણ તેમણે ક્યારેય અમને ન જણાવ્યો (અને રામ્મ તથા બીજા માનતા હતા કે લીબ્કનેખ્તે અમને બરાબર માહિતી પૂરી પાડી છે) એ બાબતની માફી હું તેમને નથી આપવાનો. પરંતુ તેમણે તો હંમેશાં એમ જ કર્યું છે, એટલે જ અમારે, માર્ક્સે તેમ જ મારે, તેમની જોડે અણગમતો પત્રવ્યવહાર મોટા પ્રમાણમાં કરવો પડયો છે, પરંતુ આ વખતે તો મામલો ખરેખર બેહદ ખરાબ છે, અને **અમે તેમના સંગાથમાં ચોક્કસ નથી જ રહેવાના.**

ઉનાળામાં અહીંયાં આવી શકો એવો બંદોબસ્ત કરી લેજો. તમારે બેશક મારી સાથે જ રહેવાનું છે, અને હવામાન સારું હશે તો આપણે બેચાર દિવસ



દરિયામાં નાહવા જઈ શકીશું, લાંબો વખત જેલમાં ગાળ્યા પછી એથી તમને ખૂબ ફાયદો થશે.

સસ્નેહ અભિવાદન,

તમારો મિત્ર

**ફ્રે. એં.**

માર્ક્સ તાજેતરમાં જ નવા ફ્લેટમાં રહેવા ગયા છે. હવે તેમનું સરનામું નીચે મુજબ છે: ૪૧, મેઇટલેન્ડ પાર્ક, ક્રેસન્ટ, ઉત્તર-પશ્ચિમ, લંડન.

પહેલી વાર નીચેના
પુસ્તકમાં પ્રકાશિત:
એ. બેબેલ, «*Aus meinem Leben*»,
ગ્રંથ ૨, સ્ટુટગાર્ટ, ૧૯૧૧

## ફ્રેડરિક એંગેલ્સ

### 'પ્રકૃતિની દ્વંદ્વાત્મકતા'ની પ્રસ્તાવના[160]

આધુનિક પ્રકૃતિ વિજ્ઞાનનો, પુરાતનતાની તેજસ્વી પ્રાકૃતિક-દાર્શનિક અંતઃપ્રજ્ઞાઓ તેમ જ મોટે ભાગે તો કશાં પરિણામો વગર અદૃશ્ય થઈ ગયેલી આરબોની અત્યંત મહત્ત્વની પરંતુ છૂટીછવાઈ શોધો સાથે સરખામણી કરતાં જેણે એકલાએ જ વૈજ્ઞાનિક, પદ્ધતિસર, તથા સર્વાંગી વિકાસ સાધ્યો છે એ આધુનિક પ્રકૃતિ વિજ્ઞાનનો, આરંભ વધારે તાજેતરના સમગ્ર ઇતિહાસની જેમ એવા પ્રબળ યુગમાં થયો હતો કે જેને આપણે જર્મનો, એ વખતે આપણે માથે આવી પડેલી રાષ્ટ્રીય આફત ઉપરથી, ધર્મસુધારણાનો યુગ કહીએ છીએ, ફ્રાંસવાસીઓ પુનરુત્થાનનો યુગ કહે છે, અને ઇટાલિયનો Cinquecento* કહે છે, જોકે તેમાંથી એકેય નામમાં તેનો પૂરો અર્થ વ્યક્ત નથી થતો. એ યુગનો ઉદય પંદરમી સદીના ઉત્તરાર્ધમાં થયો હતો. રાજવંશોએ શહેરવાસીઓનો ટેકો હાંસલ કરીને સામંતી ઉમરાવોની સત્તાને તોડી પાડી અને તાત્ત્વિક દૃષ્ટિએ રાષ્ટ્રીયતા ઉપર આધારિત એવી મોટી રાજશાહીઓની સ્થાપના કરી કે જેની અંદર આધુનિક યુરોપી રાષ્ટ્રોનો તથા આધુનિક મૂડીવાદી સમાજનો વિકાસ થયો, અને શહેરવાસીઓ તથા ઉમરાવો હજી માંહોમાંહે લડતા હતા ત્યારે જર્મનીમાં કિસાન યુદ્ધે કેવળ વિદ્રોહી કિસાનોને જ નહિ—તેમાં તો હવે નવા જેવું કંઈ રહ્યું જ નહોતું—પરંતુ તેમની પાછળ આધુનિક સર્વહારા વર્ગના પૂરોગામીઓને પણ મેદાનમાં આણીને ભાવિ વર્ગસંઘર્ષો તરફ પયગંબરી નિર્દેશ કર્યો. તેમના હાથમાં લાલ ઝંડો હતો અને હોઠે મિલકતની સહિયારી માલિકીની માંગ હતી. બાઈઝેનટિયમના પતનમાંથી ઉગારી લેવામાં આવેલી હસ્તપ્રતોમાં અને રોમના

---

* શાબ્દિક અર્થમાં પાંચ-સેંકડા, અર્થાત્ સોળમી સદી.—સં.



ખંડેરોમાંથી ખોદી કાઢવામાં આવેલી પુરાતન પ્રતિમાઓમાં વિસ્મિત પશ્ચિમની સમક્ષ એક નવી દુનિયા, પ્રાચીન ગ્રીસની દુનિયા, પ્રગટ થઈ; તેનાં ચળકતાં રૂપોની સામે મધ્યયુગનાં પ્રેતો અદૃશ્ય થઈ ગયાં; ઇટાલીમાં કલાની અકલ્પનીય ખીલવણી થઈ, એવી ખીલવણી થઈ કે જે કલાસિકલ પુરાતનતાના પ્રતિબિંબ સમી લાગતી હતી અને ફરી ક્યારેય સાધવામાં નથી આવી. ઇટાલી, ફ્રાંસ, અને જર્મનીમાં નવા સાહિત્યનો, પ્રથમ આધુનિક સાહિત્યનો, ઉદય થયો; ત્યાર પછી થોડા સમયમાં ઇંગ્લૅંડ તથા સ્પેનના સાહિત્યના કલાસિકલ યુગો આવ્યા. પુરાણા orbis terrarum*ની સીમાઓ ભેદાઈ ગઈ, કેવળ હવે જ દુનિયાની ખરી શોધ થઈ અને આગામી વિશ્વ વ્યાપારનો તથા હાથકારીગરીમાંથી કારખાના ઉત્પાદનમાં સંક્રમણનો પાયો નખાયો, અને તેની વળતી અસર તરીકે મોટા પાયાના આધુનિક ઉદ્યોગના આરંભબિંદુની સ્થાપના થઈ. ચર્ચની આધ્યાત્મિક સરમુખત્યારીનો ખાતમો થઈ ગયો, મોટા ભાગની જર્મનિક પ્રજાઓએ તેને તરત ફગાવી દીધી અને પ્રોટેસ્ટંટ ધર્મ અપનાવી લીધો, અને લેટિન પ્રજાઓની અંદર મુક્ત ચિંતનની આનંદી ભાવનાએ, આરબો પાસેથી લેવામાં આવેલી અને નવા શોધાયેલા ગ્રીક તત્ત્વજ્ઞાનથી પોષાયેલી ભાવનાએ, વધારે ને વધારે મૂળિયાં ધારણ કરીને અઢારમી સદીના ભૌતિકવાદનો માર્ગ તૈયાર કર્યો.

એ તો માનવજાતિએ ચાલુ સમય સુધીમાં ક્યારેય અનુભવેલી મહાનતમ પ્રગતિશીલ ક્રાંતિ હતી, એવો જમાનો હતો કે જેણે મહાપુરુષોની આવશ્યકતા જાહેર કરી અને મહાપુરુષોને પેદા કર્યા—ચિંતન, ભાવોર્મિ, તથા ચારિત્રનું સામર્થ્ય તેમ જ સર્વગ્રાહિતા અને વિદ્વતા ધરાવતા મહાપુરુષોને પેદા કર્યા. મૂડીદાર વર્ગના આધુનિક શાસનની સ્થાપના કરનારા માનવીઓમાં મૂડીવાદી મર્યાદાઓ બિલકુલ નહોતી. એથી ઊલટું, તેઓ જમાનાની સાહસવૃત્તિથી વધારે કે ઓછા પ્રમાણમાં રંગાયેલા હતા. એ વખતે જીવન જીવનારા મહત્વના માનવીઓમાં ભાગ્યે જ કોઈ એવો માણસ હશે કે જેણે વિસ્તૃત સફરો ન ખેડી હોય, જે ચાર કે પાંચ ભાષાઓનો જાણકાર ન હોય, જેની પ્રતિભા કેટલાંય ક્ષેત્રોમાં ન ઝળકી હોય. લેઓનાર્દો દા વીન્ચી મહાન ચિત્રકાર હતો એટલું જ નહિ પરંતુ મહાન ગણિતશાસ્ત્રી, યંત્રશાસ્ત્રી, અને ઇજનેર

---

* orbis terrarum—શાબ્દિક અર્થમાં ભૂમિ-પિંડ, પ્રાચીન રોમવાસીઓ પૃથ્વી માટે એવા શબ્દનો ઉપયોગ કરતા.—સં.

હતો, ભૌતિકવિજ્ઞાનની અત્યંત વિવિધ શાખાઓ મહત્ત્વની શોધો બદલ તેની ઋણી છે; આલ્બ્રેખ્ટ ડુરેર ચિત્રકાર, કોતરકામનો ઉસ્તાદ, શિલ્પી, અને સ્થપતિ હતો, વળી તેણે વધુમાં એવા ઘણા વિચારોને મૂર્ત કરતી કિલ્લેબંધી ઘડી કાઢી હતી કે જેને ઘણા વખત પછી ફરી મોંતાલમ્બેરે અને કિલ્લેબંધીના આધુનિક જર્મન વિજ્ઞાને અપનાવી લીધા હતા. માકિયાવેલી રાજકારણી, ઈતિહાસકાર, અને કવિ ઉપરાંત આધુનિક સમયનો પ્રથમ ઉલ્લેખપાત્ર ઈતિહાસકાર પણ હતો. લૂથરે કેવળ ચર્ચનો જ નહિ પરંતુ જર્મન ભાષાનો ઓજિયન તબેલો[161] પણ સાફ કરી દીધો હતો, તેણે આધુનિક જર્મન ગદ્યનું સર્જન કર્યું અને એવા વિજયગીતની વાચના તથા ધૂનની રચના કરી કે જે સોળમી સદીનું Marseillaise ગીત બની રહ્યું.[162] એ જમાનાના વીર નાયકો હજી શ્રમના વિભાજનની ગુલામીમાં, જેની પ્રતિબંધક અસરોએ તેમના અનુગામીઓમાં એકાંગિતા પેદા કરી હતી એવી ગુલામીમાં, જકડાઈ નહોતા ગયા. પરંતુ તેમના સંબંધમાં ખાસ લાક્ષણિક બાબત એ છે કે તેમણે સૌએ પોતાનાં જીવન તથા પ્રવૃત્તિઓનું સંચાલન સમકાલીન આંદોલનોમાં, અમલી સંઘર્ષમાં, સંકળાઈને કર્યું હતું; તેઓ પક્ષ લેતા અને લડતમાં સામેલ થઈ જતા, કોઈ વાણી તથા લેખન મારફત તો કોઈ તલવાર લઈને, અને ઘણા બેઉ સાધનોનો ઉપયોગ કરીને. એટલે જ ચારિત્રની પરિપૂર્ણતા અને સામર્થ્યે તેમને પરિપૂર્ણ માનવીઓ બનાવ્યા હતા. અભ્યાસનો વિષય બની રહેલા માણસો તેમાં અપવાદ છે: કાં તો બીજી અથવા ત્રીજી કક્ષાના માણસો અથવા પોતાની આંગળીઓ દઝાડવા ન માગતા સાવચેત કૂપમંડૂકો.

એ સમયે પ્રકૃતિ વિજ્ઞાન પણ ક્રાંતિના સંજોગોમાં ગતિ કરી રહ્યું હતું અને પૂર્ણ રૂપે ક્રાંતિકારી હતું કેમ કે તેને પોતાના અસ્તિત્વના અધિકાર માટે લડવું પડતું હતું અને એ અધિકાર જીતવાનો હતો. જેમનાથી આધુનિક તત્ત્વજ્ઞાનનો આરંભ થયો હતો એ મહાન ઈટાલિયનોની સાથે સાથે તેણે પણ ઈન્ક્વીઝીશન*ના દહન-સ્તંભો** તથા કારાગારો માટે શહીદો પૂરા પાડ્યા હતા. અને લાક્ષણિક હકીકત છે કે પ્રકૃતિના મુક્ત પરીક્ષણની વિરુદ્ધ જુલમ વરસાવવામાં પ્રોટેસ્ટંટો કૅથોલિકોને ટપી ગયા હતા. સેર્વેટ રક્તાભિસરણના ક્રમની શોધની અણીએ પહોંચી ગયો હતો ત્યારે કાલવિને તેને બાળી નાખ્યો હતો અને વાસ્તવમાં બે

* મધ્યયુગીન કૅથોલિક ધર્મતંત્રની ન્યાયસભા.—સં.

** માણસોને જીવતા બાળી નાખવા માટે ખોડવામાં આવતા થાંભલા.—સં.



કલાક જીવતો શેકાવા દીધો હતો, જ્યારે ઈન્ક્વીઝીશનની બાબતમાં ઓછામાં ઓછું એટલું તો કહેવું જ પડે કે તેણે જ્યોર્દાનો બ્રુનોને ખાલી બાળી નાખીને જ સંતોષ માની લીધો હતો.

પ્રકૃતિ વિજ્ઞાને જે ક્રાંતિકારી કદમથી પોતાની સ્વતંત્રતા જાહેર કરી, અને લૂથર તરફથી પોપના આજ્ઞાપત્રને બાળી નાખવાની બાબતને જાણે દોહરાવી, એ કદમ કોપેરનિકસની અમર કૃતિના પ્રકાશનનું હતું.[163] કોપેરનિકસે એ કૃતિ થકી ભલે ડરતાં ડરતાં અને સમજો કે મરણપથારીએથી પણ પ્રકૃતિના મામલાઓમાં ધર્મતંત્રની સત્તાને પડકારી હતી. ધર્મશાસ્ત્રથી પ્રકૃતિ વિજ્ઞાનની મુક્તિનો આરંભ એ વખતે થયો હતો, જોકે એકબીજાની સામે ખાસ દાવાઓની લડત આજ સુધી ચાલતી રહી છે અને કેટલાક લોકોનાં મનમાં હજી પૂરી કોઈ રીતે નથી થઈ. પરંતુ એ વખતથી વિજ્ઞાનોનો વિકાસ વિરાટ છલાંગો ભરીને આગળ ધપતો રહ્યો, અને કહી શકાય કે તેણે પ્રસ્થાનના બિંદુથી અંતરના (કાળમાં) વર્ગફળના પ્રમાણમાં જોર પકડી લીધું, જાણે કેમ દુનિયાને બતાવી આપવાનું હોય કે જૈવ પદાર્થની સર્વોચ્ચ પેદાશને, માનવીય મગજને, લાગુ પડતો ગતિનો નિયમ, હવે પછી, અજૈવ દ્રવ્યને લાગુ પડતા નિયમથી ઊલટો છે.

પ્રકૃતિ વિજ્ઞાનના પ્રથમ ગાળામાં હવે પ્રસ્તુત થઈ ગયેલું મુખ્ય કાર્ય તાત્કાલિક ઉપલબ્ધ સામગ્રીના સંબંધમાં ઉસ્તાદી હાંસલ કરી લેવાનું હતું. મોટા ભાગનાં ક્ષેત્રોમાં શરૂઆત છેક એકડે એકથી કરવાની હતી. પુરાતનતા વારસામાં યુકલીડને અને પ્ટોલેમીના સૌરમંડળને મૂકી ગઈ હતી, આરબો દશાંશ અંકલેખન, બીજગણિતના અંકુરો, આધુનિક સંખ્યાઓ અને કીમિયાગરી મૂકી ગયા હતા, ખ્રિસ્તી મધ્યયુગ તરફથી બિલકુલ કશું જ નહોતું મળ્યું. એવી પરિસ્થિતિમાં એકદમ પ્રાથમિક પ્રકૃતિ વિજ્ઞાને, પૃથ્વીના તથા આકાશના પિંડોના ગતિવિજ્ઞાને, અને સાથોસાથ, તેની દાસી તરીકે, ગણિતીય પદ્ધતિઓની શોધ તથા તેમને પરિપૂર્ણ બનાવવાની કામગીરીએ, આવશ્યક રૂપે જ, પ્રથમ સ્થાન લઈ લીધું. એ ક્ષેત્રમાં પારાવાર કાર્ય કરવામાં આવ્યું. ન્યૂટન અને લિન્નીયસને આવરી લેતા એ ગાળાના અંતમાં આપણને વિજ્ઞાનની એ શાખાઓ અમુક હદે સમાપનની કક્ષાએ પહોંચાડી દેવામાં આવેલી જોવા મળે છે. અત્યંત અગત્યની ગણિતીય પદ્ધતિઓનાં મૂળભૂત લક્ષણોની સ્થાપના કરવામાં આવી હતી: વૈશ્લેષિક ભૂમિતિની મુખ્યત્વે દેકાર્ત તરફથી, લઘુગણકોની નેપિયેર તરફથી, અને વિકલન તથા સંકલન ગણિતની લેઈબનિત્સ તરફથી અને કદાચ ન્યૂટન તરફથી. એ જ વાત નક્કર પિંડોના ગતિવિજ્ઞાનને લાગુ થાય છે, તેના મુખ્ય

નિયમો અંતિમ રૂપે સ્પષ્ટ કરી દેવામાં આવ્યા. છેલ્લે, સૌરમંડળના ખગોળ વિજ્ઞાનના ક્ષેત્રમાં કેપ્લેરે ગ્રહોની ગતિના નિયમો શોધી કાઢ્યા અને ન્યૂટને પદાર્થની ગતિના સામાન્ય નિયમોની દૃષ્ટિએ તેમનું નિરૂપણ કર્યું. પ્રકૃતિ વિજ્ઞાનની બીજી શાખાઓ એવા પ્રાથમિક સમાપનની કક્ષા સુધીયે પહોંચવાની સ્થિતિથી હજી ઘણી દૂર હતી. ગાળાના છેક અંતમાં તરલ અને વાયુરૂપ વસ્તુઓના ગતિવિજ્ઞાન વિશે નવું કાર્ય કરવામાં આવ્યું.* વિશિષ્ટ ભૌતિકવિજ્ઞાન હજી પ્રાથમિક આરંભની કક્ષાની પાર નહોતું ગયું, જોકે તેમાં પ્રકાશવિજ્ઞાન અપવાદરૂપ હતું, પરંતુ તેની અસાધારણ પ્રગતિમાં ખગોળ વિજ્ઞાનની અમલી જરૂરિયાતો કારણભૂત હતી. રસાયણવિજ્ઞાન હજી તો ફ્લોજિસ્ટિક સિદ્ધાંત[164] મારફત કીમિયાગરીથી મુક્તિ મેળવવાનું શરૂ જ કરી રહ્યું હતું. ભૂસ્તરવિજ્ઞાન હજી ખનીજવિજ્ઞાનની બીજાંકુર કક્ષાની પાર નહોતું ગયું, એટલે જીવાશ્મ વિજ્ઞાનના અસ્તિત્વની કોઈ જાતની શક્યતા જ નહોતી. છેલ્લે, જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં હજી કેવળ વનસ્પતિ વિજ્ઞાન તથા પ્રાણીવિજ્ઞાન સંબંધી જ નહિ પરંતુ વિશિષ્ટ શરીરરચના વિજ્ઞાન તથા શરીરક્રિયા વિજ્ઞાન સંબંધી પારાવાર સામગ્રીના સંચયનું તથા પ્રાથમિક ગોઠવણીનું કાર્ય જ મુખ્યત્વે થઈ રહ્યું હતું. એ વખતે જીવનનાં વિવિધ રૂપોની અંદરોઅંદરની સરખામણીની, તેમની ભૌગોલિક વહેંચણીના તથા આબોહવા વગેરે સંબંધી જીવનસંજોગોના પરીક્ષણની, કશી વાત ભાગ્યે જ શક્ય હતી. એ ક્ષેત્રમાં કેવળ વનસ્પતિ વિજ્ઞાન અને પ્રાણીવિજ્ઞાન લિન્નીયસને કારણે લગભગ સમાપનની કક્ષાએ પહોંચ્યાં હતાં.

પરંતુ એ ગાળાનું ખાસ લક્ષણ અજબ સામાન્ય દૃષ્ટિકોણના સવિસ્તર નિરૂપણનું છે. એ દૃષ્ટિકોણમાં **પ્રકૃતિની નિરપેક્ષ અવિકાર્યતા** કેંદ્રસ્થાને છે. પ્રકૃતિ પોતે ભલે ગમે એવી રીતે અસ્તિત્વમાં આવી હોય પણ એક વાર પ્રત્યક્ષ થઈ ગઈ એટલે પછી જ્યાં સુધી અસ્તિત્વમાં રહે ત્યાં સુધી જેમની તેમ જ રહેવાની. ગ્રહો અને તેમના ઉપગ્રહો રહસ્યમય "પ્રથમ આવેગ"થી એક વાર ગતિમાં મુકાઈ ગયા પછી સદાકાળ અથવા, ઓછામાં ઓછું, તમામ વસ્તુઓનો અંત ન આવી જાય ત્યાં સુધી પોતાનાં નિર્ધારિત દીર્ઘવૃત્તોમાં લગાતાર પરિભ્રમણ કરતા રહેવાના. તારાઓ પોતપોતાનાં સ્થાનોમાં કાયમને માટે સ્થિર તથા અચળ રહેવાના, અને "સાર્વત્રિક ગુરુત્વાકર્ષણથી" એકબીજાને એમ જ રાખવાના.

---

*હસ્તપ્રતના હાંસિયામાં એંગેલ્સે આવી નોંધ ટપકાવી હતી: 'આલ્પ્સની નદીઓના નિયંત્રણના સંબંધમાં ટોરીચેલ્લી.'—સં.



પૃથ્વી સદાકાળ, અથવા તમને ગમે તો તેના સર્જનની ઘડીથી, કશા ફેરફાર વગર ચાલુ રહી છે. વર્તમાન સમયના "પાંચ ખંડો" સદા અસ્તિત્વમાં હતા, અને તેમની અંદર આજે છે એ જ પર્વતમાળાઓ, ખીણો, તથા નદીઓ હતી, એ જ આબોહવા હતી, એ જ વનસ્પતિ જીવન અને પ્રાણી જીવન હતું, માનવીના હાથ વડે થયેલા પરિવર્તન અથવા પ્રતિરોપણ સિવાય. વનસ્પતિઓ અને પ્રાણીઓની જાતિઓ એક વાર અસ્તિત્વમાં આવી ગઈ એટલે સદાને માટે સ્થપાઈ ગઈ હતી, સતત જનન કરતી રહેતી હતી, અને ક્યાંક ક્યાંક સંકરણથી નવી જાતિઓ ઉદય પામી હોવાની શક્યતાને માની લેવામાં લિન્નીયસે ભારે મોટી છૂટ મૂકી હતી. કાળમાં વિકસતા માનવજાતિના ઇતિહાસની સરખામણીમાં પ્રકૃતિના ઇતિહાસને કેવળ અવકાશમાં પ્રગટ થતી બાબત તરીકે ગણાવવામાં આવ્યો હતો. પ્રકૃતિમાં કોઈ પણ જાતના પરિવર્તનની, કોઈ પણ જાતના વિકાસની, બાબતનો નિષેધ કરવામાં આવ્યો હતો. આરંભમાં ખૂબ ક્રાંતિકારી પ્રકૃતિ વિજ્ઞાન અચાનક જ તદ્દન રૂઢિગત પ્રકૃતિની સામે મુકાઈ ગયું, એવી પ્રકૃતિની સામે કે જેમાં બધું શરૂઆતમાં જેવું હતું એવું જ આજે પણ હતું, અને જગતના અંત સુધી અથવા સદાકાળ એવું જ રહેવાનું હતું.

અઢારમી સદીના પૂર્વાર્ધમાં પ્રકૃતિ વિજ્ઞાન જાણકારીની બાબતમાં, અને સામગ્રીની ગોઠવણીની બાબતમાં પણ, ગ્રીક પુરાતનતાથી ઊંચી કક્ષાએ હોવા છતાં એ સામગ્રીની વૈચારિક ઉસ્તાદીની બાબતમાં, પ્રકૃતિ વિશે સામાન્ય દૃષ્ટિકોણની બાબતમાં, એટલી જ નીચી કક્ષાએ હતું. ગ્રીક તત્ત્વજ્ઞાનીઓની દૃષ્ટિએ જગત અંધાધૂંધીમાંથી ઉદ્ભવેલું કશુંક હતું, વિકસેલું કશુંક હતું, બની ગયેલું કશુંક હતું. અમે જેની છણાવટ કરી રહ્યા છીએ એ ગાળાના પ્રકૃતિ વિજ્ઞાનીઓની દૃષ્ટિએ જગત કશુંક રીઢું બની ગયેલું હતું, જેમાં પરિવર્તન ન થઈ શકે એવું કશુંક હતું, અને તેમાંથી મોટા ભાગના પ્રકૃતિ વિજ્ઞાનીઓની દૃષ્ટિએ તો એક ઝપાટે બનાવી દેવામાં આવેલું કશુંક હતું. વિજ્ઞાન હજી ધર્મશાસ્ત્ર જોડે ગાઢ સંકળાયેલું હતું. દરેક ઠેકાણે તે અંતિમ બાબત તરીકે બહારના એવા આવેગને ખોળતું અને ખોળી કાઢતું હતું કે જેનો ખુલાસો ખુદ પ્રકૃતિમાંથી ન મળી શકે. જેને ન્યૂટને ડોળદમામથી સાર્વત્રિક ગુરુત્વાકર્ષણનું નામ આપ્યું હતું એ આકર્ષણની ધારણા પદાર્થના આવશ્યક ગુણધર્મ તરીકે કરવામાં આવે તોપણ ગ્રહોની ભ્રમણકક્ષાઓને પેદા કરનારું બળ, જેનો ખુલાસો નથી થયો એવું સ્પર્શરેખીય બળ, ક્યાંથી આવ્યું? પ્રાણીઓ તથા વનસ્પતિઓની અસંખ્ય જાતિઓ કેવી રીતે અસ્તિત્વમાં આવી? અને માનવી સદાકાળ અસ્તિત્વમાં

નથી રહ્યો એટલું તો આખર ચોક્કસ છે જ, એટલે સૌથી મોટી વાત એ કે માનવીનો ઉદય કેવી રીતે થયો? પ્રકૃતિ વિજ્ઞાને એવા સવાલોનો જવાબ બહુ વાર ફરીફરીને તમામ વસ્તુઓના સર્જનહારને જવાબદાર ગણાવીને આપ્યો. ગાળાના આરંભમાં કોપેરનિકસ સમગ્ર ધર્મશાસ્ત્રને[166] રદિયો આપી દે છે, ન્યૂટન ગાળાનું સમાપન દિવ્ય પ્રથમ આવેગના ગૃહીત સિદ્ધાંતથી કરે છે. એ પ્રકૃતિ વિજ્ઞાને સિદ્ધ કરેલો સર્વોચ્ચ સામાન્ય વિચાર પ્રકૃતિની ગોઠવણીની સપ્રયોજનતાનો હતો, વોલ્ફના[166] છીછરા પ્રયોજનવાદનો હતો. એ સિદ્ધાંત મુજબ બિલાડાંનું સર્જન ઉંદરોનું ભક્ષણ કરવા માટે, ઉંદરોનું સર્જન બિલાડાંનું ભક્ષણ બનવા માટે, અને સમગ્ર પ્રકૃતિનું સર્જન સર્જનહારના ડહાપણની સાબિતી પૂરી પાડવા માટે કરવામાં આવ્યું હતું. સૌથી વધારે યશ એ સમયના તત્ત્વજ્ઞાનને ફાળે જાય છે, તે—સ્પિનોઝાથી લઈને મહાન ફ્રેંચ ભૌતિકવાદીઓ સુધીનું તત્ત્વજ્ઞાન—સમકાલીન પ્રાકૃતિક જ્ઞાનની મર્યાદિત સ્થિતિને કારણે આડે માર્ગે ન દોરવાઈ ગયું પરંતુ જગતનો ખુલાસો ખુદ જગતમાંથી જ મેળવવાની બાબતને વળગી રહ્યું, અને વિગતવાર પ્રમાણો રજૂ કરવાનું કામ તેણે ભવિષ્યના પ્રકૃતિ વિજ્ઞાન માટે છોડી દીધું.

મેં અઢારમી સદીના ભૌતિકવાદીઓને એ ગાળામાં સામેલ કર્યા છે કારણ કે પ્રકૃતિ વિજ્ઞાનની જે સામગ્રીનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે એ સિવાય બીજી કશી સામગ્રી તેઓ નહોતા ધરાવતા. કાંટનું યુગપ્રવર્તક કાર્ય તેમને માટે ગોપિત રહ્યું હતું, અને લાપ્લાસનું આગમન તેમના પછી ઘણા સમયે થયું હતું.[107] આપણે ભૂલવું ન જોઈએ કે પ્રકૃતિના સંબંધમાં એ કાલગ્રસ્ત દૃષ્ટિકોણ વિજ્ઞાનની પ્રગતિના પરિણામે તદ્દન છેદાઈભેદાઈ ગયો હોવા છતાં ઓગણીસમી સદીના પૂર્વાર્ધના આખા ગાળામાં વર્ચસ્વી રહ્યો હતો*, અને સારતત્ત્વની દૃષ્ટિએ આજ સુધી બધી શાળાઓમાં ભણાવવામાં આવે છે.**

---

*હસ્તપ્રતના હાંસિયામાં પેનસિલ વડે આવી નોંધ ટપકાવેલી છે: "પ્રકૃતિના સંબંધમાં પુરાણા દૃષ્ટિકોણની જડતાએ પૂરા પ્રકૃતિ વિજ્ઞાનની એક જ સમગ્રતા તરીકેની સામાન્ય સમજણનો આધાર પૂરો પાડયો. ફ્રેંચ જ્ઞાનકોશવાદીઓ[108], હજી સાવ યંત્રવત્ રીતે—એકબીજાની જોડાજોડ; અને પછી એકીસાથે સેંટ સાઈમન અને પ્રકૃતિ સંબંધી જર્મન તત્ત્વજ્ઞાન, હેગેલ તરફથી પરિપૂર્ણ બનાવવામાં આવેલ."—સં.

** નીચેના ક્લાસિક શબ્દો બતાવે છે કે જેની વૈજ્ઞાનિક સિદ્ધિઓએ એ



પ્રકૃતિના સંબંધમાં એવા જડ દૃષ્ટિકોણમાં પહેલું ગાબડું પ્રકૃતિ વિજ્ઞાનીએ નહિ પરંતુ તત્ત્વજ્ઞાનીએ પાડયું હતું. ૧૭૫૫માં કાંટની કૃતિ «General Natural History and Theory of the Heavens» પ્રગટ થઈ. તેમાં પ્રથમ આવેગની બાબતને રદિયો આપી દેવામાં આવ્યો હતો, પૃથ્વીને તથા સમગ્ર સૂર્યમંડળને સમયના વહેણ દરમિયાન બની ગયેલ કશાક તરીકે રજૂ કરવામાં આવ્યાં હતાં. પ્રકૃતિ વિજ્ઞાનીઓની ભારે બહુસંખ્યાએ ચિંતન તરફ ધૃણાનું વલણ, ન્યૂટનની ચેતવણીમાં—"ભૌતિકવાદ, આધિભૌતિકવાદથી સાવધાન રહેજે!"[169] એવા શબ્દોમાં—વ્યક્ત થયેલું ધૃણાનું વલણ, જરાક ઓછું રાખ્યું હોત તો કાંટની એ એક જ તેજસ્વી શોધમાંથી તેમને એવા નિષ્કર્ષો તારવવા પડયા હોત કે જેના આધારે તેઓ અંતહીન વિચલનોથી અને ખોટી દિશાઓમાં પારાવાર સમય તથા શ્રમની બરબાદીથી બચી ગયા હોત. કાંટની શોધમાં આગળની બધી પ્રગતિ માટેનું પ્રસ્થાનબિંદુ સમાયેલું હતું. જો પૃથ્વી કશુંક બની ગયેલું હોય તો તેની ભૂસ્તરીય, ભૌગોલિક, તથા આબોહવા સંબંધી સ્થિતિ તેમ જ તેની વનસ્પતિઓ તથા પ્રાણીઓ પણ એવી જ રીતે કશુંક બની

---

દૃષ્ટિકોણને નાબૂદ કરી નાખવા માટે ખૂબ જ મહત્ત્વની સામગ્રી પૂરી પાડી હતી એવો ઇન્સાન ૧૮૬૧માં પણ કેવી મક્કમ રીતે એ દૃષ્ટિકોણને વળગી રહી શક્યો હતો:

"આપણા સૌરમંડળની પૂરી ગોઠવણી, આપણે તેને સમજવા શક્તિમાન છીએ ત્યાં સુધી, જે કંઈ અસ્તિત્વમાં છે તેને જાળવી રાખવાનું અને બિનપલટાતા સાતત્યનું લક્ષ્ય ધરાવે છે. જેવી રીતે એકદમ પ્રાચીન જમાનાથી પૃથ્વીનું કોઈ પ્રાણી કે કોઈ વનસ્પતિ વધારે પરિપૂર્ણ અથવા સામાન્ય રીતે નિરાળું કશુંક બની ગયેલ નથી, જેવી રીતે આપણને તમામ જીવતંત્રોમાં એકબીજીને અનુસરતી નહિ પરંતુ કેવળ એકબીજીની જોડાજોડની કક્ષાઓ જોવા મળે છે, જેવી રીતે આપણી પોતાની જાતિ કાયિક બાબતોમાં હંમેશાં જેમની તેમ જ રહી છે, એવી જ રીતે સહઅસ્તિત્વમાન અવકાશી પિંડોનું પારાવાર વૈવિધ્ય પણ આપણી એવી ધારણાને વાજબી નહિ જ ઠરાવે કે એ રૂપો તો વિકાસની કેવળ વિવિધ કક્ષાઓને જ અંકિત કરે છે, એથી ઊલટું, સર્જિત સર્વકંઈ નિજરૂપે એકસરખું પરિપૂર્ણ હોય છે." (મેડલેર, «*Popular Astronomy*», બર્લિન, ૧૮૬૧, પાંચમી આવૃત્તિ, પૃષ્ઠ ૩૧૬.) (એંગેલ્સની નોંધ)

ગયેલું હોવું જોઈએ, તેને કેવળ અવકાશમાં સહઅસ્તિત્વનો જ નહિ પરંતુ કાળમાં વિકાસક્રમનો ઇતિહાસ પણ હોવો જોઇએ. એ દિશામાં વધુ પરીક્ષણો તત્કાળ કરવામાં અને મક્કમપણે ચાલુ રાખવામાં આવ્યાં હોત તો પ્રકૃતિ વિજ્ઞાન હાલની સ્થિતિ કરતાં ઘણું આગળ વધી ગયું હોત. પરંતુ તત્ત્વજ્ઞાનમાંથી શું ફાયદો થઈ શકે? કાંટની કૃતિના અંતસ્તત્ત્વને ઘણાં વરસ પછી લાપ્લાસ તથા હેર્શેલે વિવરણ કરીને વધારે વિગતવાર રીતે પ્રમાણિત કર્યું, અને તેના ફળ રૂપે "નિહારિકા-પરિકલ્પના"ને ધીરે ધીરે માન્ય કરાવી, ત્યાં સુધી એ કૃતિ કશાં તાત્કાલિક પરિણામો વગર પડી રહી. નવાં શોધોના પરિણામે એ પરિકલ્પના આખરે વિજયી બની. તેમાં અત્યંત મહત્ત્વની શોધો આવી હતી: સ્થિર તારાઓની નિજી ગતિ, અંતરિક્ષમાં પ્રતિરોધી માધ્યમનું પ્રદર્શન, અંતરિક્ષી પદાર્થની રાસાયણિક એકરૂપતાની વર્ણપટીય વિશ્લેષણે પૂરી પાડેલી સાબિતી, અને કાંટે જેની ધારણા કરેલી એવા તાપદીપ્ત નિહારિકીય રાશિઓનું અસ્તિત્વ.*

પરંતુ એવી શંકા વાજબી છે કે ઉદય પામી રહેલી વિભાવનાને, પ્રકૃતિ ખાલી **અસ્તિત્વમાં છે** એમ નહિ બલકે **અસ્તિત્વમાં આવતી રહે છે અને લય પામતી રહે છે** એવી વિભાવનાને, બીજી એક દિશાએથી ટેકો ન મળ્યો હોત તો અવિકારી જીવતંત્રો ધરાવતી માની લેવામાં આવેલી પલટાતી પૃથ્વીના આંતરવિરોધ વિશે મોટા ભાગના પ્રકૃતિ વિજ્ઞાનીઓ આટલા જલદી સભાન થયા હોત કે નહિ. ભૂસ્તર વિજ્ઞાનનો ઉદય થયો અને તેણે એક પછી એક રચાયેલા તથા એકની ઉપર એક થપાયેલા ભૌમિક સ્તરોને પ્રકાશમાં આણ્યા એટલું જ નહિ પરંતુ એ સ્તરોની અંદરથી વિલુપ્ત પ્રાણીઓનાં ખોળિયાં તથા હાડપિંજરોને તેમ જ હવે અસ્તિત્વમાં ન રહેલી વનસ્પતિઓનાં થડ, પાંદડાં, તથા ફળોને પણ પ્રકાશમાં આણ્યાં. એટલે એવી વાત સ્વીકારી લેવાનો ફેંસલો કરવો જ પડે એમ હતો કે સમગ્ર રૂપમાં પૃથ્વી જ નહિ પરંતુ તેની વર્તમાન સપાટી તેમ જ તેમાં હયાત વનસ્પતિઓ તથા પ્રાણીઓ પણ કાળમાં ઇતિહાસ ધરાવે છે. શરૂઆતમાં એવો સ્વીકાર બહુ અચકાતાં અચકાતાં કરવામાં આવ્યો હતો. પૃથ્વીનાં પરિક્રમણોનો કુવિયેનો સિદ્ધાંત શબ્દોમાં ક્રાંતિકારી અને સારતત્ત્વની દૃષ્ટિએ પ્રત્યાઘાતી હતો. તેમાં એક જ દિવ્ય સર્જનના સ્થાને સર્જનનાં પુનરાવૃત્ત કાર્યોની આખી શ્રેણીને મૂકી દેવામાં આવી હતી, ચમત્કારને પ્રકૃતિની

*હસ્તપ્રતના હાંસિયામાં ટપકાવેલી નોંધ: "ભરતીઓ થકી પરિભ્રમણનું વેગમંદન, એ પણ કાંટની કૃતિમાંથી, માત્ર હવે જ સમજવામાં આવેલું."—સં.



આવશ્યક કળ તરીકે ગણાવી દેવામાં આવ્યો હતો. લાઈયેલે સર્જનહારના મનોભાવો ઉપર આધારિત અણધાર્યા પરિક્રમણોના સ્થાને પૃથ્વીના ધીમા રૂપાંતરની ધીરી અસરોને મૂકીને ભૂસ્તર વિજ્ઞાનમાં પહેલી વાર તર્કસંગતતા આણી.*

લાઈયેલનો સિદ્ધાંત અચળ જૈવ જાતિઓના સંબંધમાં તેના પુરોગામીઓના કોઈ પણ સિદ્ધાંત કરતાંયે વધારે અસંગત હતો. પૃથ્વીની સપાટીનું અને જીવનના બધા સંજોગોનું ક્રમવાર રૂપાંતર સીધું જીવતંત્રોના ક્રમવાર રૂપાંતર તથા પલટાતા સંજોગો જોડે તેમના અનુકૂલન સુધી, જાતિઓની પરિવર્તનશીલતા સુધી, પહોંચાડી દેતું હતું. પરંતુ પરંપરાનું જોર કેવળ કૅથોલિક ચર્ચમાં જ નહિ બલકે પ્રકૃતિ વિજ્ઞાનમાં પણ કામ કરતું હોય છે. લાઈયેલ પોતે વરસો સુધી એ આંતરવિરોધને પારખી ન શક્યો, અને તેના શિષ્યોની પરખ તો એથીયે ઓછી હતી. એ બાબતનો ખુલાસો કેવળ એવા શ્રમ વિભાજનમાંથી જ મળે છે કે જે દરમિયાનમાં પ્રકૃતિ વિજ્ઞાનમાં વર્ચસ્વી બની ગયું હતું, દરેક વ્યક્તિને વધારે કે ઓછા પ્રમાણમાં તેના વિશિષ્ટ ક્ષેત્રની સીમાઓમાં જકડી રાખતું હતું. માત્ર થોડાક જ એવા માણસો બાકી રહ્યા હતા કે જેમનો સર્વાંગી દૃષ્ટિકોણ એ શ્રમ વિભાજને છીનવી ન લીધો હોય.

**દરમિયાનમાં** ભૌતિકવિજ્ઞાનમાં જબરજસ્ત આગેકૂચ કરવામાં આવી હતી, અને તેનાં પરિણામોની તારવણી ૧૮૪૨ના વર્ષમાં, પ્રકૃતિ વિજ્ઞાનની એ શાખાના સંબંધમાં યુગપ્રવર્તક વર્ષમાં, ત્રણ જુદી જુદી વ્યક્તિઓએ લગભગ એકીવેળાએ કરી હતી. હેઇલબ્રોનમાં માઈયેરે અને માંચેસ્ટરમાં જૌઉલે ઉષ્ણતાનું યાંત્રિક શક્તિમાં અને યાંત્રિક શક્તિનું ઉષ્ણતામાં રૂપાંતર સાબિત કરી દીધું હતું. ઉષ્ણતાના યાંત્રિક તુલ્યાંકના નિર્ધારણથી એ પરિણામ નિર્વિવાદ બની ગયું. સાથે સાથે જ, વ્યવસાયે પ્રકૃતિ વિજ્ઞાની નહિ પરંતુ અંગ્રેજ વકીલ ગ્રોવે, સાધિત અલગ અલગ ભૌતિક પરિણામોનો જ ખાલી ઉપયોગ કરીને, સાબિત કરી દીધું કે બધી કહેવાતી ભૌતિક શક્તિઓ—યાંત્રિક શક્તિ, ઉષ્ણતા, પ્રકાશ, વીજળી, ચુંબકત્વ, અને, ખરેખર, કહેવાતી રાસાયણિક શક્તિ પણ—ચોક્કસ

*લાઈયેલના દૃષ્ટિકોણની, ઓછામાં ઓછું તેના પ્રથમ રૂપમાં, ખામી પૃથ્વી ઉપર કાર્યરત બળોને સનાતન, ગુણ તથા પરિમાણની દૃષ્ટિએ સનાતન, માની લેવામાં હતી. તેની દૃષ્ટિએ પૃથ્વીના શીતલનનું તો અસ્તિત્વ જ નથી, પૃથ્વી ચોક્કસ દિશામાં વિકાસ નથી પામતી પરંતુ કેવળ ક્રમરહિત દૈવાધીન રીતે બદલાતી રહે છે. (**એંગેલ્સની નોંધ**)

સંજોગોમાં શક્તિની કશી ખુવારી વગર એકબીજીમાં રૂપાંતરિત થઈ જાય છે, અને એ રીતે આગળ જતાં દેકાર્તના એવા સિદ્ધાંતને ભૌતિક રીતોના આધારે સાબિત કરી દીધો કે જગતમાં મોજૂદ ગતિનું પરિમાણ અચળ હોય છે. તેના પરિણામે વિશિષ્ટ ભૌતિક શક્તિઓ, ભૌતિકવિજ્ઞાનની જાણે અવિકારી "જાતિઓ", પદાર્થની ગતિનાં વિભિન્ન રીતે નોખાં પડતાં, ચોક્કસ નિયમો મુજબ એકબીજામાં પલટાઈ જતાં, રૂપોમાં ફેરવાઈ ગઈ. તેમના આંતરસંબંધો તથા સંક્રમણોની સાબિતી રજૂ કરીને, અમુકતમુક પ્રમાણની ભૌતિક શક્તિના અસ્તિત્વની દૈવાધીનતાને, વિજ્ઞાનમાંથી તિલાંજલિ આપી દેવામાં આવી. ભૌતિકવિજ્ઞાન. તેની પહેલાં ખગોળ વિજ્ઞાનની જેમ, એવા પરિણામ સુધી પહોંચી ગયું કે જે આવશ્યક રૂપે અંતિમ નિષ્કર્ષ તરીકે ગતિમય પદાર્થના સનાતન ચક્ર તરફ નિર્દેશ કરતું હતું.

લાવુઆઝિયેના અને ખાસ કરીને ડાલ્ટનના વખતથી રસાયણવિજ્ઞાનના અદ્ભુત વેગીલા વિકાસ દરમિયાન પ્રકૃતિની પુરાણી વિભાવનાઓ ઉપર બીજા એક પાસા તરફથી પ્રહારો થયા. અગાઉ માત્ર જીવંત જીવતંત્રો તરફથી જ પેદા કરવામાં આવતાં સંયોજનો હવે અજૈવ વસ્તુઓ વડે બનાવવામાં આવ્યાં, એથી સાબિત થઈ ગયું કે રસાયણવિજ્ઞાનના નિયમો જૈવ તેમ જ અજૈવ પદાર્થોને એકસરખા લાગુ થાય છે, અને અજૈવ તથા જૈવ પ્રકૃતિ વચ્ચેની ખાઈ, કાંટે જેને કદીયે ઓળંગવી અશક્ય ગણાવી હતી એ ખાઈ, મોટે ભાગે પુરાઈ ગઈ.

છેલ્લે, મુખ્યત્વે તો પુરોગામી સદીના મધ્ય ભાગના સમયથી પદ્ધતિસર આયોજવામાં આવેલી વૈજ્ઞાનિક સફરો તથા ખોજયાત્રાઓ, દુનિયાના બધા ભાગોમાં યુરોપી વસાહતોમાં રહેતા વિશેષજ્ઞો તરફથી ત્યાં કરવામાં આવેલું વધારે સર્વાંગી અન્વેષણ, અને વધુમાં જીવાશ્મ વિજ્ઞાન, શરીરરચના વિજ્ઞાન, તથા સામાન્ય રૂપે શરીરક્રિયા વિજ્ઞાનમાં ખાસ કરીને સૂક્ષ્મદર્શકના પદ્ધતિસર ઉપયોગ તથા કોષની શોધ પછી સાધવામાં આવેલી પ્રગતિના પરિણામે જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં પણ એટલી બધી સામગ્રી એકઠી થઈ ગઈ હતી કે તુલનાત્મક પદ્ધતિનો ઉપયોગ શક્ય અને સાથે સાથે જરૂરી બની ગયો.* એક તરફ, વિવિધ વનસ્પતિઓ તથા પ્રાણીઓના જીવનસંજોગો તુલનાત્મક પ્રાકૃતિક ભૂગોળ મારફત નક્કી કરવામાં આવ્યા; બીજી તરફ, વિવિધ જીવતંત્રોને તેમના સમમૂલક અવયવો મુજબ એકબીજાની જોડે સરખાવી જોવામાં આવ્યાં, અને એવી

*હસ્તપ્રતના હાંસિયામાં ટપકાવેલી નોંધ: "ભ્રૂણવિજ્ઞાન."



સરખામણી કેવળ તેમની વિકસિત સ્થિતિમાં જ નહિ પરંતુ વિકાસની બધી કક્ષાઓએ કરવામાં આવી. એવું સંશોધન જેમ જેમ વધારે ઊંડાણમાં તથા ચોકસાઈથી થતું ગયું તેમ તેમ પલટાવી ન શકાય એવી સ્થિર જૈવ પ્રકૃતિની ચુસ્ત પદ્ધતિ તેના સ્પર્શથી વધારે ને વધારે પ્રમાણમાં લય પામતી ગઈ. વનસ્પતિઓ તથા પ્રાણીઓની અલગ અલગ જાતિઓમાંથી વધારે ને વધારે જાતિઓ અગમ્ય રીતે સંકળાયેલી જોવામાં આવતી ગઈ એટલું જ નહિ પરંતુ omphiokus તથા lepidosiren[170] જેવાં પ્રાણીઓ પણ નીકળી આવ્યાં કે જેમણે અગાઉના સમગ્ર વર્ગીકરણને ઉપહાસમાં પલટાવી નાખ્યું,* અને છેલ્લે એવાં જીવતંત્રો મળી આવ્યાં કે જેમને વનસ્પતિ સૃષ્ટિમાં યા પ્રાણી સૃષ્ટિમાં સામેલ કરવાની બાબત નક્કી કરવાનું પણ શક્ય નહોતું. જીવાશ્મ વિજ્ઞાન સંબંધી તવારીખમાંની ખાલી જગ્યાઓ વધારે ને વધારે પુરાતી ગઈ, એથી બેહદ અચકાતા માણસોને પણ સમગ્ર જૈવ જગતના અને અલગ જીવતંત્રના ઉત્ક્રાંતિમૂલક ઇતિહાસ વચ્ચેની સમાંતરતાને, વનસ્પતિ વિજ્ઞાન તથા પ્રાણી વિજ્ઞાન જે ભુલભુલામણીમાં વધારે ને વધારે ઊંડે ખોવાઈ ગયેલાં લાગતાં હતાં તેમાંથી બહાર નીકળવાનો માર્ગ ભવિષ્યમાં બતાવનારી આરિયાદનેની દોરીને, માની લેવી પડી. એ હકીકત લાક્ષણિક હતી કે જ્યારે કાંટે સૌરમંડળની સનાતનતા ઉપર પ્રહાર કરેલો ત્યારે, લગભગ એ જ સમયે, સી. એફ. વોલ્ફે ૧૭૫૯માં જાતિઓની સ્થિરતા ઉપર પહેલો પ્રહાર કર્યો હતો અને આનુવંશિકતાનો સિદ્ધાંત[172] ઘોષિત કર્યો હતો. પરંતુ તેની બાબતમાં જે હજી કેવળ તેજસ્વી ધારણા અંકિત કરતું હતું તેને ઓકેન, લામાર્ક, તથા બેરના હાથમાં ચોક્કસ ઘાટ મળી ગયો અને ડાર્વિને[173] ૧૮૫૯માં, બરાબર એકસો વર્ષ પછી, સફળતાથી સાબિત કરી દીધું. લગભગ એ જ સમયે સાબિત કરવામાં આવ્યું કે તમામ જીવતંત્રોનાં મૂળ આકૃતિક ઘટકો તરીકે જાહેર થઈ ચૂકેલા જીવરસ તથા કોષ સ્વતંત્ર રીતે જીવતાં નીચામાં નીચી કક્ષાનાં જૈવ રૂપો હતાં. એથી અજૈવ અને જૈવ પ્રકૃતિ વચ્ચેનું અંતર ઘટીને ઓછામાં ઓછું થઈ ગયું એટલું જ નહિ પરંતુ અગાઉ જીવતંત્રોની આનુવંશિકતાના સિદ્ધાંતના માર્ગને અવરોધતી રહેતી એક અત્યંત તાત્ત્વિક મુશ્કેલીનું નિવારણ થઈ ગયું. પ્રકૃતિની નવી વિભાવના મુખ્ય લક્ષણોના સંબંધમાં પરિપૂર્ણ હતી: બધી રૂઢતાનો લોપ થઈ ગયો, બધી સ્થિરતાનો લય થઈ ગયો,

*હસ્તપ્રતના હાંસિયામાં ટપકાવેલી નોંધ: Ceratodus. Ditto arc haeopkeryx,[171] વગેરે."—સં.

સનાતન ગણવામાં આવતી બધી વિશિષ્ટતા અનિત્ય બની ગઈ, સમગ્ર પ્રકૃતિ શાશ્વત રૂપાંતર પ્રક્રિયા અને ચક્રોમાં ગતિ કરતી સાબિત થઈ ગઈ.

———

એ રીતે આપણે વળી પાછા ગ્રીક તત્ત્વજ્ઞાનના મહાન સંસ્થાપકોની ચિંતન રીતિ પર પહોંચી ગયા છીએ: સમગ્ર પ્રકૃતિ, નાનામાં નાની વસ્તુથી લઈને મોટામાં મોટી વસ્તુ સુધી, રેતીની કણીઓથી લઈને સૂર્યો સુધી, આદ્યજીવથી[178] લઈને માનવી સુધી, હયાતીમાં આવવાની તથા લય પામવાની સનાતન પ્રક્રિયામાં, અવિરત રૂપાંતરમાં, અણથંભ ગતિ તથા પરિવર્તનમાં, અસ્તિત્વ ધરાવે છે. પરંતુ એટલો તાત્ત્વિક ફરક છે કે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓની બાબતમાં જે તેજસ્વી અંતઃપ્રજ્ઞાને અંકિત કરતું હતું તે આપણા દાખલામાં અનુભવ જોડે સુસંગત ચોકસાઈભર્યા વૈજ્ઞાનિક સંશોધનના પરિણામને અંકિત કરે છે, અને એટલે ઘણા વધારે નિશ્ચિત તથા વધારે સ્પષ્ટ રૂપમાં ૨૮ થાય છે. એટલું ખરું કે એ ચક્રીય ગતિની સાબિતી સાવ ગાબડાં વગરની તો નથી જ, પરંતુ જે કંઈ નિર્વિવાદ રીતે સાબિત થઈ ગયું છે તેની સરખામણીમાં એ ગાબડાં નજીવાં છે અને દરેક વરસે વધુ ને વધુ પુરાતાં જાય છે. પરંતુ એ હકીકતને લક્ષમાં રાખીએ કે વિજ્ઞાનની અત્યંત અગત્યની શાખાઓ—પારગ્રહીય ખગોળ વિજ્ઞાન, રસાયણ વિજ્ઞાન, ભૂસ્તર વિજ્ઞાન—માંડ એકસો વરસથી વૈજ્ઞાનિક અસ્તિત્વ ધરાવે છે, શરીરક્રિયા વિજ્ઞાનમાં તુલનાત્મક પદ્ધતિને માંડ પચાસ વરસ થયાં છે, અને લગભગ સમગ્ર જૈવ વિકાસનું મૂળભૂત રૂપ, કોષ, તો એવી શોધ છે કે જેને હજી ચાળીસ વરસ પણ નથી થયાં, તો વિગતવાર સાબિતી અપૂર્ણ ન હોય એમ કેવી રીતે બની શકે?

———

આકાશગંગાનાં બાહ્યતમ તારકીય વલયોથી ઘેરાયેલા આપણા અંતરિક્ષી ટાપુના અસંખ્ય સૂર્યો તથા સૌરમંડળોનો વિકાસ બાષ્પના ઘૂમરીઓ ખાત અને ધગધગતા રાશિઓના સંકોચન અને શીતલન મારફત થયો છે, અને તેમની ગતિના નિયમો તો કેટલાક સદીઓ દરમિયાન નિરીક્ષણના પરિણામે આપણને તારાઓની નિજી ગતિની સમજણ હાંસલ થાય ત્યાર પછી જ કદાચ પ્રકાશમાં આવશે. દેખીતી વાત છે કે એ વિકાસ દરેક ઠેકાણે એકસરખા વેગે નથી થતો રહ્યો. આપણા તારાવિશ્વમાં ખાલી ગ્રહીય પિંડો જ નહિ પરંતુ અંધારિયા અને એટલે મૃત સૂર્યોના અસ્તિત્વના નિર્દેશો ખગોળ વિજ્ઞાનમાં વધુ ને વધુ મળતા જાય છે (મેડલેર), બીજી તરફ (સેક્કીના



કથન મુજબ), આપણા તારાવિશ્વમાં બાષ્પમય નિહારિકીય પટોનો એક ભાગ હજી પરિપૂર્ણ ન બનેલા સૂર્યો તરીકે સામેલ છે, એટલે એવી શક્યતાને બકાત નથી રાખવામાં આવતી કે બીજી નિહારિકાઓ, મેડલેર જણાવે છે તેમ, દૂરના સ્વતંત્ર અંતરિક્ષી ટાપુઓ હોય, અને તેમના વિકાસની સાપેક્ષ કક્ષાને સ્પેકટ્રોસ્કોપ વડે નિર્ધારિત કરવી જોઈએ.

લાપ્લાસે અત્યાર સુધી શ્રેષ્ઠ બની રહેલી પદ્ધતિનો ઉપયોગ કરીને વિગતવાર બતાવ્યું છે કે અલગ નિહારિકીય રાશિમાંથી સૂર્યમંડળ કેવી રીતે વિકસે છે, અને ત્યાર પછીનું વિજ્ઞાન તેના નિરૂપણને વધારે ને વધારે પુષ્ટિ આપતું રહ્યું છે.

એવી રીતે રચાયેલા અલગ અલગ પિંડો—સૂર્યો તેમ જ ગ્રહો તથા ઉપગ્રહો—ઉપર પદાર્થની ગતિનું આરંભમાં પ્રવર્તિત રૂપ આપણે જેને ઉષ્ણતા કહીએ છીએ તે હોય છે. સૂર્ય હજી જેટલું તાપમાન ધરાવે છે એટલા તાપમાનમાંયે તત્ત્વોના રાસાયણિક સંયોજનોનો તો સવાલ જ ન હોઈ શકે; એવા સંજોગોમાં ઉષ્ણતા કેટલી હદે વીજળી અથવા ચુંબકત્વમાં પલટાઈ જાય છે તેની જાણકારી સૌરમંડળનાં એકધારાં નિરીક્ષણોમાંથી મળશે; એટલું તો જાણે સાબિત થઈ ચૂક્યું હોય એવું જ છે કે સૂર્ય ઉપર ચાલતી યાંત્રિક ગતિ કેવળ ગુરુત્વાકર્ષણની સાથે ઉષ્ણતાના ઘર્ષણમાંથી જ ઉદ્‌ભવ પામે છે.

અલગ અલગ પિંડો જેમ વધારે નાનાં હોય તેમ વધારે ઝડપથી ઠંડા થઈ જાય છે. ઉપગ્રહો, ક્ષુદ્રગ્રહો, અને ઉલ્કાઓનો વારો સૌથી પહેલો આવે છે, આપણા ચંદ્રની હાલત લાંબા વખતથી એવી છે. ગ્રહો એથી ધીમા વેગે ઠંડા થાય છે, અને કેંદ્રસ્થ પિંડ સૌથી ધીમા વેગે ઠંડો થાય છે.

વધતા જતા શીતલનથી ગતિનાં ભૌતિક રૂપોની, એકબીજામાં પલટાઈ જતાં રૂપોની, આંતરક્રિયા વધારે ને વધારે મોખરે આવતી જાય છે. અને આખરે એવા બિંદુએ પહોંચી જાય છે કે જ્યાં રાસાયણિક આકર્ષણ વરતાવા લાગે છે, અગાઉ રાસાયણિક દૃષ્ટિએ અક્રિય તત્ત્વો રાસાયણિક આધારે એક પછી એક નોખાં તરી આવે છે, રાસાયણિક ગુણધર્મો હાંસલ કરે છે, અને એકબીજાની સાથે જોડાણો સાધે છે. તાપમાન જેમ જેમ ઘટતું જાય તેમ તેમ એ જોડાણો સતત બદલાતાં રહે છે કેમ કે તેની અસર કેવળ દરેક અલગ તત્ત્વની ઉપર જ નહિ પરંતુ તત્ત્વોના દરેક અલગ જોડાણની ઉપર પણ પડતી હોય છે. તાપમાનમાં ઘટાડાના પરિણામે વાયુરૂપ પદાર્થનો એક ભાગ પહેલાં પ્રવાહી અને પછી નક્કર સ્થિતિમાં પલટાઈ જવાથી તથા એવી રીતે નવા સંજોગોના સર્જનથી પણ એ જોડાણો બદલાતાં રહે છે.

જે ગાળામાં ગ્રહ સખત ખોળિયું અને સપાટી ઉપર જળના સંચયો ધરાવતાં હોય તેનો યોગ એવા ગાળા સાથે થાય છે કે જ્યારે તેની નિજી ઉષ્ણતા, કેંદ્રસ્થ પિંડ તરફથી તેની ઉપર છોડવામાં આવતી ઉષ્ણતાની સરખામણીમાં, વધારે ને વધારે ઘટતી જાય છે. તેનું વાતાવરણ વાયુમંડળીય પરિઘટનાઓનું, આપણે હાલ જેવા અર્થમાં સમજીએ છીએ એવા અર્થમાં વાયુમંડળીય પરિઘટનાઓનું, મેદાન બની જાય છે, તેની સપાટી એવાં ભૂસ્તરીય પરિવર્તનોનું મેદાન બની જાય છે કે જેમાં વાતાવરણીય વર્ષણમાંથી પરિણમતા થરો, તાપદીપ્ત તરલ આંતરિક ભાગની ધીરે ધીરે ઘટતી જતી બાહ્ય અસરોની ઉપર, વધતું જતું વર્ચસ્વ હાંસલ કરતા જાય છે.

છેલ્લે, તાપમાન એટલી હદે સમરૂપ થઈ જાય કે ઓછામાં ઓછું સપાટીના સારી પેઠે હિસ્સામાં ઍલ્બ્યુમનનું જીવન શક્ય બનાવતી મર્યાદાઓથી વધારે ન હોય ત્યારે, બીજા રાસાયણિક પૂર્વસંજોગો સાનુકૂળ હોય તો, જીવંત જીવરસની રચના થાય છે. એ પૂર્વસંજોગો કેવા હોય તે આપણે હજી નથી જાણતા, અને તેમાં આશ્ચર્ય જેવું કંઈ નથી કારણ કે અત્યાર સુધી તો ઍલ્બ્યુમનની રાસાયણિક ફોર્મ્યુલા પણ નક્કી નથી થઈ—રાસાયણિક દૃષ્ટિએ વિભિન્ન ઍલ્બ્યુમિની વસ્તુઓ કેટલી છે તેની પણ આપણને ખબર નથી—અને માત્ર દસ જ વરસ પહેલાં જાણવામાં આવ્યું હતું કે રચનાતંત્ર જેવું કંઈ બિલકુલ ન ધરાવતું ઍલ્બ્યુમન જીવનની બધી આવશ્યક કામગીરીઓ કરે છે: પાચન, ઉત્સર્જન, ગતિ, સંકોચન, ઉત્તેજનોની પ્રતિક્રિયા, અને પુનરુત્પાદન.

જેમાં નવી પ્રગતિ થઈ શકે અને એવું રૂપરહિત ઍલ્બ્યુમન કેંદ્રકની તથા અનુત્વચાની રચના કરીને પ્રથમ કોષ ઉત્પન્ન કરે એવા સંજોગો પેદા થતાં પહેલાં કદાચ હજારો વર્ષો વીતી ગયાં હોય. પરંતુ એ પ્રથમ કોષે પણ આખા જૈવ જગતના આકૃતિક વિકાસ માટે આધાર પૂરો પાડયો; જીવાશ્મીય તવારીખના સર્વાંગી તુલનાત્મક નિરીક્ષણના આધારે એવી ધારણા ઉચિત છે કે સૌથી પહેલાં બિનકોષીય અને કોષીય આદ્યજીવની અસંખ્ય જાતિઓ વિકસી હતી, જેમાંથી માત્ર Eozoon Canadense[175] જ આપણા સમય સુધી ઊતરી આવેલ છે, અને જેમાંથી ધીરે ધીરે કેટલીક પ્રથમ વનસ્પતિઓ તરીકે અને બીજી પ્રથમ પ્રાણીઓ તરીકે નોખી તરી આવી. પ્રથમ પ્રાણીઓમાંથી આવશ્યક રૂપે અધિક વિભેદનના પરિણામે પ્રાણીઓના સંખ્યાબંધ વર્ગો, શ્રેણીઓ, પરિવારો, વંશો, તથા જાતિઓનો વિકાસ થયો; અને છેલ્લે પૃષ્ઠવંશીઓનો વિકાસ થયો, એવું રૂપ વિકસ્યું કે જેમાં ચેતાતંત્ર એકદમ પૂર્ણ વિકાસ પામે છે; અને એ



પૃષ્ઠવંશીઓની અંદર વળી છેલ્લે એવા પૃષ્ઠવંશી પ્રાણીનો વિકાસ થયો જેમાં પ્રકૃતિ ખુદ પોતાની ચેતના સિદ્ધ કરે છે—માનવી.

માનવીનો ઉદય પણ વિભેદનના પરિણામે થયો છે. કેવળ અલગ રૂપમાં જ નહિ, એક જ અંડ કોષિકાથી લઈને અત્યંત જટિલ જીવતંત્ર સુધીનાં પ્રકૃતિએ સર્જેલાં રૂપોમાંથી નોખી તરી આવતી હસ્તી તરીકે જ નહિ, ના, ઐતિહાસિક રીતે પણ. હજારો વર્ષોના સંઘર્ષ પછી પગથી હાથનું વિભેદન અને ટટ્ટાર ચાલની સ્થાપના આખરે થઈ ગઈ ત્યારે માનવી વાનરથી નિરાળો બની ગયો અને સ્પષ્ટ વાણીના વિકાસનો તથા મગજના જબરજસ્ત વિકાસનો, જેણે ત્યાર પછી માનવી અને વાનર વચ્ચેની ખાઈને પૂરી દેવાનું અશક્ય બનાવી દીધું છે એવા વિકાસનો, પાયો નખાઈ ગયો. હાથનું વિશેષીકરણ, તેમાં ઓજારનો અર્થ સૂચિત છે, અને ઓજારમાં વિશિષ્ટ માનવીય પ્રવૃત્તિનો અર્થ સૂચિત છે, પ્રકૃતિની ઉપર માનવીની રૂપાંતરકારી પ્રક્રિયા, ઉત્પાદન. પ્રાણીઓ પણ ઓજારો, વધારે સંકુચિત અર્થમાં ઓજારો, ધરાવતાં હોય છે, પરંતુ માત્ર શરીરના અવયવોના રૂપમાં જ: કીડી, મધમાખી, બીવર; પ્રાણીઓ પણ ઉત્પાદન કરતાં હોય છે, પરંતુ તેમનું ઉત્પાદન આસપાસની પ્રકૃતિની ઉપર અને એ પ્રકૃતિના સંબંધમાં જરાય અસર નથી પાડતું. એક્લો માનવી જ પ્રકૃતિની ઉપર પોતાની છાપ લગાવી દેવામાં સફળ થયો છે, કેવળ વનસ્પતિઓ તથા પ્રાણીઓને એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવીને જ નહિ પરંતુ પોતાના રહેઠાણના સ્થળ અને ખુદ વનસ્પતિઓ તથા પ્રાણીઓના દેખાવ અને આબોહવામાં એવા ફેરફાર કરીને કે તેની પ્રવૃત્તિઓનાં પરિણામો કેવળ પૃથ્વીના ગોળાના સર્વસામાન્ય વિલોપનની સાથે જ અદૃશ્ય થઈ શકે. અને એવી સિદ્ધિ તેણે મુખ્યત્વે તથા તાત્ત્વિક રીતે હાથ વડે હાંસલ કરી છે. હાલના સમય સુધી પ્રકૃતિના રૂપાંતરનું એકદમ જબરજસ્ત ઓજાર અંકિત કરતું વરાળનું ઍંજિન ઓજાર જ છે, એટલે તેનો આધાર પણ આખરી પૃથક્કરણમાં હાથ ઉપર જ છે. પરંતુ હાથના વિકાસની જોડાજોડ મગજ પણ એક પછી એક સોપાન સર કરતું વિકાસ પામતું ગયું; ચેતના આવી, સૌપ્રથમ તો અમલી ઉપયોગનાં અલગ અલગ પરિણામો પેદા કરવા માટેના સંજોગોની ચેતના આવી, અને આગળ જતાં, વધારે સાનુકૂળ સ્થિતિ ધરાવતી પ્રજાઓમાં, એ ચેતનામાંથી ઉદય પામતી સૂઝ આવી, એવા સંજોગોનું સંચાલન કરતા પ્રાકૃતિક નિયમોની સૂઝ આવી. અને પ્રકૃતિના નિયમોની ઝડપથી વધતી જતી જાણકારીની સાથે સાથે પ્રકૃતિની ઉપર પ્રતિક્રિયા કરવાનાં સાધનો પણ વધતાં ગયાં. હાથની જોડાજોડ, અને અમુક અંશે હાથને

કારણે, માનવીનું મગજ પણ સહસંબંધિત રીતે વિકાસ ન પામ્યું હોત તો હાથ એકલો વરાળ ઍંજિન બનાવવા જેવી સિદ્ધિ કદી હાંસલ ન જ કરી શક્યો હોત.

માનવીની સાથે આપણે ઇતિહાસમાં પ્રવેશ કરીએ છીએ. પ્રાણીઓને પણ ઇતિહાસ છે, તેમની વ્યુત્પત્તિનો અને ધીરે ધીરે ઉત્ક્રાંતિ મારફત વર્તમાન સ્થિતિએ પહોંચવાનો. પરંતુ એ ઇતિહાસ તેમને માટે સર્જવામાં આવેલો હોય છે, અને તેઓ પોતે તેમાં ભાગ લેતા હોવાથી તેમની જાણકારી અથવા મંછા વગર જ એમ બનતું હોય છે. એથી ઊલટું, જેમ જેમ માનવ હસ્તીઓ શબ્દના વધારે સંકુચિત અર્થમાં પ્રાણીઓથી વધારે વેગળી ખસતી જાય, પોતાના ઇતિહાસનું સર્જન વધતા જતા પ્રમાણમાં પોતે જ સભાન રીતે કરતી જાય, તેમ તેમ એ ઇતિહાસની ઉપર અણધાર્યાં પરિણામો તથા બકાબૂ બળાનો અસર ઓછી થતી જાય છે, અને ઐતિહાસિક પરિણામ અગાઉથી નક્કી કરી રાખેલા લક્ષ્યને વધારે ચોકસાઈથી અનુરૂપ બનતું જાય છે. પરંતુ આપણે એવો માપદંડ માનવીય ઇતિહાસને, વર્તમાન સમયની વધારેમાં વધારે વિકસિત પ્રજાઓને પણ, લાગુ કરીએ તો જોવા મળે છે કે પ્રસ્તાવિત લક્ષ્યો અને સાધિત પરિણામો વચ્ચે જબ્બર તફાવત હજી હોય છે, અણધારી અસરો વર્ચસ્વી હોય છે, અને યોજના મુજબ ગતિમાન કરવામાં આવેલાં બળો કરતાં બેકાબૂ બળો ઘણાં વધારે અસરકારક હોય છે. અને જ્યાં સુધી માનવીઓની અત્યંત આવશ્યક ઐતિહાસિક પ્રવૃત્તિ, તેમને પાશવતામાંથી માનવતાની ઉન્નત કક્ષાએ પહોંચાડનારી અને તેમની બીજી બધી પ્રવૃત્તિઓનો ભૌતિક આધાર બની રહેલી પ્રવૃત્તિ, એટલે કે તેમનાં ગુજારાનાં સાધનોના ઉત્પાદનની અને એટલે આજના સમયે સામાજિક ઉત્પાદનની પ્રવૃત્તિ, બેકાબૂ બળોની બિનવાંછિત અસરોની આંતરક્રિયાનો ભોગ વિશિષ્ટ રીતે બનતી રહે છે, પોતાના વાંછિત લક્ષ્યને માત્ર અપવાદ તરીકે જ સિદ્ધ કરે છે, અને ઘણી ઘણી વાર તો લક્ષ્યથી તદ્દન ઊલટું જ પરિણામ પામે છે, ત્યાં સુધી પરિસ્થિતિ એથી નિરાળી હોઈ જ ન શકે. અત્યંત ઉન્નત ઔદ્યોગિક દેશોમાં આપણે પ્રકૃતિનાં બળોને નાથી લીધાં છે અને માનવજાતિની સેવામાં લગાવી દીધાં છે, એ રીતે આપણે ઉત્પાદનમાં અપાર ગુણાકારી વધારો સાધી લીધો છે, એટલે અગાઉ એકસો મોટાં માણસો જેટલું ઉત્પાદન કરતાં હતાં તેનાથી વધારે ઉત્પાદન હવે એક બાળક કરે છે. પરંતુ પરિણામ કેવું આવ્યું છે? કામનો વધતો જતો બોજો, લોકસમુદાયોની વધતી જતી હાડમારીઓ, અને દર દસ વરસે ભયંકર મંદીની કટોકટી. ડાર્વિને જ્યારે બતાવ્યું કે અર્થશાસ્ત્રીઓ જેને સર્વોચ્ચ ઐતિહાસિક સિદ્ધિ તરીકે ઊજવે છે એ મુક્ત હરીફાઈની, અસ્તિત્વ માટેના સંઘર્ષની, સ્થિતિ તો પ્રાણી સૃષ્ટિમાં સાધારણ છે, ત્યારે તેને ખબર નહોતી કે પોતે માનવજાતિના, ખાસ કરીને પોતાના દેશવાસીઓના, સંબંધમાં કેવી વ્યંગોક્તિ લખી છે. કેવળ સામાજિક ઉત્પાદનની સભાન સંઘટના જ, જેમાં ઉત્પાદન અને વહેંચણીનું સંચાલન આયોજિત રીતે થતું હોય એવી સંઘટના જ, માનવજાતિને બાકીના પ્રાણી જગતથી ઊંચી કક્ષાએ પહોંચાડી શકે, જેવી રીતે સામાન્ય રૂપે ઉત્પાદને, વિશિષ્ટ રૂપે માનવીઓને, ઊંચી કક્ષાએ પહોંચાડી દીધા છે એવી જ રીતે. ઐતિહાસિક વિકાસ એવી સંઘટનાને દરરોજ વધારે અનિવાર્ય બનાવતો જાય છે, પરંતુ દરરોજ વધારે શક્ય પણ બનાવતો જાય છે. તેમાંથી ઇતિહાસના નવા યુગનો આરંભ થશે, અને એ યુગમાં માનવજાતિ પોતે તથા માનવજાતિની સાથે તેની પ્રવૃત્તિની બધી શાખાઓ, ખાસ કરીને પ્રકૃતિ વિજ્ઞાન, એવી પ્રગતિ સાધી લેશે કે જેની સરખામણીમાં પુરોગામી બધું તદ્દન ઝાંખું પડીને નજીવું લાગશે.

તેમ છતાં, "અસ્તિત્વમાં આવતું સર્વકંઈ વિનાશને પાત્ર છે".* કદાચ લાખોકરોડો વર્ષો વીતી જશે, લાખો પેઢીઓ જન્મ લેશે અને મરણ પામશે, પરંતુ કાળની કઠોર આગેકૂચમાં એવો સમય આવશે જ કે જ્યારે સૂર્યની ઓસરતી ગરમી ધ્રુવો તરફથી ધસી આવતા બરફને ઓગાળી નાખવા માટે પૂરતી નહિ હોય, વધારે ને વધારે પ્રમાણમાં વિષુવવૃતની આસપાસ ભેગી થતી માનવજાતિને ત્યાં પણ જીવન માટે પૂરતી ગરમી નહિ સાંપડે, જૈવ જગતની આખરી નિશાની પણ ધીરે ધીરે અદૃશ્ય થઈ જશે, અને ચંદ્ર જેવો જ મૃત અને થીજીને જામી ગયેલો પૃથ્વીનો ગોળો અત્યંત ઊંડા અંધકારમાં એટલા જ મૃત સૂર્ય ફરતે નિરંતર વધારે ને વધારે સાંકડી ભ્રમણકક્ષામાં ઘૂમતો રહેશે તથા આખરે એ અંધકારમાં ગબડી પડશે. તેની પહેલાં બીજા ગ્રહોની બાબતમાં એમ જ બન્યું હશે, અને તેના પછી બીજા ગ્રહોની એવી જ હાલત થશે; સભ્યોની સુઘટિત ગોઠવણી ધરાવતા તેજસ્વી હૂંફાળા સૌરમંડળને બદલે કેવળ ઠંડો મૃત ગોળો અંતરિક્ષમાં એકાકી પંથ કાપતો રહેશે. અને આપણા સૌરમંડળની બાબતમાં જેવું બનશે એવું જ આપણા અંતરિક્ષી ટાપુનાં બીજાં બધાં તારાવિશ્વોની બાબતમાં, બીજા બધા અસંખ્ય અંતરિક્ષી ટાપુઓનાં તારાવિશ્વોની બાબતમાં, જેમનો પ્રકાશ, દુનિયામાં એ પ્રકાશનાં કિરણોને આવકારવા સજીવ

---

*ગેટેની કૃતિ 'ફાઉસ્ટ'માં મેફિસ્ટોફીલીસના શબ્દો, ખંડ ૧, દૃશ્ય ૩.

માનવીય ચક્ષુ હયાત રહેશે ત્યાં સુધી, પૃથ્વી ઉપર ક્યારેય પહોંચવાનો નથી એવાં તારાવિશ્વોની બાબતમાં પણ, વહેલું કે મોડું બનશે જ.

એવું સૌરમંડળ જ્યારે પોતાના જીવનના ઇતિહાસની પૂર્ણાહુતિ પામે, અંતવંત સર્વકંઈનો અંજામ પામે, મોતના મુખમાં ધકેલાઈ જાય, ત્યારે શું? સૂર્યનું શબ અનંત અવકાશમાં સદાકાળ શબના રૂપમાં ચક્કર ચક્કર ફરતું રહેશે? અને એક જમાનામાં અનંત વૈવિધ્ય ધરાવતાં બધાં વિભેદિત પ્રાકૃતિક બળો ગતિના, આકર્ષણના, એક જ રૂપમાં કાયમને માટે પલટાઈ જશે?

> "કે પછી"—સેક્કીએ કરેલા સવાલ મુજબ (પૃષ્ઠ ૮૧૦)—"પ્રકૃતિમાં એવાં બળો અસ્તિત્વમાં છે કે જે મૃત તારાવિશ્વને ફરી તાપદીપ્ત નિહારિકાના મૂળ રૂપમાં પલટાવી શકે અને નવા જીવનમાં ફરી જાગૃત કરી શકે? આપણે નથી જાણતા."

ચોક્કસ વાત કરીએ તો આપણે એવા અર્થમાં નથી જાણતા કે બે અને બેનો ગુણાકાર કરવાથી ચાર થાય, અથવા પદાર્થનું આકર્ષણ અંતરના વર્ગફળ અનુસાર વધતું અને ઘટતું રહે છે. પરંતુ સૈદ્ધાંતિક પ્રકૃતિ વિજ્ઞાન કે જે પ્રકૃતિના સંબંધમાં પોતાનો દૃષ્ટિકોણ બને ત્યાં સુધી સંવાદી સમગ્રતાના રૂપમાં ઘડે છે, અને આજકાલ તો તદ્દન અવિચારી અનુભવવાદી પણ જેના વગર કંઈ જ કરી શકતો નથી, તેમાં આપણને ઘણી વાર અપૂર્ણ રૂપમાં જાણવામાં આવેલાં પરિમાણોને લક્ષમાં લેવાં પડે છે, અને અપૂર્ણ જ્ઞાનની મુશ્કેલીને પહોંચી વળવામાં ચિંતનની તાર્કિક સુસંગતતાની મદદ હંમેશાં લેવી પડી છે. આધુનિક પ્રકૃતિ વિજ્ઞાનને તત્ત્વજ્ઞાનમાંથી ગતિની અવિનાશિતાનો સિદ્ધાંત અપનાવી લેવો પડ્યો છે, તે હવે એ સિદ્ધાંત વગર અસ્તિત્વમાં રહી શકે એમ નથી. પરંતુ પદાર્થની ગતિ ખાલી કઢંગી યાંત્રિક ગતિ, ખાલી સ્થાનની ફેરબદલી, નથી હોતી; તે ઉષ્ણતા અને પ્રકાશ, વિદ્યુત અને ચુંબકીય પ્રતિબળ, રાસાયણિક જોડાણ અને વિઘટન, જીવન, અને છેલ્લે ચેતના હોય છે. એમ કહેવું કે પદાર્થ તેના અસ્તિત્વના સમગ્ર અસીમ ગાળા દરમિયાન માત્ર એક જ વાર, અને તેની સનાતનતાની સરખામણીમાં અતિ અલ્પ ગણાય એટલા ટૂંકા ગાળા પૂરતો જ, તેની ગતિને વિભેદિત કરવા અને તેના પરિણામે એ ગતિના સમગ્ર ભંડારને પ્રગટ કરવા શક્તિમાન બન્યો છે, અને તેની પહેલાં તેમ જ ત્યાર પછી સમગ્ર સનાતન કાળ માટે ખાલી સ્થાનની ફેરબદલી પૂરતો જ સીમિત રહે છે—એમ કહેવું એટલે એવું ધોરણ લેવું કે પદાર્થ નશ્વર છે અને ગતિ અનિત્ય છે.



ગતિની અવિનાશિતા કેવળ પરિમાણાત્મક ન હોઈ શકે, તેને ગુણાત્મક પણ માનવી જ જોઈએ; જેના નર્યા યાંત્રિક સ્થાન-પરિવર્તનમાં સાનુકૂળ સંજોગો મળતાં ઉષ્ણતા, વીજળી, રાસાયણિક ક્રિયા, તથા જીવનમાં રૂપાંતર પામવાની શક્યતા ખરેખર સામેલ હોય, પરંતુ જે ખુદ પોતાની અંદરથી એવા સંજોગો પેદા કરવા શક્તિમાન ન હોય, **એવા પદાર્થે ગતિને તજી દીધી હોય છે**; જે ગતિએ પોતાને માટે સમુચિત વિવિધ રૂપોમાં પલટાઈ જવાની શક્તિ ખોઈ દીધી હોય એવી ગતિ ભલે Dynamis* હજી ધરાવતી હોય પરંતુ energia** કોઈ રીતે ન જ ધરાવતી હોય, અને એટલે આંશિક રીતે નષ્ટ થઈ ગયેલી હોય. પરંતુ એ બન્ને બાબતો અકલ્પનીય છે.

આટલું ચોક્કસ છે: એક વખતે આપણા અંતરિક્ષી ટાપુએ ગતિના—આપણે હજી નથી જાણતા કે કેવા પ્રકારની ગતિના—એટલા પરિમાણને ઉષ્ણતામાં પલટાવી નાખેલો કે જેમાંથી ઓછામાં ઓછા વીસ મિલિયન તારાઓને આવરી લેતાં એવાં સૌરમંડળો વિકસાવી શકાયાં (મૅડલેરના કથન મુજબ) કે જેમની ધીરે ધીરે વિલુપ્તિ પણ નિશ્ચિત છે. એવું રૂપાંતર કેવી રીતે થયું? એ વિશે આપણી જાણકારી બહુ ઓછી છે, આપણા સૌરમંડળનું ભાવિ Caput mortuum*** ફરી ક્યારેય નવાં સૌરમંડળો માટેના કાચા માલમાં પલટાઈ જશે કે નહિ તેને વિશે ફાધર સેક્કીની જાણકારી જેટલી જ ઓછી છે. અહીંયાં આપણને કાં તો સર્જનહારનો આશરો લેવો પડે અથવા નિષ્કર્ષ તારવવો પડે કે આપણા અંતરિક્ષી ટાપુનાં સૌરમંડળો માટેનો તાપદીપ્ત કાચો માલ કુદરતી રીતે ગતિનાં એવાં રૂપાંતરોથી પેદા થયો હતો કે જે પદાર્થમાં સ્વાભાવિક રીતે અંતર્ભૂત હોય છે અને જેને માટેના સંજોગોને પદાર્થ ફરી પેદા કરે જ, પછી ભલે લાખોકરોડો વર્ષો બાદ, અને વધારે કે ઓછી આકસ્મિક રીતે, પરંતુ એવી અનિવાર્યતાને લીધે કે જે અકસ્માતમાંયે અંતર્ભૂત હોય છે.

એવા રૂપાંતરની શક્યતાને વધારે ને વધારે પ્રમાણમાં માન્યતા મળતી જાય છે. એવો ખ્યાલ બંધાતો જાય છે કે અંતરિક્ષી પિંડો આખરે એકબીજાની જોડે અફળાવા સર્જાયેલા છે, અને એવાં ઘર્ષણોમાંથી પેદા થનારી ઉષ્ણતાના પ્રમાણની

---

* Dynamis, સંભાવના.—સં.

** Energia, અસરકારકતા.—સં.

*** Caput mortuum: શાબ્દિક અર્થમાં મૃત મસ્તક, અહીંયાં મૃત અવશેષોના અર્થમાં.—સં.

ગણતરી પણ કરવામાં આવે છે. આપણને જેની માહિતી ખગોળ વિજ્ઞાનમાંથી મળતી રહે છે એ અચાનક ઝળકી ઊઠતા નવા તારાઓનો, અને જાણીતા તારાઓના ઝળકાટમાં એટલી જ અચાનક રીતે થઈ જતા વધારાનો, ખુલાસો એવાં ઘર્ષણોમાં એકદમ સહેલાઈથી મળી જાય છે. આપણા ગ્રહોનો સમૂહ આપણા સૂર્યની આસપાસ, અને આપણો સૂર્ય આપણા અંતરિક્ષી ટાપુની ભીતર, ગતિમાન હોય છે એટલું જ નહિ પરંતુ આપણો આખો અંતરિક્ષી ટાપુ પણ બીજા અંતરિક્ષી ટાપુઓ સાથેના અલ્પકાલીન સાપેક્ષ સમતોલનમાં ગતિમાન હોય છે કારણ કે મુક્ત રીતે તરતા રહેતા પિંડોનું સાપેક્ષ સમતોલન પણ કેવળ એવા સંજોગોમાં જ અસ્તિત્વમાં રહી શકે કે જ્યારે ગતિ પારસ્પરિક રીતે નિર્ધારિત થતી હોય; અને ઘણા લોકોએ ધારણા કરી છે કે અંતરિક્ષમાં તાપમાન બધે એકસરખું નથી. છેલ્લે, આપણે જાણીએ છીએ કે આપણા અંતરિક્ષી ટાપુના અસંખ્ય સૂર્યોની ઉષ્ણતામાંથી અતિ અલ્પ અંશને બાદ કરતાં બાકીની અવકાશમાં અદૃશ્ય થઈ જાય છે, પરંતુ એથી અંતરિક્ષના તાપમાનમાં સેન્ટીગ્રેડ ડિગ્રીના દસ લાખમા ભાગ જેટલોયે વધારો નથી થતો. ઉષ્ણતાના એવા જબરજસ્ત પરિમાણનું થાય છે શું? તે શું અંતરિક્ષમાં ઉષ્મા ભરવાના પ્રયાસમાં સદાને માટે વિઘટિત થઈ જાય છે? શું તેનું અસ્તિત્વ વાસ્તવમાં મટી જાય છે અને કેવળ સૈદ્ધાંતિક દૃષ્ટિએ જ એવી હકીકતમાં ચાલુ રહે છે કે અંતરિક્ષના તાપમાનમાં સેન્ટીગ્રેડ ડિગ્રીના દશાંશ અપૂર્ણાંક જેટલો, આંકડા પહેલાં દસ કે વધારે મીંડાં ધરાવતા અપૂર્ણાંક જેટલો, વધારો થયો છે? એવી ધારણામાં ગતિની અવિનાશિતાને નકારવાનું વલણ છે, તેમાં એવી શક્યતાને સ્વીકારી લેવામાં આવે છે કે અંતરિક્ષી પિંડો ઉત્તરોત્તર એકબીજાની જોડે અફળાવાથી બધી હયાત યાંત્રિક ગતિ ઉષ્ણતામાં પલટાઈ જાય અને એ ઉષ્ણતાનું અંતરિક્ષમાં વિકિરણ થઈ જાય, એટલે "બળની અવિનાશિતા" ગમે એટલી હોવા છતાં સામાન્ય રૂપમાં સમગ્ર ગતિ થંભી જાય. (પ્રાસંગિક ઉલ્લેખ કરીએ કે ગતિની અવિનાશિતાને બદલે બળની અવિનાશિતા શબ્દો કેટલા બિનચોક્કસ છે તે અહીંયાં જોવા મળે છે.) તેમાંથી આપણે એવા નિષ્કર્ષ પર પહોંચીએ છીએ કે જે ઉષ્ણતાનું અંતરિક્ષમાં વિકિરણ થઈ ગયું હોય તે કોઈ રીતે ગતિના એવા અન્ય રૂપમાં પલટાઈ જવા શક્તિમાન હોવી જોઈએ કે જેમાં તે ફરી વાર સંઘરાઈ શકે અને સક્રિય બની શકે, અને એ રીતને આગળ જતાં ક્યારેક પ્રદર્શિત કરવાનું કર્તવ્ય પ્રકૃતિ વિજ્ઞાને પાર પાડવાનું રહેશે. એ રીતે, મૃત સૂર્યો ફરી વાર તાપદીપ્ત બાષ્પમાં પલટાઈ જવાના માર્ગની મુખ્ય મુશ્કેલી અદૃશ્ય થઈ જાય છે.



બાકીના સંબંધમાં, અનંત કાળમાં જગતોનું સનાતન રીતે પુનરાવૃત્ત અનુક્રમણ અનંત અવકાશમાં અસંખ્ય જગતોના સહઅસ્તિત્વની કેવળ તર્કસંગત પુરવણી જ છે—એ તો એવો સિદ્ધાંત છે કે જેની અનિવાર્યતા ડ્રેપરના સિદ્ધાંત-વિરોધી ભેજાને પણ સ્વીકારી લેવી પડી છે.*

પદાર્થ સનાતન ચક્રમાં ગતિ કરતો રહે છે, એ ચક્ર પોતાનું પરિભ્રમણ ચોક્કસ રૂપે સમયના એવા ગાળાઓમાં જ પૂરું કરે છે કે જેની માપણી માટે આપણું પાર્થિવ વર્ષ કોઈ રીતે પૂરતું સાધન નથી જ; એ ચક્રમાં સર્વોચ્ચ વિકાસનો સમય, જૈવ જગતનો સમય, અને એથીયે વધુ તો પોતાને વિશે અને પ્રકૃતિ વિશે સભાન હસ્તીઓનો સમય, જેમાં જીવન અને આત્મ-ચેતના સક્રિય બન્યાં એ અવકાશના જેટલો જ, અલ્પ પ્રમાણનો છે; એ ચક્રમાં પદાર્થના અસ્તિત્વની દરેક અંતવંત રીત, પછી તે સૂર્ય હોય કે નિહારિકીય બાષ્પ હોય, એકલ પ્રાણી હોય કે પ્રાણીઓની જાતિ હોય, રાસાયણિક જોડાણ કે વિઘટન હોય, એકસરખી રીતે અલ્પકાલીન હોય છે; અને એ ચક્રમાં સનાતન રીતે પલટાતા તથા સનાતન રીતે ગતિમાન પદાર્થ સિવાય, તેમ જ પદાર્થની ગતિ તથા પરિવર્તનનું સંચાલન કરતા નિયમો સિવાય, બીજું કશું સનાતન નથી હોતું. પરંતુ કાળ અને અવકાશમાં એ ચક્રનું પરિભ્રમણ ભલે ગમે એટલી વાર અને ગમે એટલી ચુસ્ત રીતે પૂરું થતું હોય, ભલે ગમે એટલા લાખોકરોડો સૂર્યો તથા પૃથ્વીઓ અસ્તિત્વમાં આવે અને નષ્ટ થઈ જાય, સૌરમંડળમાં માત્ર એક જ ગ્રહમાંયે જૈવ જગતના ઉદ્ભવ માટેના સંજોગો પેદા થાય તે પહેલાં ભલે ગમે એટલો લાંબો સમય લાગી જાય, અને જે જૈવ હસ્તીઓની અંદરથી ચિંતન કરવા શક્તિમાન મગજ ધરાવતાં પ્રાણીઓ વિકસે, જીવન માટે સાનુકૂળ સંજોગો સમયના ટૂંકા ગાળા દરમિયાન ધરાવે, તથા આગળ જતાં નિર્દય રીતે નષ્ટ થઈ જાય તે પહેલાં ભલે ગમે એટલી અસંખ્ય જૈવ હસ્તીઓને અસ્તિત્વમાં આવીને નષ્ટ થઈ જવું પડે; તોપણ એક વાત ચોક્કસ છે કે પદાર્થ તેનાં સઘળાં રૂપાંતરોમાં સનાતન રીતે જેવો ને તેવો જ રહે છે, તેનું એક પણ લક્ષણ કદી ખતમ થઈ શકે જ નહિ, અને એટલે એ વાત પણ ચોક્કસ છે કે જે લોખંડી અનિવાર્યતાને લીધે તે પૃથ્વી ઉપર પોતાના સર્વોત્તમ સર્જનને, ચિંતક મગજને,

---

*"અનંત અવકાશમાં અસંખ્ય જગતોનું અસ્તિત્વ આપણને અનંત કાળમાં જગતોના અનુક્રમણની ધારણાએ પહોંચાડે છે." (J. W. Draper, *«History of the Intellectual Development of Europe»*.

ફરી વાર ખતમ કરી નાખશે એ જ અનિવાર્યતાને લીધે તેને બીજે ક્યાંક અને બીજા કોઈ સમયે ફરી વાર તેનું સર્જન કરવું જ પડશે.

એંગેલ્સ દ્વારા
૧૮૭૫-૭૬ દરમિયાન
લિખિત

પહેલી વાર જર્મન અને
રૂસી ભાષામાં માર્ક્સ-એંગેલ્સ
લેખસંગ્રહમાં પ્રકાશિત,
ગ્રંથ ૨, ૧૯૨૫

## ટિપ્પણીઓ

[1] માર્ક્સની કૃતિ '**રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો**' માર્ક્સવાદી રાજકીય અર્થશાસ્ત્રના સર્જનમાં મહત્ત્વનો તબક્કો અંકિત કરે છે. એ કૃતિ લખવાનું શરૂ કરતાં પહેલાં માર્ક્સે પંદર વર્ષ સંશોધન કર્યું હતું, વિપુલ સાહિત્યનો અભ્યાસ કર્યો હતો, અને પોતાના આર્થિક સિદ્ધાંતનો આધાર ઘડી કાઢ્યો હતો. માર્ક્સનો ઇરાદો પોતાનાં પરીક્ષણોને અર્થશાસ્ત્ર સંબંધી મોટી કૃતિમાં રજૂ કરવાનો હતો. તેમણે સામગ્રીને પદ્ધતિસર ગોઠવવાનું અને પોતાની કૃતિનો પહેલો કાચો ખરડો તૈયાર કરવાનું ૧૮૫૭ના ઑગસ્ટ અને સપ્ટેંબરમાં શરૂ કર્યું હતું. ત્યાર પછીના મહિનાઓમાં માર્ક્સે વિગતવાર યોજના ઘડી કાઢી અને ભાવિ કૃતિને ખંડોમાં, અલગ અલગ પ્રકાશનોમાં, પ્રગટ કરવાનું નક્કી કર્યું. તેમણે બર્લિનના પ્રકાશક એફ. ડુંનકેર સાથે પ્રાથમિક કરાર કરીને પ્રથમ લેખનું કાર્ય શરૂ કર્યું. એ લેખ ૧૮૫૯ના જૂનમાં પ્રગટ થયો હતો.

માર્ક્સે પ્રથમ લેખના પ્રકાશન પછી થોડા સમયમાં બીજો લેખ પ્રગટ કરાવવાની યોજના ઘડી હતી. તેમણે એ લેખમાં મૂડીની સમસ્યાઓની છણાવટ કરવાનું ધાર્યું હતું. પરંતુ ત્યાર પછીના અભ્યાસોએ માર્ક્સને મૂળ યોજના બદલાવી નાખવા પ્રેર્યા, તેમણે આયોજિત લેખોને બદલે 'મૂડી' નામે કૃતિનું સર્જન કર્યું, અને 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' કૃતિના મુખ્ય વિચારોને સુધારેલા રૂપમાં તેમાં સામેલ કર્યા.—પૃ. ૭

[2] અહીંયાં નિર્દેશ માર્ક્સે અર્થશાસ્ત્ર સંબંધી મોટી કૃતિ માટે ધારેલી પરંતુ અધૂરી રહી ગયેલી 'ભૂમિકા' તરફ છે.—પૃ. ૭

[3] *Rheinische Zeitung für Politik, Handel und Gewerbe*" ('રાજકારણ, વ્યાપાર, અને ઉદ્યોગના સવાલો સંબંધી રાઈનિશે પત્રિકા')—૧૮૪૨ના જાન્યુઆરીની પહેલી તારીખથી ૧૮૪૩ના માર્ચની ૩૧મી તારીખ સુધી કોલોનમાં પ્રકાશિત દૈનિક. માર્ક્સ ૧૮૪૨ના એપ્રિલથી એ અખબારમાં લેખો લખતા રહ્યા હતા અને એ જ વર્ષના ઑક્ટોબરમાં તેના એક સંપાદક બન્યા હતા.—પૃ. ૭

[4] «*Allgemeine Zeitung*» ('સામાન્ય પત્ર')—જર્મન પ્રત્યાઘાતી દૈનિક. તેનું પ્રકાશન ૧૭૯૮માં શરૂ થયું હતું. તે ૧૮૧૦થી ૧૮૮૨ સુધી આઉગ્સબર્ગમાં પ્રગટ થયું હતું. તેમાં ૧૮૪૨માં તરંગી સામ્યવાદ અને સમાજવાદના વિચારોને વિકૃત કરતો લેખ છપાયો હતો. માર્ક્સે તેનું ખંડન 'સામ્યવાદ અને ઓગ્સબર્ગ સામાન્ય પત્ર' નામે લેખમાં કર્યું હતું.—પૃ.૮

[5] «*Deutsch-Französische Jahrbücher*» ('જર્મન-ફ્રેંચ વર્ષગ્રંથ') જર્મન ભાષામાં પેરિસમાં પ્રગટ થયો હતો. તેના સંપાદકો કાર્લ માર્ક્સ અને આર્નોલ્ડ રુગે હતા. માત્ર એક જ બેવડો અંક ૧૮૪૪ના ફેબ્રુઆરીમાં પ્રગટ થયો હતો. તેમાં ભૌતિકવાદ અને સામ્યવાદના દૃષ્ટિકોણની દિશામાં માર્ક્સ અને એંગેલ્સના અફર સંક્રમણને અંકિત કરતા તેમના લેખો છપાયા હતા. સામયિકનું પ્રકાશન મુખ્યત્વે માર્ક્સ અને મૂડીવાદી પરિવર્તનવાદી રુગે વચ્ચેના મતભેદોને લીધે બંધ થઈ ગયું હતું.—પૃ.૮

[6] **જર્મન કામદાર મંડળ**—માર્ક્સ અને એંગેલ્સે બ્રસેલ્સમાં ૧૮૪૭ના ઑગસ્ટના અંતમાં એ મંડળની સ્થાપના એવા ઉદ્દેશે કરી હતી કે બેલ્જિયમમાં વસતા જર્મન કામદારોની રાજકીય જાગૃતિને વિકસાવી શકાય અને તેમની અંદર વૈજ્ઞાનિક સામ્યવાદના વિચારો ફેલાવી શકાય. માર્ક્સ અને એંગેલ્સ તથા તેમના સહયોગીઓ તરફથી સંચાલિત એ મંડળ બેલ્જિયમના ક્રાંતિકારી કામદારોની એકતા સાધતું કાનૂની કેંદ્ર બની ગયું. મંડળના મુખ્ય સભ્યો કોમ્યુનિસ્ટ લીગની શાખાના સભ્યો પણ હતા. ફ્રાંસમાં ૧૮૪૮ના ફેબ્રુઆરીની મૂડીવાદી ક્રાંતિ પછી થોડાક જ દિવસોમાં બેલ્જિયમની પોલીસે જર્મન કામદાર મંડળના સભ્યોને ગિરફતાર તથા દેશનિકાલ કરી દીધા એટલે મંડળનું કામ બંધ થઈ ગયું.—પૃ. ૧૧



[7] અહીંયાં નિર્દેશ ફ્રાંસમાં ૧૮૪૮ની ફેબ્રુઆરીની ક્રાંતિ તરફ છે.—પૃ.૧૧

[8] «*Neue Rheinische Zeitung. Organ der Demokratie*» ('નૂતન રાઈની સમાચારપત્ર. લોકશાહીવાદનું મુખપત્ર')—કોલોનમાં ૧૮૪૮ના જૂનની પહેલી તારીખથી ૧૮૪૯ના મે માસની ૧૯મી તારીખ સુધી પ્રકાશિત દૈનિક. માર્ક્સ તેના મુખ્ય તંત્રી હતા અને એંગેલ્સ સંપાદક મંડળમાં સામેલ હતા.—પૃ. ૧૧

[9] «*The New York Daily Tribune*»—૧૮૪૧થી ૧૯૨૪ સુધી પ્રકાશિત અમેરિકન અખબાર. ૧૮૫૧ના ઑગસ્ટથી ૧૮૬૨ના માર્ચ સુધી માર્ક્સે એ અખબારમાં લેખો લખ્યા. માર્ક્સના કહેવાથી એંગેલ્સે પણ એ અખબાર માટે ઘણા લેખ લખ્યા.—પૃ. ૧૧

[10] માર્ક્સે ૧૮૬૫ના જૂનમાં પ્રથમ ઇન્ટરનેશનલની સામાન્ય પરિષદના અધિવેશનમાં રજૂ કરેલો રિપોર્ટ. એ રિપોર્ટમાં તેમણે વધારાના મૂલ્ય વિશે પોતાના સિદ્ધાંતનો આધાર જાહેરમાં પહેલી જ વાર રજૂ કર્યો હતો. રિપોર્ટમાં ઇન્ટરનેશનલના એક સભ્ય જૉન વેસ્ટનના ગલત વિચારોનું ખંડન કરવામાં આવ્યું હતું, પરંતુ સાથે સાથે પ્રુધોંપંથીઓ તેમ જ લાસાલપંથીઓની ઉપર ફટકો પણ લગાવવામાં આવ્યો હતો. જૉન વેસ્ટનનું ધોરણ એવું હતું કે વેતન વધવાથી કામદારોની હાલતમાં સુધારો ન થઈ શકે અને ટ્રેડ યુનિયન પ્રવૃત્તિને કામદારોનાં હિતોના સંબંધમાં હાનિકર ગણવી જોઈએ. પ્રુધોંપંથીઓ અને લાસાલપંથીઓ કામદારોના આર્થિક સંઘર્ષો તથા ટ્રેડ યુનિયનોના સંબંધમાં નકારાત્મક વલણ ધરાવતા હતા. માર્ક્સે મૂડીવાદી શોષકોના સંબંધમાં સર્વહારાઓને નિષ્ક્રિયતા અને તાબેદારીનો ઉપદેશ આપવાનો મક્કમ વિરોધ કર્યો, કામદારોના આર્થિક સંઘર્ષની ભૂમિકા તથા મહત્ત્વ વિશે સૈદ્ધાંતિક સાબિતી પૂરી પાડી, અને એ સંઘર્ષને સર્વહારા વર્ગના અંતિમ ધ્યેય જોડે, રોજી-ગુલામીની નાબૂદી જોડે—સાંકળી લેવાની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો. એ અભ્યાસલેખની હસ્તપ્રત જાળવી રાખવામાં આવી છે. તેને પહેલી વાર ૧૮૯૮માં માર્ક્સની પુત્રી એલિનોરે 'મૂલ્ય, કિંમત, અને નફો' નામે લંડનમાં પ્રગટ કરાવ્યો હતો. તેમાં એલિનોરના પતિ અને અંગ્રેજ સમાજવાદી એડવર્ડ એવલીંગની પ્રસ્તાવના સામેલ હતી. હસ્તપ્રતમાં ભૂમિકા અને

પ્રથમ છ પ્રકરણોનાં શીર્ષકો નહોતાં. શીર્ષકોની રચના એવલીંગે કરી હતી. આ આવૃત્તિમાં મુખ્ય શીર્ષક સિવાય બાકીનાં બધાં શીર્ષકો જેમનાં તેમ રાખવામાં આવ્યાં છે.—પૃ. ૧૩

[11] **આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ** (પ્રથમ ઇન્ટરનેશનલ)—સર્વહારા વર્ગનું પ્રથમ આંતરરાષ્ટ્રીય સંગઠન. માર્ક્સ અને એંગેલ્સ તેના માર્ગદર્શકો હતા (૧૮૬૪-૭૬). તેણે મહત્ત્વના મૂડીવાદી દેશોના અગ્રગામી કામદારોની અંદર વૈજ્ઞાનિક સમાજવાદના વિચારો ફેલાવ્યા અને "મૂડીની ઉપર કામદારોના ક્રાંતિકારી હુમલા માટે તેમના આંતરરાષ્ટ્રીય સંગઠનના પાયા નાખ્યા" (વ્લા. ઈ. લેનિન). —પૃ. ૧૩

[12] કામ-દિનને સત્તાવાર રીતે દસ કલાક પૂરતો ટૂંકાવી દેવાનો કામદાર વર્ગનો સંઘર્ષ ઇંગ્લૅંડમાં અઢારમી સદીના અંતમાં શરૂ થયો હતો અને ગઈ સદીના ચોથા દાયકા સુધીમાં સર્વહારા વર્ગના બહોળા સમુદાયોમાં ફેલાઈ ગયો હતો.

સગીર નાગરિકો અને સ્ત્રીઓ માટે દસ કલાક સંબંધી બિલ સંસદમાં ૧૮૪૭ના જૂનની ૮મી તારીખે અપનાવવામાં આવ્યું હતું, પરંતુ ઘણા કારખાના-માલિકો વાસ્તવમાં તેનો અમલ નહોતા કરતા.—પૃ. ૨૧

[13] ૧૭૯૩ અને ૧૭૯૪માં ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિના સમયે જેકોબિન કન્વેન્શન તરફથી કિંમતની ચોક્કસ મર્યાદાઓ અને વધારેમાં વધારે વેતનની ચોક્કસ મર્યાદાઓ દાખલ કરવામાં આવી હતી.—પૃ. ૨૧

[14] **ઇંગ્લૅંડમાં વિજ્ઞાન પ્રગતિ મંડળ** ૧૮૩૧માં સ્થાપવામાં આવ્યું હતું. અહીંયાં માર્ક્સનો નિર્દેશ ૧૮૬૧ના સપ્ટેંબરમાં મંડળના આર્થિક વિભાગના અધિવેશનમાં ન્યુમાર્ચના (માર્ક્સે તેના નામની જોડણી ખોટી લખી છે) પ્રવચન તરફ છે.—પૃ. ૨૨

[15] જુઓ રોબર્ટ ઓવન, «*Observations on the Effect of the Manufacturing System*», લંડન, ૧૮૧૭, પૃષ્ઠ ૭૬.—પૃ. ૨૨

[16] અહીંયાં નિર્દેશ ૧૮૫૩-૫૬ના ક્રિમિયન યુદ્ધ તરફ છે.—પૃ. ૨૩



[17] ગઈ સદીના મધ્યમાં ગ્રામવિસ્તારોમાં રહેવાનાં ઘરોને મોટા પ્રમાણમાં પાડી નાખવામાં આવેલાં તેનો ખુલાસો અમુક અંશે એ હકીકતમાંથી મળી શકે કે ગરીબોના લાભાર્થે જમીનદારો તરફથી ભરવામાં આવતા કરવેરાની રકમનો આધાર મોટે ભાગે તેમની જમીનમાં વસેલા ગરીબ લોકોની સંખ્યા ઉપર રહેતો. જમીનદારો એવાં ઘરોને જાણીજોઈને પાડી નાખતાં કે જે તેમને જરૂરી **ન** હોય પરંતુ ખેતીવાડીની "ફાલતુ" વસતિ તરફથી રહેઠાણ તરીકે વાપરી શકાય એવાં હોય.—પૃ ૨૩

[18] **કલા સમાજ** (*Society of Arts*)—૧૭૫૪માં લંડનમાં સ્થાપવામાં આવેલો શૈક્ષણિક અને સખાવતી સમાજ.—પૃ. ૨૩

[19] **અનાજ સંબંધી કાનૂનો** ઇંગ્લૅંડમાં જમીનદારોનાં હિતોની સલામતી ખાતર દાખલ કરવામાં આવ્યા હતા. એ કાનૂનોનું લક્ષ્ય અનાજની આયાતની બંધી કરી દેવાનું અથવા મર્યાદા બાંધી દેવાનું હતું. ૧૮૩૮માં માંચેસ્ટરના કારખાના-માલિકોએ અનાજ-કાનૂન વિરોધી લીગની સ્થાપના કરી હતી અને એ સંગઠને કશી મર્યાદાઓ વગરના મુક્ત વ્યાપારની માંગ રજૂ કરી હતી. લીગે કામદારોની રોજી ઘટાડી નાખવાના અને જમીનદાર ઉમરાવોની આર્થિક તથા રાજકીય સ્થિતિ નબળી બનાવી દેવાના આશયે અનાજ-કાનૂનોની નાબૂદીની માંગ ઉઠાવી હતી. એ સંઘર્ષના પરિણામે ૧૮૪૬માં અનાજ-કાનૂનોને નાબૂદ કરી નાખવામાં આવ્યા. એ ઘટનામાં જમીનદાર ઉમરાવોની ઉપર ઔદ્યોગિક મૂડીદાર વર્ગનો વિજય અંકિત હતો.—પૃ. ૨૪

[20] **સંયુક્ત રાજ્ય અમેરિકામાં આંતરવિગ્રહ** (૧૮૬૧-૬૫) ઉત્તરનાં ઔદ્યોગિક રાજ્યો અને દક્ષિણનાં બળવાખોર ગુલામ-માલિક રાજ્યો વચ્ચે લડાયો હતો.—પૃ. ૨૪

[21] **પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ**—ઓગણીસમી સદીના છઠ્ઠા દાયકામાં ફ્રાંસમાં મૂડીવાદી ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રમાં ઉદ્‌ભવ પામેલું એક વહેણ. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ મોટા પાયાની મૂડીવાદી ખેતીવાડીની, વર્ગીય વિશેષાધિકારોની નાબૂદીની, અને વ્યાપારી સંરક્ષણ જાતિની જોરદાર હિમાયત કરતા હતા. તેઓ સામંતી પદ્ધતિને નાબૂદ કરી નાખવાની આવશ્યકતા

સમજતા હતા પરંતુ શાસક વર્ગો તથા આપખુદશાહીને હાનિ પહોંચાડયા વગર શાંતિમય સુધારાઓ મારફત એ ધ્યેય સાધી લેવા માગતા હતા. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓના દાર્શનિક વિચારો અઢારમી સદીના ફ્રેંચ મૂડીવાદી જ્ઞાન-પ્રસારકોના વિચારોને મળતા આવતા હતા. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ તરફથી રજૂ કરવામાં આવેલા કેટલાય આર્થિક સુધારાઓ ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન અમલમાં મુકાયા હતા. —પૃ. ૪૧

[22] ઍડમ સ્મિથ, «*An Inquiry into the Nature and Causes of the Wealth of Nations*», ગ્રંથ ૧, એડિનબૂર્ગ, પૃષ્ઠ ૯૩.—પૃ. ૪૨

[23] અહીંયાં નિર્દેશ અઢારમી સદીના અંતમાં ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન ઇંગ્લૅંડે ફ્રાંસની સામે કરેલાં યુદ્ધો તરફ છે. એ વખતે ઇંગ્લૅંડમાં સરકારે ત્રાસનું સામ્રાજ્ય ફેલાવી દીધું હતું, દાખલા તરીકે કેટલાય વિદ્રોહોને કચડી નાખવામાં આવ્યા હતા અને કામદારોનાં યુનિયનોની બંધીના કાનૂનો જાહેર કરવામાં આવ્યા હતા.—પૃ. ૬૦

[24] અહીંયાં માર્ક્સનો નિર્દેશ માલ્થસની પુસ્તિકા «*An Inquiry into the Nature and Progress of Rent, and the Principles by which it is regulated*» તરફ છે. એ પુસ્તિકા ૧૮૧૫માં લંડનમાં પ્રગટ થઈ હતી. —પૃ. ૬૦

[25] **કામ મથકો** ઇંગ્લૅંડમાં ૧૭મી સદીમાં સ્થાપવામાં આવ્યાં હતાં. ૧૮૩૪માં ગરીબ-કાનૂનો દાખલ થયા પછી ગરીબોને મદદનું એકમાત્ર રૂપ કામ મથકોનું હતું. તેઓ કેદખાના જેવી કડક શિસ્ત બદલ નામીચાં હતાં અને લોકોમાં "ગરીબોનાં કેદખાનાં" તરીકે ઓળખાતાં હતાં.—પૃ. ૬૦

[26] સોળમી સદીથી ઇંગ્લૅંડમાં અસ્તિત્વમાં રહેલા ગરીબ-કાનૂનો મુજબ દરેક પરગણાને ગરીબોના લાભાર્થે ખાસ કર ભરવો પડતો. જે પરગણાવાસીઓ પોતાનું ગુજરાન ન ચલાવી શકતા હોય તેમને ગરીબોની મદદ માટેના સમાજો તરફથી નાણાકીય મદદ મળતી.—પૃ. ૬૫

[27] ડેવિડ રિકાર્ડો, «*On the Principles of Political Economy and Taxation*», લંડન, ૧૮૨૧, પૃષ્ઠ ૪૯૯.—પૃ. ૬૭



[28] મૂડી—સુખ્યાત માર્ક્સવાદી ક્લાસિક કૃતિ, માર્ક્સના જીવનભરના કાર્યનું સુફળ. તેમણે એ કૃતિના સંબંધમાં ગઈ સદીના પાંચમા દાયકાના આરંભમાં હાથમાં લીધેલું કાર્ય ચાળીસ વર્ષ, તેમના જીવનના છેક અંત સુધી, ચાલુ રહ્યું હતું.

માર્ક્સે રાજકીય અર્થશાસ્ત્રનો પદ્ધતિસરનો અભ્યાસ ૧૮૪૩ના અંતમાં પૅરિસમાં શરૂ કર્યો હતો. એ ક્ષેત્રમાં તેમના આરંભના સંશોધનનું સુફળ «*The economic and Philosophic Manuscripts*», «*The German Ideology*», «*The Poverty of Philosophy*», «*Wage Labour and Capital*», «*Manifesto of the Communist Party*» જેવી તેમ જ બીજી કૃતિઓમાં જોવા મળે છે. મૂડીવાદી શોષણના પાયાઓને, મૂડીદારોનાં હિતો અને રોજી-કામદારોનાં હિતો વચ્ચેના કટ્ટર આંતરવિરોધોને, અને બધા મૂડીવાદી આર્થિક સંબંધોના વિષમ તથા અલ્પજીવી સ્વરૂપને પહેલી જ વાર માર્ક્સે એ આરંભિક કૃતિઓમાં પ્રકાશમાં આણ્યાં હતાં.

૧૮૪૮-૪૯ની ક્રાંતિને લીધે પડેલા અંતરાય પછી માર્ક્સ પોતાના આર્થિક અભ્યાસો લંડનમાં ફરી શરૂ કરી શક્યા હતા. તેમને ત્યાં વસવા જવું પડયું હતું.

માર્ક્સે ૧૮૫૭ અને ૧૮૫૮માં પચાસ ફોર્મથી વધારે લાંબી હસ્તપ્રત લખી હતી. એ હસ્તપ્રતમાં તેમની ભાવિ કૃતિ 'મૂડી'નો કાચો ખરડો હતો. તેનું પ્રથમ પ્રકાશન જર્મન ભાષામાં ૧૯૩૯ અને ૧૯૪૧માં સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીલ સમિતિના માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલય તરફથી «*Grundrisse der Kritik der Politischen Oekonomie*» ('રાજકીય અર્થશાસ્ત્રની ટીકાનાં મુખ્ય લક્ષણો') નામે કરવામાં આવ્યું હતું. તેમણે સાથે સાથે જ આખી કૃતિની પ્રથમ રૂપરેખા તૈયાર કરી હતી અને ત્યાર પછીના મહિનાઓમાં તેનું વિગતવાર વિસ્તરણ કર્યું હતું. ૧૮૫૮ના એપ્રિલમાં તેમણે એ કૃતિને છ ગ્રંથોમાં લખવાનું નક્કી કર્યું હતું. પરંતુ થોડાં વખત પછી તેમણે પોતાની કૃતિને ખંડોમાં, અલગ અલગ ગ્રંથોમાં, પ્રગટ કરાવવાનો નિર્ણય કર્યો.

તેમણે પહેલું પુસ્તક લખવાની શરૂઆત ૧૮૫૮માં કરી હતી અને તેને «*A Contribution to the Critique of Political Economy*» નામ આપ્યું હતું. એ પુસ્તક ૧૮૫૯માં પ્રગટ થયું હતું. તેમણે ૧૮૬૧ અને ૧૮૬૩ દરમિયાન આગળના વિભાગો સંબંધી કાર્ય કરતી વેળા લગભગ ૨૦૦ ફોર્મનું મોટું પુસ્તક ૨૩ નોટબુકોમાં લખ્યું હતું. તેને ૧૮૫૯ના પુસ્તકનું

જ નામ આપવામાં આવ્યું હતું અને તેમાં મોટે ભાગે (૬થી ૧૫મી અને ૧૮મી નોટબુકો) આર્થિક સિદ્ધાંતોના ઇતિહાસની છણાવટ કરવામાં આવી હતી. તેને માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલય તરફથી રૂસી ભાષામાં પ્રકાશન માટે તૈયાર કરીને «*Theories of Surplus Value*» ('મૂડી'નો ચોથો ગ્રંથ) નામે પ્રગટ કરવામાં આવ્યું હતું. 'મૂડી'ના ત્રણ ગ્રંથોમાં જે વિષયોનું વિગતવાર નિરૂપણ છે તેની જ છણાવટ ઓછા કે વધારે પ્રમાણમાં બાકીની નોટબુકોમાં કરવામાં આવી છે.

માર્ક્સે આગળની કામગીરી દરમિયાન મૂળ આયોજનમાં ફેરફાર કરીને કૃતિને છ પુસ્તકોને બદલે ચાર પુસ્તકોમાં આવરી લેવાની યોજના ઘડી હતી. તેમણે ૧૮૬૩ અને ૧૮૬૫ દરમિયાન નવી સર્વાંગી હસ્તપ્રત લખી હતી. એ હસ્તપ્રતમાં 'મૂડી'ના ત્રણ સૈદ્ધાંતિક ગ્રંથોની પ્રથમ વિગતવાર વાચના હતી. માર્ક્સે આખી કૃતિ લખી લીધા પછી જ (જાન્યુઆરી, ૧૮૬૬) અંતિમ સંપાદન શરૂ કર્યું હતું. એ ઉપરાંત, ઍંગેલ્સની સલાહ મુજબ તેમણે મુદ્રણ માટે આખી કૃતિને એકીસાથે તૈયાર કરવાનું નહિ પરંતુ પ્રથમ ગ્રંથ ઉપર ધ્યાન કેંદ્રિત કરવાનું નક્કી કર્યું. માર્ક્સે અંતિમ સંપાદન એટલી સર્વાંગી રીતે કરેલું કે તેના પરિણામે 'મૂડી'ના પ્રથમ ગ્રંથની નવી વાચના તૈયાર થઈ ગઈ હતી.

પ્રથમ ગ્રંથના પ્રકાશન (સપ્ટેંબર, ૧૮૬૭) પછી માર્ક્સે જર્મન ભાષામાં નવી આવૃત્તિઓ તૈયાર કરવાના અને બીજી ભાષાઓમાં તેના અનુવાદોના સંપાદનના કાર્યની સાથે સાથે એ કૃતિ સંબંધી કામગીરી ચાલુ રાખી હતી. તેમણે બીજી આવૃત્તિમાં (૧૮૭૨) ઘણા ફેરફાર કર્યા હતા અને રૂસી આવૃત્તિ માટે વિગતવાર સૂચનાઓ આપી હતી. પરદેશી ભાષામાં 'મૂડી'ના પ્રથમ અનુવાદનું સ્થાન ધરાવતી રૂસી આવૃત્તિ સેંટ પિટર્સબર્ગમાં ૧૮૭૨માં પ્રગટ થઈ હતી. માર્ક્સે ફ્રેંચ અનુવાદનું સંપાદન કરતી વેળા મહત્ત્વની સુધારણાઓ કરી હતી. ફ્રેંચ અનુવાદ ૧૮૭૨થી ૧૮૭૫ દરમિયાન અલગ અલગ ખંડોમાં પ્રગટ થયો હતો.

તેની સાથે સાથે જ માર્ક્સે આખી કૃતિને ટૂંકા ગાળામાં પૂરી કરવાના આશયે બાકીના ગ્રંથો સંબંધી કામગીરી ચાલુ રાખી હતી. પરંતુ તેમનો ઘણો સમય પ્રથમ ઇન્ટરનૅશનલની સામાન્ય પરિષદની વિવિધ પ્રવૃત્તિઓમાં વપરાઈ જતો હોવાથી એ હેતુ સાધવાનું શક્ય ન બન્યું. વળી નબળી તબિયતને કારણે તેમના કાર્યમાં વારંવાર અંતરાય પડતા હતા.



'મૂડી'ના બાકીના બે ગ્રંથ ઍંગેલ્સે માર્ક્સના અવસાન પછી મુદ્રણ માટે તૈયાર કરીને પ્રગટ કરાવ્યા હતા. બીજો ગ્રંથ ૧૮૮૫માં અને ત્રીજો ગ્રંથ ૧૮૯૪માં પ્રગટ થયો હતો. ઍંગેલ્સે એ કાર્ય કરીને વૈજ્ઞાનિક સામ્યવાદના ખજાનામાં અમૂલ્ય ફાળો આપ્યો છે.—પૃ. ૭૧

29 અહીંયાં માર્ક્સનો નિર્દેશ 'મૂડી'ના પ્રથમ ગ્રંથની પ્રથમ જર્મન આવૃત્તિના પહેલા પ્રકરણ ('પણ્યો અને નાણું') તરફ છે. એ ગ્રંથની બીજી અને ત્યાર પછીની જર્મન આવૃત્તિઓમાં ખંડ ૧ એ પ્રકરણને અનુરૂપ છે.—પૃ. ૭૧

30 અહીંયાં નિર્દેશ ફર્ડીનાન્ડ લાસાલની «*Herr Bastiat-Schulze von Delitzsch, der ökonomische Julian, oder: Kapital und Arbeit*» નામે કૃતિના ત્રીજા પ્રકરણ તરફ છે. એ પુસ્તક બર્લિનમાં ૧૮૬૪માં પ્રગટ થયું હતું.—પૃ. ૭૨

31 **અમેરિકી સ્વતંત્રતા યુદ્ધ** (૧૭૭૫-૮૩)—સ્વતંત્રતા હાંસલ કરવા અને મૂડીવાદી વિકાસના માર્ગના અવરોધો હઠાવી દેવા માટે બ્રિટિશ શાસનની સામે નવોદિત અમેરિકી મૂડીવાદી રાષ્ટ્રના સંઘર્ષના પરિણામે થયેલું યુદ્ધ. તેમાં ઉત્તર અમેરિકીઓના વિજયના પરિણામે સ્વતંત્ર મૂડીવાદી રાજ્યનો, સંયુક્ત રાજ્ય અમેરિકાનો, ઉદય થયો હતો.—પૃ. ૭૪

32 **નીલી કિતાબો** (*Blue Books*)—ઇંગ્લૅંડની સંસદ અને વિદેશ મંત્રાલયની મુદ્રિત સામગ્રીનું સામાન્ય નામ. તેને એ નામ નીલાં પૂંઠાંને કારણે મળ્યું હતું. ઇંગ્લૅંડમાં એ કિતાબોનું પ્રકાશન ૧૭મી સદીમાં શરૂ થયું હતું. દેશના અર્થતંત્ર અને વિદેશનીતિના સંબંધમાં માહિતીનો મુખ્ય સત્તાવાર સ્રોત નીલી કિતાબોનો હતો. અહીંયાં ઉલ્લેખિત નીલી કિતાબ લંડનમાં ૧૮૬૭માં પ્રગટ થઈ હતી.—પૃ. ૭૫

33 સી. પેક્કેર, «*Théorie nouvelle d'économie sociale et politique, on Etudes sur l'organisation des sociétés*», પૅરિસ, ૧૮૪૨, પૃષ્ઠ ૪૩૫.—પૃ. ૭૮

34 ૧૬મી સદીમાં સામંતશાહીની સામે જર્મન કિસાનોના વિદ્રોહની છણાવટ

કરતી કૃતિ «*The peasant War in Germany*»ની બીજી આવૃત્તિ માટે એંગેલ્સે ૧૮૭૦ના ફેબ્રુઆરીમાં લખેલી પ્રસ્તાવનામાં ૧૮૪૮ પછી દેશના આર્થિક તથા રાજકીય જીવનમાં થયેલાં પરિવર્તનોની તેમ જ જર્મન ઇતિહાસના એ ગાળા દરમિયાન વિવિધ વર્ગો તથા પાર્ટીઓની ભૂમિકાની છણાવટ કરવામાં આવી હતી. માર્ક્સ અને એંગેલ્સ ૧૮૪૮-૪૯ની ક્રાંતિઓના અનુભવના આધારે પોતાની કેટલાય કૃતિઓમાં સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની એકસંપીની આવશ્યકતા વિશે અત્યંત મહત્ત્વનો સૈદ્ધાંતિક અને રાજકીય નિષ્કર્ષ તારવ્યો હતો. તેને અહીંયાં વધારે વિસ્તારપૂર્વક અને ખૂબ વિગતવાર રજૂ કરવામાં આવ્યો છે. એંગેલ્સે કિસાનપ્રજાની બાબતમાં ભેદમૂલક વલણની આવશ્યકતા સાબિત કરી છે અને પૃથક્કરણ કરીને બતાવ્યું છે કે ક્રાંતિકારી સંઘર્ષમાં કિસાનપ્રજાના કયા સ્તરો સર્વહારા વર્ગના સંગાથીઓ બને અને કયા કારણોસર બને. એંગેલ્સે ૧૮૭૪માં «Th Peasant War in Germany»ની ત્રીજી આવૃત્તિ મુદ્રણ માટે તૈયાર કરતી વેળા ૧૮૭૦ની પ્રસ્તાવનામાં સમાજવાદી તથા કામદાર આંદોલનમાં સિદ્ધાંતના મહત્ત્વ વિશે અગત્યની નોંધો ઉમેરી હતી, લોકસમુદાયોને સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદની ભાવનાની કેળવણી આપવાની બાબત ઉપર ભાર મૂક્યો હતો, અને કામદાર વર્ગ તથા તેની પાર્ટીના સંઘર્ષની તાસીર, કર્તવ્યો, તથા રૂપો વિશે મૂલ્યવાન સૈદ્ધાંતિક માર્ગદર્શનોની રૂપરેખા આપી હતી.—પૃ. ૮૨

[35] «*Neue Rheinische Zeitung. Politisch-ökonomische Revue*» ('નૂતન રાઇનિશ પત્ર. રાજકીય—આર્થિક સમીક્ષા')—સામયિક, માર્ક્સ અને એંગેલ્સે સ્થાપેલી કોમ્યુનિસ્ટ લીગનું સૈદ્ધાંતિક મુખપત્ર. તે ૧૮૪૯ના ડિસેંબરથી ૧૮૫૦ના નવેંબર સુધી પ્રકાશિત થયું હતું, બધા મળીને છ અંક પ્રગટ થયા હતા.—પૃ. ૮૨

[36] અહીંયાં ઝીમ્મરમાનની કૃતિ «*Allgemeine Geschichte des großen Bauern Krieges*» ('મહાન કિસાન યુદ્ધનો સામાન્ય ઇતિહાસ') નિર્દેશિત છે. ત્રણ ગ્રંથની એ કૃતિ સ્ટુટગાર્ટમાં ૧૮૪૧-૪૩ દરમિયાન પ્રગટ થઈ હતી.—પૃ. ૮૨

[37] અહીંયાં નિર્દેશ અખિલ જર્મન રાષ્ટ્રીય સભાની અત્યંત ઉદ્દામ પાંખ તરફ છે: ૧૮૪૮-૪૯ની ક્રાંતિ દરમિયાન સભાનાં અધિવેશનો ફ્રેંકફર્ટ-ઓન-માઇન



ખાતે ભરાતાં હતાં. સભાનું મુખ્ય કર્તવ્ય જર્મનીના રાજકીય વિભાજનનો અંત આણવાનું અને સર્વસામાન્ય બંધારણ ઘડી કાઢવાનું હતું. પરંતુ ઉદારમતવાદી બહુમતીની કાયરતા અને દુવિધાને લીધે રાષ્ટ્રીય સભા સત્તા પોતાને હસ્તક લઈ લેવામાં નિષ્ફળ ગઈ અને જર્મન ક્રાંતિના મુખ્ય સવાલો વિશે મક્કમ ધોરણ ન લઈ શકી. રાષ્ટ્રીય સભાને ૧૮૪૯ના મે માસની ૩૦મી તારીખે સ્ટુટગાર્ટ પ્રસ્થાન કરી જવું પડ્યું, અને ૧૮૪૯ના જૂનની ૧૮મી તારીખે લશ્કરે તેનું વિસર્જન કરી નાખ્યું.—પૃ. ૮૨

[38] **ઑસ્ટ્રિયા અને પ્રશિયા વચ્ચે ૧૮૬૬ના યુદ્ધનું** પરિણામ પ્રશિયાના વિજયમાં આવ્યું, એ બે દેશો વચ્ચેની લાંબા ગાળાની ચડસાચડસીનો અંત આવ્યો, અને પ્રશિયાના વર્ચસ્વમાં જર્મનીના એકીકરણનો માર્ગ મોકળો થયો. કેટલાંય જર્મન રાજ્યોએ યુદ્ધમાં ઑસ્ટ્રિયાનો પક્ષ લીધો હતો અને પ્રશિયાને ઇટાલીએ સાથ આપ્યો હતો. પ્રાગની શાંતિ સંધિ મુજબ ઑસ્ટ્રિયાએ શ્લેસ્વીગ તથા હોલ્સ્ટેઇનના સંબંધમાં પોતાના અધિકારો પ્રશિયાને હવાલે કરી દીધા, સાધારણ નુકસાનીઓ ભરી, અને વેનિસ ઇટાલી રાજને સુપરત કરી દીધું. છેક ૧૮૧૫માં વિયેના કોંગ્રેસે સ્થાપેલા અને ૩૦થી વધારે જર્મન રાજ્યોને સાંકળી લેતા જર્મન સંઘને રદ કરી નાખવામાં આવ્યો અને તેને બદલે પ્રશિયાના વર્ચસ્વમાં ઉત્તર-જર્મન કોન્ફેડરેશનની સ્થાપના કરવામાં આવી. ઑસ્ટ્રિયા કોન્ફેડરેશનમાં સામેલ ન થયું. યુદ્ધના પરિણામે પ્રશિયાએ હેનોવર રાજ, હેસ્સેન-કાસેલનું રજવાડું, નાસાઉની ગ્રાન્ડ ડચી, અને ફ્રેંકફર્ટ-ઓન-માઇનના મુક્ત શહેરને પોતાના પ્રદેશમાં સામેલ કરી લીધાં.

યુદ્ધમાં ઑસ્ટ્રિયાના પરાજયથી વધારે ઉગ્ર બની ગયેલી રાજકીય કટોકટી અને જોર પકડતા રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના સંજોગોમાં દેશનાં પ્રત્યાઘાતી વર્તુળોને એક તરફ હંગેરી જોડે સમજણ સાધી લઈને સંયુક્ત—ઑસ્ટ્રિયા-હંગેરી—રાજાશાહી સ્થાપવી પડી અને બીજી તરફ મૂડીદાર વર્ગને કેટલીય રાજકીય છૂટછાટો આપવી પડી. ૧૮૬૭ના નવા બંધારણમાં રેઇખસ્ટાગના અધિકારો વિસ્તારવામાં આવ્યા, પ્રધાનોની ફરજો સ્પષ્ટ કરવામાં આવી, અને સાર્વજનીન લશ્કરી ભરતી તથા કેંદ્રીય સરકાર દાખલ કરવામાં આવી. એ બંધારણના આધારે રચવામાં આવેલી સરકારમાં ઉમરાવ વર્ગના તેમ જ ઉદારમતવાદી મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓ સામેલ હતા.—પૃ. ૮૪

[39] **રાષ્ટ્રીય-ઉદારમતવાદીઓ**—૧૮૬૬ની શરદમાં સ્થાપવામાં આવેલી જર્મન

મૂડીદાર વર્ગની પાર્ટી. રાષ્ટ્રીય-ઉદારમતવાદીઓએ પ્રશિયાના વર્ચસ્વમાં જર્મનીના એકીકરણને પોતાના મુખ્ય લક્ષ્ય તરીકે રજૂ કર્યું હતું. તેમની નીતિ બિસ્માર્કનાં ચરણોમાં જર્મન ઉદારમતવાદી મૂડીદાર વર્ગની શરણાગતિ પ્રતિબિંબિત હતી. — પૃ. ૮૪

40 **જર્મન લોક પાર્ટી** *Volkspartei* — ૧૮૬૫માં સ્થાપવામાં આવેલી એ પાર્ટીમાં મુખ્યત્વે દક્ષિણ-જર્મન રાજ્યોમાંથી નિમ્ન-મૂડીદાર વર્ગનાં અને અમુક અંશે મૂડીદાર વર્ગનાં લોકશાહીવાદી તત્ત્વો સામેલ હતાં. લોક પાર્ટી જર્મનીમાં પ્રશિયાના વર્ચસ્વનો વિરોધ કરતી હતી અને પ્રશિયા તથા ઑસ્ટ્રિયાને આવરી લેતા "બૃહત્તર જર્મની"ની હિમાયત કરતી હતી. તેણે સમવાયી જર્મન રાજ્યની હિમાયત કરીને વાસ્તવમાં તો અખંડ કેંદ્રીકૃત લોકશાહીવાદી પ્રજાસત્તાક તરીકે જર્મનીના એકીકરણનો વિરોધ કર્યો હતો. — પૃ. ૮૫

41 પ્રશિયામાં ઓગણીસમી સદીના સાતમા દાયકાના મધ્યમાં કેટલાય ઉદ્યોગોના સંબંધમાં ખાસ લાઈસન્સની (પરવાનાની) પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી. એવા લાઈસન્સ વગર ઉદ્યોગધંધા ચાલુ કરવાની બંધી હતી. એ અર્ધ-સામંતી કાનૂનથી મૂડીવાદનો વિકાસ અવરોધાયો હતો. — પૃ. ૮૬

42 આ નિર્દેશ ચૂંટણી સંબંધી સુધારા પ્રત્યે છે. ઉપયુક્ત બિલ હાઉસ ઓફ કોમન્સમાં ૧૮૩૧માં પાસ થયું હતું, અને તેને હાઉસ ઓફ લોર્ડ્ઝમાં આખરી બહાલી ૧૮૩૨માં આપવામાં આવી હતી. એ સુધારો જમીનદાર તથા નાણાકીય ઉમરાવશાહીની રાજકીય ઇજારદારી વિરુદ્ધ લક્ષ્યાંકિત હતો, અને તેણે પાર્લમેન્ટને ઔદ્યોગિક મૂડીદાર વર્ગની પહોંચમાં આણી દીધી. સુધારા માટેના સંઘર્ષમાં પ્રેરક પરિબળો રહેલા સર્વહારા વર્ગ તથા નાના મૂડીદારોને લિબરલ મૂડીદાર વર્ગે દગો દીધો અને તેઓને ચૂંટણી સંબંધી અધિકારો ન આપ્યા. — પૃ. ૮૭

43 અહીંયાં નિર્દેશ ૧૮૪૮ના જૂનની ૨૩-૨૬ તારીખે પૅરિસના સર્વહારા વર્ગના વિદ્રોહ તરફ છે. વિદ્રોહને નિર્દયતાથી દબાવી દેવામાં આવ્યો હતો. લેનિને તેને સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેના પ્રથમ મહાન આંતરવિગ્રહ તરીકે ગણાવ્યો હતો. — પૃ. ૮૭



44 **યુંકર** — સંકુચિત અર્થમાં પૂર્વ પ્રશિયાનો જમીનદાર, બહોળા અર્થમાં જર્મનીના જમીનદારોનો વર્ગ. — પૃ. ૮૮

45 **સાદોવાની લડાઈ** (કોનીગ્ગ્રાટ્ઝની, હવે હાર્દેત્સ કાલોવેની, લડાઈ તરીકે પણ ઓળખાતી) ૧૮૬૬ના જુલાઈની ત્રીજી તારીખે થઈ હતી. એ લડાઈથી ૧૮૬૬ના ઑસ્ટ્રિયા-પ્રશિયા યુદ્ધમાં વળાંક અંકિત થયો હતો. — પૃ. ૮૮

46 અહીંયાં નિર્દેશ ઇન્ટરનેશનલની **બાઝેલ કૉંગ્રેસ** તરફ છે. એ કૉંગ્રેસ ૧૮૬૯ના સપ્ટેંબરની ૬-૧૧ તારીખો દરમિયાન ભરાઈ હતી. બાસ્લે કૉંગ્રેસમાં સપ્ટેંબરની ૧૦મી તારીખે માર્ક્સના અનુયાયીઓ તરફથી રજૂ કરવામાં આવેલો નીચે મુજબનો જમીન-મિલકત સંબંધી ઠરાવ અપનાવવામાં આવ્યો હતો:

"૧) સમાજને જમીનની ખાનગી મિલકત નાબૂદ કરી નાખવાનો અને તેને સર્વસામાન્ય રાષ્ટ્રીય મિલકતમાં પલટાવી નાખવાનો અધિકાર છે;

"૨) જમીનની ખાનગી મિલકત નાબૂદ કરી નાખવાનું અને તેને સર્વસામાન્ય રાષ્ટ્રીય મિલકતમાં પલટાવી નાખવાનું આવશ્યક છે." — પૃ. ૯૧

47 ૧૮૭૦-૭૧ના ફ્રાંસ-પ્રશિયા યુદ્ધ દરમિયાન **સેદાનની લડાઈમાં** નેપોલિયન ત્રીજાની સરદારી હેઠળનું ફ્રેંચ લશ્કર જર્મન લશ્કરની સામે હારી ગયું હતું અને ૧૮૭૦ના સપ્ટેંબરની બીજી તારીખે શરણે થઈ ગયું હતું. સમ્રાટને અને લશ્કરી સરદારોને ૧૮૭૦ના સપ્ટેંબરની પાંચમી તારીખથી ૧૮૭૧ના માર્ચની ૧૯મી તારીખ સુધી વિલ્હેલ્મશોહેમાં (કાસ્સેલ નજીક) પ્રશિયન રાજાઓના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યા હતા. સેદાનના પરાજયના પરિણામે બીજા સામ્રાજ્યનું પતન વેગીલું બની ગયું અને ૧૮૭૦ના સપ્ટેંબરની ચોથી તારીખે ફ્રાંસમાં પ્રજાસત્તાકની સ્થાપના થઈ. રાષ્ટ્રીય સંરક્ષણની સરકાર તરીકે ઓળખાતી નવી સરકાર સ્થાપવામાં આવી. — પૃ. ૯૨

48 એંગેલ્સે અહીંયાં મધ્યયુગીન જર્મન રાષ્ટ્રના પવિત્ર રોમન સામ્રાજ્યના નામનો સંકેત કરીને ભારપૂર્વક નિર્દેશ કર્યો છે કે જર્મનીનું એકીકરણ, એટલે ફ્રાંસની ઉપર વિજયના પરિણામે ૧૮૭૧માં જર્મન સામ્રાજ્યના સ્થાપના, પ્રશિયાના વર્ચસ્વમાં સાધવામાં અવેલ હતું અને તેની સાથે સાથે બધાં જર્મન રાજ્યોનું પ્રશિયાકરણ થયું હતું. — પૃ. ૯૨

[49] **ઉત્તર-જર્મન સંઘ** અથવા કોન્ફેડરેશનની સ્થાપના બિસ્માર્કની ભલામણ મુજબ ૧૮૬૭માં કરવામાં આવી હતી. તેમાં પ્રશિયાનું વર્ચસ્વ હતું અને ઉત્તર તથા મધ્ય જર્મનીનાં ૧૯ રાજ્યો તેમ જ ત્રણ મુક્ત શહેરો સામેલ હતાં. તેની સ્થાપનાથી પ્રશિયાના વર્ચસ્વમાં જર્મનીના પુનરેકીકરણનો એકદમ નિર્ણાયક તબક્કો અંકિત થયો હતો. ૧૮૭૧ના જાન્યુઆરીમાં જર્મન સામ્રાજ્યની સ્થાપનાના પરિણામે કોન્ફેડરેશનના અસ્તિત્વનો અંત આવી ગયો.—પૃ. ૯૨

[50] અહીંયાં નિર્દેશ ૧૮૭૦માં ઉત્તર-જર્મન કોન્ફેડરેશન તરફથી બાવેરિયા, બાડેન, વુર્ટેમ્બેર્ગ, તથા હેસ્સેન-ડાર્મશ્ટાટને પોતાના પ્રદેશમાં સામેલ કરી લેવાની ઘટના તરફ છે.—પૃ. ૯૨

[51] ૧૮૭૦ના ઑગસ્ટની છઠ્ઠી તારીખે **શ્પીખેર્નની** (લોરેન) **લડાઈમાં** પ્રશિયન લશ્કરે ફ્રેંચ લશ્કરને હરાવ્યું હતું. એ લડાઈ ઇતિહાસમાં ફોર્બાખ્ની લડાઈ તરીકે પણ અંકિત છે.

૧૮૭૦ના ઑગસ્ટની ૧૬મી તારીખે માર્સ-લા-ટૂર ખાતે (એ લડાઈ વિયોનવિલની લડાઈ તરીકે પણ ઓળખાય છે) જર્મન લશ્કર મેટ્ઝમાંથી ફ્રેંચ રાઈન લશ્કરની પીછેહઠ અટકાવવામાં અને આગળ જતાં તેને વિખૂટું પાડી દેવામાં સફળ થઈ ગયું હતું.—પૃ. ૯૫

[52] *«Der Volksstaat»* ('લોક રાજ્ય')—જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું (આઈઝેનાખપંથીઓનું) કેંદ્રીય મુખપત્ર. તે લાઈપઝીગમાં ૧૮૬૯ના ઑક્ટોબરની બીજી તારીખથી ૧૮૭૬ના સપ્ટેંબરની ૨૯મી તારીખ સુધી પ્રકાશિત થયું હતું. વિલ્હેલ્મ લીબ્કનેખ્ત અખબારનું સામાન્ય સંચાલન કરતા અને પ્રબંધ ઓગુસ્ટ બેબેલને હસ્તક હતો. માર્ક્સ અને એંગેલ્સ અખબારમાં લેખો લખતા તેમ જ સંપાદનમાં મદદ કરતા. ૧૮૬૯ સુધી અખબાર *«Demokratisches Wochenblatt»* નામે પ્રગટ થતું હતું.—પૃ. ૯૬

[53] ૧૮૭૪ના જાન્યુઆરીની ૧૦મી તારીખે રેઈખસ્ટાગની ચૂંટણીઓમાં નવ સામાજિક-લોકશાહીવાદીઓ ચૂંટાયા હતા. તેમાં સામેલ બેબેલ અને લીબ્કનેખ્ત એ વખતે જેલમાં હતા.—પૃ ૯૭



[54] **'ફ્રાંસમાં આંતરવિગ્રહ'**—વૈજ્ઞાનિક સામ્યવાદની અત્યંત મહત્ત્વની કૃતિ. તેમાં પૅરિસ કોમ્યુનના અનુભવના આધારે વર્ગસંઘર્ષ, રાજ્ય, ક્રાંતિ, અને સર્વહારા વર્ગની સરમુખત્યારીના સંબંધમાં મુખ્ય માર્ક્સવાદી સિદ્ધાંતોનું વધારે વિગતવાર નિરૂપણ કરવામાં આવ્યું હતું. એ કૃતિ સામાન્ય પરિષદ તરફથી યુરોપ તથા સંયુક્ત રાજ્ય અમેરિકામાં મંડળના સઘળા સભ્યોને સંબોધનના રૂપમાં લખવામાં આવી હતી. તેનો ઉદ્દેશ બધા દેશોના કામદારોને કોમ્યુનવીરોના પરાક્રમી સંઘર્ષના સ્વરૂપ તથા વિશ્વવ્યાપી મહત્ત્વની સ્પષ્ટ સમજણ પૂરી પાડવાનો તેમ જ કોમ્યુનવીરોના ઐતિહાસિક અનુભવને પૂરા સર્વહારા વર્ગમાં ફેલાવી દેવાનો હતો.

માર્ક્સે એ કૃતિમાં સર્વહારા વર્ગ માટે મૂડીવાદી રાજ્ય તંત્રને તોડી નાખવાની આવશ્યકતા સંબંધી વિચારને સાબિત કર્યો હતો અને અધિક વિકસાવ્યો હતો. તેમણે એ વિચાર પહેલા 'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર' નામે કૃતિમાં રજૂ કર્યો હતો. માર્ક્સે નિષ્કર્ષ તારવ્યો હતો કે સર્વહારા વર્ગે રાજ્ય તંત્રને તોડી નાખવું જોઈએ અને તેના સ્થાને પૅરિસ કોમ્યુનના પ્રકારનું રાજ્ય સ્થાપવું જોઈએ. સર્વહારા વર્ગની સરમુખત્યારીના રાજ્ય-રૂપ તરીકે નવા, પૅરિસ કોમ્યુન પ્રકારના, રાજ્યના સંબંધમાં માર્ક્સનો નિષ્કર્ષ ક્રાંતિકારી સિદ્ધાંતમાં તેમના નવા ફાળાનું સારતત્ત્વ બની રહે છે.

માર્ક્સ લિખિત 'ફ્રાંસમાં આંતરવિગ્રહ' કૃતિનો બહુ બહોળો ફેલાવો થયો હતો. ૧૮૭૧માં અને ૧૮૭૨માં કેટલીય ભાષાઓમાં તેના અનુવાદો યુરોપના વિવિધ દેશોમાં તથા સંયુક્ત રાજ્ય અમેરિકામાં પ્રગટ થયા હતા. લેનિન દ્વારા સંપાદિત રૂસી અનુવાદ ૧૯૦૫માં ઓદેસ્સામાં પ્રગટ થયો હતો.—પૃ. ૧૦૦

[55] એંગેલ્સે આ ભૂમિકા માર્ક્સની કૃતિ 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ની ત્રીજી જર્મન આવૃત્તિ માટે લખી હતી. એ આવૃત્તિ ૧૮૯૧માં પૅરિસ કોમ્યુનની ૨૦મી જયંતીના પ્રસંગે પ્રગટ કરવામાં આવી હતી. એંગેલ્સે પૅરિસ કોમ્યુનના અનુભવના ઐતિહાસિક મહત્ત્વનો અને માર્ક્સ તરફથી 'ફ્રાંસમાં આંતરવિગ્રહ' કૃતિમાં તેના સૈદ્ધાંતિક પૃથક્કરણનો ભારપૂર્વક ઉલ્લેખ કરીને પૅરિસ કોમ્યુનના ઇતિહાસ વિશે, બ્લાંકીપંથીઓ તથા પ્રુધોંપંથીઓની પ્રવૃત્તિ વિશે, કેટલાય પૂરક વિચારો રજૂ કર્યા હતા. એંગેલ્સે એ આવૃત્તિમાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનાં બે સંબોધનો સામેલ કર્યાં હતાં. ફ્રાંસ-પ્રશિયા

યુદ્ધ વિશે માર્ક્સે લખેલાં એ સંબોધનોને ત્યાર પછી પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત વિવિધ ભાષાઓની આવૃત્તિઓમાં પણ સામેલ કરવામાં આવ્યાં હતાં. — પૃ. ૧૦૦

[56] અહીંયાં નિર્દેશ ૧૮૧૩-૧૪માં નેપોલિયનના લશ્કરી કબજા સામે જર્મન લોકોના રાષ્ટ્રીય મુક્તિ યુદ્ધ તરફ છે. — પૃ. ૧૦૦

[57] **"ભાષણકારો"** — જર્મનીમાં ઓગણીસમી સદીના ત્રીજા દાયકામાં આ શબ્દ જર્મન રાજ્યોમાંની પ્રત્યાઘાતી રાજકીય પદ્ધતિનો સામનો કરનારા અને જર્મનીના એકીકરણની હિમાયત કરનારા જર્મન બુદ્ધિજીવીઓની અંદર ચાલતા વિરોધ આંદોલનમાં ભાગ લેનારાઓ માટે વપરાતો હતો. સરકાર તરફથી "ભાષણકારો"ની ઉપર નિર્દય દમન વરસાવવામાં આવ્યું હતું. — પૃ. ૧૦૦

[58] **સમાજવાદીઓ-વિરોધી અસાધારણ** કાનૂનની રચના બિસ્માર્ક સરકારે ૧૮૭૮માં કરી હતી. એ કાનૂને બધી જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તથા કામદાર વર્ગની સંસ્થાઓને તેમ જ કામદાર વર્ગનાં અખબારોને ગેરકાયદેસર જાહેર કરી દીધાં; સમાજવાદી સાહિત્ય જપ્ત કરી લેવામાં આવ્યું, અને સામાજિક-લોકશાહીવાદીઓને દમનનો ભોગ બનાવવામાં આવ્યા. વધતા જતા કામદાર વર્ગીય આંદોલનના દબાણના પરિણામે એ કાનૂને ૧૮૯૦માં રદ કરવામાં આવ્યો. — પૃ. ૧૦૧

[59] આ નિર્દેશ ૧૮૩૦ના જૂનની ક્રાંતિ તરફ છે. — પૃ. ૧૦૨

[60] અહીંયાં નિર્દેશ વૈધતાવાદીઓ તથા ઓર્લિયનપંથીઓ તેમ જ બોનાપાર્તપંથીઓ — બોનાપાર્ત રાજવંશના ટેકેદારો — તરફ છે. — પૃ. ૧૦૩

[61] **૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ** — એ દિવસે લૂઈ બોનાપાર્ત અને તેના ટેકેદારોએ ફ્રાંસમાં પ્રતિક્રાંતિકારી સત્તાપલટો કર્યો હતો. — પૃ. ૧૦૩

[62] અહીંયાં નિર્દેશ ફ્રાંસ અને જર્મની વચ્ચે પ્રાથમિક શાંતિ સંધિ તરફ છે. ૧૮૭૧ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે વર્સાઈ ખાતે થયેલી એ સંધિમાં



એક તરફ થિયેર તથા ફાવ્રે અને બીજી તરફ બિસ્માર્કે સહી કરી હતી. સંધિની શરતો મુજબ ફ્રાંસે આલ્સેસ તથા પૂર્વ લોરેન જર્મનીને આપી દીધાં અને ૫૦૦૦ ૦૦૦ ૦૦૦ ફ્રાંકની રકમ નુકસાની તરીકે ચૂકવી. અંતિમ રૂપની શાંતિ સંધિ ૧૮૭૧ના મે માસની ૧૦મી તારીખે ફ્રેંકફર્ટ-ઓન-માઈન ખાતે થઈ હતી. — પૃ. ૧૦૫

[63] ૧૮૭૦નાં ઑક્ટોબરમાં માર્શલ બાઝાઈનની સરદારી હેઠળના ફ્રેંચ લશ્કરે મેટ્ઝ ઘેરો નાખીને પહેલા જર્મન લશ્કરને શરણે કરી દીધું હતું. — પૃ. ૧૦૮

[64] અહીંયાં નિર્દેશ પ્રુધોંની કૃતિ *«Idée générale de la Révolution au XIX siècle»* તરફ છે. એ પુસ્તક ૧૮૫૧માં પૅરિસમાં પ્રગટ થયું હતું. તેમાં પ્રુધોંએ રજૂ કરેલા વિચારોની ટીકા માટે માર્ક્સે ૧૮૫૧ના ઑગસ્ટની ૮મી તારીખે એંગેલ્સને લખેલો પત્ર અને એંગેલ્સની કૃતિ 'પ્રુધોં લિખિત "ઓગણીસમી સદીની ક્રાંતિની સામાન્ય વિભાવના" વિશે ટીકાત્મક વિચારો'. જુઓ માર્ક્સ-એંગેલ્સ લેખસંગ્રહ, ગ્રંથ ૧૦, પૃષ્ઠ ૧૩-૧૭. — પૃ. ૧૧૧

[65] **શક્યતાવાદીઓ** — ફ્રેંચ સમાજવાદી આંદોલનમાંનું તકવાદી વહેણ. ૧૮૮૨માં ફ્રેંચ કામદાર પાર્ટીમાં ફૂટ પેદા કરનારા બ્રુસ, માલોન, તથા બીજા માણસ તેના આગેવાનો હતા. વહેણના આગેવાનોએ એવો સુધારાવાદી સિદ્ધાંત જાહેર કર્યો હતો કે "કેવળ જે "શક્ય" હોય તેને જ સિદ્ધ કરવામાં આવે". વહેણનું નામ એ સિદ્ધાંત ઉપરથી પડ્યું હતું. — પૃ. ૧૧૧

[66] ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સંબંધમાં ઈન્ટરનેશનલના વલણ વિશે **પ્રથમ સંબોધન** માર્ક્સે એ યુદ્ધ ફાટી નીકળ્યા પછી તરત સામાન્ય પરિષદની સૂચનાઓ મુજબ લખ્યું હતું. **બીજું — સંબોધન** તેમણે ૧૮૭૦ના સપ્ટેંબરમાં લખ્યું હતું. એ સંબોધનોમાં લશ્કરવાદ તથા યુદ્ધના સંબંધમાં તેમ જ માર્ક્સ અને એંગેલ્સ તરફથી આક્રમક યુદ્ધોની વિરુદ્ધ તથા સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના સિદ્ધાંતોના અમલ માટે લડવામાં આવતા સંઘર્ષના સંબંધમાં કામદાર વર્ગનું વલણ પ્રતિબિંબિત હતું. શોષક વર્ગો તરફથી સ્વાર્થી હેતુઓ ખાતર ચલાવવામાં

આવતાં ધાડપાડુ યુદ્ધોનાં સામાજિક કારણો વિશે પોતાના સિદ્ધાંતનાં અત્યંત મહત્ત્વનાં વિધાનોની પુષ્ટિમાં માર્ક્સે પ્રતીતિજનક સાબિતી પૂરી પાડી અને નિર્દેશ કર્યો કે એ યુદ્ધોમાં ક્રાંતિકારી કામદાર આંદોલનને દબાવી દેવાનું લક્ષ્ય પણ સામેલ હોય છે. તેમણે ખાસ કરીને જર્મન અને ફ્રેંચ કામદારોનાં હિતોની એકરૂપતાનો ઉલ્લેખ ભારપૂર્વક કર્યો અને બન્ને દેશોના શાસક વર્ગોની આક્રમક નીતિ સામે તેમના સંયુક્ત સંઘર્ષની હાકલ કરી.—પૃ. ૧૧૫

67 સામ્રાજ્યના સંબંધમાં પ્રજાકીય સમુદાયોનું વલણ જાણવાના કહેવાતા હેતુ માટે નેપોલિયન ત્રીજાએ ૧૮૭૦ના મે માસમાં **લોકમતનો** બંદોબસ્ત કર્યો હતો. સવાલો એવી રીતે ઘડવામાં આવેલા કે તમામ લોકશાહીવાદી સુધારાઓનો વિરોધ જાહેર કર્યા વગર બીજા સામ્રાજ્યની નીતિ અંગે નાપસંદગી વ્યક્ત કરવાનું અશક્ય હતું. ફ્રાંસમાં પ્રથમ ઈન્ટરનેશનલના વિભાગોએ વાક્છળના એવા કારસ્તાનને ઉઘાડું પાડ્યું અને પોતાના સભ્યોને મતદાનમાં ભાગ ન લેવાની સૂચના આપી. લોકમતની પૂર્વવેળાએ પૅરિસ વિભાગના સભ્યોની ઉપર નેપોલિયન ત્રીજા વિરુદ્ધ કાવતરાનું આળ મૂકીને તેમને ગિરફતાર કરી લેવામાં આવ્યા. સરકારે એવા બહાનાનો ઉપયોગ કરીને ફ્રાંસનાં જુદાંજુદાં શહેરોમાં ઈન્ટરનેશનલના સભ્યોને પજવવા તથા રંજાડવાની ઝુંબેશ શરૂ કરી દીધી. પૅરિસ વિભાગના સભ્યોનો મુકદ્દમો ૧૮૭૦ના જૂનની ૨૨મી તારીખથી જુલાઈની પાંચમી તારીખ સુધી ચાલ્યો હતો, અને તેમાં કાવતરાના ખોટા આરોપને એકદમ ઉઘાડો પાડી દેવામાં આવ્યો હતો. તેમ છતાં, ઈન્ટરનેશનલના કેટલાય સભ્યોને ખાલી એટલા જ કારણસર કેદની સજા કરવામાં આવી કે તેઓ આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સભ્યો હતા. ફ્રાંસના કામદાર વર્ગે એવા દમનનો જવાબ લોકવ્યાપી વિરોધ આંદોલનથી આપ્યો.—પૃ. ૧૧૫

68 ફ્રાંસ-પ્રશિયા યુદ્ધ ૧૮૭૦ના જુલાઈની ૧૯મી તારીખે ફાટી નીકળ્યું હતું.—પૃ. ૧૧૬

69 *«Le Réveil»*—લૂઈ શાર્લ દેલેક્લ્યુઝે સ્થાપેલું ઉદ્દામ પ્રજાસત્તાકપંથી અખબાર. તે પૅરિસમાં ૧૮૬૮ના જુલાઈથી ૧૮૭૧ના જાન્યુઆરી સુધી પ્રકાશિત થયું હતું. તેમાં ઈન્ટરનેશનલના દસ્તાવેજો પ્રગટ થતા અને કામદાર આંદોલન સંબંધી બીજી સામગ્રી છાપવામાં આવતી.—પૃ. ૧૧૬



70 *«La Marseillaise»* — પૅરિસમાં ૧૮૬૯ના ડિસેંબરથી ૧૮૭૦ના સપ્ટેંબર સુધી પ્રકાશિત ઉદ્દામ પ્રજાસત્તાકપંથી દૈનિક. તેમાં ઈન્ટરનેશનલની પ્રવૃત્તિઓ અને કામદાર વર્ગીય આંદોલન સંબંધી અહેવાલો પ્રગટ થતા.—પૃ. ૧૧૭

71 અહીંયાં નિર્દેશ **૧૦મી ડિસેંબરના સમાજ** તરફ છે. એ ગુપ્ત સમાજનું સંગઠન મુખ્યત્વે વર્ગભ્રષ્ટ તત્ત્વો, રાજકીય જુગારીઓ, લશ્કરી માણસો, વગેરેમાંથી કરવામાં આવ્યું હતું. તેના સભ્યોએ લૂઈ બોનાપાર્તને ૧૮૪૮ના ડિસેંબરની ૧૦મી તારીખે ફ્રાંસ પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે ચૂંટાવામાં મદદ કરી હતી (સમાજનું નામ એ હકીકત ઉપર આધારિત છે). —પૃ. ૧૧૭

72 આ નિર્દેશ **જર્મન રાષ્ટ્રના પવિત્ર રોમન સામ્રાજ્ય**—૯૬૨માં સ્થાપવામાં આવેલા અને જર્મનીના પ્રદેશને તથા ઈટાલીના અમુક હિસ્સાને આવરી લેતા સામ્રાજ્ય—તરફ છે. ત્યાર પછી એ સામ્રાજ્યમાં ફ્રાંસના કેટલાક પ્રદેશો, બોહેમિયા, ઑસ્ટ્રિયા, નેધરલૅંડ, સ્વીટ્ઝરલૅંડ, તથા બીજા દેશો પણ સામેલ થઈ ગયા હતા. સામ્રાજ્ય કેંદ્રીકૃત રાજ્ય નહોતું, સામ્રાજ્યની સર્વોપરી સત્તા માનતાં સામંતી રજવાડાં તથા મુક્ત નગરોના ઢીલા સંઘ જેવું હતું. હેપ્સબર્ગને ૧૮૦૬માં ફ્રાંસ સામેના યુદ્ધમાં પરાજય મળ્યા પછી પવિત્ર રોમન સામ્રાજ્યના સમ્રાટની પદવી તજી દેવી પડી ત્યારે સામ્રાજ્ય પડી ભાંગ્યું.—પૃ. ૧૨૩

73 ૧૬૧૮માં બ્રાન્ડેનબુર્ગનું રજવાડું પ્રશિયન ઠકરાત (પૂર્વ પ્રશિયા) જોડે ભળી ગયું હતું. પ્રશિયન ઠકરાતની સ્થાપના ૧૬મી સદીના આરંભમાં ટ્યૂટન જાતિઓના પ્રદેશોમાંથી કરવામાં આવી હતી અને તે હજી પોલૅંડ રાજના ખંડિયાના સ્થાને હતી. બ્રાન્ડેનબુર્ગનો રાજા, એ જ નામનો પ્રશિયન ઠાકોર, ૧૬૫૭ સુધી પોલૅંડ રાજનો ખંડિયો હતો. એ વરસે સ્વીડન સામેના યુદ્ધમાં પોલૅંડની મુશ્કેલીઓનો ફાયદો ઉઠાવીને તેણે પ્રશિયન પ્રદેશોના સંબંધમાં સર્વોપરી અધિકારો હાંસલ કરી લીધા.—પૃ. ૧૨૩

74 અહીંયાં નિર્દેશ અલગ **બાઝેલ શાંતિ સંધિ** તરફ છે. એ સંધિ યુરોપી રાજ્યોની

પ્રથમ ફ્રાંસ-વિરોધ એકસંપીના સભ્ય પ્રશિયાએ ૧૭૯૫ના એપ્રિલની પાંચમી તારીખે ફ્રાંસ પ્રજાસત્તાક સાથે કરી હતી. — પૃ. ૧૨૪

[75] **તીલસીતની સંધિ** નેપોલિયન-શાસિત ફ્રાંસ અને યુદ્ધમાં હારી ગયેલી ચોથી ફ્રાંસ-વિરોધી એકસંપીના સભ્યો રશિયા તથા પ્રશિયા વચ્ચે ૧૮૦૭ના જુલાઈની ૭ અને ૯ તારીખ દરમિયાન થઈ હતી. સુલેહની શરતો પ્રશિયાની બાબતમાં બહુ જુલમી હતી. તેણે સારો એવો પ્રદેશ ગુમાવી દીધો. રશિયાને પ્રાદેશિક હાનિ નહોતી થઈ પરંતુ યુરોપમાં ફ્રાંસની વધારે દૃઢ સ્થિતિ માની લેવી પડી હતી અને ઈંગ્લૅંડની નાકાબંધીમાં (ખંડીય નાકાબંધી તરીકે ઓળખાતી) ભાગ લેવો પડ્યો હતો. નેપોલિયન પહેલાએ લાદેલી તીલસીતની ધાડપાડુ શાંતિ સંધિથી જર્મનીના લોકોમાં ભારે રોષની લાગણી પેદા થઈ અને નેપોલિયનના શાસનની વિરુદ્ધ ૧૮૧૩માં શરૂ થયેલા રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનાં બીજ વવાયાં. — પૃ. ૧૨૪

[76] **ટ્યુટોનિક જાતિઓ** — જર્મન મૂળ ધરાવતી પ્રાચીન જાતિઓ, બહુ બહોળા અર્થમાં એ શબ્દ બધી જર્મન જાતિઓને લાગુ કરવામાં આવે છે. જર્મન રાષ્ટ્રવાદીઓ થકી એ શબ્દના ઉપયોગ તરફ માર્ક્સ અહીંયાં વ્યંગાત્મક નિર્દેશ કર્યો છે. — પૃ. ૧૨૫

[77] અહીંયાં માર્ક્સનો નિર્દેશ નેપોલિયનના પતન પછી જર્મનીમાં સામંતી પ્રત્યાઘાતના વિજય તરફ છે. જર્મનીમાંનો સામંતી કુસંપ ખતમ થઈ ગયો, અને જર્મન રાજ્યોમાં સામંતી રાજાશાહીઓ સ્થાપવામાં આવી. એ રાજાશાહીઓએ ઉમરાવ વર્ગના બધા વિશેષાધિકારો ચાલુ રાખ્યા અને કિસાનોના અર્ધ-સામંતી શોષણને વધારે જોરદાર બનાવી દીધું. — પૃ. ૧૨૭

[78] આ નિર્દેશ પૅરિસના **તુઈલરી મહેલ,** બીજા **સામ્રાજ્યના સમયમાં** નેપોલિયન ત્રીજાના નિવાસ, તરફ છે. — પૃ. ૧૨૭

[79] **ઓર્લિયનપંથીઓ** — બૂર્બોન રાજવંશની ગૌણ શાખાના ઓર્લિયન પરિવારના હિમાયતીઓ. ૧૮૩૦ની જુલાઈ પુનઃસ્થાપનાના પરિણામે એ પરિવાર સત્તાસ્થાને આવી ગયો હતો. ૧૮૪૮ની ક્રાંતિના પરિણામે તેના શાસનને ઉથલાવી પાડવામાં આવ્યું હતું. ઓર્લિયનપંથીઓ નાણાની અમીરશાહી તથા મોટા મૂડીદાર વર્ગનાં હિતોની સેવા બજાવતા હતા. — પૃ. ૧૨૮

[80] માર્ક્સનો નિર્દેશ ૧૮૭૦ના સપ્ટેંબરની ચોથી તારીખે જાહેર કરવામાં આવેલા ફ્રેંચ પ્રજાસત્તાકને માન્યતા અપાવવા માટે અંગ્રેજ કામદારોની ઝુંબેશ તરફ છે. સપ્ટેંબરની પાંચમી તારીખે લંડનમાં તથા બીજાં શહેરોમાં સિલસિલાબંધ સભાઓ તથા દેખાવોની શરૂઆત થઈ ગઈ, તેમાં ભાગ લેનારાઓએ ઠરાવો તથા અરજીઓ અપનાવીને માંગ ઉઠાવી કે બ્રિટિશ સરકાર ફ્રેંચ પ્રજાસત્તાકને તત્કાળ માન્યતા આપે. એ આંદોલનની સંઘટનામાં પ્રથમ ઇન્ટરનૅશનલની સામાન્ય પરિષદે સીધો ભાગ લીધો હતો. — પૃ. ૧૨૯

[81] માર્ક્સનો નિર્દેશ ૧૭૯૨માં ક્રાંતિકારી ફ્રાંસની વિરુદ્ધ જંગ શરૂ કરનારી સામંતી રાજાશાહી એકસંપી સ્થાપવામાં ઈંગ્લૅંડની સક્રિય સામેલગીરી તરફ છે, અને એ હકીકત તરફ પણ છે કે ફ્રાંસમાં ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે લૂઈ બોનાપાર્તે કરેલા સત્તાપલટાના પરિણામે સ્થાપાયેલી તેની સત્તાને યુરોપમાં સૌથી પહેલી માન્યતા ઈંગ્લૅંડના અલ્પતંત્રે આપી હતી. — પૃ. ૧૨૯

[82] *«Journal Officiel de la République Française»* — પૅરિસ કોમ્યુનનું સત્તાવાર મુખપત્ર. તે ૧૮૭૧ના માર્ચની ૨૦મી તારીખથી મેની ૨૪મી તારીખ સુધી પ્રકાશિત થયું હતું. ૧૮૭૦ના સપ્ટેંબરની પાંચમી તારીખથી પૅરિસમાં પ્રગટ થતા રહેલા ફ્રેંચ પ્રજાસત્તાકીય સરકારના સત્તાવાર મુખપત્રનું નામ અખબારે ચાલુ રાખ્યું હતું (પૅરિસ કોમ્યુનના સમયે વર્સાઈની થિયેર સરકારે એ જ નામનું અખબાર શરૂ કર્યું હતું). માર્ચની ૩૦મી તારીખની અંક *«Journal Officiel de la Commune de Paris»* નામે પ્રગટ થયો હતો. સિમોનનો પત્ર અખબારમાં ૧૮૭૧ના એપ્રિલની ૨૫મી તારીખે છપાયો હતો. — પૃ. ૧૩૨

[83] ૧૮૭૧ના જાન્યુઆરીની ૨૮મી તારીખે યુદ્ધવિરામ અને પૅરિસની શરણાગતિ સંબંધી કરાર ઉપર બિસ્માર્કની તથા રાષ્ટ્રીય સંરક્ષણની સરકાર વતી ફાવ્રેની સહીઓ થઈ હતી. એ નામોશીભર્યા કદમનો અર્થ ફ્રાંસનાં રાષ્ટ્રીય હિતોના

દ્રોહનો હતો. કરાર મુજબ પ્રશિયનો તરફથી લાદવામાં આવેલી હીણપતભરી શરતો — પખવાડિયાની અંદર નુકસાનીના ૨૦૦ મિલિયન ફ્રાંક ચૂકવી દેવાની, પૅરિસના મોટા ભાગના કિલ્લાઓ શરણે કરી દેવાની, અને પૅરિસના લશ્કરનું તોપખાનું તથા દારૂગોળો પ્રશિયનોને સુપરત કરી દેવાની શરતો — ફાવ્રેએ માની લીધી. — પૃ. ૧૩૨

[84] **શરણાગતિ શૂરાઓ** — ૧૮૭૦-૭૧ના ઘેરા દરમિયાન પૅરિસની શરણાગતિના હિમાયતીઓને ઘૃણાની લાગણીથી આપવામાં આવેલું નામ. આગળ જતાં એ શબ્દે ફ્રેંચ ભાષામાં સામાન્ય રૂપે શરણાગતિની તરફેણ કરનારનો અર્થ ધારણ કરી લીધો. — પૃ. ૧૩૨

[85] *«L'Etendard»* — બોનાપાર્ત-તરફી વલણ ધરાવતું ફ્રેંચ અખબાર. તે પૅરિસમાં ૧૮૬૬થી ૧૮૬૮ દરમિયાન ચાલુ રહ્યું હતું. વધારે નાણાભંડોળો ભેગાં કરવામાં છેતરપિંડી પકડાઈ જવાથી તેનું પ્રકાશન બંધ થઇ ગયું હતું. — પૃ. ૧૩૩

[86] *Société Générale du Crédit Mobilier* — ૧૮૫૨માં સ્થાપાયેલી મોટી ફ્રેંચ જૉઇન્ટ-સ્ટૉક બૅંક. તેની આવકનો મુખ્ય સ્રોત જામીનગીરીઓની સટ્ટાખોરીનો હતો. એ બૅંક બીજા સામ્રાજ્યનાં સરકારી વર્તુળો જોડે ગાઢ રૂપે સંકળાયેલી હતી. તેણે ૧૮૬૭માં દેવાળું કાઢ્યું હતું, અને ૧૮૭૧માં તેને સમેટી લેવામાં આવી હતી. — પૃ. ૧૩૩

[87] *«L'Electeur libre»* — પૅરિસમાં ૧૮૬૮થી ૧૮૭૧ સુધી પ્રકાશિત મવાળ પ્રજાસત્તાકપંથી અખબાર. તે ૧૮૭૦ દરમિયાન અને ૧૮૭૧માં રાષ્ટ્રીય સંરક્ષણની સરકારના નાણા મંત્રાલય સાથે સંકળાયેલું હતું. — પૃ. ૧૩૩

[88] ડ્યૂક દે બેરીના આત્માની શાંતિની પ્રાર્થના દરમિયાન વૈધતાવાદીઓના દેખાવના વિરોધમાં પૅરિસનાં ટોળાંએ ૧૮૩૧ના ફેબ્રુઆરીની ૧૪મી તથા ૧૫મી તારીખે સેંટ ઝેર્મેન-લે-ઓસેરુઆના દેવળમાં તેમ જ આર્ચબિશપના મહેલમાં લૂંટ ચલાવી હતી. તોફાની ટોળાં દેવળમાં તથા આર્ચબિશપના મહેલમાં લૂંટફાટ કરતાં હતાં ત્યારે થિયેર હાજર હતો અને તેણે રાષ્ટ્રીય રક્ષક દળના સિપાહીઓને દખલગીરી ન કરવા સમજાવ્યા હતા.



૧૮૩૨માં ગૃહપ્રધાન થિયેરના હુકમ મુજબ ડચેસ દે બેરીને, ફ્રાંસની રાજગાદીના વૈધતાવાદી દાવેદાર કોમ્તે દ શામ્બોરની માતાને, ગિરફતાર કરી લેવામાં આવી હતી અને તેની હીણપતભરી તબીબી તપાસ કરવામાં આવી હતી. તેમાં મુરાદ તેના ગુપ્ત લગ્નની જાહેરાત કરવાની અને એ રીતે તેની રાજકીય કારકિર્દી ખતમ કરી નાખવાની હતી. — પૃ. ૧૩૪

[89] આ નિર્દેશ ૧૮૩૪ના એપ્રિલની ૧૩-૧૪ તારીખે જુલાઈની રાજશાહી વિરુદ્ધ પૅરિસના લોકોના વિદ્રોહને દબાવી દેવામાં એ વખતના ગૃહપ્રધાન થિયેરની નામોશીભરી ભૂમિકા તરફ છે. વિદ્રોહને લશ્કરે જંગલી પાશવતાથી દબાવી દીધો હતો, દાખલા તરીકે ત્રાન્સ્નોનેન માર્ગના એક મકાનના રહેવાસીઓને મારી નાખવામાં આવ્યા હતા.

**સપ્ટેંબર કાનૂનો** — ૧૮૩૫માં ફ્રેંચ સરકારે અખબારી પ્રવૃત્તિની વિરુદ્ધ અમલમાં મૂકેલા પ્રત્યાઘાતી કાનૂનો. તેમાં ચાલુ સામાજિક તથા રાજકીય પદ્ધતિની ટીકા કરતાં પ્રકાશનો બદલ કેદની અને મોટા દંડની સજાની જોગવાઈ હતી. — પૃ. ૧૩૪

[90] ૧૮૪૧ના જાન્યુઆરીમાં થિયેરે પૅરિસ ફરતે લશ્કરી કિલ્લેબંધીઓનું કૂંડાળું બાંધવાની યોજના પ્રતિનિધિ સભામાં રજૂ કરી હતી. ક્રાંતિકારી-લોકશાહીવાદી વિભાગોને એ કદમમાં પ્રજાકીય દેખાવોને કચડી નાખવાની તૈયારીનું પગલું પરખાયું. યોજનામાં કામદારોના વિસ્તારો નજીક ખાસ મજબૂત કિલ્લેબંધીઓ બાંધવાની જોગવાઈ હતી. — પૃ. ૧૩૫

[91] ૧૮૪૮ના જાન્યુઆરીમાં ફર્ડીનાન્ડ બીજાના, આગળ જતાં એક વર્ષની શરદમાં મેસ્સીના શહેર ઉપર તોપમારા બદલ તોપશાહનું નામ પામેલ ફર્ડીનાન્ડ બીજાના, લશ્કરે જનતાના વિદ્રોહને દબાવી દેવાના આશયે પાલેર્મો ઉપર તોપમારો કર્યો હતો, અને એ ચિનગારીના પરિણામે ૧૮૪૮ અને ૧૮૪૯માં જુદાં જુદાં ઇટાલિયન રાજ્યોમાં મૂડીવાદી ક્રાંતિ થઈ હતી. — પૃ. ૧૩૫

[92] ૧૮૪૯ના એપ્રિલમાં ફ્રાંસે રોમ પ્રજાસત્તાકને કચડી નાખવાના અને પોપની લૌકિક સત્તા ફરી સ્થાપવાના આશયે ઑસ્ટ્રિયા તથા નેપલ્સની સાથે મળીને દખલબાજીની લડાઈ કરી હતી. ફ્રેંચ લશ્કરે રોમ ઉપર સખત તોપમારો

કર્યો હતો. પ્રજાસત્તાક પરાક્રમી સામનો કરવા છતાં કચડાઈ ગયું અને ફ્રેંચ લશ્કરે રોમ કબજે કરી લીધું. માર્ક્સે એ બનાવનું વર્ણન 'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર'માં કર્યું છે. — પૃ. ૧૩૬

[93] **વ્યવસ્થાની પાર્ટી** — ફ્રાંસનાં બે રાજાશાહીપંથી જૂથોની એકસંપી — લેધતાવાદીઓ અને ઓર્લિયનપંથીઓ. રૂઢિચુસ્ત મોટા મૂડીદાર વર્ગની એ પાર્ટી ૧૮૪૮માં અસ્તિત્વમાં હતી. ૧૮૪૯થી લઈને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટા સુધી તે બીજા સામ્રાજ્યની વિધાન સભામાં મોખરાનું સ્થાન ધરાવતી હતી. — પૃ. ૧૩૬

[94] ૧૮૪૦ના જુલાઈની ૧૫મી તારીખે ઇંગ્લૅંડ, રશિયા, પ્રશિયા, ઑસ્ટ્રિયા, અને તુર્કીએ ઇજિપ્તના શાસક મોહમ્મદ અલીની વિરુદ્ધ તુર્કીના સુલતાનને મદદ પૂરી પાડવાના સંબંધમાં લંડનનો કરાર કર્યો હતો. એ કરારમાં ફ્રાંસ સામેલ નહોતું, અને મોહમ્મદ અલીને ફ્રાંસનો ટેકો હતો. તેના પરિણામે, એક તરફ ફ્રાંસ અને બીજી તરફ યુરોપી સત્તાઓની એકસંપી વચ્ચે યુદ્ધનું જોખમ ઊભું થયું, પરંતુ ફ્રાંસના રાજા લૂઈ ફિલિપને લડાઈ શરૂ કરવાની હિંમત ન થઈ અને તેણે મોહમ્મદ અલીને ટેકો આપવાનું વલણ છોડી દીધું. — પૃ. ૧૩૭

[95] થિયેર પૅરિસ કોમ્યુનને દબાવી દેવા માટે બિસ્માર્કને અપીલ કરીને વર્સાઈના લશ્કરમાં ફ્રેંચ યુદ્ધકેદીઓને સામેલ કરવાની પરવાનગી માગી હતી. મોટા ભાગના યુદ્ધકેદીઓ સેદાન તથા મેત્ઝમાં શરણે થઈ ગયેલાં લશ્કરોના સિપાહીઓ હતા. — પૃ. ૧૩૭

[96] **લેધતાવાદીઓ** — મોટા જમીનદાર ઉમરાવોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા અને ૧૮૩૦માં ઉથલાવી પાડવામાં આવેલા બૂર્બોન રાજવંશના સમર્થકો. નાણાકીય અમીરશાહી તથા મોટા મૂડીદારોની ઉપર આધાર રાખતા ઓર્લિયન રાજવંશની વિરુદ્ધ સંઘર્ષમાં તેમણે સામાજિક વાણીવિલાસનો આશરો લીધો અને મૂડીવાદી શોષણ સામે કામદાર જનતાનું રક્ષણ કરતા હોવાનો દાવો કર્યો. — પૃ. ૧૩૯

[97] Chambre introuvable — ૧૮૧૫ અને ૧૮૧૬ દરમિયાન



(પુનઃસ્થાપનાનાં આરંભનાં વર્ષો દરમિયાન) ફ્રાંસની પ્રતિનિધિ સભા. તેના સભ્યો અત્યંત પ્રત્યાઘાતી હતા. — પૃ. ૧૪૦

[98] **જમીનદાર સભા, "ગામડિયા" સભા** — બોર્દોમાં ભરાયેલી રાષ્ટ્રીય સભાને આપવામાં આવેલું નામ. તેમાં મોટે ભાગે પ્રત્યાઘાતી રાજશાહીવાદીઓ — ગ્રામવિસ્તારોમાંથી ચૂંટાયેલા પ્રાંતીય જમીનદારો, અમલદારો, ભાડાજીવીઓ, અને વેપારીઓ — સામેલ હતા. સભાના ૬૩૦ સભ્યોમાંથી લગભગ ૪૩૦ રાજશાહીવાદીઓ હતા. — પૃ. ૧૪૦

[99] ૧૮૭૧ના માર્ચની ૧૦મી તારીખે રાષ્ટ્રીય સભાએ ખડી હૂંડીઓની ચુકવણી મોકૂફ રાખવા સંબંધી કાનૂન અપનાવ્યો હતો. તેમાં ૧૮૭૦ના ઑગસ્ટની ૧૩મી અને નવેંબરની ૧૨મી તારીખ દરમિયાન લેવામાં આવેલી જવાબદારીઓનાં કરજોની ચુકવણી મોકૂફ રાખવાની જોગવાઈ હતી. નવેંબરની ૧૨મી તારીખ પછી લેવામાં આવેલી જવાબદારીઓનાં કરજોની ચુકવણી મોકૂફ રાખવાની છૂટ નહોતી આપવામાં આવી. એ રીતે, માર્ચની ૧૦મી તારીખના કાનૂને કામદારો ઉપર તથા વસતિના ગરીબ વિભાગો ઉપર સખત ફટકો લગાવ્યો અને કેટલાય નાના ઉદ્યોગપતિઓ તથા વેપારીઓને દેવાળાની હાલતમાં ધકેલી દીધા. — પૃ. ૧૪૧

[100] **ડિસેંબર-શૂરા** — ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટામાં ભાગ લેનાર અને એ સત્તાપલટાની ભાવનાનાં કદમોને ટેકો આપનાર. — પૃ. ૧૪૧

[101] અખબારોના અહેવાલો મુજબ, થિયેરની સરકારે જાહેર કરવા ધારેલી આંતરિક લોનમાંથી તેને તથા તેની સરકારના સભ્યોને ૩૦૦ મિલિયન ફ્રાંકથી વધારે "કમિશન" મળવાનું હતું. લોન સંબંધી કાનૂન પૅરિસ કોમ્યુનને કચડી નાખ્યા પછી ૧૮૭૧ના જૂનની ૨૦મી તારીખે અપનાવી લેવામાં આવ્યો હતો. — પૃ. ૧૪૧

[102] **કાઈયેન** — ફ્રેંચ ગુયાનાનું (દક્ષિણ અમેરિકા) શહેર, કેદ અને હદપારીની સજાનું મથક. — પૃ. ૧૪૩

[103] *«Le National»* — ૧૮૩૦થી ૧૮૫૧ સુધી પૅરિસમાં પ્રકાશિત ફ્રેંચ દૈનિક,

વિનીત મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓનું મુખપત્ર. કાયમલાઉ સરકારમાં એ વલણના મુખ્ય પ્રતિનિધિઓ માર્રાસ્ટ, બાસ્તીદ, અને ગાર્નિયે-પાજેસ હતા. — પૃ. ૧૪૫

[104] **૧૮૭૦ના ઑક્ટોબરની ૩૧મી તારીખે** રાષ્ટ્રીય સંરક્ષણની સરકારે પ્રશિયનો સાથે વાટાઘાટો શરૂ કરવાનો નિર્ણય લીધો હોવાની ખબર પડતાં, પૅરિસના કામદારોએ તથા રાષ્ટ્રીય રક્ષક દળના ક્રાંતિકારી હિસ્સાઓએ વિદ્રોહ કર્યો. તેમણે નગર ભવન કબજે કરી લીધું અને ક્રાંતિકારી સરકારની, જાહેર સલામતી સમિતિની, રચના કરી. તેના અધ્યક્ષ તરીકે બ્લાંકીને નીમવામાં આવ્યો હતો. કામદારોના દબાણને લીધે રાષ્ટ્રીય સંરક્ષણની સરકારને રાજીનામું આપવાનું તથા કોમ્યુનની ચૂંટણી નવેંબરની પહેલી તારીખે કરવાનું વચન આપવું પડ્યું. પરંતુ પૅરિસનાં ક્રાંતિકારી પરિબળો પૂરતા પ્રમાણમાં સુસંગઠિત નહોતાં અને વિદ્રોહના આગેવાનોની અંદર, બ્લાંકીના અનુયાયીઓ અને નિમ્ન-મૂડીવાદી જેકોબિન લોકશાહીવાદીઓની અંદર, મતભેદો હતા. સરકારે એવા સંજોગોનો ફાયદો ઉઠાવ્યો અને રાષ્ટ્રીય રક્ષક દળની કેટલીક વફાદાર બટૅલિયનોની મદદના આધારે નગર ભવન પાછું કબજે કરી લીધું તથા પોતાની સત્તા ફરી સ્થાપી દીધી. — પૃ. ૧૪૫

[105] **"બ્રેતોન"** — બ્રેતોન ફરતું રક્ષક દળ (૧૮૭૦-૭૧ના ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સમયે ફ્રાંસમાં લશ્કરી સંઘટનોનો એક પ્રકાર). ત્રોશૂએ તેનો ઉપયોગ પૅરિસમાં ક્રાંતિકારી આંદોલનને દબાવી દેવા માટે લશ્કરી પોલીસ તરીકે કર્યો હતો.

કોર્સીકનો — બીજા સામ્રાજ્ય દરમિયાન તેઓ લશ્કરી પોલીસ ટુકડીઓનો સારો એવો હિસ્સો બની રહેલા હતા. — પૃ. ૧૪૫

[106] **૧૮૭૧ના જાન્યુઆરીની ૨૨મી તારીખે** પૅરિસના સર્વહારાઓ રાષ્ટ્રીય રક્ષક દળના સિપાહીઓએ ક્રાંતિકારી દેખાવ કર્યો હતો. તેમાં પહેલકદમી બ્લાંકીપંથીઓએ કરી હતી. દેખાવમાં સરકારને ઉથલાવી પાડવાની અને કોમ્યુન સ્થાપવાની માંગ ઉઠાવવામાં આવી હતી. નગર ભવનનું રક્ષણ કરતા બ્રેતોન ફરતા રક્ષક દળે રાષ્ટ્રીય સંરક્ષણની સરકારના હુકમ મુજબ દેખાવ ઉપર ગોળીબાર કર્યા હતા. સરકારે ક્રાંતિકારી આંદોલનને ત્રાસની રીત વડે



દબાવી દીધા પછી પૅરિસ દુશ્મનોને શરણે કરી દેવાની તૈયારી શરૂ કરી હતી. — પૃ. ૧૪૬

[107] Sommations (વિખેરાઈ જવાની પ્રાથમિક ચેતવણી) — કેટલાંય મૂડીવાદી રાજ્યોના કાનૂનો મુજબ એવી ચેતવણી ત્રણ વાર દોહરાવવામાં આવતી અને પછી સત્તાધારીઓને જોરજુલમના ઉપયોગનો હક રહેતો.

**રમખાણ કાનૂન** (Riot act) ઈંગ્લૅંડમાં ૧૭૧૫માં દાખલ કરવામાં આવ્યો હતો. એ કાનૂન મુજબ ૧૨થી વધારે માણસોની "બંડખોર જમાવટ"ની બંધી હતી, અને ટોળું એક કલાકની અંદર ત્રણ ચેતવણીઓ પછીયે વિખેરાઈ ન જાય તો સત્તાધારીઓને જોરજુલમના ઉપયોગનો હક રહેતો. — પૃ. ૧૪૭

[108] ઑક્ટોબરની ૩૧મી તારીખે ફ્લુરાંસે રાષ્ટ્રીય સંરક્ષણની સરકારના સભ્યોને ગોળીએ વીંધાઈ જવાની આફતમાંથી ઉગારી લીધા હતા. એક વિદ્રોહીએ તેમને વીંધી નાખવાની માગણી કરી હતી. — પૃ. ૧૪૯

[109] આ નિર્દેશ ૧૮૭૧ના એપ્રિલની પાંચમી તારીખે કોમ્યુને બાન માણસોના સંબંધમાં અપનાવેલી ડિક્રી તરફ છે. (માર્ક્સ અંગ્રેજી અખબારોમાં એ ડિક્રીના પ્રકાશનની તારીખ આપી છે.) એ ડિક્રી મુજબ, વર્સાઈ જોડે સંબંધ રાખવાના તહોમતદાર બધા માણસો ગુનેગાર સાબિત થઈ જાય તો તેમને બાન તરીકે જાહેર કરવાની જોગવાઈ હતી. એ ડિક્રી અપનાવવામાં કોમ્યુનનો ઉદ્દેશ કોમ્યુનવીરોને વર્સાઈ સરકારની ગોળીઓ વડે વીંધાઈ જવાના જોખમથી બચાવવાનો હતો. — પૃ. ૧૪૯

[110] *«The Times»* — ૧૭૮૫થી લંડનમાં પ્રકાશિત અંગ્રેજી રૂઢિચુસ્ત દૈનિક. — પૃ. ૧૫૦

[111] **અધિકાર પ્રદાન** — અમલદારોની નિમણૂકની એવી પદ્ધતિ કે જેમાં સોપાનતંત્રના નીચલા દરજ્જાઓના માણસો ઉપરી અમલદારોના પૂરા તાબેદાર રહેતા. — પૃ. ૧૫૬

[112] **જિરોંદ** — અઢારમી સદીના ઉત્તરાર્ધની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિના સમયનું એક મૂડીવાદી રાજકીય જૂથ. તે મવાળ મૂડીદાર વર્ગનાં હિતોનું પ્રતિનિધિત્વ

કરતું હતું, ક્રાંતિકારી તથા પ્રતિક્રાંતિકારી પરિબળોની વચ્ચે ડોલતું રહેતું, અને રાજશાહીવાદીઓની સાથે સમજણ કરી લેવાની નીતિને અનુસરતું હતું. તેનું જિરોંદ નામ એક વિસ્તારના નામ ઉપરથી પડયું હતું. વિધાન સભા તથા રાષ્ટ્રીય સભામાં એ વિસ્તારના પ્રતિનિધિઓ મવાળ જૂથના આગેવાનો હતા. — પૃ. ૧૫૬

[113] «*Kladderadatsch*» — પહેલી વાર ૧૮૪૮માં બર્લિનમાં પ્રકાશિત સચિત્ર વ્યંગ સાપ્તાહિક.
«*Punch, or the London Charivari*» — ૧૮૪૧થી લંડનમાં પ્રકાશિત હાસ્યરસનું અંગ્રેજી મૂડીવાદી-ઉદારમતવાદી સાપ્તાહિક. — પૃ. ૧૫૭

[114] આ નિર્દેશ ૧૮૭૧ના એપ્રિલની ૧૬મી તારીખે પૅરિસ કોમ્યુને અપનાવેલી ડિક્રી તરફ છે. તેમાં બધાં કરજોની ચુકવણી ત્રણ વરસ દરમિયાન હપ્તાવાર કરવાની અને કરજોના સંબંધમાં વ્યાજની નાબૂદીની જોગવાઈ હતી. — પૃ. ૧૬૦

[115] ૧૮૪૮ના ઑગસ્ટની ૨૨મી તારીખે બંધારણસભાએ કરજોની ચુકવણીની મોકૂફીનું લક્ષ્ય ધરાવતા "સુમેળ કરારો" "*concordats á l'amiable*" સંબંધી બિલ નકારી કાઢયું હતું. તેના પરિણામે નાના મૂડીદારોનો સારો એવો હિસ્સો તદ્દન પાયમાલ થઈ ગયો હતો અને મોટા મૂડીદાર લેણદારોની ઉપર એકદમ અવલંબિત બની ગયો હતો. — પૃ. ૧૬૦

[116] Frères ignorantins ("અજ્ઞાની બંધુઓ") — ૧૬૮૦માં રાઈમ્સમાં સ્થપાયેલા એક ધાર્મિક સંપ્રદાયને આપવામાં આવેલું નામ. એ સંપ્રદાયના સભ્યો ગરીબોનાં બાળકોને શિક્ષણ આપવાની પ્રતિજ્ઞા લેતા. બાળકોને મોટે ભાગે તો ધાર્મિક શિક્ષણ જ મળતું, બીજાં ક્ષેત્રો વિશે સાવ પાંખું જ્ઞાન મળતું. એ નામ મૂડીવાદી ફ્રાંસમાં પ્રાથમિક શિક્ષણની નીચી કક્ષા અને ધાર્મિક સ્વરૂપ તરફ નિર્દેશ કરે છે. — પૃ. ૧૬૦

[117] આ નિર્દેશ પૅરિસની અંદર ફ્રાંસના તરેહવાર ખાતાંના નિમ્ન-મૂડીવાદી પ્રતિનિધિઓના રાજકીય મંડળ — તરફ છે. તેણે લોકોને વર્સાઈ સરકાર સામે



તેમ જ રાજશાહીવાદી રાષ્ટ્રીય સભા સામે લડવાની અને આખા દેશમાં કોમ્યુનને ટેકો આપવાની હાકલ કરી હતી. — પૃ. ૧૬૦

[118] આ નિર્દેશ ૧૮૨૫ના એપ્રિલની ૨૭મી તારીખના કાનૂન તરફ છે. ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન જપ્ત કરી લેવામાં આવેલી જમીનજાગીરોનું વળતર ભૂતપૂર્વ વિદેશવાસીઓને ચૂકવવાની જોગવાઈ એ કાનૂનમાં કરવામાં આવી હતી. — પૃ. ૧૬૧

[119] **વેન્દોમ સ્તંભ** નેપોલિયનના વિજયોના સ્મારક તરીકે ૧૮૦૬-૧૦ દરમિયાન પૅરિસમાં ખડો કરવામાં આવ્યો હતો. તેને દુશ્મન લશ્કરો પાસેથી કબજે કરી લેવામાં આવેલી તોપોનું કાંસુ ઓગાળીને ઢાળવામાં આવ્યો હતો, અને તેની ટોચે નેપોલિયનની પ્રતિમા સ્થાપવામાં આવી હતી. ૧૮૭૧ના મે માસની ૧૬મી તારીખે પૅરિસ કોમ્યુનના હુકમ મુજબ વેન્દોમ સ્તંભને પાડી નાખવામાં આવ્યો હતો, પરંતુ ૧૮૭૫માં પ્રત્યાઘાતીઓએ તેને ફરી ખડો કરી દીધો હતો. — પૃ. ૧૬૩

[120] પીકપસ સાધ્વી મઠમાં સાધ્વીઓને ઘણાં વરસ કોટડીઓમાં પૂરી રાખવાના દાખલાઓ ઉઘાડા પડયા હતા અને અત્યાચારનાં સાધનો મળી આવ્યાં હતાં. સેંટ લાઉરેન્ટના દેવળમાં છૂપું કબ્રસ્તાન મળી આવતાં ત્યાં કરવામાં આવેલાં ખૂનોની સાબિતી હાંસલ થઈ હતી. એ હકીકતોને ૧૮૭૧ના મે માસની પાંચમી તારીખે કોમ્યુનના અખબાર «*Mot d'Ordre*»માં તેમ જ «*Les Crimes des congrégations religieuses*» નામે પુસ્તિકામાં જાહેર કરવામાં આવી હતી. — પૃ. ૧૬૫

[121] ૧૭૮૯ના જૂનની ૨૦મી તારીખે લૂઈ સોળમાની સરકારે States Généralના, સ્વઘોષિત રાષ્ટ્રીય સભાના, અધિવેશનમાં અંતરાય પાડવાની કોશિશ કરી ત્યારે ત્રીજા દરજ્જાના (મૂડીદાર વર્ગના) પ્રતિનિધિઓ વર્સાઈમાં દડાની રમતોના ભવનમાં એકઠા થયા, અને તેમણે બંધારણનો ખરડો ઘડાઈ ન જાય ત્યાં સુધી ભવનમાં જ રહેવાના સોગન લીધા. એ ઘટના ૧૮મી સદીના અંતની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિમાં પરિણમનારી ઘટનાઓમાં સામેલ હતી. — પૃ. ૧૬૭

[122] Francs-fileurs (શાબ્દિક અર્થ: "છૂટા ફરારો") — પૅરિસના ઘેરા

દરમિયાન શહેરનાં ભાગી ગયેલા મૂડીદારોને આપવામાં આવેલું નામ. એ નામ "francs-tireurs" ("છૂટા નિશાનબાજો") શબ્દ જોડેના સામ્યને લીધે વધારે વ્યંગભર્યું લાગે છે. "Francs-tireurs"--પ્રશિયનોની સામે જોમથી લડનારા ફ્રેંચ છાપામાર સિપાહીઓ.—પૃ. ૧૬૮

[123] **કોબ્લેન્ત્ઝ**—જર્મનીનું એક શહેર. ૧૮મી સદીના અંતની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન તે જમીનદાર-રાજશાહીવાદી વિદેશવાસીઓનું કેંદ્ર હતું, એ લોકોએ ક્રાંતિકારી ફ્રાંસ વિરુદ્ધ દખલબાજીની તૈયારીઓ ત્યાં કરી હતી. લૂઈ સોળમાના માજી પ્રધાન અને ઘોર પ્રત્યાઘાતી કાલોનની આગેવાનાં હેઠળની વિદેશવાસી સરકાર કોબ્લેન્ત્ઝમાં સ્થિત હતી.—પૃ. ૧૬૮

[124] ૧૮મી સદીના અંતની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન ઉત્તર-પશ્ચિમ ફ્રાંસમાં પ્રતિક્રાંતિકારી રાજવંશતરફી વિદ્રોહમાં ભાગ લેનારાઓ જોડે સામ્યના આધારે વર્સાઈના કેટલાક સિપાહીઓને, બ્રેતાનપ્રદેશમાંથી ભરતી કરવામાં આવેલા અને રાજવંશતરફી હમદર્દીઓ ધરાવતા સિપાહીઓને, એવું નામ આપવામાં આવ્યું હતું.—પૃ. ૧૬૮

[125] પૅરિસમાં કોમ્યુનની સ્થાપનામાં પરિણમનારી સર્વહારા વર્ગીય ક્રાંતિની અસર પડવાથી લ્યોન તથા માર્સેલમાં પણ એવાં જ ક્રાંતિકારી લોકવ્યાપી કદમો ઉઠાવવામાં આવ્યાં હતાં. પરંતુ સરકારી લશ્કરે જનતાના ક્રાંતિકારી દેખાવોને પાશવી રીતે કચડી નાખ્યા હતા.--પૃ. ૧૭૦

[126] રાષ્ટ્રીય સભામાં દુફોર તરફથી લશ્કરી અદાલતોની કારવાઈના સંબંધમાં રજૂ કરવામાં આવેલા કાનૂનમાં એવી જોગવાઈ હતી કે ૪૮ કલાકની અંદર બધો તપાસ પૂરી કરીને સજાઓ અમલમાં મૂકી દેવામાં આવે.—પૃ. ૧૭૧

[127] ઈંગ્લૅંડ અને ફ્રાંસ વચ્ચે એ સંધિ ૧૮૬૦ના જાન્યુઆરીની ૨૩મી તારીખે થઈ હતી. સંધિમાં એવી જોગવાઈ હતી કે ફ્રાંસ પોતાની આકરી જકાત નીતિ છોડી દે અને તેના બદલામાં નવા આયાત કર દાખલ કરે. ફ્રાંસમાં ઈંગ્લૅંડના માલની આયાતથી આંતરિક બજારમાં હરીફાઈ એકદમ વધી ગઈ અને ફ્રેંચ કારખાનદારોની અંદર ભારે અસંતોષની લાગણી ફેલાઈ ગઈ.—પૃ. ૧૭૨



[128] અહીંયાં નિર્દેશ ઈસુ પૂર્વેની પહેલી સદીમાં ગુલામ-માલિક રોમ પ્રજાસત્તાકની કટોકટીના જુદાજુદા તબક્કાઓમાં પ્રાચીન રોમમાં ત્રાસના સામ્રાજ્ય તથા ખૂનખાર દમન તરફ છે. **સુલ્લાની સરમુખત્યારી**--ઈસુ પૂર્વે ૮૨-૭૯. ઈસુ પૂર્વે ૬૦-૫૩ અને ૪૩-૩૬નાં વર્ષોની પહેલી અને બીજી ત્રિપુટીઓ—રોમન જનરલોની સરમુખત્યારીના ગાળાઓ: પહેલી ત્રિપુટી-પોમ્પેઈ, સીઝર, અને ક્રાસસ; બીજી ત્રિપુટી—ઓક્ટાવિયાનસ, આન્ટોનિયસ, અને લેપિડસ.—પૃ. ૧૭૫

[129] *«Journal de Paris»* — રાજશાહીવાદી-ઓર્લિયનપંથી વલણ ધરાવતું સાપ્તાહિક. તેનું પ્રકાશન પૅરિસમાં ૧૮૬૭માં શરૂ થયું હતું.—પૃ. ૧૭૬

[130] બ્રિટન અને સંયુક્ત રાજ્ય અમેરિકા વચ્ચેના યુદ્ધ દરમિયાન ૧૮૧૪ના ઑગસ્ટમાં બ્રિટિશ લશ્કરે વૉશિંગ્ટન કબજે કરી લીધું હતું અને કૅપિટોલ, વ્હાઈટ હાઉસ, તથા બીજી સાર્વજનિક ઈમારતોને બાળી નાખી હતી.

૧૮૬૦ના ઑક્ટોબરમાં બ્રિટન અને ફ્રાંસે ચીન વિરુદ્ધ શરૂ કરેલા યુદ્ધ દરમિયાન બ્રિટિશ અને ફ્રેંચ લશ્કરોએ ચીની સમ્રાટોના ગ્રીષ્મ મહેલમાં, ચીની કલા અને સ્થાપત્યના ખજાનામાં, લૂંટ ચલાવી હતી અને પછી તેને બાળી નાખ્યો હતો.—પૃ. ૧૭૭

[131] ૧૮૧૨ની શરદમાં નેપોલિયનના લશ્કરના કબજામાં સપડાયેલા મોસ્કોના લોકોએ શહેરના સારા એવા હિસ્સાને બાળી નાખ્યો હતો. તેમાં મુરાદ દુશ્મનના સિપાહીઓને હૂંફાળાં ઘરો તથા ખોરાકના પુરવઠા ન મળવા દેવાની હતી.—પૃ. ૧૭૮

[132] **પ્રીટોરિયનો**—પ્રાચીન રોમમાં સમ્રાટના અંગરક્ષકો. તેઓ આંતરિક ધાંધલધમાલમાં સતત ભાગ લેતા રહેતા અને ઘણી વાર પોતાના પાલનહારને રાજગાદીએ બેસાડી દેતા. અહીંયાં નિર્દેશ ડિસેંબરની દસમી તારીખના સમાજ તરફ છે.—પૃ. ૧૭૯

[133] માર્ક્સે પ્રશિયાની સભાને ફ્રાંસની "ગામડિયા સભા"ની સરખામણીમાં એવી ગણાવી હતી. ૧૮૪૯માં ચૂંટવામાં આવેલી સભામાં બે ભવનો હતાં: એક

ભવન વિશેષાધિકારી ઉમરાવ વર્ગનું "ઉમરાવ ભવન" હતું, બીજા ભવનની રચના બે તબક્કાઓની ચૂંટણીના આધારે કરવામાં આવી હતી અને ચૂંટણીમાં માત્ર કહેવાતા "સ્વતંત્ર" પ્રશિયનોએ જ ભાગ લીધો હતો. બીજા ભવનમાં ચૂંટાયેલો બિસ્માર્ક અત્યંત પ્રત્યાઘાતી જમીનદાર જૂથનો એક આગેવાન બની ગયો.—પૃ. ૧૮૦

134 *«The Daily News»*—લંડનમાં ૧૮૪૬થી ૧૯૩૦ સુધી પ્રકાશિત અંગ્રેજી ઉદારમતવાદી અખબાર, ઔદ્યોગિક મૂડીદાર વર્ગનું મુખપત્ર.—પૃ. ૧૮૪

135 *«Le Temps»*—પૅરિસમાં ૧૮૬૧થી ૧૯૪૩ સુધી પ્રકાશિત ફ્રેંચ રૂઢિચુસ્ત દૈનિક, મોટા મૂડીદાર વર્ગનું મુખપત્ર.—પૃ. ૧૮૪

136 *«The Evening Standard»*—અંગ્રેજી રૂઢિચુસ્ત અખબાર *«Standard»*ની સાંજની આવૃત્તિ. તે લંડનમાં ૧૮૫૭થી ૧૯૦૫ સુધી પ્રકાશિત થયું હતું.—પૃ. ૧૮૫

137 એ પત્રના લેખકો કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક ઍંગેલ્સ હતા.—પૃ. ૧૮૫

139 **સમાજવાદી લોકશાહીવાદી એકસંપી** – ૧૮૬૮માં જિનિવામાં બાકૂનીને સ્થાપેલું સંગઠન. એકસંપીના કાર્યક્રમ મુજબ તે વર્ગોની સમાનતાનો તથા રાજ્યની નાબૂદીની હિમાયત કરતી હતી અને કામદાર વર્ગના રાજકીય સંઘર્ષની આવશ્યકતાને નકારતી હતી. એકસંપીના નિમ્ન-મૂડીવાદી અરાજકતાવાદી કાર્યક્રમને ઇટાલી, સ્પેન, સ્વિટ્ઝરલૅંડ, તથા બીજા દેશોના એવા વિસ્તારોમાં ટેકો મળ્યો હતો કે જ્યાં ઔદ્યોગિક વિકાસ નીચી કક્ષાએ હતો. એકસંપીએ ઇન્ટરનૅશનલમાં પ્રવેશ માટે ૧૮૬૯માં સામાન્ય પરિષદને અરજી કરી હતી. સામાન્ય પરિષદે એકસંપીના અલગ અલગ વિભાગોને ઇન્ટરનૅશનલમાં દાખલ કરવાની મંજૂરી એવી શરતે આપી હતી કે એકસંપીને સ્વતંત્ર સંગઠન તરીકે વિખેરી નાખવામાં આવે. પરંતુ એકસંપીના સભ્યોએ ઇન્ટરનૅશનલમાં દાખલ થઈને પોતાનું ગુપ્ત સંગઠન આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની અંદર ચાલુ રાખ્યું અને બાકૂનિનની આગેવાની હેઠળ સામાન્ય પરિષદની વિરુદ્ધ ચળવળ શરૂ કરી દીધી. પૅરિસ કોમ્યુનના પરાજય



પછી એ ચળવળ વધારે જોરદાર બની ગઈ અને બાકૂનિન તથા તેના અનુયાયીઓએ સર્વહારા વર્ગની સરમુખત્યારીના તેમ જ કામદાર વર્ગની સ્વતંત્ર રાજકીય પાર્ટીને, લોકશાહીવાદી કેંદ્રવાદના સિદ્ધાંતો ઉપર આધારિત પાર્ટીને, વધારે મજબૂત બનાવવાના ખ્યાલને ધુતકારી કાઢયો, ૧૮૭૨ના સપ્ટેંબરમાં પ્રથમ ઇન્ટરનૅશનલની હેગ કૉંગ્રેસે ભારે મોટી બહુમતીથી નિર્ણય અપનાવીને એકસંપીના આગેવાનો બાકૂનિન તથા ગિલ્યોમને ઇન્ટરનૅશનલમાંથી કાઢી મૂક્યા.—પૃ. ૧૮૬

139 *«The Spectator»*—લંડનમાં ૧૮૨૮થી પ્રકાશિત અંગ્રેજી ઉદારમતવાદી સાપ્તાહિક.—પૃ. ૧૮૭

140 પ્રથમ ઇન્ટરનૅશનલનું **લંડન સંમેલન** ૧૮૭૧માં સપ્ટેંબરની ૧૭મીથી ૨૩મી તારીખ દરમિયાન ભરાયું હતું. પૅરિસ કોમ્યુનના પરાજય પછી ઇન્ટરનૅશનલના સભ્યોની ઉપર વરસાવવામાં આવતા સખત દમનના સમયે સંમેલન ભરાયું હોવાથી તેમાં હાજરી ઓછી હતી. સંમેલનમાં મતાધિકાર ધરાવતા ૨૨ ડેલિગેટોએ અને મતાધિકાર વગરના પણ બોલવાની છૂટ ધરાવતા ૧૦ ડેલિગેટોએ ભાગ લીધો હતો. જે દેશો ડેલિગેટો નહોતા મોકલી શક્યા તેમનું પ્રતિનિધિત્વ સામાન્ય પરિષદના સંબંધિત મંત્રીઓએ કર્યું હતું. માર્ક્સે જર્મનીનું અને ઍંગેલ્સે ઇટાલીનું પ્રતિનિધિત્વ કર્યું હતું.

માર્ક્સ અને ઍંગેલ્સે સર્વહારા વર્ગીય પાર્ટીની સ્થાપના માટે શરૂ કરેલા સંઘર્ષમાં લંડન સંમેલને મહત્ત્વનો તબક્કો અંકિત કર્યો હતો. સંમેલને 'કામદાર વર્ગના રાજકીય કદમ' વિશે ઠરાવ અપનાવ્યો હતો. ઇન્ટરનૅશનલની હેગ કૉંગ્રેસના નિર્ણય મુજબ, એ ઠરાવના મુખ્ય હિસ્સાને આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સામાન્ય નિયમોમાં સામેલ કરવામાં આવ્યો હતો. સંમેલનના નિર્ણયોમાં કાર્યનીતિ અને સંગઠનના સંબંધમાં કેટલાય મહત્ત્વના સિદ્ધાંતો નિરૂપિત કરવામાં આવ્યા હતા. એ નિર્ણયોથી સંકુચિત વલણ તથા સુધારાવાદ ઉપર સખત ફટકો પડયો. સંમેલને અરાજકતાવાદ તથા તકવાદની સામે સર્વહારા વર્ગીય પ્રતિબદ્ધતાના સિદ્ધાંતોની રક્ષામાં મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.—પૃ. ૧૮૮

141 **'ગોથા કાર્યક્રમની મીમાંસા'**—માર્ક્સે ૧૮૭૫માં લખેલી એ કૃતિમાં જર્મનીની સંયુક્ત કામદાર પાર્ટીના કાર્યક્રમના ખરડા વિશે ટીકાત્મક વિચારો રજૂ કરવામાં

આવ્યા હતા. એ ખરડામાં ગંભીર ભૂલો હતી અને સિદ્ધાંતની બાબતમાં લાસાલપંથની તરફેણમાં ઢીલાશ રાખવામાં આવી હતી. માર્ક્સે અને એંગેલ્સે જર્મનીમાં સંયુક્ત સમાજવાદી પાર્ટી સ્થાપવાના ખ્યાલને બહાલી આપી પરંતુ લાસાલપંથીઓની જોડે વૈચારિક તડજોડને ધુતકારી કાઢી અને તેની વેધક ટીકા કરી. એ કૃતિમાં માર્ક્સે વૈજ્ઞાનિક સામ્યવાદના મહત્ત્વના સવાલો વિશે ઘણા વિચારો રજૂ કર્યા છે, દાખલા તરીકે સમાજવાદી ક્રાંતિ, સર્વહારા વર્ગની સરમુખત્યારી, મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણનો ગાળો, સામ્યવાદી સમાજના બે તબક્કાઓ, સમાજવાદમાં સામાજિક પેદાશનું ઉત્પાદન અને વહેંચણી, તેમ જ સામ્યવાદ, સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદ તથા કામદાર વર્ગની પાર્ટીનાં મુખ્ય લક્ષણો.

માર્ક્સે રાજ્ય અને સર્વહારા વર્ગની સરમુખત્યારીના સિદ્ધાંતનું વધારે વિગતવાર વિરૂપણ પણ કર્યું છે. તેમણે મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણની ખાસ કક્ષા અને તેની જોડે મેળ ખાતા રાજ્ય-રૂપની અનિવાર્યતા વિશે મહત્ત્વનું વિધાન રજૂ કર્યું છે. એ રાજ્ય-રૂપને તેમણે "સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી" નામ આપ્યું છે.—પૃ. ૧૯૦

142 એંગેલ્સે આ 'પ્રસ્તાવના' ૧૮૯૧માં માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની મીમાંસા'ના પ્રકાશનના સંબંધમાં લખી હતી. એંગેલ્સે નીતિ સંબંધી એ મહત્ત્વના દસ્તાવેજનું પ્રકાશન જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાં સક્રિય બની ગયેલાં તકવાદી તત્ત્વોને ફટકો લગાવવાના આશયે હાથમાં લીધું હતું. એ વખતે એવું કદમ ખાસ મહત્ત્વ ધરાવતું હતું કારણ કે પાર્ટી એર્ફુર્ટ કૉંગ્રેસમાં ચર્ચાવિચારણા કરીને ગોથા કાર્યક્રમને બદલે નવો કાર્યક્રમ અપનાવવાની હતી. એંગેલ્સ 'ગોથા કાર્યક્રમની મીમાંસા' મુદ્રણ માટે તૈયાર કરતા હતા ત્યારે જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાનોએ, «*Die Neue Zeit*»ના પ્રકાશક દિયેત્ઝ તથા તંત્રી કાર્લ કાઉત્સ્કીએ, વાંધા ઉઠાવ્યા હતા અને અમુક ફેરફાર કરવાની તથા અમુક મુદ્દાઓ કાઢી નાખવાની માગણી કરી હતી. એંગેલ્સને તેમની માગણી માની લેવી પડી હતી. જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના સાધારણ સભ્યો તથા બીજા દેશોના સભ્યોએ માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની મીમાંસા'ને બહાલી આપી હતી અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલન માટે નીતિના સમુચિત દસ્તાવેજ તરીકે ગણાવી હતી. એંગેલ્સે 'ગોથા કાર્યક્રમની મીમાંસા'ના પ્રકાશનમાં એ કૃતિ



સાથે સીધી રીતે સંકળાયેલો માર્ક્સનો ૧૮૭૫ના મે માસની પાંચમી તારીખનો બ્રાક્કને સંબોધિત પત્ર પણ સામેલ કર્યો હતો.

એંગેલ્સના જીવનકાળ દરમિયાન 'ગોથા કાર્યક્રમની મીમાંસા' તથા તેમાં તેમની ભૂમિકાની માત્ર એક જ આવૃત્તિ પ્રગટ થઈ હતી. 'ગોથા કાર્યક્રમની મીમાંસા'ની સંપૂર્ણ વાચના પહેલી વાર ૧૯૩૨માં સોવિયેત યુનિયનમાં પ્રકાશિત થઈ હતી.—પૃ. ૧૯૦

143 ગોથા કૉંગ્રેસ ૧૮૭૫ના મે માસની ૨૨મીથી ૨૭મી તારીખ દરમિયાન ભરાઈ હતી. તેમાં જર્મન કામદાર વર્ગીય આંદોલનનાં બે વહેણોએ—આઉગુસ્ટ બેબેલ તથા વિલ્હેલ્મ લીબ્કનેખ્તની આગેવાની ધરાવતી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (આઇઝેનાખપંથીઓ) અને લાસાલપંથી સામાન્ય જર્મન કામદાર સંઘે—એકતા સાધીને જર્મનીની સમાજવાદી કામદાર પાર્ટીની સ્થાપના કરી હતી. એથી જર્મન કામદાર વર્ગની અંદર ફૂટની હાલત ખતમ થઈ ગઈ. સંયુક્ત પાર્ટીના કાર્યક્રમના ખરડાને ખાલી નજીવા સુધારાવધારા કરીને અપનાવી લેવામાં આવ્યો હતો. માર્ક્સે અને એંગેલ્સે એ ખરડાની વેધક ટીકા કરી હતી.—પૃ. ૧૯૦

144 હાલે ખાતે **જર્મન સામાજિક-લોકશાહીવાદી કૉંગ્રેસ** ૧૮૯૦ના ઑક્ટોબરની ૧૨મીથી ૧૮મી તારીખ દરમિયાન ભરાઈ હતી. તેમાં નિર્ણય લેવામાં આવ્યો હતો કે નવા કાર્યક્રમનો ખરડો આગામી એર્ફુર્ટ કૉંગ્રેસથી ત્રણ મહિના વહેલો ઘડીને પ્રગટ કરવામાં આવે જેથી તેની ચર્ચાવિચારણા પહેલાં સ્થાનિક પાર્ટી સંગઠનો તથા અખબારોમાં થઈ શકે.—પૃ. ૧૯૦

145 આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની હેગ **કૉંગ્રેસ** ૧૮૭૨ના સપ્ટેંબરની બીજીથી સાતમી તારીખ દરમિયાન ભરાઈ હતી. તેમાં ૧૫ રાષ્ટ્રીય સંગઠનોના ૬૫ ડેલિગેટોએ ભાગ લીધો હતો. ડેલિગેટોમાં માર્ક્સ તથા એંગેલ્સ સામેલ હતા અને કૉંગ્રેસની પૂરી કારવાઈનું સંચાલન તેમણે કર્યું હતું. કામદાર વર્ગીય આંદોલનની અંદર તરેહવાર નિમ્ન-મૂડીવાદી સંકુચિત વલણોની સામે માર્ક્સ, એંગેલ્સ અને તેમના અનુયાયીઓના અનેક વર્ષોના સંઘર્ષનું સમાપન એ કૉંગ્રેસમાં થયું હતું. અરાજકતાવાદીઓની સંકુચિત પ્રવૃત્તિઓને ધુતકારી કાઢવામાં આવી હતી અને તેમને આગેવાનોને ઇન્ટરનેશનલમાંથી કાઢી

મૂકવામાં આવ્યા હતા. હેગ કૉંગ્રેસના નિર્ણયોથી જુદાજુદા દેશોની અંદર કામદાર વર્ગની સ્વતંત્ર પાર્ટીઓની સ્થાપનાનો માર્ગ મોકળો થયો. — પૃ. ૧૯૧

[146] જર્મની, ઑસ્ટ્રિયા, અને સ્વિટ્ઝરલૅંડના સામાજિક-લોકશાહીવાદીઓની કૉંગ્રેસ આઈઝેનાખમાં ૧૮૬૨ના ઑગસ્ટની ૭મીથી ૯મી તારીખ દરમિયાન ભરવામાં આવી હતી. તેમાં સ્થાપવામાં આવેલી જર્મન સામાજિક-લોકશાહી-વાદી કામદાર પાર્ટી આઈઝેનાખપંથીઓ તરીકે જાણીતી થઈ હતી. કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલો કાર્યક્રમ મુખ્ય મુદ્દાઓની બાબતમાં પ્રથમ ઈન્ટરનેશનલના સિદ્ધાંતોને અનુરૂપ હતો. — પૃ. ૧૯૨

[147] આ નિર્દેશ બાકૂનિનની કૃતિ 'રાજ્યત્વ અને અરાજકતાવાદ' તરફ છે. એ પુસ્તક સ્વિટ્ઝરલૅંડમાં ૧૮૭૩માં પ્રગટ થયું હતું. — પૃ. ૧૯૨

[148] તહેવાર પછી, એટલે થોડોક વિલંબ કરીને, ગોથા એકતા કૉંગ્રેસ ૧૮૭૫ના મે માસની ૨૨મીથી ૨૭મી તારીખ દરમિયાન, લાસાલપંથીઓની કૉંગ્રેસ મે માસમાં એથી વહેલી, અને આઈઝેનાખપંથીઓની કૉંગ્રેસ હામ્બુર્ગ ખાતે જૂનની ૮મી તારીખે ભરાઈ હતી. — પૃ. ૧૯૩

[149] **શાંતિ અને આઝાદી સંઘ** — સ્વિટ્ઝરલૅંડમાં ૧૮૬૭માં નિમ્ન-મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓ અને ઉદારમતવાદીઓએ સ્થાપેલી મૂડીવાદી શાંતિવાદી સંસ્થા. તેણે એવું ધોરણ લીધું હતું કે "યુરોપનાં સંયુક્ત રાજ્યો"ની રચના કરીને યુદ્ધો થતાં અટકાવી દેવાનું શક્ય છે, અને એ રીતે લોકસમુદાયોની અંદર ખોટા ભ્રમો ફેલાવ્યા હતા તથા સર્વહારા વર્ગને વર્ગસંઘર્ષના માર્ગથી અળગો વાળી દીધો હતો. — પૃ. ૨૦૫

[150] *«Norddeutsche Allgemeine Zeitung»* — બર્લિનમાં ૧૮૬૧થી ૧૯૧૮ સુધી પ્રકાશિત પ્રત્યાઘાતી દૈનિક. ઓગણીસમી સદીના સાતમા અને આઠમા દાયકા દરમિયાન તે બિસ્માર્કની સરકારનું સત્તાવાર મુખપત્ર હતું. માર્ક્સનો નિર્દેશ તેમાં ૧૮૭૫ના માર્ચની ૨૦મી તારીખે છપાયેલા એક લેખ તરફ છે. — પૃ. ૨૦૬

[151] માલ્થસે *«An Essay on the Principle of Population»* નામે કૃતિમાં એવું વિધાન કર્યું હતું કે વસતિના વધારામાં ગુણોત્તર શ્રેણીનું વલણ હોય



છે પરંતુ વપરાશી માલનું ઉત્પાદન બહુ બહુ તો સમાંતર શ્રેણીમાં વધી શકે છે. — પૃ. ૨૦૭

[152] *«L'Atelier»* — પૅરિસમાં ૧૮૪૦થી ૧૮૫૦ સુધી પ્રકાશિત માસિક, ખ્રિસ્તી સમાજવાદી હમદર્દીઓ ધરાવતા કસબીઓ તથા કામદારોનું મુખપત્ર. — પૃ. ૨૦૯

[153] 'Kulturkampf' — ગઈ સદીના આઠમા દાયકામાં બિસ્માર્કની સરકારે બિનસાંપ્રદાયિક સંસ્કૃતિની ઝુંબેશના ઝંડા હેઠળ અમલમાં મૂકેલી સુધારા-પદ્ધતિને મૂડીવાદી ઉદારમતવાદીઓએ આપેલું નામ. પરંતુ નવમા દાયકામાં બિસ્માર્કે પ્રત્યાઘાતી પરિબળોને વધારે મજબૂત બનાવવાના આશયે તેમાંથી મોટા ભાગના સુધારાઓને રદ કરી નાખ્યા હતા. — પૃ. ૨૧૪

[154] એંગેલ્સે ૧૮૭૫ના માર્ચની ૧૮મી અને ૨૮મી તારીખ દરમિયાન બેબેલને લખેલો પત્ર માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની મીમાંસા' જોડે ગાઢ સંકળાયેલો હતો અને તેમાં જર્મનીની ભાવિ સંયુક્ત સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના કાર્યક્રમના ખરડાના સંબંધમાં માર્ક્સ અને એંગેલ્સનો સહિયારો અભિપ્રાય વ્યક્ત થયો હતો. એંગેલ્સે તડજોડિયા કાર્યક્રમના ખરડાની — તેમાં સમાયેલ લાસાલપંથી મતાગ્રહો, રાજ્ય વિશે તકવાદી સિદ્ધાંતસૂત્રો, અને સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના સિદ્ધાંતોના અસ્વીકારની આખી પદ્ધતિની — સખત ટીકા કરી હતી. — પૃ. ૨૧૭

[155] *«Frankfurter Zeitung und Handelsblatt»* ('ફ્રૅંકફર્ટ પત્ર અને વાણિજ્ય પત્રિકા') — ૧૮૫૬થી (આ નામે ૧૮૬૬થી) ૧૯૪૩ સુધી પ્રકાશિત નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી દૈનિક. — પૃ. ૨૧૮

[156] અહીંયાં એંગેલ્સનો નિર્દેશ ગોથા કાર્યક્રમના ખરડાની નીચેની કલમો તરફ છે:

"જર્મન કામદાર પાર્ટી રાજ્યના મુક્ત આધાર તરીકે માંગો રજૂ કરે છે:

"૧. રાષ્ટ્રીય અને સ્થાનિક તમામ ચૂંટણીઓમાં એકવીસ વરસ કે એથી વધારે ઉંમરના તમામ પુરુષોને ગુપ્ત મતદાનની રીતે સાર્વજનીન, સમાન, તથા સીધો મતાધિકાર. ૨. કાનૂનો સીધા જનતા તરફથી ઘડવામાં આવે,

અને તેમાં બિલોને રજૂ કરવાનો તથા નકારી કાઢવાનો અધિકાર સામેલ કરવામાં આવે. ૩. સાર્વજનીન લશ્કરી તાલીમ. સ્થાયી લશ્કરને બદલે લોક-મિલિશિયાની રચના કરવામાં આવે. યુદ્ધ અને શાંતિને લગતા નિર્ણયો જનતાની પ્રતિનિધિ સભામાં લેવામાં આવે. ૪. બધા અસાધારણ કાનૂનોને, ખાસ કરીને અખબારો, સંગઠન, તથા સભાસંમેલનોને લગતા કાનૂનોને, રદ કરી નાખવામાં આવે. ૫. ન્યાયતંત્ર જનતાને હસ્તક. અદાલતી કારવાઈ જાતની ફી વગર મફત.

"જર્મન કામદાર પાર્ટી રાજ્યના બૌદ્ધિક અને નૈતિક આધાર તરીકે માંગો રજૂ કરે છે:

"૧. રાજ્ય તરફથી સાર્વત્રિક અને સમાન સાર્વજનિક શિક્ષણ. ફરજિયાત શિક્ષણ. મફત શિક્ષણ. ૨. વૈજ્ઞાનિક ચિંતનની આઝાદી. અંતઃકરણની આઝાદી."—પૃ. ૨૧૯

[157] આ નિર્દેશ ૧૮૭૦-૭૧ના ફ્રાંસ-પ્રશિયા યુદ્ધ તરફ છે.—પૃ. ૨૧૯

[158] વિલ્હેલ્મ બ્રાક્કે, «*Der Lassallech*e *Vorschlag*», Braunschweig ('લાસાલની દરખાસ્ત', બ્રાઉનશ્વેઇગ) ૧૮૭૩.—પૃ. ૨૨૦

[159] «*Demokratisches Wochenblatt*» ('લોકશાહીવાદી સાપ્તાહિક')—લાઇપઝીગમાં ૧૮૬૪ના જાન્યુઆરીથી ૧૮૬૯ના સપ્ટેંબર સુધી પ્રકાશિત જર્મન કામદારોનું અખબાર. તેનું સંપાદન વિલ્હેલ્મ લીબ્કનેખ્તને હસ્તક હતું. એ અખબારે જર્મન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના સર્જનમાં મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. ૧૮૬૯માં આઇઝેનાખ કોંગ્રેસમાં તેને પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર બનાવવામાં આવ્યું હતું અને તે «*Volksstaat*» તરીકે જાણીતું થયું હતું. માર્ક્સ અને એંગેલ્સ તેમાં લેખો લખતા.—પૃ. ૨૨૩

[160] «*Dialectics of Nature*» ફ્રેડરિક એંગેલ્સની મુખ્ય કૃતિઓમાંની એક છે. તેમાં પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રે ઓગણીસમી સદીના મધ્યવર્તી ગાળાની અત્યંત મહત્ત્વની શોધોનું દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પૃથક્કરણ કરવામાં આવ્યું છે, ભૌતિકવાદી દ્વંદ્વવાદનું સવિસ્તર નિરૂપણ કરવામાં આવ્યું છે, અને



પ્રકૃતિ વિજ્ઞાનના ક્ષેત્રે આધિભૌતિક તથા આદર્શવાદી વિભાવનાઓનું ટીકાત્મક પૃથક્કરણ કરવામાં આવ્યું છે.

«*Dialectics of Nature*» કૃતિની રચના માટે વપરાયેલી સામગ્રી એંગેલ્સના જીવનકાળ દરમિયાન પ્રગટ નહોતી થઈ. પુસ્તકની સંપૂર્ણ આવૃત્તિ પહેલી વાર ૧૯૨૫માં સોવિયેત સંઘમાં જર્મન ભાષામાં પ્રગટ થઈ હતી અને સાથોસાથ તેનો રૂસી અનુવાદ પણ પ્રગટ કરવામાં આવ્યો હતો.—પૃ. ૨૨૬

[161] ગ્રીક પુરાણકથા મુજબ, એલિસના રાજા ઓજિયાસની વિશાળ અશ્વશાળાઓ અનેક વર્ષોથી બેહદ ગંદી હાલતમાં હતી અને હર્ક્યુલીસે તેમને એક દિવસમાં સાફ કરી નાખી હતી. 'ઑજિયન અશ્વશાળાઓ' શબ્દો કચરા તથા ગંદવાડના કોઈ પણ ઢગલાના અથવા બેહદ લાપરવાઈ તથા અવ્યવસ્થાના સમાનાર્થ છે.—પૃ. ૨૨૮

[162] એંગેલ્સે લૂથરના સમૂહગીત 'Ein feste Burg ist unser Gott' તરફ નિર્દેશ કર્યો છે. હાઈનરિખ હાઈને 'જર્મનીમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઈતિહાસ વિશે' નામની પોતાની કૃતિમાં એ ગીતને "ધર્મસુધારણાના માર્સેલેઈ" તરીકે ગણાવ્યું હતું.—પૃ. ૨૨૮

[163] કોપરનિકસે વિશ્વની સૂર્યકેંદ્રિક પદ્ધતિનું નિરૂપણ 'ખગોલીય પિંડોના પરિભ્રમણ વિશે' નામે કૃતિમાં કર્યું હતું. એ પુસ્તકની નકલ તેને તેના મૃત્યુના દિવસે, ૧૫૪૩ના મે માસની ૨૪મી તારીખે, મળી હતી.—પૃ. ૨૨૯

[164] અઢારમી સદીમાં રસાયણવિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રચલિત વિચારો મુજબ, ફ્લોજિસ્ટનને જ્વલનશીલતાનો સિદ્ધાંત ગણવામાં આવતો હતો અને માનવામાં આવતું હતું કે તે દહશીલ દ્રવ્યોમાં મોજૂદ હોય છે તથા દહન દરમિયાન મુક્ત થાય છે. નામાંકિત ફ્રેંચ રસાયણવિજ્ઞાની લાવુઆઝિયેએ દહનની પ્રક્રિયાનો સાચો ખુલાસો રજૂ કર્યો હતો અને સાબિત કર્યું હતું કે ઓક્સીજન સાથે દહનશીલ દ્રવ્યોના રાસાયણિક જોડાણથી દહન થાય છે.—પૃ. ૨૩૦

[165] **ધર્મશાસ્ત્ર**—ધાર્મિક નીતિનિયમો, મતસૂત્રો, તથા સંપ્રદાયોને પદ્ધતિમાં

ગોઠવવાની તથાં "વૈજ્ઞાનિક રીતે" પ્રમાણિત કરવાની કોશિશ કરતો ધર્મ-સિદ્ધાંત. — પૃ. ૨૩૨

[106] નકલી-વૈજ્ઞાનિક આદર્શવાદી સિદ્ધાંત, એ સિદ્ધાંત મુજબ, દરેક ઘટના પૂર્વનિર્ધારિત હોય છે, તે ધાર્મિક વિશ્વ દૃષ્ટિકોણનું સૈદ્ધાંતિક સમર્થન કરતો રહ્યો છે અને હજી કરે છે. — પૃ. ૨૩૨

[107] અહીંયાં નિર્દેશ કાંટની કૃતિ «*Allgemeine Naturgeschichte und Theorie des Himmels*» ('સામાન્ય પ્રાકૃતિક ઇતિહાસ અને સ્વર્ગનો સિદ્ધાંત') તરફ છે. તેનું પ્રકાશન ૧૭૫૫માં લેખકના નામ વગર થયું હતું. તેમાં કાંટે વિશ્વની ઉત્પત્તિ સંબંધી ધારણા રજૂ કરી હતી. તેના ખ્યાલ મુજબ, સૂર્યમંડળનો ઉદ્ભવ આદ્ય નિહારિકીય પદાર્થમાંથી થયો હતો. લાપ્લાસે સૂર્યમંડળની રચના વિશે પોતાની ધારણાનું નિરૂપણ પહેલી વાર «*Exposition du système du monde*» ('વિશ્વ દર્શન') નામે કૃતિના છેલ્લા પ્રકરણમાં કર્યું હતું. એ કૃતિના બે ગ્રંથ પૅરિસમાં ૧૭૯૬માં પ્રગટ થયા હતા. — પૃ. ૨૩૨

[108] **જ્ઞાનકોશકારો** અથવા પ્રબોધકો ૧૮મી સદીની મૂડીવાદી ક્રાંતિની પૂર્વવેળાએ મૂડીદાર વર્ગના વિચારકો હતા. તેમણે ભેગા મળીને 'કલા અને કસબકારીગરી જ્ઞાનકોશ'નું પ્રકાશન હાથમાં લીધું હતું. ભૌતિકવાદી તત્ત્વજ્ઞાની દિદેરો એ પ્રકાશનનો મુખ્ય સંપાદક હતો. જ્ઞાનકોશના લેખકો રાજકીય તથા દાર્શનિક વિચારોની બાબતમાં અમુક મતભેદો ધરાવતા હોવા છતાં સામંતશાહી તરફ નકારાત્મક વલણની, મૂડીદાર વર્ગની આગેવાની હેઠળ ત્રીજા દરજ્જાના અધિકારોના સમર્થનની અને મધ્યયુગીન પાંડિત્યવાદ તથા કૅથોલિક ધર્મસંસ્થા તરફ નફરતની બાબતમાં એકમત હતા. ફ્રેડરિક ઍંગેલ્સે તેમની પ્રવૃત્તિનું વર્ણન 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક' નામે કૃતિમાં કર્યું છે. — પૃ. ૨૩૨

[109] આ નિર્દેશ ઇસાક ન્યૂટને «*Mathematical Principles of Natural Science*» (ગ્રંથ ૩, સામાન્ય સિદ્ધાંત) નામે કૃતિમાં નિરૂપેલા વિચાર તરફ છે. હેગેલે «*Encyclopedia of Philosophical Sciences*» (ઉમેરણી ૧) નામે કૃતિમાં એ વિચાર ટાંકતી વેળા લખ્યું હતું: "ન્યૂટને... ભૌતિકવિજ્ઞાનને આધિભૌતિકતામાં ન સરી પડવાની સીધી ચેતવણી આપી હતી..." — પૃ. ૨૩૩

[170] **એમ્ફિઓક્સસ** — નાનકડું માછલી જેવું પ્રાણી. તે કરોડ વગરના અને કરોડવાળા જીવો વચ્ચેની કક્ષાનું પ્રાણી છે અને સમુદ્રો તથા મહાસાગરોમાં જોવા મળે છે.

**લેપિડોસિરેન** ફેફસાંવાળાં માછલાં અથવા ડીપનોઈના પેટા વર્ગમાં સામેલ છે. તેને ફેફસાં તથા ચૂઈ બેઉ અંગો હોય છે. તે દક્ષિણ અમેરિકામાં જોવા મળે છે. — પૃ. ૨૩૭

[171] **સેરેટોડસ** — ઑસ્ટ્રેલિયામાં જોવા મળતું ડીપનોઈ પેટા વર્ગનું પ્રાણી.

**આર્કિઓપ્ટેરિક્સ** — જીવાશ્મ પૃષ્ઠવંશી. પક્ષી વર્ગનું પ્રતિનિધિત્વ કરતો જૂનામાં જૂનો જીવ. તેને સાથે સાથે સરીસૃપોનાં લક્ષણો પણ હતાં. — પૃ. ૨૩૭

[172] આ નિર્દેશ સી.એફ.વોલ્ફની થિસિસ «*Theoria generationis*» ('ઉત્પત્તિનો સિદ્ધાંત') તરફ છે. તે ૧૭૫૯માં પ્રગટ થઈ હતી. — પૃ. ૨૩૭

[173] ચાર્લ્સ ડાર્વિનની કૃતિ «*Origin of Species*» ૧૮૫૯માં પ્રગટ થઈ હતી. — ૨૩૭

[174] હેક્કેલના વર્ગીકરણ મુજબ **પ્રોટિસ્ટા** જૈવ પ્રકૃતિનું ત્રીજુ જગત, બીજાં બે જગતોની (બહુકોષી જીવરચનાઓ — પ્રાણીઓ તથા વનસ્પતિઓ) જોડાજોડ ત્રીજું જગત, બની રહેતા પ્રોટોઝોઆનું (એકકોષી તથા કોષરહિત) મોટું જૂથ છે. — પૃ. ૨૩૮

[175] **ઈયોઝૂઓન કેનેડેન્સે** — અત્યંત પ્રારંભિક મનાતી જીવરચનાઓના જીવાશ્મ અવશેષો, તે કેનેડામાં જોવા મળે છે. ૧૮૭૮માં જર્મન પ્રાણીવિજ્ઞાની મોબિયસે તેમના જૈવ ઉદ્ગમ સંબંધી ધારણાનું ખંડન કર્યું હતું. — પૃ. ૨૪૦



19—1415

## નામ નિર્દેશિકા

આંદોલનનો એક સિદ્ધાંતકાર, કાલવિનપંથ નામના ધાર્મિક આંદોલનનો નેતા. —૨૨૮

**કાલોન, શાર્લ આલેક્સાન્દર** (Calonne, Charles Alexandre) (૧૭૩૪-૧૮૦૨)—ફ્રેંચ રાજપુરુષ, ૧૮માં સદીના અંતની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન પ્રતિક્રાંતિકારી વિદેશવાસીઓનો એક આગેવાન.—૧૬૮

**કાવેન્યાક, લૂઈ એજેન** (Cavaignac, Louis Eugène) (૧૮૦૨-૧૮૫૭)—ફ્રેંચ જનરલ અને રાજકારણી, મવાળ મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, ૧૮૪૮ના મે માસથી યુદ્ધ પ્રધાન. તેણે પૅરિસના કામદારોના જૂન વિદ્રોહને ભયંકર નિર્દયતાથી કચડી નાખ્યો હતો. કાર્યવાહક સત્તાનો પ્રધાન (જૂન-ડિસેંબર, ૧૮૪૮).—૧૮૦

**કાંટ, ઈમાનુએલ** (Kant, Immanuel) (૧૭૨૪-૧૮૦૪)—જર્મન ફિલસૂફ, જર્મન ક્લાસિકલ આદર્શવાદનો પ્રણેતા.—૨૩૨-૩૪, ૨૩૯-૩૮

**કુઝેન-મોન્તોબાન, શાર્લ ગિયોમ મારી અપોલિનેર અન્તુઆન,** કાઉંટ દે પાલીકાઓ (Cousin-Montauban, Charles Guillaume Marie Appolinaire Antoine, Conte de Palikao) (૧૭૯૬-૧૮૭૮)—ફ્રેંચ જનરલ, બોનાપાર્તપંથી. તેણે ૧૮૬૦માં ચીનમાં અંગ્રેજ-ફ્રેંચ હુમલા દળોની સરદારી કરી હતી. યુદ્ધ પ્રધાન અને સરકારનો અધ્યક્ષ (ઑગસ્ટ-સપ્ટેંબર, ૧૮૭૦).—૧૪૧

**કુવિયે, જ્યોર્જ** (Cuvier, Georges) (૧૭૬૯-૧૮૩૨)—ફ્રેંચ પ્રકૃતિવિજ્ઞાની, મહાપ્રલયોના બિનવૈજ્ઞાનિક આદર્શવાદી સિદ્ધાંતનો પ્રણેતા.—૨૩૪

**કેપલેર, યોહાન્ન** (Kepler, Johann) (૧૫૭૧-૧૬૩૦)—જર્મન ખગોળવિજ્ઞાની.—૨૩૦

**કોપેર્નિકસ, નિકોલાઈ** (Copernicus, Nicolas) (૧૪૭૩-૧૫૪૩)—પોલૅંડનો ખગોળવિજ્ઞાની, હેલિયોસેન્ટ્રિક વિશ્વ પ્રણાલી મતનો સંસ્થાપક.—૨૨૯

ગ

**ગાનેસ્કૂ, ગ્રેગોરી** (Ganesco, Grégory) (લગભગ ૧૮૩૦-૧૮૭૭)—ફ્રેંચ પત્રકાર, રુમાનિયાનો વતની, બીજા સામ્રાજ્ય દરમિયાન બોનાપાર્તપંથી, ત્યાર પછી થિયેર્સની સરકારનો સમર્થક.—૧૬૩



**ગામ્બેત્તા, લેઓન** (Gambetta, Léon) (૧૮૩૮-૮૨)—ફ્રેંચ રાજપુરુષ, મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, રાષ્ટ્રીય સંરક્ષણની સરકારનો સભ્ય.—૧૩૨

**ગાલીફે, ગાસ્તોન આલેક્સાન્દર ઑગુસ્ત** (Galliffet, Gaston) (૧૮૩૦-૧૯૦૯)—ફ્રેંચ જનરલ, પૅરિસ કોમ્યુનના કટ્ટર દુશ્મન હત્યારાઓમાંનો એક.—૧૪૮, ૧૫૦, ૧૮૩-૮૪

**ગિઓ, અદોલ્ફ સિમોન** (Guiod, Adolf) (જન્મ ૧૮૦૫)—ફ્રેંચ જનરલ, ૧૮૭૦-૭૧માં પૅરિસના ઘેરા દરમિયાન તોપદળનો મુખ્ય સેનાપતિ.—૧૩૨

**ગીઝો, ફ્રાંસુઆ** (Guizot, François) (૧૭૮૭-૧૮૭૪)—ફ્રેંચ મૂડીવાદી ઈતિહાસકાર અને રાજનીતિજ્ઞ, ૧૮૪૦થી ૧૮૪૯ સુધી નાણાકીય મૂડીના હિતમાં ફ્રેંચ વિદેશ અને ગૃહ નીતિનો સંચાલક.—૯, ૧૩૬

**ગેઇબ, આઉગુસ્ટ** (Geib, August) (૧૮૪૨-૧૮૭૯)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, હામ્બુર્ગમાં પુસ્તક-વિક્રેતા, સામાન્ય જર્મન કામદાર મંડળનો સભ્ય, ૧૮૬૯માં આઇઝેનાખ કૉંગ્રેસમાં સામેલગીર, સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના સંસ્થાપકોમાંનો એક, પાર્ટીનો ખજાનચી (૧૮૭૨-૭૮), રેઈખ્સ્ટાગનો સભ્ય (૧૮૭૪-૭૭).—૧૯૦, ૧૯૨

**ગેટે, યોહાન્ન વોલ્ફગાંગ** (Goethe, Johann Wolfgáng) (૧૭૪૯-૧૮૩૨)—જર્મન કવિ અને નાટકકાર.—૨૦૬, ૨૦૭, ૨૪૩

**ગોગ, આમાન્દ** (Gögg, Amand) (૧૮૨૦-૧૮૯૭)—જર્મન પત્રકાર, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી, ૧૮૪૯માં બાડેન કામચલાઉ સરકારનો સભ્ય, ક્રાંતિના પરાજય પછી જર્મનીમાંથી વિદેશગમન, આઠમા દાયકામાં જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાં સામેલ.—૨૨૦

**ગોર્ચાકોવ, આલેક્સાન્દર મિખાઈલોવિચ, પ્રિન્સ** (૧૭૯૮-૧૮૮૩)—રૂસી રાજપુરુષ અને મુત્સદ્દી, વિયેનામાં એલચી (૧૮૫૪-૫૬), વિદેશ પ્રધાન (૧૮૫૬-૮૨).—૧૨૬

**ગ્લેડ્સ્ટન, રોબર્ટ** (Gladstone, Robert) (૧૮૧૧-૧૮૭૨)—અંગ્રેજ વ્યાપારી, વિલિયમ ગ્લેડ્સ્ટનનો પિતરાઈ ભાઈ, મૂડીવાદી સખાવતી.—૨૧૩

જ

**જોઉલ, જેમ્સ પ્રેસ્કોટ** (Jouln, James Prescott) (૧૮૧૮-૧૮૮૯)—અંગ્રેજ ભૌતિકવિજ્ઞાની. તેણે ઈલેક્ટ્રો-મેગ્નેટીઝ્મ અને ઉષ્ણતા સંબંધી સંશોધન કર્યું હતું.—૨૩૫

## થ



## દ







## ન



20—1415

અંગ્રેજ ગણિતશાસ્ત્રી, ભૌતિકવિજ્ઞાની અને ખગોળશાસ્ત્રી; ક્લાસિકલ ગતિવિજ્ઞાનનો સંસ્થાપક. — ૨૨૯-૩૧

પ

**પાલીકાઓ** (Palikao) — જુઓ કુઝેન-મોન્તોબાન.

**પિઆ, ફેલીક્સ** (Pyat, Felix) (૧૮૧૦-૧૮૮૯) — ફ્રેંચ પત્રકાર, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી, ૧૮૪૮ની ક્રાંતિમાં સામેલગીર, વિદેશવાસી (૧૮૪૯થી). તેણે લંડનમાં ઈન્ટરનેશનલના ફ્રેંચ વિભાગનો ઉપયોગ કરીને કેટલાંય વરસ માર્ક્સ અને ઈન્ટરનેશનલની વિરુદ્ધ નાલેશીની ઝુંબેશ ચલાવી હતી. પૅરિસ કોમ્યુનનો સભ્ય. — ૧૮૯

**પિયેત્રી, જોસેફ મારી** (Pietri, Joseph Marie) (૧૮૨૦-૧૯૦૨) — ફ્રેંચ રાજકારણી, બોનાપાર્તપંથી, પૅરિસનો વડો પોલીસ અધિકારો. — ૧૧૭, ૧૬૯

**પીક, જ્યુલ** (Pic, Jules) — ફ્રેંચ પત્રકાર, બોનાપાર્તપંથી, «L'Etendard» અખબારનો જવાબદાર પ્રકાશક. — ૧૩૩

**પીકાર, આર્થર** (Picard, Arthur) (જન્મ ૧૮૨૫) — ફ્રેંચ રાજકારણી અને શૅરદલાલ, વિનીત મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, એર્નેસ્ટ પીકારનો ભાઈ. — ૧૩૩

**પીકાર, એર્નેસ્ટ** (Picard, Ernest) (૧૮૨૧-૧૮૭૭) — ફ્રેંચ વકીલ અને રાજકારણી, વિનીત મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, રાષ્ટ્રીય સંરક્ષણની સરકારમાં નાણાપ્રધાન (૧૮૭૦-૭૧), થિયેરની સરકારમાં ગૃહપ્રધાન (૧૮૭૧), પૅરિસ કોમ્યુનનો કટ્ટર દુશ્મન હત્યારો. — ૧૩૩, ૧૪૧, ૧૪૮, ૧૮૨

**પુયે-કેર્ત્યે, ઓગુસ્ત-થોમા** (Pouyer-Quertier, August-Thomas) (૧૮૨૦-૧૮૯૧) — મોટો ફ્રેંચ કારખાનદાર અને રાજકારણી, નાણાપ્રધાન (૧૮૭૧-૭૨). — ૧૪૧, ૧૭૨

**પેક્કેર, કૉન્સ્તાતેન** (Pecqueur, Constantin) (૧૮૦૧-૧૮૮૭) — ફ્રેંચ અર્થશાસ્ત્રી અને તરંગી સમાજવાદી. — ૭૮

**પેન, આંરી** (Pène, Henri) (૧૮૩૦-૧૮૮૮) — ફ્રેંચ પત્રકાર, રાજશાહીવાદી, ૧૮૭૧ના માર્ચની ૨૨મી તારીખે પૅરિસમાં પ્રતિક્રાંતિકારી કદમના સંગઠકોમાંનો એક. — ૧૪૭



**પ્ટોલેમી, ક્લોડિયસ** (Ptolemy, Claudius) (બીજી સદી) — પ્રાચીન ગ્રીક ગણિતવિજ્ઞાની, ખગોળવિજ્ઞાની અને ભૂગોળ લેખક, સૂર્યકેંદ્રકના સિદ્ધાંતનો સંસ્થાપક. — ૨૨૯

**પ્રુધોં, પિયેર જોઝેફ** (Proudhon Pierre Joseph) (૧૮૦૯-૧૮૬૫) — ફ્રેંચ પત્રકાર, અર્થશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી વર્ગનો સિદ્ધાંતકાર, અરાજકતાવાદના સંસ્થાપકોમાંનો એક. — ૧૧, ૯૭, ૧૧૦, ૧૧૧, ૨૨૨

ફ

**ફર્દીનાન્દ બીજો** (Ferdinand II) (૧૮૧૦-૧૮૫૯) — નેપલ્સનો રાજા (૧૮૩૦-૫૯), ૧૮૪૮માં મેસ્સીના ઉપર તોપમારો કરવા બદલ તેને "તોપશાહ" નામ આપવામાં આવ્યું હતું. — ૧૩૫

**ફાવ્રે, જ્યુલ** (Favre, Jules) (૧૮૦૯-૧૮૮૦) — ફ્રેંચ વકીલ અને રાજકારણી, વિનીત મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓનો એક આગેવાન. તેણે વિદેશ પ્રધાન (૧૮૭૦-૭૧) તરીકે પૅરિસની શરણાગતિ અને જર્મની સાથે સુલેહ સંબંધી વાટાઘાટો કરી હતી. પૅરિસ કોમ્યુનનો કટ્ટર દુશ્મન હત્યારો અને ઈન્ટરનેશનલની વિરુદ્ધ સંઘર્ષ ઉશ્કેરનારો. — ૧૩૧-૧૩૩, ૧૩૮, ૧૪૧, ૧૪૫, ૧૬૫, ૧૭૨-૭૩, ૧૮૫-૧૮૯

**ફેરી, જ્યુલ** (Ferry, Jules) (૧૮૩૨-૧૮૯૩) — ફ્રેંચ વકીલ, પત્રકાર, અને રાજકારણી, વિનીત મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓનો એક આગેવાન, રાષ્ટ્રીય સંરક્ષણની સરકારનો સભ્ય, પૅરિસનો નગરપતિ (૧૮૭૦-૭૧). તેણે ક્રાંતિકારી આંદોલન વિરુદ્ધ સંઘર્ષમાં સક્રિય ભાગ લીધો હતો. પ્રધાનમંડળનો અધ્યક્ષ (૧૮૮૦-૮૧ અને ૧૮૮૩-૮૫), સાંસ્થાનિક નીતિનો સમર્થક. — ૧૩૪

**ફોગ્ટ, કાર્લ** (Vogt, Karl) (૧૮૧૭-૧૮૯૫) — જર્મન પ્રકૃતિવિજ્ઞાની, વિકૃત ભૌતિકવાદી, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી. જર્મનીમાં તેણે ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં ભાગ લીધો હતો, સર્વહારા ક્રાંતિકારીઓની વિરુદ્ધ જૂઠો પ્રચાર ચલાવ્યો હતો. — ૧૩૩

**ફ્રાંકેલ, લીઓ** (Frankel, Leo) (૧૮૪૪-૧૮૯૬) — હંગેરિયન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની મોખરાની વ્યક્તિ, પૅરિસ કોમ્યુનનો સભ્ય અને કોમ્યુનના શ્રમ તથા વિનિમય પંચનો અધ્યક્ષ, પ્રથમ ઈન્ટરનેશનલની

20*

સામાન્ય પરિષદનો સભ્ય (૧૮૭૧-૭૨), હંગેરીની સામાન્ય કામદાર પાર્ટીના સંસ્થાપકોમાંનો એક, માર્ક્સ અને એંગેલ્સનો સહયોગી.—૧૬૩

**ફ્રૅંકલિન, બેન્જામિન** (Franklin, Benjamin) (૧૭૦૬-૧૭૯૦)—નામાંકિત અમેરિકી રાજકારણી, વિજ્ઞાની, મૂડીવાદી લોકશાહીવાદી.—૩૭

**ફ્લુરાંસ, ગુસ્તાવ** (Flourens, Gustave) (૧૮૩૮-૨૮૭૧)—ફ્રેંચ ક્રાંતિકારી અને પ્રકૃતિવિજ્ઞાની, બ્લાંકીપંથી, પૅરિસમાં ૧૮૭૦ના ઑક્ટોબરની ૩૧મી તારીખના અને ૧૮૭૧ના જાન્યુઆરીની ૨૨મી તારીખના વિદ્રોહનો આગેવાન, પૅરિસ કોમ્યુનનો સભ્ય, ૧૮૭૧ના એપ્રિલમાં વર્સાઈના લશ્કરના હાથે શહીદ.—૧૪૧, ૧૪૫, ૧૪૯

બ

**બાકૂનિન, મિખાઈલ આલેક્સાન્દ્રોવિચ** (૧૮૧૪-૧૮૭૬)—રશિયન લોકશાહીવાદી, પત્રકાર, અને અરાજકતાવાદનો ચિંતક; જર્મનીની ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં સામેલગીર; પ્રથમ ઇન્ટરનેશનલમાં માર્ક્સવાદનો કટ્ટર વિરોધી, ૧૮૭૨માં હેગ કૉંગ્રેસમાં વિઘટનની કામગીરીના આરોપ બદલ ઇન્ટરનેશનલમાંથી હકાલપટ્ટી.—૯૭, ૧૯૧, ૧૯૨, ૨૨૩

**બાર્ટન, જૉન** (Barton, John) (અઢારમી સદીનો અંત—ઓગણીસમી સદીનો આરંભ)—અંગ્રેજ અર્થશાસ્ત્રી, ક્લાસિકલ મૂડીવાદી રાજકીય અર્થશાસ્ત્રનો સિદ્ધાંતકાર.—૬૮

**બિસ્માર્ક, ઓટ્ટો** (Bismarck, Otto) (૧૮૧૫-૧૮૯૮)—પ્રશિયા અને જર્મનીનો રાજપુરુષ અને મુત્સદ્દી, પ્રશિયન યુંકરોનો પ્રતિનિધિ; ૧૮૬૨-૧૮૭૧માં પ્રશિયાનો પ્રધાન મંત્રી, જર્મન સામ્રાજ્યનો ચાન્સેલર.— ૧૦૦, ૧૦૧, ૧૦૪, ૧૧૮, ૧૨૫, ૧૨૬, ૧૩૨, ૧૩૪, ૧૩૭, ૧૩૯, ૧૪૧, ૧૪૨, ૧૫૭, ૧૬૫, ૧૬૮-૧૭૪, ૧૮૦, ૧૮૧, ૧૮૬, ૨૦૪-૨૦૬, ૨૨૪

**બુશે, ફિલિપ** (Buchez, Philippe) (૧૭૯૬-૧૮૬૫)—ફ્રેંચ રાજકારણી અને ઇતિહાસકાર, મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, ખ્રિસ્તી સમાજવાદના વિચારકોમાંનો એક.—૨૦૯, ૨૨૦

**બેક્કેર, બેર્નહાર્ડ** (Becker, Bernhard) (૧૮૨૬-૧૮૯૧)—જર્મન પત્રકાર અને ઇતિહાસકાર, લાસાલપંથી, આગળ જતાં આઇઝેનાખપંથી.—૧૯૩

**બેબેલ, આઉગુસ્ટ** (Bebel, August) (૧૮૪૦-૧૯૧૩)—જર્મન તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ, જર્મન કામદાર મંડળોના સંઘનો આગેવાન, પ્રથમ ઇન્ટરનેશનલનો સભ્ય, ૧૮૬૭થી રેઇખ્સ્ટાગનો સભ્ય, જર્મન સામાજિક-લોકશાહીવાદના સંસ્થાપકો તથા આગેવાનોમાંનો એક, માર્ક્સ અને એંગેલ્સનો સહયોગી અને મિત્ર, બીજી ઇન્ટરનેશનલનો કાર્યકાર.—૧૯૦, ૧૯૨, ૨૧૭

**બેર, કાર્લ એર્ન્સ્ટ** (કાર્લ મક્સીમોવિચ) (૧૭૯૨-૧૮૭૬)—નામાંકિત રૂસી પ્રકૃતિવિજ્ઞાની, પદ્ધતિસરના ભ્રૂણવિજ્ઞાનનો સંસ્થાપક, તેણે જર્મનીમાં તેમ જ રશિયામાં કાર્ય કર્યું હતું.—૨૩૭

**બેરીની ડચેસ, મારી કેરોલીન ફર્ડીનાન્ડ લૂઈ** (Berry, Marie Caroline Ferdinande Louise) (૧૭૯૮-૧૮૭૦)—ફ્રાંસની રાજગાદીના વૈધતાવાદી દાવેદાર કાઉન્ટ ઓફ શામ્બોર્દની માતા. ૧૮૩૨માં તેણે લૂઈ ફિલિપને ઉથલાવી પાડવા વેન્દીમાં વિદ્રોહ ઉશ્કેરવાની કોશિશ કરી હતી.—૧૩૪

**બેર્ઝેરે, જ્યુલ વિક્તોર** (Bergeret, Jules Victor) (૧૮૩૯-૧૯૦૫)—પૅરિસ કોમ્યુનમાં મોખરાની વ્યક્તિ, રાષ્ટ્રીય રક્ષક દળનો જનરલ, આગળ જતાં વિદેશવાસી.—૧૪૭

**બેલે, શાર્લ** (Beslay, Charles) (૧૭૯૫-૧૮૭૮)—ફ્રેંચ ઉદ્યોગપતિ અને રાજકારણી, પ્રુધોંપંથી, ઇન્ટરનેશનલનો સભ્ય, પૅરિસ કોમ્યુનમાં નાણા સમિતિના સભ્ય તરીકે અને બૅંક ઓફ ફ્રાંસમાં પ્રતિનિધિ તરીકે તેણે બૅંકના મામલાઓમાં બિનદખલગીરીનું તથા બૅંકના રાષ્ટ્રીયકરણની બાબતથી અળગા રહેવાનું ધોરણ લીધું હતું.—૧૩૮

**બોનાપાર્ત**—જુઓ નેપોલિયન ત્રીજો.—૮૩, ૮૭, ૯૩-૯૫, ૧૦૦, ૧૦૪, ૧૧૯, ૧૨૬, ૧૨૭, ૧૩૦, ૧૩૨, ૧૩૩, ૧૩૯, ૧૪૦, ૧૪૨, ૧૪૫, ૧૬૯, ૧૭૩

**બ્રાઈટ, જૉન** (Bright, John) (૧૮૧૧-૧૮૮૯)—અંગ્રેજ ઉદ્યોગપતિ, મુક્ત વ્યાપારનો હિમાયતી, અનાજ-કાનૂન વિરોધી લીગના સંસ્થાપકોમાંનો એક, સાતમા દાયકાના અંતથી ઉદારમતવાદી પાર્ટીનો આગેવાન, કેટલીય ઉદારમતવાદી સરકારોમાં પ્રધાન.—૮૭

**બ્રાક્કે, વિલ્હેલ્મ** (Bracke, Wilhelm) (૧૮૪૨-૧૮૮૦)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના (આઇઝેનાખપંથી) સંસ્થાપકો (૧૮૬૯) અને આગેવાનોમાંનો એક. તે માર્ક્સ અને એંગેલ્સનો

ય



ર







લ

શ



સ







હ

**હાસેનક્લેવેર, વિલ્હેલ્મ** (Hassenclever, Wilhelm) (૧૮૩૭-૧૮૮૯) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, લાસાલપંથી, સામાન્ય જર્મન કામદાર મંડળનો પ્રમુખ (૧૮૭૧-૭૫). — ૨૧૭, ૨૨૩

**હાસેલમાન, વિલ્હેલ્મ** (Hasselman, Wilhelm) (જન્મ ૧૮૪૪) — લાસાલપંથી સામાન્ય જર્મન કામદાર મંડળના એક આગેવાન, «*Neue Social-Demokrat*» અખબારનો તંત્રી (૧૮૭૧-૭૫), ૧૮૭૫થી ૧૮૮૦ સુધી જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય, ૧૮૮૦માં પાર્ટીમાંથી અરાજકતાવાદી તરીકે હકાલપટ્ટી. — ૨૦૪, ૨૧૭, ૨૨૩

**હેક્કેરેન, જૉર્જ શાર્લ દાન્તેસ** (Heeckeren, d'Anthès Georges Charles) (૧૮૧૨-૧૮૯૫) — ફ્રેંચ રાજકારણી, આલેક્સાન્દર પૂશ્કિનનો ખૂની, ૧૮૪૮થી બોનાપાર્તપંથી, ૧૮૭૧ના માર્ચની ૨૨મી તારીખે પૅરિસમાં પ્રતિક્રાંતિકારી કદમના સંગઠકોમાંનો એક. — ૧૪૭

**હેગેલ, ગેઓર્ગ ફ્રેડરિક વિલ્હેલ્મ** (Hegel, Georg, Friedrich Wilhelm) (૧૭૭૦-૧૮૩૧) — જર્મન ક્લાસિકલ ફિલસૂફીનો મહાન પ્રતિનિધિ, આદર્શવાદી ફિલસૂફ. — ૮, ૧૦, ૯૭, ૨૩૨

**હેર્વે, એદુઆર્દ** (Hervé, Edouard) (૧૮૩૫-૧૮૯૯) — ફ્રેંચ પત્રકાર, «*Journal de Paris*» સામયિકના સંસ્થાપકોમાંનો એક અને મુખ્ય તંત્રી, મૂડીવાદી ઉદારમતવાદી, બીજા સામ્રાજ્યના પતન પછી ઓર્લિયનપંથી. — ૧૭૬

**હેર્શેલ, વિલિયમ** (Herschel William) (૧૭૩૮-૧૮૨૨) — અંગ્રેજ ખગોળવિજ્ઞાની. — ૨૩૪

**હહેલ્સ, જૉન** (Hales, John) (જન્મ ૧૮૩૯) — બ્રિટિશ ટ્રેડ યુનિયન આગેવાન, ઇન્ટરનેશનલની સામાન્ય પરિષદનો સભ્ય (૧૮૬૬-૭૨) અને મંત્રી, સુધારા સંઘનો તેમ જ જમીન અને શ્રમ સંઘનો સભ્ય, તેણે ૧૮૭૨ના આરંભમાં બ્રિટિશ સમવાયી પરિષદની સુધારાવાદી પાંખની આગેવાની શરૂ કરી હતી, ઇંગ્લૅંડમાં ઇન્ટરનેશનલનાં સંગઠનોની આગેવાની પોતાને હસ્તક કરી લેવાના આશયે માર્ક્સ અને તેમના સમર્થકોની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો હતો. — ૧૮૭

**હોબ્ઝ, થોમસ** (Hobbes, Thomas) (૧૫૮૮-૧૬૭૯) — અંગ્રેજ ફિલસૂફ, મિકેનિકલ ભૌતિકવાદનો પ્રતિનિધિ. — ૪૪

**હોરેશિઓ** (Quintus Horatius Flaccus) (ઈસુ ખ્રિસ્ત પહેલાં ૬૫-૮) — પ્રખ્યાત રોમન કવિ. — ૭૩

**હોહેનઝોલ્લેર્નો** (Hohenzollern) — પ્રશિયા અને બ્રાન્ડેનબર્ગમાં (૧૪૧૫થી ૧૯૧૮) અને જર્મન સામ્રાજ્યમાં (૧૮૭૧થી ૧૯૧૮) રાજ કરનારો રાજવંશ. ૧૧૮, ૧૬૪

## સાહિત્યિક અને પૌરાણિક નામો

**આરિયાદના** (Ariadne) — ક્રેટના રાજા મીનોસની પુત્રી. થેસિયસે જબ્બર મોટા રાક્ષસ મીનોતાઉરને ભોંયરાની ભૂલભુલામણીમાં મારી નાખ્યો ત્યાર પછી તેને ભોંયરામાંથી બહાર નીકળવામાં આરિયાદનેએ મદદ કરી હતી. — ૨૩૭

**ખ્રિસ્ત (ઈસુ ખ્રિસ્ત)** (Jesus Christ) — પુરાણકથા મુજબ ખ્રિસ્તી ધર્મનો સંસ્થાપક. — ૧૬૮, ૧૭૯

**ડેમોક્લીસ** (Damocles) દંતકથા મુજબ, સાઇરેકુસિયન જુલમગાર ડિયોનિસિયસનો (ઈસુ પૂર્વે ચોથી સદી) દરબારી. તેને ડિયોનિસિયસે ભોજન સમારંભમાં બોલાવ્યો, પોતાના સિંહાસન પર બેસાડયો, અને ઉપર ઘોડાના એક વાળ વડે બાંધેલી ઉઘાડી તલવાર લાકાવી રાખી, જેથી ડિયોનિસિયસની અદેખાઈ કરતા ડેમોક્લીસને ખબર કે માનવીનું સુખ કેટલું બિનસલામત હોય છે. "ડેમોક્લીસની તલવાર" ઉક્તિ એ કિસ્સાના આધારે પ્રચલિત થઈ છે અને તેમાં નિરંતર, તાત્કાલિક, તથા ગંભીર જોખમનો અર્થ છે. — ૧૦૧

**જૉબ** (બાઇબલ) (Job) — લાંબો સમય દુખથી પીડાતો રહેલો ગરીબ આદમી. ઈશ્વરે તેને ધીરજ અને સહનશીલતાનો સરસ બદલો વાળી આપ્યો હતો. — ૧૩૮

**જોશુઆ** યેહોશુઆ બેન નુન (બાઇબલ) (Joshua) — પવિત્ર તુરાઈઓના અવાજથી અને યોદ્ધાઓના રણનાદથી જેરિકોની દીવાલોને પાડી નાખનાર બહાદુર નાયક. — ૧૪૭

**પીસ્તોલ** (Pistol)—શેક્સપિયરની «*Henry IV*», «*Henry V*», અને «*Merry Wives of Windzor*» કૃતિઓનું પાત્ર, ધુતારો, બાયલો, અને ડંફાસિયો. — ૧૮૪

**પુર્સોન્યાક** (Pourceaugnac) — મોલિયેરની 'મેસ્યે દે પુર્સોન્યાક' હાસ્યકૃતિનું મુખ્ય પાત્ર, બેનૂર અને અબુધ પ્રાંતીય ઉમરાવ. — ૧૪૦

**પેર્સિયસ** (Perseus) (ગ્રીક પુરાણકથા) — ઝિયુસ અને દાનાઓનો પુત્ર, તેણે ઘણાં પરાક્રમો કર્યાં હતાં, મેદુસા રાક્ષસનું માથું વાઢી નાખ્યું હતું. — ૭૪

**ફાલસ્ટાફ** (Falstaff) — શેક્સપિયરની «*Merry Wives of Windzor*» અને «*Henry IV*» કૃતિઓનું પાત્ર, કાયર, રંગલો દારૂડિયો. — ૧૩૩

**મેગાએરા** (Megaera) વેરની ત્રણ દેવીઓમાંની એક, કોપ અને ઈર્ષાનું મૂર્ત રૂપ, તેના નામનો આલંકારિક ઉપયોગ ઝેરીલી વઢકણી નારના નિર્દેશ માટે કરવામાં આવે છે. — ૧૭૭

**મેદ્યુસા** (Medusa) (ગ્રીક પુરાણકથા) — એક રાક્ષસ, તે પોતાની તરફ જોનારને પથ્થરમાં પલટાવી નાખવાની ચમત્કારી શક્તિ ધરાવતો હતો. — ૭૩

**શાયલોક** (Shylock) — શેક્સપિયરની «*Merchant of Venice*» હાસ્યકૃતિનું પાત્ર, લોભી વ્યાજખોર, તેણે કરજની શરત મુજબ દેણદારની કાયામાંથી એક રતલ માંસ વસૂલ કરવાની કોશિશ કરી હતી. — ૧૪૦, ૨૨૩

**હેરાક્લીસ** (હર્ક્યુલીસ) (Heracles) — (ગ્રીક પુરાણકથા) — મર્દાનગીભરી તાકાત અને અતિમાનુષી પરાક્રમો બદલ જાણીતો લોકપ્રિય નાયક. — ૧૨૮